# નવરંગ

પુસ્તક ૫ મું. એપ્રીલ. ૧૯૨૦. અંક ૮ મો.

| ડયુક એટલે શું? | ડયુકનો સોડા—એ ફીટ ફોર જેન્ટલમેન!<br>ડયુકનો લેમન—ફીટ ફોર લેડીઝ!<br>ડયુકનો જીંજર—એ ફીટ ફોર ફેમીલીઝ!<br>ડયુકનો ગીન-સી-અપ—એ ફીટ ફોર સોલ્જર્સ!<br>ડયુકનો રાસબેરી—એ ફીટ ફોર ડયુક્સ!<br>ડયુકનો લેમન સ્ક્વાશ—એ ફીટ ફોર પ્રીન્સીઝ!<br>ડયુકનો પરફેક્ટો—એ ફીટ ફોર કીંગ્ઝ! | હૉલ માર્ક ઑફ ડ્યૂક સન્સ. |
|---|---|---|

હાયર પ્રીમીયમ એ કંઈ બાના કોતરી કુ નથી
૩૦ વર્ષના પાકટ અનુભવનું એ પરીણામ છે

## ડયુક એન્ડ સન્સ.

નં. ૩૧—૩૩, બ્રીટીશ હૉટલ લેન,
એપોલો સ્ટ્રીટ,
કોટ મુંબઈ.

બાનુઓને ખરનું.

નેશીશ, ઇનસરસન, રીબન્સ, ત્રીમીંગ્સ, ભરત કામના ઉંચા નમુનાઓ,
સાડીની કોરો કોશ્રેગ કેનવાસ, ઇત્યાદી અમારી દુકાને એક ફેરો
મારી જોઈ જશોજી. બધુ એ-૧ન છે.

આદમજી નુરભાઇની કું.

૩૪૬, ઉનવાલા બિલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ.

રેશમોના રાજા

ભરત કામ માટે રેજીસ્ટર
નં. ૧૦૩૯
રેશમ સર્વોતમ છે.

ગુલેનુર

---

ફેશનેબલ બાનુઓ ડાજે ફાકડુ પ્રદરશન

ફાઇન આર્ટ નીડલવર્ક ડીપાર્ટમેન્ટ

અવજેવી મુબઇ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને
ભારતની અનેક રાણીઓમાં બેહદ ગવાયલુ ખાતુ

ઝીક કસબ, રેશમ, સીકવન્સ, જાલી તથા આરીના કામમાં બીનહરીફ છે.

અમારા ખાતામાથી ભરાયલા સાડીઓ, અને બ્લાઉઝોનુ ઉમદા કામ, તેની
મનખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે
બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની કોશીશ કરે
છે એજ હમારા ઉતમ કામની સાબેતી છે. અમારા ભાવો અમારી
નાદર કારીગીરી તરફ જોતા ડીકાયત છે અમારા ખાતામા થયલુ
ભરત કામ નીચલા ઠેકાણા સીવાય બીજા કોઇની
દુકાને મલશે નહીં

ધનબાઈ ફરદુનજી બનાજી,

નાં. ૫, આલનામોંટ રોડ, ખભાલા હીલ, મુંબઇ

ન ના ૪૩૧૪.

# ડા૦ વામન ગોપાળનું

## ❧ આયોડાઇઝડ ❧

# સાર્સાપરિલા.

આ સારસાપરિલા આજ સાઠવષથી પ્રખ્યાત છે અને લાખો દરદી
ઓએ એનો ઉપયોગ કરી પોતાના નીરાશા દૂર કરી છે.

લોહી એ મનુષ્ય જીવન છે..
તે બગડયું હોય તો અને
રોગ ઉત્પન થાય છે માટે તે
સુધારવા દરેક માણસને કાળજી લેવી
જોઇએ, તેને માટે આ સાર્સાપરિલા
વીના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી.
વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને
તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડીપર
કાળા ડાઘા પડવા, આંગનું સુજી આવવું, શરીરમાં બળતરા
થવી, શરીર ઉપર દેવી મળખા ફોલ્લા થઈ આવવા વીગેરે
વીકારો ઉપર આ દવા અકસીર થઈ ચુકી છે.
શીશી ૧નો રૂ. ૧॥ ચાર શીશી પીવાથી સારો ગુણ આવેછે પો. જુદું.
ચાર શીશી એકદમ મંગાવનારને ખર્ચ સહિત રૂ. ૪-૧૩-૦ પડશે.

અમદાવાદ એજન્ટ—ગોકળદાસ મોતીચંદ
પાસેથી મળશે અમદાવાદ
પાંચોની પોળ.

સુરત એજન્ટ–મા૦ પ્રભુદાસ પાનાચંદ
સરૈયા ઠે૦-બુરાનપુર ભાગળ

**ડો. ગૌતમરાવ કેશવ એંડ સન. ઠાકુરદ્વાર-મુંબઈ.**

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.
ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.
વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩॥ છુટક નકલ આના ૮.
,, ,, પ્રદેશમાં રૂ. ૪
પાંચમાં સાલના ગ્રાહકોને મી૦ બ. ન. કાબરાજીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૫ મું. એપ્રીલ, ૧૯૨૦ અંક ૮ મો.

### અનુક્રમણિકા.

બાટલીવાળાનો અમલ ક્વીનાઇન ટેબ્લેટ ૧ ગ્રેન; દરેક બાટલીમા નંગ ૧૦૦.
બાટલીવાળાની અમલ ક્વીનાઇન ટેબ્લેટ ૨ ગ્રેન, દરેક બાટલીમાં નંગ ૧૦૦.
બાટલીવાળાનુ ગેમ્યુગીક્ષ્ચર મેલેરીઆ તાવ, ઇનફ્લુએન્ઝા વગેરે માટે દવા.
બાટલીવાળાની ટૉનીક પીલ્સ ફીક્કા માણસો અને મજાતતુની નબળાઇ માટે ગોળી
બાટલીવાળાનો તુથ પાઉડર, દાતના રક્ષણનું મંજન.
બાટલીવાળાનો રીંગવમ ઑઇન્ટમેન્ટ, દાદર, ધોળી ઈચ વગેરે માટે મલમ.

સઘળા દવા વેચનારાઓ પાસેથી મળશે અથવા લખો.

ડા. એચ. એલ બાટલીવાળા સન્સ એન્ડ કું૦ લીમીટેડ.

ન નં. ૮૭ વરલી મુંબઈ નં. ૧૮.
તારનું સરનામું ડાક્ટર બાટલીવાળા દાદર.

Dr. H. L. Batliwalla Sons & Co., Ltd.

No 87, WORLI, 18 BOMBAY.
Telegraphic Address: "DOCTOR BATLIWALLA, DADAR."

---

ગ્રાંટરોડ વેરથી તમારે મારકીટ વેર ધકેલા ખાતા જવાની કંઈજ જરૂર નથી.

જામ, જેલી, બીસ્કીટ, સારડીન, કોકો, ચૉકલેટ, ઇ. વેલતી ખોરાકી; સેન્ટ, લવન્ડર, કોલોનવૉટર, સાબુ, તેલ, હેરઓઇલ, જાતજાતના મેકરોના; જેપાનીઝ અને ચાઇનીઝ કટલરી, તથા ભેટ સોગાટને લાયકની હમા ચીઝો; પેટન્ટ મેડસીનો, અને પરફ્યુમરી, મારકીટ ભાવે અમો વેચ્યે છીએ.

# ફીરોજશા નશવાનજીની કું.

શેઠના ચૉલ, ગ્રાંટરોડ, મુંબઈ.
માલેકઃ—પીરોશા શાપુરજી ભેસાનીયા.

---

## જે. ખરશેદજીની કું૦

(આ કંપની વીસ વરસનાં જુનાં અનુભવીની જાતી દેખરેખ હેઠલ ચાલે છે.)
હમારે ત્યથી તરકારીની કન્ના, ઘી. ખાંડ, મેવો, દરેલો મસાલો ચાહ, કોફી, સુખડ, લોબાન, અગર, બચ્ચાના રમકડાં, નવા વરસનાં ત્યા ગદદે કાર્ડો, ભેટ આપવા લાયક ચીજો, ત્યા દરેક જાતનો વિલાયતી માલ. પેટન્ટ દવાઓ, વિગેરે. કીફાયત ભાવે મલશે.

તાપ્પા બીલ્ડીંગ, રેલ્વે હોટલની સામે, ચર્નીરોડ જંક્શન મુંબઇ.

નવરંગ.

પુસ્તક ૫ મું. એપ્રીલ ૧૯૨૦. અંક ૮ મો.

# મદિરાની મોહકાણ!

(યુરોપ્યન સંસારની એક મોટી વાર્તા.)

૧૨.

વિકટર મેળવિલ અને લુઇઝનાં લગ્નને ચાર વરસો વિતી ગયાં, કે જે અરસામાં તે સુખી જોડાંને ત્યાં બે સંતાનો-એક પુત્ર અને પુત્રી-ની પ્રાપ્તી થઇ હતી. તે બે વાહલાંઓ કે જેઓએ પોતાનાં પરણવાનાં દીવસની એક પખવાડીયું અગાઉ જે અસહ્ય જાલેમ દુઃખ વેઠીયું હતું તેનો પુરેપુરો બદલો વાળી આપતું સંપુર્ણ સ્વર્ગીય સુખ તેઓએ એ ચાર વરસના કાળ દરમીઆન અનુભવ્યું. વિકટરને હવે તેનાં લખાણો પ્રગટ કરવા માટે પ્રગટકર્તાઓ પણ ઝટ મળ્યા. કેમકે તે કોઇ હવે એકાદ મોહતાજેમંદ અને ખુશામતખોર લખનાર ન હોતો રહયો; અને દુન્યા પણ તે તવંગર કલમકશના લેખો વાંચવા માટે અતી ઉલટમંદ અને જીજ્ઞાસુ બની હતી. તે વખતનાં સર્વથી અગ્રગણ્ય સાક્ષરો તેનો સહવાસ અને સોબત શોધતા, જ્ઞાન પ્રસારક મંડળીઓ અને વીજ્ઞાનને લગતી સંસ્થાઓનો તે સભાસદ બન્યો; અને સાહીત્ય સંબંધી બરપા થતું કોઈ પણ નવું મંડળ તેની ધ્યાન ખેંચનારી હાજરી વિના લુખ્ખું સર્વને લાગ્યું.

મેળવિલે, અમોએ ગતાંકના આ કથાના છેલ્લા સફામાં લખ્યું છે તેમ, લંડનનાં વેસ્ટ એન્ડના ફેશનેબલ લત્તા ઉપર એક ઘર ભાડે લીધું હતું; અને પૈસો જે સગવડ અને આરામ મેળવી શકે તે દરેક સગવડ અને આરામમાં તેઓ રહેવા લાગ્યાં; અને તેની (પૈસાની) એજગેબી ચાહલેસથી વિકટર વિષેની નામોશી પણ ભૂલાઇને ભૂતકાળમાં વિસરાઈ ગઇ. તવંગરો અને મોટાં મોટીઆરાંઓ તેની સાથ મિત્રતા બાંધવા તલપી રહ્યાં અને તેના તરફથી આપવામાં આવતી ભપકાદાર અને ધામધુમી ટીપાર્ટી અને મેજબાનીઓમાં પોતાને નિમંત્રણ મળે એ જોવા તલપી રહ્યાં.

તે ખરચાલુ બની ગયો હતો, સોસાયટીની દેખાદેખીની મોહીનીમાં તણાઇ તે અતી લખલુટ ખરચ માંડી બેઠો હતો, કે જે માટે તેની જુવાન રૂપસુંદર મોહરદાર અવારનવાર વાંધો પણ લેતી હતી. પણ તે તેને ગણકારતો ન હતો. તે તેણીને એમ કહી ચુપ કરતો હતો કે તે હવે ચાહે એટલો પૈસો પોતાની કલમનાં જોરે

પેદા કરી શકશે, અને વારંવાર તે મોટી રકમો ઘરમાં લાવતો હતો, કે જે તેની કલમનું પરીણામ માત્ર હોવું જોઈએ એમ માની તેની મીઠી પરણેતર મનથી દીલાસો ને સંતોષ લેતી હતી. ને એક ઘણી નરમ દીલની, ભોળી ભારજા હતી અને તેથી જો કે તમામ દોલતની ખરી હકદાર તો તેણી એખલી હતી છતાં તે ઉપરનો સર્વ અખત્યાર તેણીએ પોતાના પતિના પ્યારા હસ્તમા સોંપી આપ્યો હતો જ્યાં સુધી તે તેણી તરફ વાહલથી વરતતો હતો અને જ્યા સુધી તેનાં પ્રીય બચ્ચાઓના સહવાસની અનુપમ મજાહ તેને મળતી રેહતી હતી ત્યાં સુધી મધુરી લુઇઝ કોઇ પણ પ્રકારના અણગમતા કે કઢંગા ખ્યાલો પોતાનાં દેમાગમાં લાવતીજ ન હતી તે જુવાન માવિતરે પોતાનું તમામ સુખ તે નાહના ઘરખટલામાં ભરી મેળ્યુ હતું; અને વારંવાર બહુ મોડી રાત સુધી વિકટર ગેરહાજર રેહતો ત્યારે તેણી ફરીઆદનો એક હુંકારો પણ પોતાનાં મુખ માહેથી કાઢતી ન હતી, કેમકે વિકટર બાહાણુ તરીકે પોતાની આદિત્યની રોકાણ દરશાવતો હતો.

તેઓના શાદીથી એક થવા બાદના ઉપલા સમય સુધી વિકટરે કોઇ પણ જાતના મદિરાને હાથ વટીક અડાડયો ન હતો. શરાબની સત્યાનાશી ભરી સંગતમાં પોતાને ફાસીને લાકડે ચઢી જવા જેટલા જોખમમા મૂકયો હતો એ ખ્યાલથી તે દરૂજતો હતો. તે બધી માહ જફાઓ મીનાહારીપણાને ત્યાગવાથી તેને ભોગવવી પડી હતી એ તે કમકમાતની દરૂજરી સાથેજ યાદ કરી શકતો. અને તે બધો વખત દરમીઆન તે આનંદી અને સુખી હતો. તે પ્રભાતમાં વહેલો ઉઠતો અને પોતાનો લેખણ વ્યવસાય ઉમગ અને આનદથી શુરૂ કરતો; અને તે જે લખતો તે બધુ જોરાવર ઉમદા વિચારોનુ તેની શૈલીમાં ઉત્તમ અને અસરમાં બોધક અને ચાનૂકમય હતું, કે જેથીજ તેના લખાણો એટલાં બધાં લોક આંદરને પ્રાપ્ત થયા હતાં. પણ જેમ જેમ તેને બીજા સાહિત્ય સેવકો સાથ પીછાણ પડતી ગઈ, તે તેઓની કલબો અને મેલાવડાઓમા જતો આવતો થયો કે તેને પૂન જરા જરા મદિરા-પાન કરવાની લાલચ થઇ-કહો કે તેને તેમ કરવા તેનાં મિત્રોએ શરમાવ્યો વા લલચાવ્યો અને તે સતોષ લેતો-અલબતાં સતોષ તો માત્ર તેનો ધખારોજ હતો-કે હદ બાહર દારૂ પીવાના ગેરફાયદાઓનો તેને કડવો અનુભવ મળેલો હોવાથી તે હવે પોતા ઉપર કાબુ રાખી શકશે. પરંતુ જરા જરા કરતાં મદિરાનો વધુ અને વધુ જથ્થો પોતાનાં ઉદરમાં સહજ સમયમા તે હોમાવવા લાગ્યો; અને અવારનવાર-ઘણે લાંબે વખતે-પોતાના મિત્રો સાથે તે એટલો તો લીંગેલ થઈ જતો કે તેની અસર બીજી સહવારે તેને મગજની અને શારીરીક વેદનાઓમાં જણાતી. ભવિષ્ય માટેનો ભય તેવે વખતે તેના આતમાંને ડખતો હતો અને તે નીચે મુજબનો ખ્યાલ લાવી પોતાના મનને સમજાવતો કે "હુ ફરીથી છાકટો બનશ એ માનવુંજ મીર્ફ હેમાકાત છે. જરાક ઓછો વધતો લેતાં માહરે અટકવુ ન જોઇએ પણ હવે પછી મને ખપે તે કરતાં જરા પણ જાસ્તી ન લેવાની હુ કાળજી કરશ. હું મુવીજ છુટો. જો એ કમબખ્ત ટેવને વશ ન કરી શકયો કે કાબુમાં ન રાખી શકયો તો પણ ત્યારે એક માણસે પોતાનાં મિત્રોની નજરમાં હલકા પડવું ન જોઈએ, બીજાઓ

જેમ કરે, તેમ તેણે અવશ્ય કરવું જોઇએ. માહરે જે કરવું ને સંભાળવાનું છે તે માત્ર સાવધાન રહેવાનું છે."

અને એ રીતે પોતાની મશ્કરી ન થાય એવા ખ્યાલથી ડરથી તે પોતાનાં મિત્રોનાં દુષ્ટ-દાખલાનું અનુકરણ કરવા લાગ્યો અને બીજાઓ જેમ કરે તેમ કરો કે જેથી પોતાની હસી મશકરી ન થાએ, મેળવિલે મીતાહીરપણાંને ફરી તીલાંજલી દીધી; અને ખાણા પછી જેમ સોસાયટી અને માતબર વરગમાં રીવાજ છે તેમ દારૂ પીવવા માંડયો. અમો ફરીથી કહીશું કે તે કાંઈ ચાલુ દમ બાંધીને શરાબ ગટ ગટાવતો ને હતો; પણ દીન પ્રતીદીન તે વધારે પ્રમાણમાં પીવા લાગ્યો અને વખત જવે તે ઓંજે ભાગે ઉપરા સાપરી લીંગેલજ રહેતો. તે પોતામાં થતો એ ધીમો ફેરફાર જોઇ શકયો નહિ અથવા જો તેણે જોયો હોય તો તેનાં પરીણામની ભયંકરતાને પોતાનાં ખ્યાલથી દુર રાખવા વાસ્તે તે ઉપર જણાવી ચુકેલી એકાદી મુરખ દલીલનો આશરો શોધતો.

સામતી રીને લેતાં તેઓનાં પરણ્યા સંસારનાં પેહલ્લાં ચાર વરસો કોઇ પણ ભાંતીની અડચણ કે દુઃખ વિનાનાં ગયાં, કે જેને આપણે સુખનાં મધુરાં નામથી ઓળખ્યે છીએ. લુઇઝ એ સમય દરમીઆન એક જવાન શરમાળ બાળામાંથી ફેર વાઇને એક પુખ્ત અને અતી લાવણ્યમય સ્ત્રી બની હતી—એક એવી ખરી મમતાળુ માહર કે જે પોતાની માતૃભાવની લાગણીને પોતાનું આ વિશ્વે માંહેલું એક મોટું આલંબન સમજી, બચ્ચાંને અસાધારણ લાડઘેલાં કે વિખડેલ કર્યા વિના ચાહતાં ને ઉધારતાં શીખવે છે. તેણીનાં બચ્ચાંઓ ખુબસુરતીમાં અને મન તેમજ તનના ઉદરભાવમાં તેણીની કાળજીનાં પ્રતાપે ઘણાં સારાં નિવડયાં અને તેણીનાં પતિની સાહિત્ય સંબંધી વધતી જતી વિખ્યાતી તેણીનાં જીગરમાં મગરૂરીની એક વાંજબી જડ ઘાલી બેઠી.

ચાર વરસ એમ ગબડી ગયાં, અને મેળવિલને એકાએક ભાન થઈ આવ્યું કે તે આવક કરતાં બમણો ખરચ કરતો હતો; અને જો એ મુજબજ જાહોજલાલી ને દોરદમામથી તે વધુ વખત ખરચ ચાલુ રાખશે તો થોડા વખતમાં લુઇઝની તમામ દોલત સફાચત થઈ જશે. એક દીવસે સાંજે પોતાનું કામ પુરૂં કર્યા પછી તે આરામ લેતો બેઠો હતો તેટલાં તેને એ ખ્યાલ આવ્યો. તે એક નવી વારતા લખતો હતો તેટલાં પોતાનો હીસાબ જોવાની તેને એકદમ જીજ્ઞાસા થઇ આવી. પરીણામ અમોએ ઉપર કહ્યું તે આવ્યું અને તે હવે પ્રશ્ચાતાપ કરવા પડયો. તે હીસાબ બધો નોંધતો હતો અને તે ઉપર પોતાની દધાએલી ચશમો ફેરવતાં જોયુ કે દારૂવાળાનું નામ અંદર ઘણી વેળા નોંધાયું હતું. તેને ચાલતા વરસમાં દારૂવાળા ને ભરેલી રકમો ગણવાનું વાહરૂં આવ્યું અને તે એટલી તો મોટી પુરવાર થઇ કે અજાયબીનો માર્યો તે પોતાની ખુરશીમાંથી ચમકી ઉઠયો. માંસ, ઈંડાં, પાંઉ આદી ખાદ્યની અને રોજનાં ખપતની ચીજો કરતાં પણ તેબહુ વધારે નિહાળી તેને લાગ્યું કે તેનાં ફેશનેબલ ઘર ખટલાનાં બાબમાં તે ખોટું હતું. અને પછી—ઓ, અજાયબી !—તે ખ્યાલથી પોતાને ઉપજેલી દીલગીરી છુપાવવા તેણે તે દુષ્ટ દારૂનોજ આશરો

શોધ્યો, કે જેના ગંજાવર ખરચ મોટે તે હમણાંજ હેબતી ગયો હતો. હા, પોતાનાં રૂમમાં એખલો પડેલો તે પાછો-મદિરાપાનમાં આશ્વાસન સમજવા લાગ્યો, કે જ્યારે તેની મોહરદાર અને ભુળકાંઓ બાજુનાંજ રૂમમાં મોજુદ હતાં, કે જેઓનાં અખંડ પ્યારમાં દારૂ કરતાં વધારે સાચ્ચો આનંદ તે મેલવી શકત.

ઓચીંતુ તે રૂમનું બારણું ઉઘડયું, અને એક નોકરે મી૦ ટેરીવિસ્ટનું નામ પોકાર્યું. મેળવિલ કે જેનાં ગાલો ઉપર મદિરાની મોહકાશે લાલી ચઢી હતી તે પોતાનાં જુના મીત્રને આવકાર દેવા ઉઠી ઉભો થયો અને તેની સાથે હસ્તધુનન કરી તેને બેસાડયો. તેણે, ત્યાર કેડે, નોકરને વાઇનની એક નવી બાટલી લાવવાનો હુકમ કર્યો અને તે હુકમની બજાવણી થવા બાદ મી૦ ટેરીવિસ્ટે પોતાની હમેશની ગંભીર દબદબા ભરેલી અદાએ પોતાનાં આવવાની મકસદ જાહેર કરી

"મ્હારા વાહલા મિત્ર, આજે તમારી પાસે એક ઘણી અગત્યની, એક નોંધી લેવા જોગ, એક ધ્યાન ધરવા લાયક માંગણી કરવા પધાર્યો છું. એક માંગણી કે જે માટે મને વિશ્વાસ છે કે જે તમે કદી નાકબુલ કરી શકશોજ નહિ."

મેળવિલે વાઈન સીપ કર્યા કર્યું. તે સુંદર (?) અલંકારનો છેડો કઇ ટોંચે ચઢી આવશે તેની તે રાહ જોવા લાગ્યો.

"માહરી દીકરી-માહરી વાહલી દીકરી એલીઝાબેથ, મી૦ મેળવિલ," તે ડોસાએ જારી રાખ્યું, "આવતી કાલે પરણનાર છે. આવતા દીવસ ાં સુર્યાસ્ત પેહલ્લાં તે ટેરીવિસ્ટનુ નામ છોડી એક બીજું તેટલુંજ માનવંત પણ તેટલું મીઠું તો નહિજ-ચીઝલહર્સ્ટ-ધારણ કરનાર છે અને માહરી મોતેબર—મ્હારી સર્વથી શ્રેષ્ટ આશા ને ઉમંગભરી ઉમીદ એ છે કે તમો મેહેરબાન અમારે ત્યાંનાં એ ખુશાલખતીભર્યા પ્રસગના નાસ્તા ઉપર—જે ખાસ મીસીસ ટેરીવિસ્ટ એ મુબારક દીગામને જેબ દેતો જાતે બનાવનાર છે-હાજર થઇ મને ખુશનુદ કરશોજી"

મેળવિલે તે માંગણી તુરતા તુરત કબુલ રાખી અને મી૦ ટેરીવિસ્ટે બીજું કાંઇ દાસ્તાન ચલાવ્યા અગાઉ બે વાઇન, ગલાસો પોતાના ગટર જેવાં ગળાંમાં હોમાવી દીધાં.

"તમારી પુત્રીના લગ્ન માટે હું તમને મુબારકબાદી આપું છું," મેળવિલે કહયું,

"ઓહ, ખચ્ચીતજ, મને મુબારકબાદી ઘટે છે," મી૦ ટેરીવિસ્ટે કહયું, "એ માહરો જમાઈ મી૦ચીઝલહર્સ્ટ એક ખજાનો છે-એક મસ મોટો ખજાનો, કે જે તમામ ખરૂ છે એમ હુ ખાત્રી આપું છુ. ટુંકમાં કહું તો, ડીયર મી૦ મેળવિલ, માહરો દામાદ તમારી લાઇનનો માણુસ છે. એક નગીનો છે-એક નહિ જણાએલો મીલતન-એક ખાનગી બાયરન-એક સમારી સ્કોટ અને સગડી આગળનો સુર-જે-"

"એક ઘણો કાબેલ માણુસ હુ ધારૂં છુ," વિકટરે ટુંકુ કર્યું.

"બરાબર, મી૦ મેળવિલ, બીલકુલ બરાબર," તે ડોસાએ કહયું, "અને જો તમને એ મારા જમાઈની અજબ જેવી, બીનહરીફ ને ન કલ્પી શકાય એવી બોહળી શકતીની [illegible] ની હોય તો અત્રે મોજુદ છે. આ વાંચો."

એમ કહેતાં મી○ ટેરીવિસ્ટે પોતાનાં કોટનાં ખીસાંમાંથી એક કાગળ બેર કાઢ્યું અને વિક્ટરનાં હાથમાં મેલ્યું. તે તેણે નીચે મુજબ વાંચ્યું.

"મીસ એલીઝાબેથ ટેરીવિસ્ટને તેનાં પ્યારનાં પુંજારી તરફથી

નથી શકતો ભરી જ્યાર માણસ કરજ
પેનાહ ત્યારે નાદારી કોરટની લેછ;
ન ગુનેહગાર છતાં, એ બેટસી, સમજ,
કેદીની સ્થિતિએ બાપડો પોંહચેછ.

છે હાલ એજ માહરો ચઢયુંછ કરજ,
પ્યાર તાહરાનું અનહદ કેમ ચુકવશ તને;
છે માગનાર તું મોટી, એ દીલદાર સગજ,
કેમ ભરૂં તે ઝટ તું સમજાવ મને.

પ્રીયા તુંજ હૃદયનો કેદી છું હું,
જેમ કરોળીએ જાળે પંખી સપડાયછ;
હાય! નથી કાંઇ નાદારી કોર્ટ જવું,
જ્યાં પ્યાર માહરાબુલંદનો ફેસલો કંઈ થાય.

જેમ લાકડું થાએછ બળીને આખરે રાખ,
તેમ જીગર મુજ જળીને આબાદ થશે;
તેથી હું વિનવું છું બેટસી માહતાબ,
કે માગું આ દીલદારનું કબુલ કરશે.

ન લખીશ હવે વધુ કાંઈપણ ચતર,
છું માથાંથી પગ ટક તુંજ પ્યારમાં ગરક;
છુ પ્યાર તાહરો છેલ્લો ને પેહલ્લો સદર,
તુંજ સદાનો ચીઝલહર્સ્ટ કવિ મરદ."

"કેમ શું ધાર્યું, એ નાદર, નામીચી કવિતા વિષે?" મી○ ટેરીવિસ્ટે મેળવેલ તે વાંચી લઈ પાસ કરેલું કાગળ ગજવામાં મુકતાં કહ્યું.

"ઘણી મજાહની છે," વિક્ટરે પોતાનું હસવું બડી મુશીબતથી અટકાવી કહ્યું

"ત્યારે હાલ તુરત ગુડબાઇ!" તે ડોસાએ કહ્યું. "ત્યારે આવતી કાલે સ વારે અમો તમારી અને તમારાં ભલાં મોહરબાનની પનોતી આમદની રાહ જોઈશું એ વેળા તમોને એ માહરા નામચીન જમાઇ, હમણાંજ તમે વાંચેલી કરૂણારસી કવિતાના લેખક સાથ મેલાપ કરવાનું સદભાગ્ય પ્રાપ્ત થશે."

મી○ ટેરીવિસ્ટ સધાવ્યા; અને વિક્ટર પાછો એકલો પડયો. તે રૂમમાં મુ વામાં આવેલા ઘડીઆળમાં અગ્યારના ટકોરા થયા, અને વિક્ટર પોતાની ઘણીઆ આગળ જવા ઉઠયો. તેને લાગ્યું કે તેણે આજે જાસ્તી શરાબ ગટગટાવ્યો હતો જે બહુ ખોટું હતું. તે તેનો પલીદ દુશમન એક વેળા બન્યો હતો અને ફરીશ તે ન બને તેની તેને ખુબ કાળજી કરવાની હતી.

"એક ગૃહસ્થ તમને મળવા માંગે છે, સાહેબ," ફરી પાછો નોકર આવ્યો.

"તે કોણ છે?"

"કોઈ તવંગીન શખ્શ છે," ઉત્તર મળ્યો, "અને તે કહે છે કે નામ આપવાની કાંઇ જરૂર નથી."

"બોલાવ તેને."

તે નોકર ગયો અને થોડીક ક્ષણમાં તે કોઈ નવાબીન શખ્શ તે રૂમમાં દાખલ થયો અને મેળવિલ તેને લેવા બે ડગળાં આગળ વધ્યો, પણ તેની પર નજર પડતાંજ તેને પીછાણતાંજ ગભરાટ અને ધિક્કારથી પાછો હઠયો. તે કોઇજ નહિ, પણ તેનો પુરાણો આથી મી૦ ટાઇટસ ટીપ્સ હતો!

૧૩

મી૦ ટીબત્સ લગરીક ભપકાદાર વસ્ત્રોમાં સજ્જ થયલો હતો. તેનાં હાથમાં સોનાની મુઠની એક મોંઘા મુલ્યની લાકડી હતી. વિકટરની અજાયબીનો લાભ લઈ તે મસ્તીખોર અંદર આવ્યો અને મોટાં ઘેરીતાંબારીતાંપણાંથી પોતાની હેટ અને સ્ટીક નજદીકની એક ટીપોય ઉપર મૂકી અને વિકટર નજદીક આવી તેનો હાથ જબરદસ્તીથી પોતાના હાથમાં લઇ હસ્તધુનન કર્યું.

'હું તને જોઈને બહુજ ખુશી છું," તેણે કહયું; "તેં દુન્યામાં મોટો હોહોકાર મચાવી દીધો છે. અને એવા એક નાંમાંકિત ગ્રંથકર્તાની મિત્રતા ધરાવવા માટે માટે હું મગરૂર છું. મેળવિલ, માહરા વાહલા મિત્ર, તાહરી એ જાગરી ને દીવસાનુ દીવસ અતી ઝડપથી વધતી જતી નામના માટે હું તને ખરા અંતઃકરણથી અભીનંદન આપું છું."

તેનાં બોલવાની ધપછપ કાંઈ એવી તો હતી કે તે સમજી વિકટરનો ગુસ્સો અરધો અરધ મરી ગયો અને વળી તે શરાબનીજ ખુમારીમાં હોવાથી તે તેની સામેનો પોતાનો ગુસ્સો, કહેર બધુ વિસરી ગયો

'સકળ સૃષ્ટિની અંદર તેં મોટો હોહોકાર કરી મેળ્યો છે," ટાઇટસે જારી રાખ્યું. તે જાણતો હતો કે સર્વ મનુષ્યની નબળી બાજુ તેમની મગરૂરીમાં સમાઇ છે; અને ખુશામત ને વખાણનાં બે શબ્દો ગમે તેવા મોટા ગુસ્સા અને કહેર પર, પાણી ઉપર તેલ નાખવા જેવી અસર નિપજાવે છે. "મેં તાહરા બધા ગ્રંથો મોટી મોજ સાથ વાંચ્યા છે. માહરા કેટલાક મિત્રો તો કહે છે કે તું આધુનીક સર્વથી મોટો ગ્રંથકાર છે"

'આજની મુલાકાતનો સબબ શું છે?' વિકટરે પૂછયુ. તેણે એ પ્રશ્ન કરવાની જેમ તેમ હીંમત કરી હતી કેમકે તેનું દીલ તો તેની તારીફ સમજી અરધું મોમ બની ગયું હતું

"શું? તાહરા પુરાણા દોસ્તને તાહરે ત્યાં મળવા આવવાનો હકક કે અખ્ત્યાર નથી?"

"હું નહિ ધારતો કે હું તમને એક મિત્ર ગણી કે કહી શકું." વિકટરે સુણાવ્યું.

"હું તેમ નથી ધારતો. ડેમન અને પાઇથ્યસની મિત્રતા વિશ્વ વિખ્યાત છે. હું ડેમન છું અને તાહરે માહરી તરફ પાઇથ્યસ માફક વરતવું જોઇએ."

"ને તેં માહરી વિરૂદ્ધ સાક્ષી પુરી ડેમનનો ભાગ ઘણો અચુક ભજવ્યોછ. નહિ?" મેળવિલે ચેષ્ટા કર્યા.

"માહરા વાહલા મિત્ર, તે માહરૂં એક રાજદ્વારી પગલું હતું," ટાઇટસે થીંગડાં લગાવ્યાં, "તુંને જો ફાંસી દે તો સાથે માહરે કાંય લટકવું જોઇએ! હું તો તાહરૂં નિરદોષપણું પુરવાર કરવા માંગતો હતો, અને તેથીજ ખાસ મેં તેમ કર્યું. મને તું કહે તે ચીજના પવિત્ર કસમ છે. જો હું ખોટું કહેતો કે બોલતો હોઉ તો."

"વેલ, દુષ્ટાત્માઓમાં તું—" મેળવિલે તેને હડકાટી તેને પોતાને દરવાજામાંથી હાંકી કાઢવો જોઇએ એવા ખ્યાલથી કહ્યું.

"સબર, સબર, તું ઉશકેરા ના. તું જાણે છે કે એ કમબખ્ત ઉશ્કેરાટમાં એલેક્ઝાનડરે કલાઇટસને મારી નાખ્યો હતો. અને મને કલાઇટસ બનવાની હાલ ઇચ્છા નથી. હું કયારનો વાત કરૂં છુ. માહરૂં ગળું બધું સુકાઇ જાએ છે ને ટેબલ ઉપર સાફ ગલાસ બી નથી."

મેળવિલે ઘંટ વગાડ્યો, જવાબમાં એક નોકર હાજર થયો. "એક સાફ ગલાસ," ટાઇટસેજ હુકમ આપ્યો. "હવે મને નિરાંત વળી. હું માહરા પુરાણા મિત્રને મળવા અતી ઘણો તલખતો હતો. છેલ્લાં ચાર વરસો થયાં તુને ભેટવા માહરો જીવ બધો ભરાઇ રહ્યો હતો."

"તમે જાણોછ કે છેલ્લા આપણે કયાં છુટા પડયા હતા?" વિક્ટરે અધીરાઈથી અને કડવાસથી પુછયું, "આપણે ઓલ્ડ બેલીનાં દરવાજા ઉપર છેલ્લાં મળ્યા હતાં. તેં માહરી સાથ વાત કરવાની તજવીજ કરી હતી અને મેં તેની ગણનાં ન કરી—"

"એક પળનો ગુસ્સો ને ખોટો ખ્યાલ.' ટાઇટસે સમજાવ્યું. "લેઓ ગલાસ આવ્યું, પણ વાઇન કયાં છે?"

તે નોકરે પોતાનાં શેઠ તરફ જોયું. તે કાંઇ વિચારમાં નિમગ્ન હતો. ટાઇટસે પાછું કહ્યું અને વિકટર વિચારમાંથી ચમકી ઉઠયો. તે નોકર પોતાનાં શેઠનાં હોકમની રાહ જોવા લાગ્યો. વિકટર વિચારમાં મશગુલ થઇ ગયો હતો. તેને મસતકે મદિરાની નિશા એટલી ચઢી હતી કે તે કોઇની સોબત માટે ખુશી હતો—પછી તે સોબતી ગમે તે કાં નહિ હોય. અને તેને લાગ્યું કે બાટલી વગર સોબતી તો નકામોજ હોય. તેણે તેથી જોઇતો હુકમ આપ્યો; અને થોડીક પળમાં એક નવી બાટલી ટેબલ ઉપર આવી પડી.

"ઘણો મજાહનો વાઇન છે," મી૦ ટેરીવિક્ટે ટેસ્ટ કરી કહ્યું; "પણ હવે તો તું ઉંચામાંનો વાઇન પી શકે એટલો પૈસાપાત્ર છે; મેળવિલ, હવે તાહરી ચોપડી-

એની કીંમત તને મન માનતી મળતી હશે. કોઇ બી પ્રગટ કર્તા તાહરૂં પુસ્તક પ્રસીદ્ધ કરવા ના પાડતો ન હશે"

"માહરાં લખાણો છપાવવામાં હવે મને કાંઈ અડચણ પડતી નથી." મેળવિલે, નમ્ર અવાજે કહ્યું. તેનાં અવાજ માહેલી નમ્રતા, તેની થતી તારીફ અને નવા મદિરાને આભારી હતી.

"તું બડો નસીબદાર છે," ટીબત્સે કહ્યું. "લગભગ દરેક ગ્રંથકારો ગરીબ છે. જુના લખનારાઓ પણ મીસ્કીન હતા અને આધુનીક સાક્ષરો પણ તેજ અવસ્થામાં છે સીવાય કે થોડાક નસીબદારો કે જે માહેલો તું એક છે. પ્લેટો એટલો તો ગરીબ હતો કે તેને પોતાની માનીતી બિલાડીની આંખની રોશનીની મદદથી લેખો લખવા પડતા હતા, પણ સેનેકા જે ઘણો ધનવાન હતો તેણે દોલતની નાપાયદારી ઉપર તતગવીને વિષય લખ્યો છે. હા. માહરા વાહલા મેળવિલ, અખીલ અવની હાલ તાહરી ને તાહરી વારતા કરી રહી છે."

"હુ નહિ ધારતો કે હુ એટલો બધો પ્રજાપ્રીય હોઉ," વિકટરે પોતાનું ગલાસ ભરી બાટલી પાસ કરતા કહ્યું.

"પ્રજા પ્રીય?" ટાઇટસે જોયુ કે વિકટરનો ગુસ્સો હવે તમામ લોપ થઇ ગયો હતો. તેણે તેથી, આશ્ચર્યથી વધાયુ', "આજ કાલ લોક બીજા ગ્રંથકારોનાં ભાવ બી પુછતું નથી અને તાહરી પેલી છેલ્લી નવી વારતા—"

'હા તેનુ શુ?" વિકટરે પોતાની ખુરશી તેની વધુ નજદીક ખેંચી આતુરતાથી કહ્યુ

"જે દીવસે એ પ્રસીધ્ધ થઈ તે દીવસે સરકયુલેટીંગ લાઇબ્રેરીઓમાં એ પહેલી મેળવવા માટે લોકો એકમેક સાથ ઝીકઝીક ને બાઝમબાઝી કરતાં હતા. મેળવિલ, આજે તારી અપુર્વ ફતેહની સલામતી"

'થેંક યુ' મેળવિલે ગલાસ ઉપાડી કહ્યુ ,"હું પણ તને તેવુંજ નસીબ ઇચ્છુ છુ"

"આપણે છેલ્લા મળ્યા ત્યાર બાદ માહરી પર પણ નસીબ દેવી જરા રતી પ્રસન થઇ હતી," મી० ટીબત્સે જરા થોભીને ચલાવ્યુ, "માહરી એક બુઢ્ઢી કાકી ધરી ગઇ હુ તે બુઢ્ઢીને ઘણો ચાહતો હતો અને તેણી સીક હતી એમ સમજી તેનાં આગળ ગયો. ડોકટરે તેણીને જરા જરા લૉડનેમ આપવા કહયુ હતું અને તેના ડોઝો હુજ તેણીને આપતો હતો એક રાતે મને તેણીની હાલત ઘણી ખરાબ લાગ્યાથી મે જરાક જાસ્તી પ્રમાણમાં તે આપ્યું અને પરીણામમાં બુઢ્ઢી ખાપરી ગઇ. હુ જાણતો હતો કે રાંડીએ માહરા લાભમાં વસિયત નામુ કર્યું હતુ અને નિકળ્યુ બી તેમજ મેં તેજ સમયેથી કરકસર કરવાનો નિશ્ચય કર્યો અને શરૂઆત તરીકે માહરી કાકીને દફનાવવાનો ખર્ચ મે પોતે ન કરતાં ત્યાંના પાડોશી ઓનેજ માથે નાખી ત્યાથી તીરી આવ્યો." મી० ટીબત્સે પોતે કેમ જરા રતી દોઢડાંવાળો થયો હતો તે કહી સમજાવ્યુ; અને તેની અસર પોતાનાં મિત્રની

ઉપર શું થઈ હતી તે જાણવા પોતાની ચશમો તેનાં તરફ ઉંચકી. તે કેફીઅત સમજી વિકટરનાં ભવાં ઉપર ગુસ્સાનો જબરો ચીલ્લો ચઢયો હતો; અને રખે વાત બીગડી જાએ એ ફીકરથી ટાઇટસે વાતની વલાણ ફેરવી નાખી. "પણ જો હું તાહરા જેટલો હોશયાર હોતે તો ક્રોસસ જેવો કોટીપટી થતે. આજ કાલ તો બધા લખનારાઓ તાહરી અદેખાઈ કરે છે."

"હું મગરૂર તો તે માટે નથીજ." વિકટરનો ચીલ્લો ઉતરી ગયો અને તે હસીને બોલ્યો. "પણ તું વાઈન કેમ નથી લેતો?"

"હું તાહરે માટે ખોટી છુ." ટીબત્સે ઉત્તર દીધો.

"મેં તો માહરે ભાગનો પુરતો લીધો છે." મેળવિલે વધુ લેવાની લાલચને અટકાવવાની એક નબળી કોશેશ કરતાં કહ્યું.

"વેલ, ત્યારે હું એખલો પી શકતો નથી." ટાઇટસ બોલ્યો. "તાહરા પહુ રોણાઓની ખાતરદારી કરવામાં આખખા લંડન શેહરમાં તાહરો સરોબરીયો કોઈ નથી એમ બધી દુન્યા બોલે છે તે પરથી હું ધારતો'તો કે—"

"વેલ; તો ચાલ, હું લઉં છું," મેળવિલે કહ્યું. તેણે વિચાર્યું કે દુન્યાં દીગર બોલે તે ઠીક નહિ, જો કે દુન્યા કદી બી મી૦ ટીબત્સની ખાત્રી આપવા મુજબ બોલી હોય તે શકમંદ હતું.

"મેળવિલ, માહરા વાહલા મિત્ર, તુંને આવા મોટા વૈભવ ને સુખમાં માહાલતો જોઈને હું બહુજ ખુશી છું. હું તને જીંદગી પ્રયન્ત વાફલ અને વફાથી વળગી રહીશ."

મેળવિલનાં મદિરાથી મસ્ત થએલાં મસ્તક ઉપર તે બાંગડનાં બોલવાની અસર થઈ. તે બધું ખરીજ ધારણાથી બોલતો હતો એમ તેને મનથી માન્યું.

"ટીબત્સ, ત્હારો એ સદભાવ જોઇ નેહાયત ખુશી છું. તું માહરો એક વગર શકે જાની મિત્ર છે." મેળવિલે ટાઇટસનો હાથ લઈ જોરમાં જુસ્સાથી હીલવતાં કહ્યું.

"ખચ્ચીતજ, હું છું." ટાઇટસે કહ્યું. "પણ બાટલી ખાલી થઈ છે."

"ખાલી થઇ છે?" મેળવિલ બોલ્યો, "બીજી મંગાવ્યે. બોલ કયો વાંઈન મંગાવ્યે—પાર્ટ, શરી, કલૅરેટ, વરમાઉથ, શેમપેન? ફકટ નામ દે."

"શેમપેનની એક બાટલી મંગાવ."

વિકટરે ઘંટ વગાડી નોકરને બોલાવી જોઇતો હુકમ આપ્યો. તે નોકર કાંઇક અજબ થતો ગયો ને થોડા વારમાં બાટલી લઇ આવ્યો.

"ઘણોજ ઉત્તમ છે," ટાઇટસે શીપ કરતાં કહયું.

"ખચ્ચીતજ," વિકટરે ટેકો આપ્યો. તેની આંખો તથા ગાલો આતશ ગીસાળ લાલ થઇ આવ્યા હતા.

"અરે, મને જો તાહરા જેવો એક ચાન્સ મળે," મી૦ ટીબત્સે પોતાનું માથું દીલગીરીથી ધુણાવીને કહયું, "જો કોઇ મિત્ર હાલમાં માહરી મદદે આવી મને સાહય થાય તો હું અંદરોજમાં તવંગર બનું."

એક માણુસ જ્યારે લગભગ છાકટ અવસ્થાએ ચઢી ચુકયો હોય છે ત્યારે ને પોતાનાં સાથીનો સહજ પણ ગમ કે કકળાત જોઇ કે તામોશ કરી શકતો નથી. તે મુજબ મેળવિલે ટીબત્સને તેનો ગમ શું હતો તે જાહેર કરવાનું દાબીને કહ્યું. અને ઘણી આનાકાની સાથ તે નામચીને શુરૂ કર્યું, "માહરા વાહલા મેળવિલ, માહરા દુઃખનાં રોદણા રડવા કાંઈ હુ અહીં આવ્યો નથી,"

મી૦ ટીબત્સે એક લાંબી હાય ખેંચી અને પછી શેમપેનનું એક નવું ગલાસ ગટગટાવી ગયો.

"પણ હું જાણુ તો ખરો કે તને શું દુઃખ છે?" મેળવિલે આંહસ કરી.

"જો તું તે બજીદાઇથી જાણવા માંગે છે તો મ્હારે તાહરી ઈચ્છા પાર પાડવી જોઇએ," ટાઇટસે પોતાનો પાત્ર અચુક રીતે ભજવતાં કહયું. "વાત એમ છે કે હમણાં માહરા હાથમાં થોડાક સો પાઉન્ડ હોયતો—પણ નહિ, માહરે તે વગર ચલાવવું પડશે.

"ઓહ, હું સમજ્યો," મેળવિલે આધરાઇથી વચ્ચે પડી કહયું, "તને કેટલા જોઇએ છે?"

"તુ શુ કહેછ?" મી૦ ટીબત્સે જાણે સમજ્યુ ન હોય તેમ અકે કરાવા પાછુ પુછયુ.

"તુને કેટલા જોઇએ છે?"

"જો તું જાણવાજ ઈચ્છે છે તો આશરે પાનસો પાંઉન્ડ"

"તે તુને મળશે," મેળવિલ ખુરશી ઉપરથી ઉઠી ઉભો થતાં બોલ્યો, "હું જઇને માહરી ચેક બુક લાઉ છું."

"ઓહ, શુ તું માહરૂં નસીબ ફેરવશે?" ટીબત્સે તેનો હાથ પકડી જોરમાં દાબતાં કહયુ.

મેળવિલ પોતાનો હાથ છોડાવી તે રૂમમાંથી બાહાર પડયો. તે સીટીંગ રૂમ તરફ ગયો, કે જયા તેની સર્વાંગ સુદર મોહરદાર તેની રાહ જોતી ખોટી થતી બેઠી હતી. તેનાં બચ્ચાઓ તો બહુ મોડુ થયાંને લીધે અત્યાર આગમચનાં બીછાણે ગયાં હતાં. પોતાની સુંદર પરણેતર ઉપર નજર પડતાંજ વિકટર પોતાની હાલત વાસ્તે શરમીંદો થયો અને તેનો અવતાર જોઇ તે ભલી ભારજા મોહત જેવી ફીક્કી પડી.

"માહરા વાહલા વિકટર," તેણી પોતાનાં હમેશનાં મીઠા, મધુર અવાજે બોલી. 'તેં આજે ઘણો દારૂ પીધો છે!"

વિકટરે જેમ બને તેમ ટટાર ઉભું રહેતાં ઉત્તર કરયું, "માહરી ચેકબુક કયાં છે?"

"આવી મોડી રાતે તેનું શુ કામ પડયું, વિકટર?" લુઇઝે જરા કડક અવાજે, મગર કોઈ પણ કીસમનાં ધપકા ભર્યા તો નહિજ, પૂછયું, "માહરી નજદીક આવ, વાહલા, બોલ, મને કહે. તને ઉશકેરાવાનુ શું કારણ મળ્યું છે?"

"નહિ, નહિ, લુઇઝ, હું ઉશકેરાએલો નથી. સાંમો ઉલટુંજ હું તો એક જુનાં મિત્રને ભેટવાથી ઘણો ખુશી છું."

"જુનો મિત્ર—તે કોણ?" લુઇઝે અચરતીથી પૂછયું.

"મ્હારો જુન્નો ને જાની મીત્ર ટીબત્સ," વિકટરે અધીરાઇથી કહ્યું. "પણ માહરી ચેક બુક કયાં છે?"

"ટીબત્સ-ટીબત્સ," તે નામ સમજીને લુઇઝે ગભરાતથી ચીસ મૂકી."શું તે ચંડાળ કે જેણે તમો વિરૂદ્ધ જાુઠી સાક્ષી પુરી હતી. ઓ, વિકટર, વિકટર, તેને આપણા ઘરમાંથી કાઢી મૂક—હાંકી કાઢ. તે ઝેરી સાપ છે ને તુને પાછો ડંશવા આવેલો છે. અરે, માહરા વાહલા ધણી. મને સમજ-તાહરી પરણેતરની કાકલુદી ભરી અરજ માન-ઓ, હું તને ગુંથણ મંડીએ પડી વિનવુંછું," અને એમ બોલતાં તે સુંદરી વિકટરના પગ આગળ ફસડાઈ પડી, ઘણાં દયાજનક અવાજે રોવા લાગી.

"લુઇઝ, તું એમ છેકજ ગરચાં ગ્રહી ના બન. ટીબત્સ બહુ મઝાહનો માણસ છે. એ બિચારાનું નશીબ કાંઇ ઉઘરે કરી હું એને થોડીક નાણાની મદદ કરવા ચાહું છું.

"વિકટર, મને સમજી લે." મધુરી લુઇઝ આંખમાં આંસુઓ સાહીત તેનાં બંને કોમળ કરો તેની નજદીક આજીજીથી જોડી બોલી. "તાહરા બચ્ચાને ખાતર હું તને પગે પડી કહું છું; તું જેણી ચીજ સર્વથી પવિત્ર સમજતો યા માનતો હોય તેનાં નામથી તને અરજ કરૂં છું કે મને સમજ-ઓ, વિકટર, માહરા કહેવા પર ધ્યાન ધર. તે ચંડાળને એક ઘડી ભર બી તાહરા ઘરમાં આશરો ના આપ."

"લુઇઝ, તે માહરો પહુરોણો છે," મેળવિલે લગભગ ઝનુનથી કહ્યુ.

"તે સેહતાન છે. તે તાહરાં ભલામાં નથી. તેણે એક વખત તાહરૂં નખ્ખોદ વાળ્યું હતું ને હવે તે પાછું આપણું બધાનું પણ વાળશે. મને એવી બુરી આગાહી થાએ છે." તેણી એવા તો કરગરેલા સ્વરે ને અદાએ ઉપલું બોલી કે, સરણનાર છાટકા થએલા માણસ સીવાય કોઇનાં ઉપર પણ તે દુઃખી શબ્દોની અસર નિપજ્યા વિનાં રહેત નહિ. "હું તાહરી પાસ કાંઇ વડી ઘડી ગોહેરબાનો માંગતી નથી. વિકટર, મને કહે. શું તું મને-મ્હારા આ અરજને થોકડે મારે છે?"

"નોનસન્સ, નોનસન્સ, લુઇઝ," મેળવિલ પૂકારયો અને તેનાં હાથો છોડવી પોતાની રાઇટીંગ ડેસ્ક સમીપ ગયો. અને અંદરથી દ્રઢ નિશ્ચય સાથ ચેકબુક કાઢી.

"વિકટર, વિકટર, તું માહરૂં હ્રદય ભાગી નાંખશે." લુઇઝ ધરાંધસ રડતી રૂમમાં બીછાવેલા ગાલીચા ઉપર ઉંધે મસ્તક તુટી પડતાં બોલી.

મેળવિલે ઘંટ વગાડયો અને અંદર દાખલ થએલી એક સ્ત્રી નોકરને તેની બાઇની સંભાળ લેવા કહીને તે તે રૂમમાંથી બાહાર પડયો.

અફસોસ! જે મધુરી તેને પ્રાણથી વધુ ચાહતી હતી તેવી એકને બેદરકારીથી રીબતી મુકી તે તેનું એક વખત સત્યાનાશ વાળનાર મુછી ઉપર દયા બતાવવા ગયો!

મી૦ ટીબત્સ તેની આતુરતાથી રાહ જોતો ઉભો થતો હતો અને જ્યારે મેળવિલને ચેક બુક સાથ પાછો ફરેલો જોયો ત્યારે તેની આંખો ખુશાલીથી ચમકી રહી.

મેળવિલ બેઠો. એક નવું વાઇનનું ગલાસ પીધું, કે જેથી તેને પોતાની પરણેતર સાથ થએલી ટપાટપીની યાદ તેનાં દીમાગમાંથી નિકળી જાએ અને ત્યારબાદ

ટીબત્મના નામનો પાનસો પાઉન્ડ ચેક ભરવા બેઠો. તે તેણે જેમ તેમ ભર્યો. પ્રત્યેક શબ્દની જોડણી ટીબત્મને ચચાર પાંચ પાંચ વખત મોટેથી બોલીને કેહવી પડી અને વળી તેનો હાથ ઠેરવવા મદદ બી આપવી પડી.

"તાહરો અનહદ આભાર થયો, માહરા વાહલા મિત્ર," ટાઇટસે ચેક ગજવામાં મૂકતાં કહયું. "હુ તાહરો ઋણી થયો છું. ચાલ, કાલ તુરત તો હવે ટટા."

"એક ગલાસ લઈને જા" મેળવિલે બોહરા કરી

"ફક્ત એકજ, હું," ટાઇટસ કે જે હવે પોતાની મતલબ પુરી થવાથી હવે ખલ્લી જવા ઈન્તેજાર હતો તેણે કહયુ. ગલાસો ભરાયા અને બેઉએ ભવિષ્યમાં એક મેકના દીલોજાન મિત્રો રેહવાની કબુલાત સાથ નોશ કીધાં.

ટાઇટસને વળાવી વિકટર પોતાની મોહરદારની કશી બી ખબર અંતર કાઢવા વિના પોતાને બિછાણે જઈ પડયો અને ટાઇટસ ટીબત્સ પોતાની ફતેહ માટે મનમા મલકાતો અને સેહતાન્યત હસ્વુ હસ્તો તે ઘેરમાથી બાહાર પડયો.

(અધુરુ છે.)


અગ્નિની ધાસ્તી વગરના ગજવામાં રાખવાના

# વીજળીના દીવા.



(૧) એક નાના ગજવામા પણ રાખી શકાય છે !
(૨) અગ્નિની બીલકુલ ધાસ્તી નથી
(૩) તેલ દીવેટ કે દીવાસળીની જરૂર પડતીજ નથી
(૪) ફક્ત ચાપ ની રે ખબેડતાજ રોશની થાય છે.
(૫) રાત્રીને વખત ઓશીકા તળે રાખી જરૂર પ્રમગે કામમા લેવાથી સાંજથી સવાર સુધી બીજા દીવા બળતા રાખવાનો નકામા ખર્ચ અટકે છે.
(૬) ખાસ કરીને ડીટ્રીકટ ફરતા ઓફીસરો, જાત્રાળુ તેમજ મુસાફર વેકો વાસ્તે ઘણાજ ઉપયોગી છે કીમત ૩ ૩।।, ૩, ૩।।, ૪, ૫, ૬. પોસ્ટેજ ૮ આના. સ્પેર બેટરી ડી૦ રૂ ૧ પોસ્ટેજ ૩ આના

ડી. જી. શાહજ ઈલેકટ્રીક સ્ટોર્સ,
અમેરીકન ન્યુસ સીનેમાની સામે,
સેન્ડ હર્સ્ટ રોડ-મુંબઈ નં૦ ૪
બ્રાંચ ઓફીસ-અમદાવાદ

# સ્નેહ કે વ્યવહાર?

## એક પ્રશ્ન

લેખક—શ્રીયુત નલિનીકાન્ત.

અશ્રુભીની દિવ્ય હૃદયની ઉર્મિઓ.
દીન જનોનાં સાચા બન્ધુ રૂપજો!
ભૂત દયા ધરનારાં ક્યાં છે દંપતી?
ક્યાં છે આર્ય તણો એ પુણ્ય પ્રતાપજો!

જીવન વશમી વાટ સખિ! સંસારમાં.

\+ \+ \+

એક સ્હાંજે ફરતો ફરતો મ્હારા એક નિકટનાં સ્નેહીને ત્યાં જઇ ચ્હડયો. વળતે દિવસ તેમને ત્યાં પોતાનાં કુટુંબી અને ઇષ્ટજનને ભોજન આપવાનું હતું. એટલે પાંચ સાત બ્રાહ્મણો મુગટા પ્હેરી આંગણામાં કેટલીક રસોઇની તૈયારીઓ કરવામાં ગુંથાયા હતા. આવાં વ્યવ્હારિક ખાન પાનનાં આન્દોલનો મને પ્રિય નહી હોવાથી હું આંગણેથીજ પાછો ફર્યો. મ્હારા મિત્ર જસુભાઇ બહાર આવ્યા. મને કૈંક આગ્રહપૂર્વક અંદર બોલાવ્યો. હું પાછો ફર્યો, અને મ્હારા હમેશના નિયમ મુજબ ઘરમાં જતો હતો. પરંતુ, આજે મને અટકાવવામાં આવ્યો. મ્હને તેના ગૃહમાં જવા સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક અધિકાર હતો. એટલે મને અંદર જતો અટકાવ્યો હોય તો આજે પ્રથમજ હતું. હું બહાર દીવાનખાનામાં બેઠો. પાંચેક મિનીટ જસુભાઇ સાથે વાતો કરી મ્હેં રજા લીધી: 'આવતી કાલે મ્હારે ત્યાં પ્રસંગ છે-તો તમે જમવા આવશો' એટલું અમારા પરસ્પરના સ્નેહ ખાતર પણ મ્હને નિમંત્રણ આપ્યું નહી. આખરે સ્નેહી તો પણ સંસારનાં-વ્હાલાં હોયે વ્યવ્હારનાં. મને આજેજ જણાયું કે જગતમાં સ્નેહ એ પણ ગૃહસ્થીયોનો વ્યાપાર છે. આજેજ અનુભવ્યું કે સ્નેહ બોલવામાં છે તેટલો વરતનમાં નથી. શું કહું! મ્હારી અનેક નિષ્કામ સેવા આજે તેઓ વીસરી ગયા. મ્હારા એક આત્મીય પ્રિયજનને આમ હૃદયહીન થયેલા જોઇ મ્હને બહુ લાગી આવ્યું.

હું ઉઠયો, ચાલ્યો ગયો. બીજે દહાડે મ્હારે તેમનુંજ કૈંક જરૂરી કામ હોવાથી ફરી તેમને ઘેર જવું પડયું. આજે તેમને ત્યાં જમવાનું છે, એ મ્હારા સ્મરણમાં હતું કે નહી, તે મને ખબર નથી, પણ જો હોય તો મ્હારે તે વખતે નજ જવું જોઇએ.

મ્હારા સ્નેહ ધર્મ ખાતર હું ગયો. મ્હારા સ્નેહીને મળ્યો. જમનારાં કેટલાંયેક જમી પરવારી ચાલ્યાં ગયાં હતાં. અને બે ચાર અંહસ્થો પડસારમાં પાટલા માંડી પીતાંબરીઓ પહેરી વાતોના ગપાટા મારતા જમતા હતા. એઠું રસ્તા ઉપર ઢોળાએલું, એટલે ગંદા

આંગણામાં પેસવાનીયે ઇચ્છા ન થાય. આપણા લોકોને સ્વાદિષ્ટ રસોઇ બનાવી જમતા અને જમાડતાં આવડે છે, તેટલી જમ્યા પછી વ્યવસ્થા કે સફાઇ ઝાળવી શકતા નથી. જમવા બેસવાનોયે હિન્દુઓનો કાંઇ ઊંચો નિયમ નથી. મ્હોટી જ્ઞાતિ ભોજનની પંક્તિઓમાં રસ્તા પરનાં સંડાસ કે પબ્લિક પિસાબખાના નજીક પત્રાળીઓ મંડાઇ છે. આથીજ આપણે ત્યાં જમણ કરવાથી અનેક રોગ ઉત્પન્ન થાય છે.

હું અંદર ગયો. મ્હારા મિત્રને મળી મ્હારે સત્વર ચાલ્યા જવા ઇચ્છા હતી. એક મિનીટ વીશેશ નહિ રોકાતા ઉઠયો. પરંતુ હા ! દુનિયાંની મિથ્યા દાંભિકતા ખાતર મ્હને-મ્હને રેકવા આગ્રહ કર્યો. આ મ્હને બહુ અસહ્ય જણાયું. જ્યારે મને નિમંત્રણ નથી ત્યારે "આવો ! જમવા બેસો" એટલું કહેવાનો યે તેઓને શો હકક ? જો હું ભિક્ષુક બ્રાહ્મણ કે તેઓનો વ્યવ્હારીક સબંધી હોત તો જરૂર કપડાં ઉતારી બેસી જાત. મ્હને વિશેશ દુભવવા-માનો કે સ્નેહનામે છેતરવા મ્હારા મિત્રે કહ્યું કે "ત્હમારા જેવા સ્નેહીને આમંત્રણની શી જરૂર ?"

તેમના પત્ની કેં સ્નેહાળ અને હૃદયશીલ હતાં. વળી મ્હને મ્હારી સ્હોદર બ્હેનથી વિશેષ હતાં. તેમનાં પ્રતિ મ્હારો સદ્‌ભાવ કું જેવો તેવો નથી, એ બધું ખરૂં; તોપણ આખરે સંસારીઓનો સ્નેહ સંધ્યાએ વિખરાતા વાદળ જેવો જણાયો હુ તેનો ખરેખર સગા ભાઇ તુલ્ય હતો. પણ લક્ષ્મીહીન હતો, એટલે મને નિમંત્રણ આપતા ચૂકી જાય તો એ સ્વાભાવિક હતું. તોપણ મારા આવ્યાની જાણ થશે તો સ્ત્રી હૃદયમાં છૂપેલી કોમલતા અને લાગણી મને ભોજન સ્વીકારવા પ્રેરશે, અને તેણીના વ્હાલ ખાતર હું દુરાગ્રહ પણ કરી શકત નહી. એમ વિચારી તેણીને ખબર ન પડે તે પહેલાંજ વિદાય થવા મ્હારા સ્નેહી હૃદયે ઇચ્છયું. મને નિમંત્રણ નથી એ તેઓ પણ જાણતાં હતા. આ પ્રસંગે મ્હારી જરૂર નથી એ પણ તેઓ જાણતા હશે. તો પછી મ્હારે કહી દૃષ્ટિએ તેઓનું ભોજન સ્વીકારવું. એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ આવી રીતે કદી જમવાનો વિવેક કરેજ નહી.

મ્હારા સ્નેહીની બાલક પૂત્રી, દેવભૂમિમા વિહરતી નિર્દોષ કુમારી વિદ્યા બહાર દોડી આવી મ્હને રોકવા પ્રયત્ન કર્યો. તેમનાં હૃદયની આર્દ્રતા, મ્હેં પ્રત્યક્ષ જોઇ; પરંતુ, આપણા હિન્દુ ગૃહસંસારમાં પુરૂષ વર્ગ સર્વકાંઇ વ્યાવ્હાર ખાતરજ કરી રહયા હોયછે. **કીર્તિ લોભ અને વ્યવહાર ખાતર સો માણસને ભોજન આપનાર સ્નેહ ખાતર એક સ્નેહી નિમંત્રી શકે નહી.** તેમ છતાયે એ પ્રસગે મ્હને વિવેક બતાવવા ખાતર સહજ પણ ન કહ્યુ હોત તો સ્નેહ ધર્મ કંઇક ઝળવાઇ રહેત. પરંતુ, પાછળથી આ પ્રમાણે મને જમાડવા ઇચ્છા કરી, એ ખરેખર વણિક નીતિનીજ અસભ્યતા હતી.

વ્હાલ વગર વ્યવ્હાર ખાતર થયેલો આગ્રહ મ્હારા જેવા એક નિષ્કામ સ્નેહીને અસહ્ય જણાયો, અને છેવટે અસ્વીકાર કરી ચાલતો થયો. મ્હને સહજ પણ એ લોકો પ્રતિ રોષ નથી. તેમ મ્હારા કર્તવ્યમાં હું કદીયે શિથિલ થવાનો નથી. માત્ર મ્હારાં સ્નેહીજન આવી પતિત સ્થિતિમાં વ્યાવ્હારનાં દાસત્વમા સ્નેહને સમુદ્રપાર છોડી દે એટલોજ મનસ્તાપ હતો.

સંસારીઓનો આ સ્નેહ કે વ્યવ્હાર ?



# લગનની પસંદગી.

લખનારઃ-દીલખુશ.

"મારા વ્હાલા જોની, હું ધારૂં છું કે તું મને કંઈ કહેવા માંગે છે." આપણી વાર્તાના નાયક જોન એની માતા લેડી જેન એએ પોતાના એક પુરા બેટાને પુછયું.

"હા, મમા હું ધારૂં છું કે તેથી તમો ખુશીજ થશો. તમે હંમેશ મને પરણવા કહેતાં હતાં અને હવે તે વખતેજ આવી લાગ્યો છે." જોને હરખાઈને કહયું.

"બેટા, હું એ સાંભળીને ઘણી ખુશી છું. આપણી વાયોલા તુને જરૂર સુખી કરશે." તેણીએ કહયું.

"વાયોલા? ત્યારે તો તમે કાંઈ સમજતાંજ નથી, મમા." જોને કહયું.

"અલબત, દીકરા, હું તે સમજું છું" તેણી હસીને બોલી "વાયોલા એક ખરેજ તવંગર ખુબસુરતી છે અને હમણા તો દરેક જણ તમો બંનેના લગન માટે જાણે મેખજ મારી ચુકયાં છે."

"મમા, નીંદાખોરોના બોલવાની હું દરકારજ કરતો નથી. વળી, તમે પોતેજ એક ગંભીર ભુલ કરો છો. હું વાયોલાને પરણવા માગતોજ નથી. આગલથીજ મેં તમોને ત્યા બપાનેખી કહેલું છે કે, હું કદીબી પૈસા માટે પરણીશ નહી, પછી ભલે આ આપણો 'કાર્ટ' (મેહેલ) બી વેચાઈ જાય, પણ હું એક નીચ પૈસાનો પુંજારી અને રીતનો ભીખારી તો કદીબી નહીં થઇશ." તે ઉશકેરાઇને બોલ્યો.

"તો સાહેબ, મેહરબાની કરીને કેહશો, કે એવી તે કોણ સાહેબજાદી છે, કે જેને હું મારાં શોભતાં વહુમાય તરીકે આવકાર આપવાની છું?" તેણીએ અનકાચસકા કરીને પુછયું.

"મમા ડીયર, તે સીસલી મેન છે, કે જે તમુને જરૂરજ ગમશે એવી તે એક સદગુણી, ઘરરખુ, અને ભલી સ્ત્રી છે." જોને મગરૂરી લઇને કહયું.

"શું બોલ્યો છોકરા? મીસીસ બારકરની જે કંપેનીઅન છે તેણીને માટે તું કેહે છે?" તેણીએ ગુસ્સે થઇ પુછયું.

"હા, મમા. પણ તેને માટે એવું કંઈબી સખત મેહેરબાની કરી બોલતા ના, નહીં તો હું તમુને કદી માફી કરીશ નહીં." તેણે કહયું.

"અરે વાહરે! આય તો "મંગતા ઈતના સબકુ બોલો-જોરૂકુ મત બોલો." ના જેવી વાત થઈ. ખાંડ ખાજે ખાંડ હું કાંઇ તુને એવો મુર્ખ બનવા દેવાનીજ

નથી અને તારો બાપબી તે કબુલશે નહી," તેણીએ સખતાઈથી કહ્યું અને રડીને તોફાન મચાવ્યું, કારણ સર ગ્રે બી લકવાને લીધે સદાનો ખીછાનેજ હોવાથી આ એક પુરા બેટા ઉપરજ તેણીની તનામ આશા હતી. "જો બેટા" હજીબી તેણીએ સમજાવવાનું જારી રાખ્યુ "જે કઈંગા છે તે મારૂજ છે. તે તારૂં કદીબી ન થશે, સીવાય કે આ મેહલ, ખેતાબનું ખોખું અને કુટુંબી કરજોના ઢગલા."

ગરીબ બીચારો જોન! બહારના દરીયા તરફ ઉદાસીથી ટીકવા સીવાય દુઃખના દચકાંઓથી ગુંગળાયલો હોવાથી કંઇજ વધુ બોલી ન શકયો, કારણ સર ગ્રેનુ હાર્ટ નબળું હોવાથી એવી કોઇ ખબરના "શૉક" થી તેનુ મરણ નીપજવાનો સંભવ હોવાથી તે પોતાના પપા આગળબી કઈ કહી શકે એમ ન હતું.

"જો સાંભળ દુકતા," તે માતાએ ખીજવાઇને વધાર્યું "જો તું તારા પપાને વધુ જીવાડવાનો હોય તો આ તારી સુકીયાની વાત તેવણને કેહતોજ ના. તેં મારૂં દીલજ તોડી નાખ્યુ છે. નીકળ, કાળુ કર તારૂં મારી આગળથી."

"જુઓ મમા, હું કંઇ નાનું બચ્ચું નથી કે ભવની પાળ બાંધવાના જેવી બીકત બાબતમાંબી તમો અને પપા દોરવો તેમ દોરવાઉ. મારે માટે સુખ દુઃખની ભાગીયણ પસંદ કરવાનો હક મારોજ છે. હું જાણું છું કે તમો વાયોલાના આઇતા પૈસાથી આપણો નિશાળે બેસાડેલો 'કૉર્ટ' છોડવવા માગો છો. પણ તમારી ઇચ્છાઓને હું કદીબી એકમત થઇશ નહીં તેની ખાત્રી રાખજો." જોને છેલ્લે પાતલે બેગી તરીયાપાવ ફેંકયાં અને ગુસ્સામાં ઘરની બહાર પડયો. આ ખબર ત્યાં પરોણી તરીકે આવેલી વાયોલાને પડતાંજ પોતાનો સામન પૅક કરાવી જોન તથા સીસીને ગાળ દેતી તેણી ત્યાંથી ઘરે ચાલી ગઇ જ્યારે બીજી તરફ લેડી ગ્રેએ બપોરની ગાડીમાં જાતે જઇ સીસીને મલવા નક્કી કર્યાથી તેણીબી ત્યાં જવા ઉપડી ગઈ. અને સીસલી કે જેની બ્લુ આંખોથી દીપી રહેલી એક દીલકશ સુંદરી હતી તેણીને મળી અને પોતાની તથા જોન વચ્ચેની સર્વે ખટપટની ખબર આપીને જણાવ્યું કેઃ—તેઓ કરજદાર હોવાથી તેમાંથી છુટવા માટે જોનને તવગર વાયોલાને પરણવા સીવાય છુટકોજ ન હતો. પેહલાં કદાચ જો, જોન તેણીને પરણુશે. પણ પાછળથી જરૂર પસતાશે માટે તેણીએ મેહરબાની કરી એક આબરૂદાર બાનુ તરીકે જૉનને તેના ભલાં માટે છુટો કરવો.

"આ બધુ કેહવાની જોને તમને સત્તા આપીને મોકલ્યાં છે?" તેણીએ પુછયુ

"અં-હા-" તેણી અચકાઇને સાફ જુઠુ બોલી "તે જૉનીએ મારા હાથમાં મોંપ્યુ છે. વળી તે હાવ પરણે તેવી હાલતમાંબી નથી. તેને તેના પપા તરફથી જે કાંઇ મલે છે તે ઉપરાંત તેની પોતાની કંઇજ આવક નથી અને તેથી જો તે બાપની મરજી વિરૂધ્ધ પરણુશે તો તે આવકબી બધ થશે, જે સમજવાની જૉનને અકકલ છે. વળી સર ગ્રેની જીદગી દોરાના એક તાંતણા ઉપરજ 'હાર્ટ' ખરાબ હોવાથી લટકેલી છે કે જેથી એવી કંઈ ખબર તેમના બાબમાં જરૂર પ્રાણઘાતક નીવડશે જેથી હું તમારી સાદી સમજને અપીલ કરૂ છુ કે, એ બાબદ ઉપરથી હાથ

ઉઠાવીને આ જગાથી છોડી જાવ કે પાંછલથી આ મારી સલાહ માટે તમો જરૂર મારો આભાર માનશો. તમો જવાથી જૉન છુટો થશે કારણ તે તમારી સાથે ખરાબ રીતે વર્તવા માંગતો નથી."

"ચુપ રહો, લેડી ગ્રે. તમે પુરતું કહ્યુ છે. હું જઇશ; તમારા જૉનને કેહજો કે તે છુટો છે. હું તેના માર્ગ વચ્ચે હવે કદી નહીં આવીશ." તેણી ગુસ્સા અને નાસી પાસીથી ઉકળતી છાતીએ બોલી જેથી લેડી ગ્રે ઉઠી અને કહયુંઃ—

"મીસ મેન, તમે ડહાપણ વાપરી કામ લીધું છે. હાલ તો જો કે તમને ઘણુંજ લાગશે પણ જૉનને પરણવાથી તમારો સંસાર અસુખીજ નીવડતે, છતાં આ નોકરી છોડવાથી તમને નુકશાન થતું હશે તો હું તમને——"

વધુ જવાબ આપ્યા વગર સીસલી બારણા તરફ ગઇ અને તે ઉઘાડીને બોલી "હવે તમે અત્રેથી જશો અને જૉનને કેહશો કે તમારી વાકયચાતુરીથી તે હવે છુટો છે. તેના જેવા મુર્ખ અને હીચકારા સાથેના જોડાણનો હવે છેડોજ હું લાવવા માગું છું." તેણી આ હીમતથી બોલી ખરી પણ લેડી ગ્રેના જવા બાદ દીલ તુટી જવાથી તેણી આંસુઓનો એક મોટો દર્યાવ રડી. બીજી તરફ બીચારો જૉન ઘેર છોડી પોતાની બાકીની જીંદગી ગુજારવા તુટેલે હૈડે આરજેન્ટાઇન ખાતે ઉપડી ગયો. તે ઘેર છોડી જવાથી તેની માતા દુઃખી તો થઇ પણ આમ થવાથી કંઇજ નહીં તો તેણી એક મુર્ખાઈ ભર્યાં લગન અટકાવી શકી એમ તેણીએ મનને મનાવ્યું. પણ કુદરતની કરામત તો જુદીજ હતી તે લેડી ગ્રેને કયાં ખબર હતી? લાંબો વખત વહી ગયા છતાં જૉન તરફથી એક પણ પત્ર તેણીને ન મળ્યાથી તેણી થોડી દુઃખી ન હતી કારણ; ઘોળાયલાં દુધપર વિલાપ શું?—પાપ પછી પશ્ચાતાપ શું?

ત્યાર બાદ, જરમન ઝુવાક સાથની લડાઈ જાગી જેમાં બ્રીટનના બાહદુર બેટાઓ પવિત્ર કોલ પાળવાને ખાતર, પોતાના વ્હાલા રાજા અને દેશને ખાતર રણસંગ્રામમાં ચાહીમ ધસી ગયા; જેઓ સાથે આપનો જૉનબી ખુશીથી જોડાયો. જેની ખબર લેડી ગ્રેને મલતાં તુટેલા દીલે તે છેવટ લડાઇ પર ગયો એ વિચારથી તેણી એક લેખે દીલગીર થઇ જ્યારે બહારથી હસ્તું મોહડું રાખી પોતાના બેટાની બાહદુરીની સર્વે આગળ વખાણ કરવા લાગી. આવી રીતે દીવસો પછી અઠવાડીયાં, અઠવાડીયાં પછી મહીના, અને મહીના પછી વરસો પસાર થયાં જેમાં બીજી માતાઓને તેમના લડાઈ પર ગયલા બેટાઓ તરફથી પત્રો મલતાં પણ જૉન તરફથી તેની માતાને એક પત્ર મળ્યું નહીં જેથી તેણી દેવળમાં રોજ જઇને બંદગી કરતી હતી કે ખુદા કરેને તેણીનો બેટો જલદી ઘેર આવે! અને લોક આગળબી જૉન માનચાંદ પામીને જલદીથીજ ઘેર આવશે એવી મોટી મોટી વાત કરી પોતાનું મન મનાવવા લાગી. બીજી તરફ, લડાઈનું મેદાન, કે જ્યાં બાહદુરી ભરેલાં કામોજ થાય છે ત્યાં તોપનો મારો ચાલુજ હતો. જ્યાં એક ખુણામાં એક બાહદુર બચ્ચો, ધુળ અને લોહીથી ખરડાયલો બેઠો હતો. તેનો ચેહરો ફીક્કો હતો, જ્યારે આંખો બ્લુ અને ચળકતી હતી. તે બે બ્લુ આંખોની યાદમાં લીન થઈ ગાયણ લલકારતો એક પત્ર લખતો હતો, જે લખી રહીને પોતાના સાથીને કહ્યુ કેઃ—

"જૅક, આપણે બામદાદે તો કુચ્છ કરી જઇશું-માટે-હું જો પશ્ચીમે જાઉં તો મેહરબાની, કરીને આ પત્ર પોસ્ટ કરજે-દોસ્ત." જેકે તેમ કરવા કબુલ્યું, અને બામદાદ પડી. ખીણમાના માણસો પોતાના વડાના હુકમ માટે ખોટી થતાં આતુર જીગરે ઉભાં હતાં, જ્યારે અમલદારો પોતાની કાંડી ઉપરના ઘડીયાળોને ટીકયા કરતા હતા તોપોના અવાજ હવે થોડાક બંધ થયા અને હુકમ મલતાંજ તે શુરવીરો યાહોમ પશ્ચીમેજ ધસ્યા ગયા, જેમાં આપણો જોન પણ હતો. થોડા વખત પછી એક દીવસે દેવલમાંથી ઘેર આવતાં લેડી ગ્રેએ બાનુઓને ડચકાં ખાતી અને નાનપણથીજ જોનને રમાડનાર બટલરને દુસ્કે દુસ્કે રડતાં જોઇને ફાટીજ ગઈ. જ્યારે સર ગ્રેના હાથમાં એક કાગળ હતું અને તેવણનો ચેહરો મોહત જેવો ફીકકો હતો. તેવને સર્વેને ખબર આપી કે:- "આપણો જોન લડાઈમાં માર્યો ગયો છે. લેડી આવે ત્યારે આ ખબર તેવનને સંભાળથી કહેજો." ત્યાર બાદ તે હૉલમાં ગયો અને આ નહીં ધારેલા ફતકાથી આજેજ થઇ ભોંય ઉપર તુટી પડયો તે પાછો ઉઠયોજ નહીં. તેનું 'હાર્ટ' બંધ પડી ગયું હતું. તેવણની દફણ કીયા બાદ તેવણનો ભત્રીજો નામે ચાર્લ્સ નવા બેરોનેટ તરીકે તે 'કોર્ટ' વિગેરેનો ચાર્જ લેવા આવ્યો તે એક પકકો ઘોડ દોડની શરતનો શોખીન હતો. તે આવ્યો અને લેડી ગ્રેને શરૂઆતથીજ જોલાબ આપવા માંડયો.

"દોશ કાકી હુ તમારે માટે દીલગીર છું. તમારૂં કમનશીબ. કે તમે જોનને ખોહયો, પણ તેને અને મને કઇંજ સંબંધ કે ઝાઝી ઓળખ કે મેલાપ જેવું પણ કંઈજ ન હોવાથી શોકનો ખોટો દેખાવ કરવા હું માંગતો નથી."

આથી તેણીએ ઉદાસ નજરે તેના તરફ જોયુ અને બોલી "જો તમારી ઇચ્છા છે તો હું આવતે અઠવાડીએજ આ 'કોર્ટ' છોડી જઇશ"

"એર! તેની કઇ ઝાઝી ઉતાવલ નથી. એકાદ બે અઠવાડીયાં કદાપી રેહશો તો હવે જાણે સમજ્યા," તેણે મેહરબાની કરતો હોય તેમ કહ્યું "પણ મારી બેહ્ની એક લેડી થવાની ઉતાવળમાં છે અને મારા બોબને એક ભવિષ્યનો બેરોનેટ કેહવડાવવા માગે છે."

આવી "કોઇ પડે કુટવા અને કોઈ પડે લુટવા"ના જેવી સીફે નફતાઈથી લેડી ગ્રે ધુજી. અરે! હવેજ તેણીને લાગ્યું કે જો જોનને પોતાની મરજી માફક તેણી પરણવા દેતે તો અત્યારે તો તેને એક બુચોબી થતે કે જેથી આવા ધાઇ પડુઓ આવી ઘરડેઘડપણ તેણીને કાઢવાની ઉતાવળ કરતે નહીં. "ઠીક છે હું આવતે અઠવાડીએ આ 'કૅાર્ટ' છોડી જઇશ," તેણીએ કહ્યું.

"કાકી, તમે મને નાહક બદનામ કરતાં ના. હું એક હકદાર વારસ તરીકેજ મારી ફરજ બજાઉછું." ચાર્લસે કહયું.

"અલબત. તે હું ના પાડી શકતી નથી." તેણીએ જવાબ વાળ્યોં. આ વખતે તેઓ વાત કરતાં હતા તે ઓરડાનું બારણું ઉઘડયું અને વરસોના જુના બટલરે ખુશાલીથી ઉછળતાં જીગરે સર જોન ગ્રેની પધરામણી જાહેર કીધી અને તેઓએ જોયું કે બારણા આગળજ સફેદ ફ્રૅાકમાં સજ્જ થયલું એક ભુલકું ઉભું હતું કે

જેની આંખ બ્લુ હતી જ્યારે બાલ સોનેરી હતા. તે ભુલકાંએ તે બટલરની પાંખડી પકડી હતી અને આખા ઓરડામાં તે બેફીકર ફરીને રમવા લાગ્યું અને લેડી ગ્રેને બાઝી પડી હસીને બોલ્યું "મમી ડીયર, હું નાનો જોની છું." એ સાંભલીને કંઈ અજાણ હેતથી તે ભુલકાંને છાતી સરખું ચાંપી લેડી ગ્રેએ તે બટલરને પુછ્યું:- "આ બાળક કોનું છે, રાલ્ફ?"

"તે આપણા મરનાર નાના શેઠ-જોની-નો બેટો છે, મારાં લેડી, એની માતા બહાર ગાડીમાં છે. તેવનેજ તમો આગળ આપણાં સાહેબજાદાને લઇ જવા મને ફરમાવ્યું છે." તે બટલરે નમનતાઈથી કહ્યું.

"જોનીનું બચ્ચું?" તેણી અજાયબી અને ખુશીની ભેગી લાગણીથી આજેજ થઇ પટપટી અને તે લેડીને બાઆબરૂ અંદર લાવવા તે બટલરને ફરમાવ્યું. આ જોઈ ચાર્લસ ફફડીને બોલ્યો:—

"કાકી, આય શું ફાર્સ? આ કોના બચ્ચાંને તમો મારી જગા આપવા માંગો છો? એ કુત્તાને તુર્ત બહાર મોકલી દઇશ."

તેટલાં તો બારણા આગળ બ્લુ ઉદાસ આંખોવાલી, કાળા ગાઉનમાં સજ્જ થયલી એક દીલકશ સુંદરી આવી ઉભી કે જે આપણી સીસલી મેન હતી કે જેને લેડી ગ્રેએ ઠગાઈથી જોનથી જુદી પાડી હતી. તેણી દાખલ થઈ અને બોલી:-"મને માફ કરજો, માયજી, પણ જોને મને શોધી કાઢી અને આરજેન્ટાઇન ખાતે ઉપડી જવા અગાઉ તે મને કાયદેસર રીતે પરણ્યો હતો. હું ધારૂં છું, કે તમે હવે ખુશીજ થશો કે તે આય વારસ મુકી ગયો છે." કરી તેણીએ તે બાળકને ઉંચક્યું અને લેડી એના હાથોમાં આપીને બોલી:—"મમા, હવે મારી પાસે ચાહવાને માટે એના શીવાય બીજું કંઇજ નથી, તો આશા છે કે તમે બી એના પપાને ખાતર એને ચાહશો." આ સાંભળી ચાર્લસ, કે જે બેરોનેટ થવા કુદતો આવ્યો હતો તે આશા ભ્રષ્ટ થયલી જોઇને બોલ્યો, "એ એક શરમ ભરેલુ તરકત છે. કાકી, હું એ વાત એક આટલી બી માનતોજ નથી. કાયદા જેવીબી કોઇ ચીજ હસ્તી ધરાવે છે તો આ લેડી જોનને કાયદેસર રીતે પરણ્યા હતાં એ તેવણે સાબીત કરવુંજ પડશે." તેણે ગગડાત કર્યો.

"ભાઈ, એટલા બધા ઉશ્કેરાઈ ના જાવ," સીસીએ શાંતીથી કહ્યું. "મારા સોલીસીટર મી૦ નીકલસન પાસે એના દરેક પુરાવાઓ છે માટે બેલાશક તે જોઇને તમારી ખાત્રી કરો."

"આહ! મારા જોનીનું બચ્ચું?" લેડી ગ્રે તે ભુલકાંને કીસીઓથી ગુંગલાવી નાખતાં બોલી "સીસી ડીયર, આજથી તુંજ મારી બેટી છે. ખરેખર, પ્યારનો ધોધ અટકાવેલો કદી અટકતોજ નથી એ મેં તમારા દાખલા ઉપરથી જોયું છે. જુઠું બોલી તમોને વીખુટાં પાડવા માટે એક સખત હૈડાંની મગરૂર અને બુઢી અગળાને જરૂર માફ કરજે. હું તારી આગળ ઘણીજ શરમીંદી છું."

"ઓ! રખીશ! કાકી, તમેબી શું ગાંડા થઇ ગયાં છો કે એકમેકને ક્રીસીકોટી કરી તમાશો કરો છો અને આ સ્ત્રી જે કહે છે તે એકદમ માનીજ લેવ છો?" આ પળે તે બુઢો બટલર દાખલ થયો અને તુર્તનોજ ટપાલમાં આવેલો પત્ર લેડી એને આપ્યો, કે જે "ફ્રન્ટ" ઉપરથીજ આવેલો હતો. જોને તે પશ્ચીમે જવા અગાઉ લખેલો હતો કે જેથી હવે કઈબી શકજ હવે ન રહયાથી ધાઇપડુ ચાર્લસેબી ચુપ ચુપ તે બન્ને બાનુઓને નમીને ચાલી જવામાજ ડાહપણ જોયુ ત્યાર બાદ તે સાસુ વહુએ, પોતાના વ્હાલા અને બહાદુરીથી પોતાના વ્હાલા રાજા અને દેશને ખાતર ભોગ આપી સદાની મીનોઈ શાતીમા જઈ પોઢલા જોની માટે આંસુઓ રેડી વિલાપ કર્યો અને નાનો જોની, કે જે પોતાના બાપનોજ ચેહરો તથા માયનીજ બ્લુ આખો ધરાવતો હતો તેમાજ સુખ અને શતોષ માની બેઠાં.




# મુંબાઇની જાણીતી ડેરી

# પેરીશીયન ડેરી કું.

વગર ભેલનું ચોખ્ખું દુધ, માખણ, સ્વચ્છ ઘી, શ્રેષ્ટ ક્રીમ, મેળવવાનું તમામ ભરૂશાપાત્ર એકલું મઠક છે. એકવાર ત્રાયલ લેશોજી?

ટેમરીંડ લેન, **કોટ, મુંબઇ.**

અત્યંત વીલાસ, અતી મેજશેખ અને અઘટીત વર્તણુકથી
ગુમાવેલા પુરૂષાતન માટે અકસીર ઇલાજ!

## નપુસક ત્વારી તેલ.

આ તેલ શરીરના ગુપ્ત ભાગની શીથીલ થયેલી નસોને લગાડવાથી ગમે તે કારણથી, ગમે તેટલા વખતથી ગુમાવેલા પુરૂષાતનને નવીન જાગ્રતી ઉત્પન્ન કરવામાં અકસીર નીવડયું છે. સાધારણ શીથીલતા તો પહેલેજ દીવસે દુર થાય છે. એકવીસ દીવસના પુરા સેનથી જીંદગીભર નચીંત થવાય છે.

કીંમત રૂ. ૫)

## મદાના પીલ્સ.

આ ગોળીયો વીર્યવીકાર, રક્તવીકાર, હાથ પગનો દાહ, કમરનો દુખાવો, યાદશક્તિનું કમીપણું વિગેરે દરદોને નાબુદ કરીને પાચનશક્તિ વધારી નસેનસમાં નવું બળ આપી સંસાર સુખ ભોગવવા પ્રબળ બનાવે છે.

કીંમત રૂ. ૩)

દલાલ એજન્સી, કાલબાદેવી રોડ—મુંબઇ નં. ૨.

## ધ્યાન રાખજો આ તમારા લાભ માટે છે!

કારણ કે

આ વખતમાં બજારમાં ભાવના ઠેકાના નથી પણ અમે એકજ કીફાયત ભાવ રાખેલો છે માટે જો તમુને દરેક ચીજ જેવી કે દરેક કંપનીની પેટન્ટ મેડસીન,




પ્રોવીઝન, પરફ્યુમરી વીગેરે વીગેરે જોઇતી હોય તો નીચલા ઠેકાણે આવી ખાત્રી કરો.

બહારગામના ઓરડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

૧ ઉત્તમ સ્મરણ શક્તિ.
૨ શ્રેષ્ઠ શરીર સંપત્તિ.
૩ દીર્ઘ જીવિત સુખ.
૪ અખુટ ઉત્સાહ વૃત્તિ.

# ચાર અલભ્ય લાભ

અને

## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

જો તમો વિધ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શકિત ચાહતા હો, જો તમો ઉદ્યોગમા આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આતકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સ્ત્રીઓની દુર બેસવાની કોઈપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શકિતની અવ્યવસ્થા એ સઘળું આતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામા 'આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઇસ લસ્ટ મંગાવો.

બ્રાંચ ઓફીસ.
કાલ્બાદેવી રોડ, મુંબઇ

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

# શું માણસ ખુદા થઇ શકે?

લખનારઃ—Mr. J. M. Hormusji.

( ૨ )

"The history of the universe is its emergence from the Imperceptible and its final disappearance again into the Imperceptible."—"Godward Ho!" Mrs. Annie Besant.

## સુફીઝમ.

પૂર્વ તરફના દેશોનાં સાહિત્યોમા સુફીઝમનું સાહિત્ય પણ મૂખ્ય ભાગ ભજવે છે, તેમાં વીશેશે કરીને ફારસી ભાષામાં સુફી લખાણોથી ઘણો ગંજાવર વધારો થયો છે. ઘણા ખરા ફારસી લખનારાઓ તેમજ કવેશ્વરો—જેવા કે શેખ સાઆદી, હાફિઝ, જામી, જલાલુદદીન રૂમી, નેઝામી, શમ્સ તબ્રેઝી, ઇત્યાદી મૂખ્ય કરીને સુફીઓજ હતા, અને એઓની શાયરીથી ઝબાને ફારશીને જેવી ઝમક અને ઝલક મળી છે તેવી બીજાઓનાં લખાણોથી નથીજ મલી. સુફીઝમ એક પંથ છે, અથવા હતો. કેટલાકો કહે છે કે ને ઝરતોશ્તી મઝહબનોજ એક ફાંટો હતો, કારણ તેઓનાં કેટલાંક સિદ્ધાંતો તે મહાન ધર્મની કેટલીક શરીઅતોને મલતાં આવતાં હતાં, જ્યારે બીજાઓ ધારે છે કે તે મહમદી દીનની એક શાખા છે, ને વળી કેટલાએક એવું અનુમાન કરે છે કે તે એક નવોજ ફિરકો છે. ગમે તે હોય, પણ એટલું તો ખરૂં કે સુફીઝમ એક એવું ઉખાણું છે જે એકદમ પારખી શકાય નહી. અને તેથી, આ પંથની વ્યાખ્યા જોડવા બેસવું એ સિર્ફ હેમાકત છે, છતાં પણ એક બાહોશ વિદ્વાન જેણે એ બાબે ઉંડો અભ્યાસ કીધો છે તે એવી વ્યાખ્યા આપવાની સરકશી (?) કરે છે કે. "સુફીઝમનો મૂખ્ય સિદ્ધાંત એજ છે કેઃ ઇશ્વર તારામાંથી "હું" પણાનો નાશ કરે છે અને તે સાહેબ તને પાછો ખુદ પોતામાં ( યાને પરમાત્મામાં ) જીવાડે છે!" વળી "સુફી" શબ્દ કેમ પડયો તે માટે પણ ઘણી ચરચાર છે. કોઇ કહે છે કે તે એક અરેબીક મુળમાંથી નીકળયો છે જેનો અર્થ "પવીત્રાઇ" જેવો થાય છે. કેટલાક પ્રાશ્ચત્ય પંડિતજનો "સુફી" હર્ફને લેટીન "Sofia" સાથે સરખાવે છે જેનો અર્થ 'ડહાપણ' એવો થાય છે. તુલના વિષયક ભાષાશાસ્ત્રાધારે જોતાં આ અર્થ કઇ તદન ખોટો ન કહેવાય, પણ એ તો માત્ર એક અનુમાનજ છે. છેવટે જર્મન વિદ્વાન થીઓડૉર નોએલ્ડકે અટકલ કરે છે કે તે "સુફ" શબ્દ ઉપરથી નીકળ્યો હશે, જેનો અર્થ 'ઉન' થાય છે, અને બનવાજોગ છે, માનવાજોગ છે કે સુફીઓ સઘળા ઉનના જભ્ભા સાધુઇની નેશાન તરીકે પહેરતા હતાં અને તે ઉપરથી તેઓને "સુફી" કહેવામાં આવતા હશે.

આ અટકળ ખરી હોવી જોઇએ. સબબ ફરીદુદ્દીન અત્તાર નામનો સુફી કવી પોતાનાં "પંદનામા"માં કહે છે કે:

હમચુ સુફી દર લેબાસે સુફ બાશ,
દર સેફતહાએ ખુદા મૌસુફ બાશ!
ગર હમી ખાહી નસીબ અઝ આખેરત,
રવ, બદર કુન જામેહાએ ફાખેરત!

યાને "સુફીઓ મુવાફેક તું ઉનનાં કપડાંમાં સજ્જ થા, અને તે કરીમો કારમાઝની ઝીકર કરવામાં પાહવરદો બન. અગર જો તું પેલી દુનિયામાં સરફરાઝ થવા ચાહતો હોય તો, જા, મારૂં માન, અને ભપકા ભરેલા પોષાકો તારાં તન ઉપરથી દૂર કર!"

સુફીઝમ અને સુફી શબ્દ ઉપરજ પુષ્કળ વાદવિવાદ થયો છે એટલુંજ નહી પણ એ ગુહ્ય પંથ પ્રથમ કયાં બરપા થયો હતો તે પણ અનિશ્ચિતજ છે. કેટલાક વિદ્વાનો એવી અટકળ કરે છે કે જો કે એ ફિરકો મૂખ્યત્વે ઇરાનમાંજ પ્રચાર પામી ગયો છે છતાં પણ તે ત્યાંજ ઉત્પત્તિ પામ્યો હોય એ અશકય છે, કારણ ઇસ્લામી ધર્મ જે સુફીઝમની પહેલેજ ઇરાનમાં ફેલાવો પામ્યો હતો તે કદીપણ તે પંથ જે માર્મિક તત્વજ્ઞાન (mysticism)ધરાવતો હતો તેને ઇરાનમાં હસ્તી ધરાવવા દે એ બનવાજોગ નથી. સબબ મહમદ પયગંબરનું એ ફરમાનજ હતું કે ઇશ્વરનાં નામ સાથે અત્રટિત ચેડાં કાઢનારને શિક્ષા કરવી. અને એ સબબસર કેટલાક વિદ્વાનો એવાં છેવટ પર આવ્યા છે કે સુફિઝમ કદાચિત હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયો હો! બીજાઓ એવું ધારે છે કે તે પથ ગ્રીસમાં ઉભો થયો હોવો જોઇએ કારણ તેમાં પ્લેટો, ઝેનોફન, વિગેરેનાં કેટલાક સિધ્ધાંતો જોવામાં આવે છે. જો કે પ્લેટો, એરિસ્ટોટલાદીનાં લખાણો ઘણીવાર સુફી લેખોમાં ટાંકવામાં આવે છે;—પ્લેટોને અફલાતુન અને એરિસ્ટોટલને અરસ્તુનાં નામે ઓળખવામાં આવે છે,—છતાં પણ સુફી પંથ ગ્રીસમાજ ઉત્પન્ન થયો હોય એ બનવાજોગ નથી. અલબત જો કે ગ્રીસયન તર્કશાસ્ત્રનો એક ભાગ જે Neo-Platonismને નામે ઓળખાય છે તેનાં કેટલાંક ગૂહ્ય અને ગૂઢ સિદ્ધાંતો ખ્રીસ્તી ધર્મ, ઝરતોસ્તી મઝહબ, તેમજ હિંદુશાસ્ત્રમાં પણ દૃષ્ટિગોચર થાય છે ખરાં, પણ તેથી કંઈ એમ નથી ઠરતું કે એ સઘળા મહાન ધર્મો Neo-Platonism ઉપરથીજ નીકળ્યા છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શાયદ સુફીઝમ એક નવોજ ફિરકો હોઇ શકે! એમ કહેવામાં આવે છે કે શેખ અબુ સાઇદ અબુલ ખયેર નામક એક સુફી ફિલસુફને પૂછવામાં આવ્યું કે: "સુફીઝમ એટલે શું?" તેણે સુફીઝમની વ્યાખ્યા આપી કે:

ખાહી કે બસુફી ગીરી, અઝ ખુદ બેગ્રેહી,
બાયદ કે હવા ઓ અઝ સર બેનેહી;
વ આન ચીઝ કે દારી બકફ, અઝ કફ બેદેહી,
સદ ઝખ્મે બલા ખુરી વ અઝ જા નજેહી!

મતલબ કે—"જો તું સુફી થવા માગતો હોય (યાને આ માયાવિ સૃષ્ટિની મોહજાળમાંથી છુટકારો મેળવવા માગતો હોય)તો તું, આપખુદપણાંથી દૂર થા, તેમજ તારાં મગઝમાંથી જુસ્સા અને ગુસ્સાનાં ખેઆલો દૂર કર; વળી કોઇ પણ ચીઝ તારા હાથમાં હોય તો મોહતા-

તેને અક્સેસ કર, અને જો કમબખ્તીનાં એકસો ઝખ્મો પણ જો તારા પર પડે તો પણ તું તારી જગાએથી સસરતો કે વસરતો ના! એનું નામ તે સુફીઝમ!" એવી રીતે સુફી ફેલસુફી અનેકાનેક રીતે સમજાવી શકાય.

સુફિઝમનાં સિદ્ધાંતો ઘણાં છે, જેમાંનાં નીચલાં મુખ્ય છે:

(૧) ઇશ્વર સર્વ જગતમાં વ્યાપી રહેલો છે; તેજ એકલી ખરી હસ્તી છે. જગત માત્ર એક સ્વપ્નો છે, તે હસ્તી નથી પણ નીસ્તિ છે. એવું કંઈ નથી જે ખુદાનું પેદા કીધેલું ન હોય અને તે મોટી શકિતનોજ એક ભાગ નહી હોય. આ જગત ખુદાનો એક પડછાયો માત્ર છે.

(૨) ખુદા સર્વે ચીઝોમાં દાખલ થઇ શકે છે. જો કે જગત ખુદાનો પડછાયો છે છતાં જગતમાં કંઈ ખુદા નથી. જેવી રીતે પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે, અને પાણી હાલે છે ત્યારે તે પણ હાલે છે, છતાં સૂર્ય પોતે તો બીલકુલ બેઅસર રહે છે, તેવુંજ આ દુનિયા અને ખુદાના સંબંધનું પણ સમજવું. વિશ્વમાં નિરંતર ફેરફારો થયા કરશે અને તે નીસ્તિમાં ગર્ક પણ જશે, પણ ખુદા તો "હમા બુદ, હમા હસ્તો હમાં બેદ,"જ રહેવાનો.

(૩) ખુદા સંપૂર્ણ ભલાઇ અને સંપુર્ણ હોસ્તનો નમુનો છે: તે જે કંઇ કરે છે તે બધું બરહકક છે. સર્વ કોઇનાં કિસ્મતની દોરી તેના હાથમાં છે અને તે ચાહે તે કરી શકે છે: માણસની પોતાની સ્વેચ્છા એમાં કશી ચાલી શકતીજ નથી. (આ સિદ્ધાંત આગળથી નિર્માણ થયેલું પ્રારબ્ધ Pre-destination કહેવાય છે.)

(૪) સુફીઓની આ દુનિયાની મુખ્ય નેમ એકજ છે, અને તે પરમ-આત્મામાં પોતાના તુચ્છ આત્માને મેળવી દેવાની છે. અને તે કેમ થઇ શકે? દરેક જણે પોતાનાં પિંડ (self) વિષેનું "હું" પદ (Ego-ism) વિસારી દેવું જોઇએ કારણ "હું" તો માત્ર એક કલ્પનાજ છે, માટે "હું" ને દૂર કરવા માટે દરેક સુફીએ પવિત્ર અને એકાંત છવન ગાળવું જોઇએ, અને તે સનમના ઝીક્ર (Praise) મારફતે જેવી રીતે એક પાણીનો કત્રો સમુદ્રમાં ગાયબ થઇ જાય છે તેમ પોતાના આત્મારૂપી રોશનીને તે રોશનીના અખુટ ઝરામાં મેળવી અને ભેળી દેવી જોઇએ.

(૫) જે માણુસ પોતાને સુફી કહેવાડવા માગતો હોય તેણે આ માયાવિ જગતની ક્ષણ-ભંગુર મોજમઝાહો તર્ક કરવી, હંમેશ સાહાઇજિ રાખવી, ગરીબાઇ અખ્તાર કરવી, અને નિરંતર અને અચલ ભકિતના પ્રતાપે પોતાના અંતરાત્માને હવસ અને જુસ્સાઓથી પાકાત અને શુદ્ધજ રાખવો. એમ જે કરે તેજ ખરો સુફી છે, કારણ

દૌલતે ગીતી કે તમન્ના કુનદ?
બા કે વફા કર્દ કે બા મા કુનદ?

દુન્યવિ દૌલતની કોણુ ખાહેશ રાખે છે? એણે કોણુની સાથે વફાઇ કીધી છે કે તે આપણી સાથે કરશે? મતલબ કે દુન્યવિ દૌલત તદ્દન નાપાયદાર છે.

સુફીઓની ફિલસુફીનો મુખ્ય સિદ્ધાંત જોશો તો આત્માનું પ્રગટિકરણજ છે, તેઓ એમ માને છે કે આ દુનિયામાં આત્માની વૃદ્ધિ કરી ખુદાને શોધી કાઢવો એજ છંદગીની મુળ મતલબ છે, યાને તેઓ પોતાની આ દુનીયામાં આમદને એક મુસાફરી કિંવા યાત્રા સાથે સરખાવે છે, જે મુસાફરીનો અંત ત્યારેજ આવે કે જ્યારે આત્મા

પ્રગટિકરણના સર્વથી છેલ્લા અને સર્વોત્કૃષ્ટ તબક્કા ઉપર આવી ઉભો રહે. તે કંઇ એકદમજ એ તબક્કા પર આવી શકતો નથી પણ રફતે રફતે મંઝલો ("મુકામાત") કરતો કરતો છેવટ સ્થાનને પહોચે છે. સુફી પોતાને મુસાફર ("સાલિક") કહેવાડે છે અને તેની (યાને તેના આત્માની) સફર દરમ્યાન ચાર મઝેલો આવે છે. પ્રથમ તબકકો યાને "શરીઅત" સુફીઝમના કાયદા પ્રમાણે પ્રાપ્ત થઈ શકે છે. દ્વિત્ય સ્થાનને "તરીકત" અર્થાત્ રસ્તો કહેવામા આવે છે. આ મઝેલ પસાર કરવા માટે સુફીએ અત્યોત્તમ પવિત્રાઇ, ઉંચ નીતિ, અને પુષ્કળ હિમત રાખવી પડે છે. હવે તે સુફી ધર્મના કાયદાઓ ("શરીઅત") મારફતે થતી બ્યવ્હારૂ ભક્તિ ('અફઆલે જીસ્માની')યાને શરીરના બહ્ય ભાગો વાટે થતી બંદગી કરતો નથી. પણ અદરખાનેથી ખરેખરી આત્મિક ભક્તિ ("અમઆલે રૂહાની")માં તદરૂપ થઇ જાય છે. ત્રીજો તબકકો જ્ઞાનનો માર્ગ ("માઅરેફત") કહેવાય છે અને એ માર્ગ વટવી જનાર સુફી "આરેફ" ને નામે ઓળખાય છે. આ તૃતિયસ્થાન પસાર કરનારે અકુદ્રતિ કિંવા દિવ્ય (Preternatural) જ્ઞાન અથવા તો જેને આપણે સાધારણ રીતે "બશારત" (nspiration) કહીએ છીએ તે મેળવેલુ કહેવાય છે, અને હવે તે "સાલેક" ફિરસ્તાઓની બરોબરીઓ ગણાય છે તૂર્ય સ્થાન 'હકીકત" કિંવા સચ્ચાઇનું છે, અને જ્યારે "આરેફ" તે સ્થાનને પહોંચે છે ત્યારે તેણે ખુદાની સાથે સંપૂર્ણ સયોગ ("વસ્લ") કીધો, યાને ખુદામાં મળી ગયો, એમ કહેવાય છે. ઉપલા ચાર તબકકાઓ જ્યારે પસાર થાય છે ત્યારે ખુદાની સાથે એક થઇ જનાર સુફી પોતાનું શારીરીક ખોલ્યું ("હેજાબે જીસ્માની") ફેકી દે છે, કારણ હવે તેનો આત્મા ખવાસીને પામ્યો છે અને જે દૈવિ મુળમાંથી તે ઉત્પન્ન થયો છે ત્યા જઇને પાછો ભળ્યો છે. એ ઉપરથી સ્હેજ સ્પષ્ટ થશે કે પ્રગટિકરણના ઉપલા ચાર તબક્કા કંઇ આ નાશવંત દેહના નથી પણ આત્માના છે. એવી રીતે આપણ જોઇ શકયે છીએ કે બીજા શ્રેષ્ઠ ધર્મો મુવાફેક સુફીઝમમાં પણ આ કાયદો અચુક રીતે સિદ્ધ થાય છે. જ્યારે માણસનો આત્મા સપૂર્ણ વૃદ્ધિને પામી પ્રગટિકરણનો સૌથી છેવટનો તબકકો અખ્ત્યાર કરે છે ત્યારે તે ફિરસ્તાઓ કરતાં પણ વૃદ્ધિના દરજ્જામા આલા હોય છે. સુવિખ્યાત ઉરદુ શાયર ઝફર પોતાની એક ગઝલમા કહે છે તેમ—

> ન પુછો દિલ કાંહાં પૌંહચા કીસીકો ક્યા કહીં પૌંહચા,
> જાંહાં પૌંહચા ન કોઇ ર્હે વહીં પૌહચા વહીં પૌંહચા!
> કાંહાં પૌહચા હમ દેખો હમદમો પયકે ખિયાલ અપના,
> કે અબતગ ઉસ જગા કોઇ દીરીશ્નાભી નહીં પૌંહચા!

વળી સુફી ફીલસુફીમા બંદગી કરવાની જગાને અલકારીક રીતે "પીરૂ" ("મયખાને") કહેવામાં આવે છે. જ્યારે "પીરૂ રાખનાર" ('પિરેમગાન') ખુદાઇ જ્ઞાન "(મએ") રૂપી શરાબ આપનાર ઉસ્તાદ કહેવાય છે. ખુદાને "માશુક," "સનમ," "સીસૂર્ગ," ઇ૦ નામથી ઓળખાવાય છે, જ્યારે સુફી પોતાને પોશાગીર ("રંદ") અને "મસ્ત" કહે છે? એવી રીતની આ ન સમજ પડે એવી ગુઢ ફિલસોફી છે.

(અપૂર્ણ.)

## લુક હીયર પ્લીઝ!

આજે દેખાવના પઈસા છે. તમારા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી છે; અને પગ દીપી રહે એવાં ફાકડાં અપ–ટુ–ડેટ સ્ટાઈલના બુટ યા શુઝની એક જોડી તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવા કયાં જશો?



ધી આરૂબે ગુડ લક બુટ એંડ શુ માર્ટ,

દુકાન નં૦ ૭, લાલસીંગ બીલ્ડીંગ,

લુહારચાલ ક્રાફર્ડ મારકીટ, મુંબઈ.

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપરોનું એક મોટુ સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે. જોઈ જઈ ખાત્રી કરો.

**માલેકઃ—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.**

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."

---

આખા હિંદુસ્તાનમાં વખણાયલો

વાળ કાળા કરવાનો

# પક્કા કલપ.

આ કલપ મુછોનાં તથા દાઢીના સફેદ વાળને લગાડતાં, તે પાંચજ મિનીટમાં સુંદર કાળા થઇ જાય છે. વાળના શોખીનોએ યાદ રાખવું કે, એની બરોબર આજ કોઇપણ **કલપ** નથી. આ કલપ વાપરવામાં સહેલો છે, સોડમમાં ગમતો છે, ગુણમાં અકસીર છે, રંગમાં પાકો છે અને કિંમતમાં સસ્તો છે. કિંમત રૂા. ૧–૪–૦. ટપાલ ખર્ચ જુદું.

બાહરગામ માટે એજન્ટો જોઇએ છીએ.

મેસર્સ નવરત્ન એન્ડ સન,

૧૯૯, કાલબાદેવી રોડ—મુંબઇ. (૨)

# વખતની કસોટી

માંથી પસાર થએલી, હઝારો ઉંચા મતો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદોએ વટીક તારીફ કીધેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેશવાલી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક બુરાં, કઠણ દરદો માટેની વનસપતીની ડૉ૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

**ખાંસીની ગોળીઓઃ**–ખાંસી, ખહી, દમ, હાંફણ, માટે–ફીર્ઠ રૂ. ૦ા, ૦ાા, ૦ાાા તથા રતલ ૧) ના રૂ. ૬.

**પલમોનીક પાઉડરઃ**–ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે–દબી ૧) ના, કી૦ રૂ. ૦ાાા.

**જુલાબનો પાક.**–ગમે તેવી સખત કબજ્યાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ ૦ાા.

**તાવની ભુકીઃ**–દરેક જાતની તાવ માટે, રૂ. ૦ાાા.

**તાવની ગોળીઃ**–દરેક જાતની તાવ માટે, રૂ. ૦ાા. તથા રતલ ૧) ના રૂ. ૧૦.

**તાવ ગયા પછી લાગતી થાક, નાતવાણી નબળાઇ માટેની દવાની** શીશી ૧) ની, કી૦ ૧ા તથા રૂ. ૨.

**ટોનીક ઓફ લાઇફઃ**–આ દવાથી શરીરનુ બીગડેલું લોહી શુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીમાં વધારો થાય છે. થાક, નાટવાણી નબળાઇ દુર થાય છે. કી૦ શીશી ૧) ના રૂ. ૧ા તથા રૂ. ૨.

**દાંતનું મંજનઃ**–(રોજના વપરાસ માટે ફક્ત) દાંત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાનો ગંધ દુર કરે છે. કી૦ રૂ. ૦ા તથા ૦ાા=. તથા રતલ ૧) ના રૂ. ૪.

**દાંતનું મંજનઃ**–ફક્ત દુઃખતા દાંત તથા દાઢ માટે. દાંત દાઢનો દુખારો તથા લોહી પડતું જવું નરમ પાડે છે, કી૦ ૦ા= તથા રૂ. ૦ાાા. તથા રતલ ૧) ના રૂ. ૬.

**ડાયરીઆ,** કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧) ના રૂ. ૦ા= તથા રૂ. ૦ાાા.

**દરાજ,** કીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧) ના, કી૦ રૂ. ૦ા=

દરેક જાતના જખમો માટેનો મલમ, કી. રૂ. ૦ાા.

**નબળી પાચન શક્તીથી પીડાતાઓ માટેની હજમીતની ગોળીઓ,** કી૦ રૂ. ૦ાા=. તથા રતલ ૧) ના રૂ. ૮.

**હરસની ભુકીઃ**–બાહેરના કે અંદરના, લોહીઆર કે મસાવાલા, નવા કે જુના, હરસ તુરત સદા માટે નરમ પાડે છે, કી૦ રૂ. ૦ા=.

**હરસનો મલમઃ**–ઉપલી ભુકી સાથે વાપરવા માટે દબી ૧) ના, કી૦ રૂ. ૦ાા.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવાઃ** શીશી ૧) ના, કી૦ રૂ. ૦ાાા, ૧ા ને રૂ. ૨.

**મીઠી પીશાબની દવાઃ**–થોડોક વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧ા ને રૂ. ૨.

**લેપઃ**–રસ, ગાંઠ, લચક, રૂમેતીઝમ, ગાઉટ, મોઝે, વિગેરે માટે, દબી ૧) ના, કી. રૂ. ૦ાાા.

### હઝારો સર્ટીફીકેટોમાંથી ફક્ત એકજ અત્રે છાપી છે.

૧ ડૉ૦ સર ભાળચદર કૃષ્ણ, કે.ટી, જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા દાકટર, લખે છે, "મોતીવાલાની ખાંસીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એ ગોળીઓ મેં અની ઘણી ફતેહમંદી સાથે વાપરી છે: એ ગોળીઓથી ખહીના પણ એક દરદીની ખાંસી નરમ પડી ગઇ અને તેની પીડાકારી મટી ગઇ એવું મેં જોયું છે."

એકલા બનાવનારઃ–**ડૉ૦ બે૦ મોતીવાલા.**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે–મુંબઈ.

# અરબસ્તાનની કેટલીક કહેવતો.

[લખનાર-રમણલાલ નાનાલાલ શાહ.]

અનીતિવાન સ્ત્રી તે મીઠા વિનાના ખોરાક સરખી છે.
ધોળા વાળ એ મોતનો પેગામ છે
આજે દેવતા છે; કાલે કાંઇ નહિ હોય.
તે બુરખા ઉપર બુરખો ઓઢે છે.
જે માંદો નથી પડયો તે સારો વૈદ ન થઇ શકે.
સુલતાનના માંથામાંની એક અસત્ય વાત વીસ ખરી વાતને દુર રાખશે.

તેમણે ઉંટ પક્ષી (Ostrich-ઑસ્ટ્રિચ) ને કહયુ, "આ બોજો લે!" તેણે કહયું, "હું, તેમ ન કરી શકુ, કારણ કે હું પક્ષી છુ." તેમણે કહયુ, "ત્યારે ઉડ" તેણે જવાબ આપ્યો, "તેમ ન કરી શકુ, કારણ કે હું ઉંટ છું."

મ્હોંડુ પ્રાર્થના કરે છે અને હાથ કતલ કરે છે.

જે હાથને કરડી ખાવાની તારામાં શકતી ન હોય તે ઉપર ચુંબન કરીને તે તારા માથા ઉપર મુકજે.

જેવી રીતે ઘોડા પોતાના દાંત વડે ઓળખાય છે તેમ ઉદાર માણસ પોતાની આંખ વતી ઓળખાય છે.

તંબુમાં જો ઉંટનું નાક પેસે તો તેનું શરીર પણ તરતજ જઇ શકશે.

તારી સાસુ કજીયાખોર છે? તેની દીકરી સાથે છુટા છેડા કરી નાંખ. (અરબસ્તાનમાં પણ સાસુના નામની ટાઢક હોય એમ જણાય છે!)

ભુખ્યો ન છતાં જે માણસ પાતળો હોય તે પીત્તળથી પણ કઠણ છે.
લોભથી દુર થવું એજ દ્રવ્ય છે.
દેવાળીઆ અને વ્યાજખાઉ વચ્ચે લાંબો વખત મતભેદ ટકતો નથી.
હજામ અનાથ છોકરાના મ્હોં ઉપર હજામત કરી હજામત કરતાં શીખે છે.
વારંવાર જે ઉંટ મક્કાની મુસાફરી કરે તે આખરે લંગડું થશે.
ગધેડુ શીંગડાંની શોધમાં ગયું અને પોતાના કાન ગુમાવ્યા.
દુનિયા મડદું છે અને તેને જે શોધે છે તે કુતરા છે.

કુકડાને માટે ખરાબમાં ખરાબ દિવસ તેના પગ સારી રીતે ધોવામાં આવે તે છે. (કારણ કે તેની થોડા વખતમાં કતલ થવાની છે.)

કાગડો તમારો ભોમીયો હોય તો તમને મડદા નજીક લઈ જશે.
જો મન આંધળું હોય તો આંખો નકામી છે.

મુરના ઘરમાં અરબી ભાષામાં વાત ન થાય
તે ગુલામને પહેલા લાડ લડાવે છે અને પછી તેને મારે છે.
માણસ ભેગુ કરે છે અને વખત તેને વીખેરી નાખે છે.
ઝાકળ વડે કાઈ કુવો ન ભરાય.
આરબો અને ઇરાનીઓ વચ્ચેનો તફાવત મજુર અને પત્થર વચ્ચેના તફાવત જેટલો છે
મોટામાં મોટી કાબુ રાખવાની શકિત તે ક્રોધને કાબુમાં રાખવાની છે.
ભગવાન આપણને બે આખવાળો પડોશી ન આપે!
આળસુ માણસને પગ નથી હોતા.
વહાણના કપ્તાનની તારા ઉપર મહેરબાની છે, તારા હાથ વહાણના સઢ ઉપર મુક.
રાજાઓના શબ્દો તે શબ્દોની ગણી સમાન છે.
કામધધા વિનાનો વિદ્વાન માણસ વરસાદ વિનાના વાદળ સમાન છે.
ખોટો શિક્કો બીજે કોઈ ઠેકાણે નહિ પણ બહુ કાળજી રાખનાર શરાફને ત્યાંજ ચલાવાય છે.
જે એકલો ખાય છે તે ઉધરસ પણ એકલો ખાય છે.
દારૂડીયો માણસ કાઇ પણ કારણ સિવાય હસે છે.
તરવાર શરિરને ઘાયલ કરે છે, પણ શબ્દો આત્માને ઘાયલ કરે છે.
જંજાળ વિનાનુ મન તે ભરેલી કોથળી કરતા પણ વધારે સારૂં છે.
તેનું નાક આકાશ તરફ જુએ છે, અને તેના પગ પાણીમા છે.
અધાપાનો સાથીદાર પ્રેમ છે. (ઇશ્ક આંધળો છે)
તેણે તેના પક્ષીને ઉડાડી મુકયુ, અને પછી તેને પકડવાને તેની પાછળ ગયો
નર્કમા પંખા નથી હોતા
કાદવનો લોચો લઈને ભીંત ઉપર ફેંકો જો તે ત્યાં ચોંટી નહિ જાય તો પણ ત્યા કાઇક નિશાની તો રહેશેજ.
બે પત્થર વચ્ચે આવેલી સોપારીના જેવું હાસ્ય.
આજે મને હાથ વતી લેજો, અને કાલે હું તમને પગ વતી લઈશ.
બીદાઉનને આશરો આપશો તો તે તમારા કપડાં ચોરી જશે.
નિર્દોષ માણસને મારજો કે જેથી ગુન્હેગાર પોતાનો ગુન્હો કબુલ કરે.
તું રીંછ જેવો છે. તેને દહોવાય પણ નહિ, વરઘોડામા પણ ન લઇ જવાય, અને તેના ઉપર સ્વારી પણ ન થાય.
વારવાર કજીઆ થતા હોય તેના કરતા જુલમી સુલતાન વધારે સારો
એક દહાડાની મુસાફરીમાં તે હજ કરવા નીકળ્યો છે.
હથીયાર તૈયાર અને અક્કલ ગેરહાજર
પાછળથી આપવાના એસી હજાર દીનાર કરતાં રોકડ નાની રકમ સારી.

તે સુકા ઘાસના જેવો છે કે જે હમેશાં દેવતાની સોબત શોધે છે.

કોઇવાર અને લુચ્ચા માણસો ઉપર અજમાવામાં ન આવે ત્યાં સુધી કપટ માફું ન ગણાય

મીસરની દોલત અંદર વસેલા પરદેશીઓના કામની છે.

ગપ્પા મારનાર કહે છે કે મારો બધો સામાન ચાંદી અને સોનાનો છે. મારા ઘરની તાંબાની કીટલી પણ સોનાની છે.

જે ઉંદરને માત્ર એકજ દર છે તે જલદીથી પકડાય છે.

જુવાન કાગડાઓની ચાંચ ઘરડા કાગડા જેવીજ હોય છે.

ઇશ્વર દર અઠવાડિયે બદલો નથી આપતો, પણ આખરે બદલો આપે છે.

મારો દારૂ એની મેળેજ વખણાય છે.

પૈસાની પેટી ભરેલી હોય તેના કરતાં એક પૈસો હોય તો તે વધારે અવાજ કરે છે. (અધુરો ઘડો છલકાય છે. પુરો ઘડો છલકાતો નથી.)

ઉડતી સાંભળેલી વાત અરધી ગપ હોય છે.

તમે નાચ શરૂ કરાવ્યો, માટે તમેજ વગાડનારને પૈસા આપો.

જલદી પાકે તે જલદી બગડી જાય.

ઇશ્વર મહેનતને માટે જ્ઞાન વેચે છે, અને જોખમને માટે માન વેચે છે.

તે તેના પગના જોડામાં ઇંડાં ભર્યા હોય એટલો બધો જલદીથી દોડે છે.

જ્યાં મધમાખ મધ ચુસી ખાય છે ત્યા કરોળીયા ઝેર ચુસી ખાય છે.

મને જે ગ્હો છે તેને હું ખવડાવુ છું, હું જે ઇચ્છુ તે તેણે બોલવું જોઇએ.

તારૂં પક્ષી ઉડી ગયું અને બીજાએ પકડી લીધું

દરેક મહત્વાકાંક્ષી માણસ કેદી છે, અને દરેક લોભી માણસ ભિખારી છે.

જો કે ધનુષ્ય વાંકુ છે, તો પણ બાણ તેની ધારેલી જગ્યાએ જાય છે.

જે પોતાની પિતરાઈ (cousin) સાથે શરમ રાખે તેને તેનાથી દીકરા થાય નહિ.

જે પોતાની પાછળ આબરૂ મુકી જાય છે તે મરતો નથી.

મારો આશક બળતો દીવો લઇને મને શોધવા આવ્યો તો પણ મારા ધણીને અદેખાઇ ન આવી.

માત્ર એકજ શબ્દથી એક કરતાં વધારે લડાઇઓ થઇ છે.

શેતરંજી ઉપર ચાલવું પડે તેના કરતાં બંદા ઉપર પણ સ્વારી કરવી સારી.

જીભને વશ થઇએ તો પસ્તાવુ પડે.

જે મુલાકાત આપે, અને ટુંકી મુલાકાત આપે તેનું ભગવાન ભલું કરે!

બધી વસ્તુઓને તેમની જગ્યાએ મુકી દે, અને તેઓ તમને તમારી જગ્યાએ મુકશે.

ડાહ્યા માણસની જીભ તેના મનમાં છે. મૂર્ખનું હૃદય તેની જીભ ઉપર છે. (मौनं सर्वार्थ साधनम् ।)

મૂર્ખને ચુપકીદી એજ ઉત્તમ જવાબ છે.

મૂર્ખની જીભને ટેરવે તેનો જવાબ હોય છે.

ખાયલાઓનું સ્વર્ગ રાત્રિ છે.
કુતરાંની ચીસોની ઇશ્વર શી દરકાર કરે છે?
તેઓએ તેણીના ઉપર બળાત્કાર કર્યા પછી તેણીએ સીપાઇને બૂમ પાડી.
જે ગામમાં તું કોઈને ઓળખતો ન હોય તે ગામમાં તારી મરજી પડે તેમ વર્તજે,
આંધળાના દેશમાં કાણીઓ સુંદર ગણાય છે. (આધળામાં કાણો રાજી મો)
દેવાથી બન્ને ગાલ કાળા થાય છે.
પૈસા ઉછીના આપી પછી તેની મસ્કરી કરીશ તો તું પૈસા ગુમાવીશ.
તારી મરજી પડે તે ખા, પણ કપડાં બધા પહેરે તેવાં પહેરજે.
પહેલાં તે એરણ હતો, પણ હવે તે હથોડો બન્યો છે.
નીચા નમેલા માથામાં તોફાન ભરેલું હોય છે (દગલબાજ દુના નમે, ચિત્તા ચોર કમાન.)
ઉદાર માણસ દોલતથી કદી સતોષ નથી પામતો.
જે પોતાની જાતને ધિક્કારે છે તેજ ડાહ્યો છે. પોતાના અભિપ્રાય ઉપર આધાર બાંધે છે તેજ મૂર્ખ છે.
જ્યારે નશિબ આવે છે ત્યારે વૈદ્ય મૂર્ખ બને છે.
મન જીભનો ખજાનો છે
લોભની માતા અયોગ્ય ઇચ્છાઓ છે; દીકરી અન્યાય છે, સાથીદાર બળાત્કાર છે.
જેવી રીતે માંદાને ખોરાક નકામો છે તેવીજ રીતે દુનિયાદારીની મોહજાળમાં ગુંથાયલાને શીખામણ નકામી છે
ગરિબાઇ અને ક્રોધને મેળ હોય નહિ.
તે વરસાદમાંથી બચીને પુવારા તળે બેઠો.
હાથમાં એક ચકલી હોય તે હવામાં હજાર બગલાં હોય તેની બરાબર છે.
જે પોતાની જાતને જાણે છે તે પરમેશ્વરને જાણે છે.
"તે કપાઇ મુઓ! ઇશ્વર તેના ઉપર દયા કરો!" એવું કહેવાય તેના કરતાં "તે નાસી ગયો, ધિક્કાર છે!" એમ કહેવાય એ વધારે સારૂં.
જો તમે તમારા દુશ્મનોથી તમારો ભેદ છુપાવી શકો તો તમારા મિત્રોથી પણ તે છુપાવજો
થઇ ગયેલી વાતો ગણીએ નહિ.
સેતાનમાંથી ઉતાવળ પેદા થાય છે અને ડહાપણપૂર્વક ધીમાશ ઇશ્વરમાંથી ઉત્પન્ન થાય છે.
ભજન કરતું હોય તેની સાથે રહેવાથી ભજન કરતાં શીખાય, અને ગાતું હોય તેની સાથે રહેવાથી ગાતાં શીખાય.
જે પોતાની છાની વાતો છુપાવી શકે છે તે આખરે ફતેહ પામે છે.
પહેલાં ખાવાનું પછી વાતચીત.
દંતકથા એ સત્યને માર્ગે જવાનો પુલ છે.

જેનો હાથ ખાલી હોય છે તેને કોઇ પણ ભય નથી હોતો.

સાંકડે રસ્તે કોઇ ભાઇએ નથી અને દોસ્તદાર પણ નથી.

જ્યારે પેટની વાત આવે ત્યારે ડહાપણ નાસી જાય છે. (बुभुक्षितः किं न करोति पापम् ।)

આંધળી સ્ત્રી ગાંડા માણસની હજામત કરે.

મૂર્ખની દોસ્તી કરતાં ડાહ્યાની દુશ્મનાવટ સારી. (ડાહ્યો દુશ્મન સારો પણ મુરખ ખોટો.)

તારા કપડાંની લંબાઇ જોઇને તારા ટાંટીયા લાંબા કરજે. (પાથરણું જોઇને પગ લંબાવીએ.)

આંખ જોતી નથી ત્યારે મન દુઃખી નથી થતું.

સીંહનો ખોરાક વરૂ ખાય તો તે માંદુ પડે.

---


લેર ગવરમેન્ટ ડાક્ટરે વીરીયલને તપાસીને તેના ગુણો માટે સરટીફીકેટ આપેલ છે.




ટુંકી રતુમાં વાપરવાથી વીરીયલ–ધાતુક્ષિણતાનાં તમામ દર્દો નાબુદ કરી અશક્તિ દુર કરે છે. આવાં દર્દો દુર કરવા માટે વીરીયલના જેવી બીજી ભરોસાદાર દવા એકે નથી. ધાતુક્ષિણતાના દર્દોથી માણસ નબળું પડી જાય છે ને ઘસાતું જાય છે અને તેથી આંખે અંધારા આવવા, સાંધાનો દુખાવો, મગજની નબળાઇ, ભુખ ન લાગવી, કબજીઆત, ધાતુ આવ, (સ્વપ્નામાં) વીગેરે દર્દો થવાથી જીવન ભયમાં આવી પડે છે.

વીરીયલના સેવનથી ગમે તેવો અશક્ત મનુષ્ય સુખમય જીંદગી ગાળી શકે છે.

સંખ્યાબંધ માણસોએ વાપરીને અકસીર સરટીફીકેટ આપેલા છે.

મોટી બાટલી રૂ. ૫) નાની રૂ. ૨) બે.

સોલ એજન્ટસ—વી. નાનાલાલની કાંઠ કેમીસ્ટ અને પરફ્યુમર્સ, મુંબઇ ૨.

# મારા મન તરંગ.

બયત

મુસાફીર જરા રાખ તારો વિચાર,
સ્વપ્ના સમ સુખમાં નથી કઈ સાર,
તજી દે આ ફાની મોહ અને માન,
જીદગી છે થોડી ને ટુંકો જીવ જાન
સફરી ! અરે તુ જરા શાન ધર,
દોલતના ડમરુંપે ના. ધ્યાન ધર;
નેકી ને કીર્તિ હ્યા કામનીજ છે,
માયાની મોહીની હયાં નામનીજ છે.
અથી પાળ તુ પરાર્થનીજ બાધ,
સત્યની સદા શ્રેષ્ઠ સોડ સાંધ;
નીતિ નમ્રતા પર તુ ધ્યાન ધર,
વિવેક વાણી થકી જ્ઞાન ભર.
નાવિક નેકીથી નાવ તુજ સિગાર,
ભવા ! ભલાઈથી ભવ પાર ઉતાર;
યકીનથી ભાઈ વફા રાખજે,
સુકીર્તિથી જીગર સફા રાખજે.
વર્ટમાર્ગુ બી વિદ્યા વાવજે,
જશ લઈ જાનને દીપાવજે,
મગણુને શરણુ તો છે સર્વ કોઇ.
વિનાશ કાળે વિપરીત બુદ્ધી જોઈ.
ભલા ભાઈ ઝટ ચાલ હુશ્યાર થા,
વિવેક વાત શીખવા હવે ઝટ જા;
આવે ગમે તે સુખ દુ:ખ કોઈ,
આશા નિરાશા જીત હાર હોઈ.
યત્ન જારી સદા ,, રાખજે,
આગળ વધી બસ વધારજે;
ધીરજ ધીરા સદા ધારજે,
હરી નામ પ્યારા નીત ઉચારજે
ધન અને જોબન ખ્યાલીજ છે,
ખીલી પળ એક બીજે ચાલીજ છે;
તુટે તકોરે કાચ પ્યાલીજ છે,
'હોમી' ને નીતિ બસ વા'લીજ છે.

જીવજાન

# રામ રાખે તેને કોણ ચાખે?

## (એક સત્યઘટનાવલમ્બિની કથા.)

લખનારઃ—શ. યોગેશ.

સધીર બાપુ મરણ શય્યાં ઉપર પડેલા હતા. તેમની જમણી બાજુએ તેનો વડો પુત્ર હિમ્મતસિંહ અને ડાબી બાજુએ નાનો પુત્ર ગુમાનસિંહ બેઠેલા હતા. સધીર બાપુ ગામના પટેલ હતા. તેમના બાપદાદા મોટા જાગીરદાર હતા પરંતુ કરાળ કાળના પંજામાં કોણ નથી સપડાયું? ક્રૂર કાળના પ્રહારથી સધીર બાપુના દાદાની જાગીર ગઇ અને માત્ર પાસે વાડી વજીફા, ઘર તથા થોડીક જમીન રહયાં. હવે તેઓ ખેતીવાડી ઉપર પોતાનો નિર્વાહ કરતા. આ પ્રમાણે સધીર બાપુ પણ ખેતીવાડી ઉપર નિભાવ કરતા. પરંતુ ગામની પટેલાઇ હજી તેમનીજ હતી અને તેમની ન્યાયબુદ્ધિ પણ સયુક્તિક હોવાથી ગામના લોકો કોરટે ન ચઢતાં ઝઘડાનો નિવેડો લાવવા તેમનેજ બોલાવતા. ગામના લોકો તેમને અતિશય ચ્હાતા અને તેમનો વડો પુત્ર હિમ્મતસિંહ તેમના જેવોજ નિવડેલો જોઈ તેને ભવિષ્યના પટેલ તરીકે માન આપતા. ગુમાનસિંહમાં જુવાનીનું જોર અતિશય હતું અને ગુમાનીનો તોર પણ કમી ન હોતો; આથી લોકોનો ચાહ તે મેળવી શકયો નહિ. સધીર બાપુ અંતિમ ઘડીયો પસાર કરે છે" તે સાંભલી ગામના મોટા મોટા લોકો તેમને ઘેર હાજર થયા. એક રાજાને જે માન મળવું મુશકેલ હતું તે માન સધીર બાપુને મળતું. ઓરડામાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. સર્વ સધીર બાપુના હોઠથી પડતા શબ્દો ઝીલવા કાન સરવા કરી બેઠા હતા. આખરે બાપુએ શાંતીનો ભંગ કર્યો.

"બેટા, હિમ્મત! જો, મારૂં માન આ ગામમાં કેટલું છે? તારે એ પદવીને લાયક થવાનુ છે. મારો પુત્ર મને કદાપિ અસંતોષ ન આપે તો બસ. મને વચન આપ કે આપણા કુળને અણછાજતું કામ તું કદાપિ નહિ કરે. કદી ગામના લોકોનો તારા તરફનો ચાહ ઘટવા દેતો નહિ અને તેમને કોરટે ચઢવા દેતો નહિ. ગુમાન હજી નાનો છે અને તમારી મા બીચારી ગુજરી ગઇ છે અને હું પણ હવે તેને મળવા જઇશ તો તારે ગુમાનનું પુત્રવત્ પાલન કરવાનું છે. હું આપણી મીલ્કતના બે સરખા ભાગ કરવા ઇચ્છું છું અને એક ભાગ તને અને બીજો ગુમાનને આપવાનો છે. બેટા! ગુમાનને કોઈ રીતે ઓછું આવવા દેતો નહિ. તેના ગુણદોષ તરફ જોતો નહિ. તે હજી કમઅક્કલ છે. દુઃખના વખતે તેને મદદ કરતો રહેજે. તેના તરફ દૂર થતો નહિ. હું જાણું છું, તે તને સંતાવશે પણ ક્ષમા અને ધીરજ એ મનુષ્યનાં ભૂષણ છે. વધારે શું કહું? તારા જેવા સમજુ દીકરાની મને પૂરતી ખાતરી છે અને તું આપણા કુળનો દીપક છે."

હિમ્મતસિંહની આંખમાં આંસુઓ આવ્યા અને સધીર બાપુને નમન કરી તેમની ઇચ્છા પ્રમાણે ચાલવાનું વચન આપ્યું, પછી થોડોક વિશ્રામ લઇ સધીર બાપુ ગુમાનને સંબોધીને બોલ્યા:—

"બેટા ગુમાન! આમ આવ, હવે તો હું જાઉં છું, મારા ઠેકાણે તારા મોટા ભાઇને માન આપજે. તદ્દન ઉચ્છ્રંખલતાઇ વાપરવી નહિ. હવે તું નાનો નથી, સંસારમાં રહેવું છે તો બધુ સાચવવુ જોઇએ. બેટા! દુનીયાદારી શીખી મારા જેટલો લોકોનો ચાહ મેળવતા શીખ તરા આ વત્સલ બાપની આટલી અંતિમ ઇચ્છા સ્વીકાર. સત્કર્મો સિવાય સાથે કંઈ આવવાનું નથી. જુવાનીનું જોર કાયમ ટકી રહેવાનું નથી તો તારા મોટા ભાઇને કપટબાજી કરી સતાવતો નહિ. ગુમાન! તારૂં ગુમાનીપણુ ત્યજી દે. દુનીયામાંથી અપજશના પોટલાં બાંધી જવા કરતા વધારે બુરી ચીજ કોઇ નથી. સત્માર્ગે ચાલવામાંજ ફાયદો છે. નહિ તો આ મનુષ્યદેહ અફળ જશે અને મહાને માટે તારા માથે કાળી ટીલી રહી જશે. બેટા—સમજીને —ચાલજે. તને—અણુમમજુ—મૂકી જતા—મારૂં હૃદય—ચીરાઈ જાય—છે. દીકરાં હિમ્મત—ગુમાન—હું—જાઉં—છું. મારી—ઇચ્છા—"

'રામ' "હરી" ના પવિત્ર નામો શ્રવણ કરતાં સધીર બાપુએ દેહ છોડયો. સધીર બાપુનો આત્મા દેહ પીંજર છોડી ઉડી ગયો. બધાની આંખોમા અશ્રુઓ ભરાઇ આવ્યાં. દરેકના મ્હોએ સધીર બાપુની તારીફ થતી હતી. હિમ્મત અને ગુમાન તો રડી પડયા અને ચોધાર આંસુઓ-વર્ષાવવા લાગ્યા. આવું કરુણોત્પાદક રૂદન સાંભળી કયું સંગદીલ પણ ન પીગળી જાય?

(૨)

સધીર બાપુની ઉત્તરક્રીયા થતી ગઇ હતી અને તેગની આખેરી ખાહેશ મુજબ તેમની મીલ્કતના ભાગ પાડી વહેચી લેવામા આવ્યા હતા. તેમના કાયમના ઘરમા હિમ્મતસિંહ રહયો અને એક બીજા ઘરમાં ગુમાનસિંહ રહયો. મિલ્કતની વ્યવસ્થા બાપુની મરજી મુજબ થઇ પણ બીજી ઇચ્છા બીલકુલ બર આવી નહિ. તેમા હિમ્મતનો જરાએ વાંક ન્હોતો પરતુ ગુમાનની ગુમાનીએ બધી બાજી બગાડી હતી, હિમ્મતસિંહ પોતાના બાપુને વચન આપ્યા પ્રમાણે ચાલતો અને ગુમાનના ઘણા અપરાધો માફ કરતો અને નાનો ભાઇ જાણી જવા દેતો અને ધૈર્યપૂર્વક વાટ જોતો કે એકાદ દિવસ ગુમાનસિંહ સુધરશે.

પરંતુ આ તેની ધારણા સફળ થઇ નહિ. માનો દાબ નાનપણથી બીલકુલ નહિ હોવાથી ગુમાનસિંહમાં સ્વચ્છંદીપણાના સસ્કારો ઘર કરી બેઠા હતા. સધીર બાપુના મૃત્યુ પછી તેનું સ્વચ્છંદીપણું ઘટવાને બદલે વધતુંજ ચાલ્યું અને મ્હાવત વગરનો હાથી જેમ પ્રમત્ત થઇ જાય તેમ સધીર બાપુ વિના ગુમાનસિંહ માતેલા સાંઢ જેવો થયો. હિમ્મતસિંહ પણ કેટલુંક કહે? અને શબ્દોનો નિરર્થક વ્યય પણ શા માટે કરે?

હિમ્મતસિંહની વરતણુક તેના બાપુ સ્વરગમાથી જોઇ ખુશી થતા હતા. તેણે તેના બાપ જેટલોજ બલ્કે વધારે ચાહ લોકોમાં મેળવ્યો અને ન્યાય, નીતિ, ક્ષમા આદિ સદ્દગુણો તો તેને ટેવ જેવાં થઇ ગયાં. તેના પિતાની ઇચ્છાનુસાર કદાપિ લોકોને તે અસતોષ આપતો નહિ

અને ઝઘડાનો નિવેડો પણ બહુ ચાતુર્ય અને ન્યાય પુરઃસર આપતો. તેના તરફ લોકોનો ચાહ વધતો જતો જોઇ ગુમાનસિંહના મનમાં ઇર્ષ્યાગ્નિ સળગ્યો અને તેના ભાઇની દોલત લુટી તેને રખડતો કરી મૂકી અને બને તો મારી નાંખી, તે અગ્નિ હોલવવા નિશ્ચય કર્યો.

તેના લુચ્ચા પાસબાનોના સહવાસથી તે જુગાર રમતો અને દારૂ પીતો થયો હતો; આથી અનીતિએ તેનામાં ઘર કર્યું. ઉપેક્ષા બન્ને દુર્વ્યસનમાં તેને ભાગે આવેલી પોતાની બધી દોલત તેણે ખોઇ અને હવે એના સાથીઓની ખોટી સલાહથી દોરવાઇ પોતાના ભાઇને મારી નાંખી તેની દોલત હાથ કરવા તેણે કુમતિ કરી. બાળપણમાં ઘર કરી બેઠેલા સંસ્કારોએ પોતાનું પોત પ્રકાશમાં આણ્યું. પોતાના ભાઇને આટલી હદ સુધી ઇજ્જત તથા માનઇકરામવાળો તે જોઈ શક્યો નહિ અને તેની પાસે હક્કો પૈસો હોવા છતાં તેને અદેખાઈ આવી. કદાચ તે એકલો હોત તો તેને ગામના લોકો સમજાવી શકત પરંતુ તેના પાસબાનો બદમાસમાંના બદમાસ હતા, અને તેમની સમ્મતિ અને ઉત્તેજનથી મૂર્ખ ગુમાન વધારે ઉશ્કેરાતો અને પોતાનો નિશ્ચય જલદી પાર પડે એવી ગોઠવણ કરતો. મનુષ્ય કેટલી હદ સુધી આડે માર્ગે દોરવાઈ જાય છે તેનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. નીતિ અને અનીતિનું આ આલમમાં કેવું તુમુલ યુદ્ધ ચાલી ચાલી રહ્યું છે?

હિમ્મતસિંહ તો નિડરપણે ચાલતો નીતિમાનને વળી ડર કોનો? ગામના નાના બાળકથી તે વૃદ્ધ સુધી દરેકમાં તે પંકાતો અને બધા એકી અવાજે કહેતા કે બાપ જેવો બેટો નીકળ્યો. ગુમાનસિંહનું નામ લેતાં તેમની જીભ કુચા થઈ જતી અને સધીર બાપુની ગુમાન માટેની આખેરી શીખામણ સંભારતાં તેઓ રડી પડતા અને ગુમાન માટે અતિશય ખિન્ન થતા: આ પ્રમાણે ઇશ્વરને માથે રાખી હિમ્મતસિંહ અને શયતાનને માથે રાખી ગુમાનસિંહ પોતાના દિવસો ગાળતા હતા.

(૩)

ગુમાનસિંહનું ઘર ગામને છેવાડે અને નદી કીનારે આવેલું હતું. ગરમીની મોસમમાં સહકુટુંબ સધીર બાપુ ત્યાંજ રહેતા. નાના ભાઇનું દીલ દુઃખાય નહિ એ ખાતર હિમ્મતે તે ઘર તેને આપ્યું હતું. આવું રમ્ય આલીશાન ઘર પોતાના નાના ભાઇને આપી હિમ્મતસિંહે પોતાનું દિલેર દીલ લોકોને દેખાડી આપ્યું હતું.

અમાવાસ્યાની અંધારી રાત્રિ હતી. ગગન નિરભ્ર હતું. ચોદિશ તારાઓ ઝગમગી રહયા હતા. લગભગ મધ્ય રાત્રિનો સમય હતો. સર્વત્ર નિઃશબ્દ શાંતિ પ્રસરી રહી હતી. હિમ્મતસિંહ પોતાના ઘરમાં નિદ્રાવશ થયો હતો; પરંતુ આ સમયે ગુમાનસિંહના ખાનગી ઓરડામાં ત્રણચાર મનુષ્યોના સ્વર કર્ણગોચર થતા હતા. દર રાત્રિ આ પ્રમાણે જાગરણમાં જુગાર રમવા અને મદિરા ગટગટાવવા ખાતર પસાર થતી પણ આજે કાંઇક અસાધારણ જણાતું હતું. દર રાતે હાહા અને હીહીના મોટા શબ્દોથી ઓરડો ગાજી રહેતો જ્યારે આજે ધીમા સ્વરે કંઇક ખાનગી મસલહત ચાલી રહી હતી.

ગુમાનસિંહ તેના ત્રણ પાસબાનો સાથે કંઇક છુપી વાતચીત કરતો સંભળાતો હતો અને વારંવાર હિમ્મતસિંહનું નામ ચારેના મોંઢે ઉચ્ચારાતું હતું. વાંચક સમજી શકશે કે તેઓ હિમ્મતસિંહનું ખુન કરવાની પેરવી કરતા હતા. આખરે મોડી રાતે તેઓ કંઇક નિશ્ચય કરી

ઉઠ્યા. ગુમાનસિંહ પેલા ત્રણને દરવાજા સુધી મુકવા ઉઠયો અને જેવા ત્રણે જણ દરવાજામાંથી બહાર નીકળ્યા કે ગુમાન બોલ્યો—

"યાદ રાખજો, મિત્રો! કાલે સૂર્યાસ્ત પછી."

ત્રણે શખ્સોએ માથું હલાવ્યું અને તેઓ રસ્તે પડયા. ગુમાન ઘરમાં જઈ બિછાનામાં પડયો.

(૪)

ગત બનાવની રાત્રી પછીના બીજા દિવસની સાંજ હતી. હિમ્મતસિંહ આખા દિવસના કામકાજને લીધે લાગેલો થાક ઘરમાં ગાદી ઉપર બેસી ઉતારતો હતો. આખરે તદ્દન અંધકાર છવાઇ રહયો. બધે દીવા થયા અને હિમ્મતસિંહ પોતાનું નામું લખવા ઉઠવા જતો હતો ત્યાં બે શખ્સો અંદર દોડી આવ્યા અને તેને પગે પડયા. બન્નેને હેતથી પટેલે ઉઠાડયા અને શા માટે તેઓનું આગમન થયું હતું તે પૂછયું. બેમાંનો એક દયાજનક સ્વરે બોલ્યો.

"તમે અમારા રખવાળ છો, બાપુ! પાસેના ખેતરવાળાઓએ અમ બે ભાઇ ઉપર વેર લીધું અને અમને ખુન મારવા તથા ખુન કરવા સુધીની ધમકી આપે છે. અમારા આ ઝઘડાનો નિવેડો આણો. અમે ગરીબ મરી જઇશું, ટૂકડા જમીન ઉપર નિભાવ કરતા અમે બેય એક માના જણ્યા રખડતા થઇ જઇશું, ઉંધના જઇશું." બીજો પણ કરૂણાજનક સ્વરમાં બોલવા લાગ્યો. "હા બાપુ! તમે તો દયાના ભંડાર છો. અમને બચાવો. અમે તમારો આભાર કદી ભુલીશું નહિ."

તેઓની આવી કાકલુદી સાંભળી હિમ્મતસિંહનું હૃદય ગળી ગયું અને એ દયાવાન મનુષ્ય પોતાના હજાર કામ પડતા મુકી તેઓની સાથે જવા ઉપડયો. પળવારમાં પટેલજી ચરમો પહેરી પેલા બે ખેડુતો સાથે ઘર બહાર નીકળી ત્યાં ઉભેલી ગાડીમાં બેઠા. તરતજ ગાડી ઉપડી અને હાંકનારે ઘોડાઓને પુરપાટ જવા દીધા. આથી પટેલને કંઇક શંકા આવી પણ તેમાંના એકે સમાધાન કર્યું કે તેમનું ગામ દૂર હોવાથી અને ત્યાં જલદી પહોંચવાની જરૂર હોવાથી આ પ્રમાણે ઘોડાઓને દોડાવવામાં આવતા હતા. ગાડી માફાવાળી હોવાથી હિમ્મતસિંહ સમજી શકયો નહિ કે કઇ દિશામાં તેઓ જતા હતા. ગાડી તો એટલીજ ઝડપથી ચાલ્યે જતી હતી.

ત્રણ ચાર કલાકની વેગવતિ મુસાફરી પછી એક પહાડની તળેટીએ ગાડી થોભી. પેલા બે ખેડુતો નીચે ઉતર્યા અને હિમ્મતસિંહને નીચે ઉતાર્યો. ગાડીવાળાએ ઘોડા છોડી ઝાડના થડે બાંધ્યા અને પછી ચારે જણ પહાડ ચઢવા લાગ્યા, કારણ કે પેલા ખેડુતોએ હિમ્મતને કહ્યું કે તેમના તથા તેમની સાથે ઝઘડો કરનારના ઘરો પહાડ ઉપર આવેલા હતા, પાએક કલાકમાં તેઓ સપાટ ટોચ ઉપર જઇ પહોંચ્યા લગભગ અગીઆર વાગ્યા હશે. સર્વત્ર શાંતિ હતી. ક્વચિત્ ક્વચિત ચામાચીડીયા કે કંસારીના શબ્દો શ્રવણ થતા હતા. પવન ઠંડો અને ગુસવાટભર્યો વાતો હતો. ચારે જણ એક ઝાડી–નજીક થોભ્યા થોડીક વાર તેઓ ઉભા હશે ત્યાં એક અ-

જાણીતો શખ્સ મોઢે બુકાની બાંધીને આવતો જણાયો. તેણે કંઇક સંકેત કર્યો જેનો પ્રત્યુત્તર પેલા બે ખેડુતોમાંના એકે આપ્યો અને હિમ્મતસિંહ તરફ આંગળી કરી. આથી હિમ્મતને વહેમ પડયો પરંતુ અત્રે કંઇ ઉપાય નહોતો; હાલ તેમને શરણે તે હતો અને તેઓ જે કરે તે સહન કરવાનો તેનો વારો આવ્યો હતો. જીંદગીમાં આ પ્રથમજ વાર હિમ્મતસિંહને ડર લાગ્યો અને પોતાની જીંદગી જોખમમાં જણાઇ. તે વિચારમાં ગરગુલ થઈ ગયો.

પળવારમાં વિદ્યુતના વેગે પેલા બે ખેડુતો હિમ્મતસિંહ ઉપર તૂટી પડયા. તેને ભૂમિ ઊપર પટક્યો અને તેના હાથ પગ દોરડા વતી બાંધવામાં આવ્યા. વળી તેઓ મારી આજુ બાજુના લોકોને એકઠા ન કરે તેટલા ખાતર તેના મોંમાં ડુચો ભરાવવામાં આવ્યો. થોડીક વારમાં પેલો ગાડીવાળો અંધારામાં ચકચકીત એક છરી હાથમાં ગ્રહી તૈયાર ઉભો અને પેલા બુકાનીવાળા શખ્સના હુકમની રાહ જોવા લાગ્યો.

પેલા ભેદી શખ્સ પળ બે પળ અતિશય વિચારમાં પડી ગયો અને અનિશ્ચિત જણાયો. વળી તેણે હૃદય કઠણ કર્યું અને ટટાર થઇ તાડુકી ઉઠયો, "ચલાવ તારી છરી." હુકમનો સાંભળતાંની સાથે પેલા છરીવાળા શખ્સે હિમ્મતસિંહની ગરદન પકડી અને હડીયા નીચેની શ્વાસની નળી ઊપર છરી ચલાવી. તરતજ રક્ત અતિશય વહેવા લાગ્યું અને બાજુનો નાનો ખાડો લોહીથી ભરાઇ ગયો. પાપીઓ થોડીકવાર મરતાં હિમ્મતસિંહ તરફ નિહાળી રહયા અને તેને નિશ્ચેત જોઇ તેઓ અંદરો અંદર કંઇક વાત કરવા લાગ્યા. છેવટે પેલા બુકાનીવાળાએ પોતાની બુકાની દૂર કરી અને પોતાના ખૂની મિત્રને સંબોધીને બોલ્યો:—

"મિત્ર! તેં આજે મારા ઉપર અતિશય આભાર કર્યો છે. હવે હું હિમ્મતસિંહની બધી મીલકતનો માલેક થઇશ અને મિત્રો! તમને પણ હું ભૂલીશ નહિ."

ગાડીવાળો બોલ્યો, "ગુમાન બાપુ! વધુ વખત ગુમાવવો નકામો છે. ચાલો, આપણે આસપાસ ફરી લાકડાં લઇ આવીએ અને આ શબનો અગ્નિદાહ કરીએ."

આટલી વાતચિત પછી પોતાના મોટા ભાઇનુંજ ખુન કરાવનાર ગુમાનસિંહ પોતાના મળતીયા સાથે લાકડાં લેવા ચાલ્યો. પોતાની ઇચ્છા હવે સફળ થઇ એ આનંદે અને બધી દોલતના માલેક થવાની આશાએ લેવી જોઇતી સાવચેતી રાખવી તે ભૂલી ગયો. શબ પાસ એક શખ્સ તેણે રાખ્યો નહિ અને ચારે મૂર્ખો લાકડાં લઇ આવવા ઉપડયા. તેઓ તો નિશ્ચિન્તપણે પહાડ ઉતરવા લાગ્યા અને પળવારમાં તેઓનો અવાજ સંભળાતો બંધ થયો.

અત્રે પહાડની ટોચ ઉપર હિમ્મતસિંહ વીસેક મિનીટ અચેત પડી રહયો. અને ખુનીઓના જવા પછી તેને કંઇક શુદ્ધિ આવી. બધો દેખાવ તેની નજર સમીપ તરી આવ્યો અને સમય ગુમાવવો વ્યર્થ જાણી તેણે પોતાના અશક્ત હાથોએ દોરા ઉખેળી ગરદનની આસપાસ વીંટાળ્યો. આથી લોહીનો પ્રવાહ વહેતો ઓછો થયો. થોડીક વારમાં તેનામાં કંઇક શક્તિ આવી. તે ઉભો થયો. અને આસ્તે આસ્તે પહાડ ઉતરવા લાગ્યો. વાંચકોએ ધ્યાન રાખવાનું છે કે ગુમાનસિંહે લીધેલી દિશાની સામી દિશામાં હિમ્મતસિંહ ઉતરતો હતો એટલે એ બેનો ભેટો થવાનો

સભવ ન્હોતો. અર્ધો કલાકમાં પહાડની તળેટીએ આવેના એક ગામમાં હિમ્મત પહોંચ્યો અને ત્યાંના પટેલને એવી કાળી મધરાતે ઉઠાડ્યો. પટેલે દ્વાર ઉઘાડી તેને અંદર લીધો અને તેની એવી સ્થિતી નિહાળી ને રડી પડ્યો. હિમ્મતસિંહની આંખમાં પણ આસુઓ આવ્યા અને સર્વ વિગત અથેતિ લખી-જણાવી. પટેલે તે બાબતની વ્યવસ્થા કરવાનું વચન આપ્યું, અને હિમ્મતસિંહને આરામ લેવા જણાવ્યું. તરતજ તે ભલા પટેલ પોતાના નોકરને દોડાની તથા કોટવાલને બોલાવી મંગાવ્યા. અર્ધા કલાકમાં બન્ને હાજર થયા અને ડૉકટરે હિમ્મતનો ઘા તપાસ્યો; જરા માટે બચી ગયો હતો એમ જણાવ્યું અને હવે પછી બચે કે નહિ તે શંકા જેવું હતુ. તેણે રેશમના દોરા વડે ટાકા માર્યા અને ઘા સીવી લીધો અને આંતરીક સંતોષ દર્શાવીને સર્વ હકીકત સંભળાવવા આતુરતા પુર્વક તે રાહ જોવા લાગ્યો.

પટેલે સર્વ હેવાલ બન્નેને કહી સંભળાવ્યો કે તરતજ કોટવાળ પોતાના શખ્સો સાથે પહાડની ટોચે જઇ પહોચ્યો અને ખુનીઓની રાહ જોતો ઝાડીમાં ભરાઇ બેઠો. લાકડા લઇને ખુનીઓ આવ્યા અને જોયું તો તેમની અજાયબી વચ્ચે શબ ત્યાં ન્હોતું! તેઓ આમતેમ નજર ફેંકવા લાગ્યા કે કોટવાળ પોતાના માણસો સાથે તેમના ઉપર તૂટી પડ્યો અને ચારેને ચતુર્ભૂજ કેરવામાં આવ્યા ચારેને લઇ નીચે ઉતરી પટેલને ખુનીઓ પકડાયા છે માટે નિશ્ચિન્ત રહેવા કહી કોટવાળ ચોકીએ ગયો. ખુનીઓને કોટડીમા પૂરવામાં આવ્યા. આ બાજુ ડૉકટર હિમ્મતની સારવાર કરતો સવાર પર્યંત પટેલને ત્યાંજ રહ્યો. સવારે હિમ્મતને સરકારી હોસ્પીટલમાં લઇ જવામા આવ્યો. હિમ્મત તદ્દન સાજો થાય ત્યાસુધી કેમ પુછતો રહ્યો

(૫)

ગત બનાવ બન્યા પછી ચાર માસ વહી ગયા હતા. હિમ્મતસિંહ ઇશ્વિરકૃપાથી તદ્દન સાજો થઇ ગયો હતો. તે પોતાનું નીતિમાન નિષ્કલંક જીવન પૂનઃ ગાળતો થયો હતો, ગુમાનસિંહ તથા તેના સાથીઓનો અપરાધ પુરવાર થયો હતો અને તેમને જન્મભરની દેશનિકાલની ટીપ મળી હતી આ પ્રમાણે નીતિ અને અનીતિ વચ્ચેના દ્વંદ્વ યુદ્ધમાં નીતિનો જય થયો. 'રામ રાખે તેને કોણ ચાખે' એ કહેતી અનુસાર હિમ્મતસિંહ બચી ગયો અને 'ખાડો ખોદે તે પડે' એ કહેતી અનુસાર ગુમાનસિંહ તથા તેના સાથીઓની બુરી હાલત થઇ. ગુમાનનુ કપટ ગુમાનનેજ નડ્યું અને હિમ્મતસિંહનાં માનઇકબાલ અગાઉ કરતાં હવે બેવડાયા, મિલ્કત પણ બેવડાઇ અને સાથે સાથે તેના સદગુણો પણ તેણે બેવડયા. આગળ કરતા તેણે વધુ સતકાર્યો કરવા માડયા અને પોતાના બાપુની ઇચ્છાનુસાર વર્તી સત્ય સુખ અનુભવવા લાગ્યો. હજીપણ હિમ્મતસિંહ જીવે છે અને તેના લખલૂટ સુખમાં ક્વચિત્ ક્વચિત્ પોતાના નાનાભાઇની દુર્દશા સાંભરી આવતાં તે દુઃખી થાય છે પરંતુ ललाटे लिखितमपि प्रोज्झितुं कः समर्थ ? એ વાક્ય સંભારી પોતાના દુઃખી મનને સંતોષે છે.

# ગમગીન મુસાફર.

કવ્વાલી.

૧

સળગતાં ઉરની સાચી, કહું કોની કને આ જઈ,
કરૂ વશ કેઈ વ્યકિતને, પ્રણામેની પ્રતિતિ દઈ.
ઠરી અહીં જીંદગી થોડી,
જુઠી સંસારની જોડી;
ડુરાગી ઇશ્કની હોડી, ણુરાડે બાવડું તે ગ્રઈ.—સળ૦

૨

મવાલી માનસિક સૃષ્ટિ,
દમામી સ્નેહુની દૃષ્ટિ;
વિવિધ સંતાપની વૃષ્ટિ, લપાવે અંકમાં તે લઈ—સળ૦

૩

મમત કુળમાન ને કાયા,
છળે દઈ શાંતિની છાયા;
પચાવી રેતપર પાયા, વિંધે ઉર આપ વેરણ થઈ—સળ૦.

૪

ઝપટ જગની હુવા ઝેરી,
ઘુમડે પ્રાણુ લે ઘેરી;
પરાત્પર ભિન્નતા પ્રેરી, કરાવે દુશ્મનાઈ કંઈ—સળ૦

૫

સગા સૌ સ્વાર્થના દાસો,
અભિપ્સિત સ્હાય અભિલાષો;
પડે જો ઉલટો પાસો, ધકો દે પુઠ્યથી તે મઈ—સળ૦

૬

નથી કથવાનું કાંકરને,
પ્રિછાવું છે પ્રિયંકરને;
ભળાવો 'ભાઇશંકર'ને, ભર્યું સુખ ભાઈ અહીં કે ત્યહીં—સળ૦

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત

હમેશ પુરતો સંતોશ

જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલી,
સસતી, અચુક, વનસ્પતીની ફકટ

 ડો૦ બે૦ મોતીવાલાનીજ. 

# દવાઓ.

વાપરવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી થી મગાવી શકાશે પણ પેકીંગ ફી. ટપાલ ખરચ વિગેરે ના પૈસા દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનું લીસ્ટ તથા તેને મળેલી

**હઝારો સર્ટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો ;**

મધેના થોડાક જે હેન્ડબીલોમાં છાપ્યાં છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર રવાના કરવામાં આવશે. હેઠળ આપેલી દવાઓની વીગત વાંચી કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી !

૧. "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થડો ગુણકારક મલમ—કીંમત ડબી ૧) ના રૂ. ०॥

૨. તાવની ભુકી તથા ગોળીઓ—દરેક પ્રકારની તાવ માટે—કીં૦ ભુકીની ડબી ૧) ના રૂ ०॥। તથા ગોળીની શીશી ૧) ના રૂ. ०॥ અને રતલ ૧) ના રૂ. ૧૦

૩. ટોનીક ઓફ લાઈફ—તાવ યા કોઈ પણ બીમારી ગયા પછી લાગતી નાટવાણી, થાક, નબળાઇ માટે—એથી શરીરનું લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે. કીં. શીશી ૧) ના રૂ. ૧ તથા રૂ. ૨.

૪. મીઠી પીશાબની દવા—એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે. કી. શીશી ૧) ના રૂ. ૧ તથા રૂ. ૨.

૫. લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, સાંધીવા, રૂમેટીઝમ, આલુ પેટનો દુખાવો નેમોની કળટર, વિગેરે માટે કીં. ડબી ૧) ના રૂ. ०॥।

૬. પલમોનીક પાઉડર—જુની ખાંસી, દમ, હાંફણ, ખટી માટે—કીં ડબી ૧) ના રૂ. ०॥।

૭. રીંગવર્મ પાઉડર—ચામડીના દરદો માટે કીં શીશી ૧) રૂ. ०।=

૮. હરસની ભુકી તથા મલમ—અંદરના કે બાહરના, નવા યા જુના, લોહીઆર કે મસાવાલા હરસ સદા માટે દુર કરે છે. કીં ભુકીના રૂ. ०।= તથા મલમના રૂ. ०॥

એકલા બનાવનાર—

ડો૦ બે૦ મોતીવાલા

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબની પાસે,

મુંબઇ,

# સોનેરી સખુનો.

(લખનારઃ—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.)

## દોલત.

સદ્‌ગુણ વગરની દોલત એક ભયભર્યા અણગમતા પરોણા મિસાલ છે. પણ જે કોઇ એ બન્ને ન્યામતો મેળવવાને નશીબવંત થયું છે. તેજ ખરેખરું સુખી, તવંગર અને બાહદુર છે. સદ્‌ગુણીથીજ દોલત ને માનપાન મળે છે, અને દરેક ઠેકાણે તે મેળવનાર આદમી દીપી નીકળે છે. દુર્ગુણી માણસના હાથમાં દોલતનો ભંડાર પડવાથી તે પોતાની નાદાન્યતભરી અક્કલને જોરે લખ્ખો અને કરોડોની દોલતને એક નજીવી કોડીમા ફેરવી મકે છે.

તેજ માણસ ખરેખરો સુખી છે, કે જેની આવક તેના ખર્ચ કરતાં વધુ હોય અને તેજ માણસ ખરો કંગાળ છે કે જે પોતાની આવક કરતાં વધુ ખર્ચ કરી, કરજના બોજા તળે દબાતો હોય.

એક માણસ પાસે ઘણી દોલત હોય, તેટલા માટેજ તેને તવંગર કહેવું ઘટતું નથી. પણ ખરો તવંગર તો માત્ર તેજ ગણાવો જોઇએ કે જે દોલત કેમ વાપરવી, તે સારી રવેશે જાણતો હોય.

સંતોષ અને મનની તવંગરી એજ ખરી દોલત છે અને જેઓ એવી કીંમતી દોલત મેળવવા માટે આ દુન્યામાં તન અને મનથી ઝીપલાવે છે. તેઓજ ખરા સુખી અને આબાદ થએલા છે. બાકી જેઓ દુન્યાઈ તકલીદી પરપોટા રૂપી દોલત મેળવવા જીજ્ઞાસુ છે, તેઓ નાસીપાસ થએલા અને તદન છેતરાયલા છે, એટલુંજ નહીં પણ ખરેખરા કમનશીબ તો તેઓજ છે.

દોલત મેળવવી એ તો કે કાંઇ સહેલું કામ નથી, છતાં તેને સાચવી રાખવી, એ તો તેના કરતાં પણ વધુ સખત મહેનત આપનારી જંજાળ છે અને તેને સારા કામોમાં વાપરવી, એ ઘણુંજ મધુરમા મધુર કાર્ય છે.

ઘણી દોલત મેળવી તવંગર થવામાં ઉત્સાહની હાજરી વધુ ને વધુ જોઈએ છે. તેને સારી રીતે રાખવામાં શ્રેષ્ટ ડહાપણની જરૂર પડે છે. પણ તેને નમુનેદાર રીતે વાપરવી, એ એક ઘણોજ કીંમતી સદ્‌ગુણ અને નાદર હુન્નરમદીનો આબેહુબ ચીતાર છે.

સારાં ભલાં કામો કરવાનો આધાર દોલત પર નહિ, પણ માણસાઇ જીગર અને મગજ ઉપર રહેલો છે; કારણકે આ વાત તો આપણે સોરી રીતે જાણી છીએ કે ચિક્કાર દોલત હોવા છતાં એક માણસનું દીલ બખીલ હોવાથી ભલા કામો કરવામાં તે તંગ દીલનું થાય છે. જ્યારે બીજા હાથ ઉપર ગરીબાઇમાં દિવસ ગુજારનાર મુફલેશ આદમીનુ હૃદય ભલા કામો કરવા માટે ઉછલી રહે છે.

પ્યારથી ધગધગતાં ભલાં અને તવંગર અંતઃકરણ વગર દોલત એક ઘણુંજ બીહામણા અને બેડોળ ભીખારી જેવી છે.

દોલત દરજ્જાના વધવા સાથે ફીકર અને ધાસ્તીનું પ્રમાણ પણ મોટું ને મોટુંજ થતું જાય છે.

દોલત પોતે તો આંધળીજ છે. પણ જે કોઇ તેની ઉપર મોહી પડી તે ઉપર નજર નાંખે છે, તેઓને પણ તે આંધળા બનાવે છે.

દોલતને પાંખો છે અને તે પાંખોના બળે તે તેના પુજારીઓ આગળથી કોઇ કોઇવાર જીવ લઇને પરભારી નાશી જાય છે, અને તેનાજ બળે કોઇ કોઇ વાર વળી પોતામાં ખાસ વધારો કરવાને માટે ઉડની ઉડતી આવીને વાસો કરે છે. પ્રિય વાંચનાર! દોલતના ઢંગ આવાજ છે. માટે તે ઉપર દીવાનો થઇને તારૂં દીલ બાંધી મુકવા જેવો મુર્ખો ના બન.

ઉતાવળથી અને પારકા ઉપર તરાપ મારીને ભેગી કરેલી દોલતનો જલ્દીથીજ આકો આવી જાય છે. પણ પરસેવો ઉતારીને ધીરજથી ભેગી કરેલી દોલતમાં ખરેજ મનમાનતો વધારો થશે. ત્યારે ઓ માનવી! પારકી દોલત ઉપર નજર ના રાખ. તે ઉપર તરાપ મારવાની નાદાન્યત ભરી કોશેષ ના કર. અને તારી પોતાની દોલત ઉપર પણ દીવાના મીસાલ ગાંડો ઘેલો થઇ તેનોજ ગુલામ થઇ ના રહે દોલતે તને વશ કરવી ન જોઇએ. પણ તારે દોલતને વશ કરી, તે ઉપર પહેલવાંની ભોગવવી જોઇએ દોલત ઉપર દીલ ન બાંધવા માટે એક ઘણુંજ બાહોશ અને નામીચા કવીની આ નીચલી કવિતા આપણુને ખરેજ દહાપણ લેવા જોગ બોધ આપશે.

## પૈસો.

અરે! ઓ માનવી તું મુરખ નાદાન!
કાંય કરે છે ભેગી તું દોલત ને જર!
દોલત નથી રહેવાની પાસ, જાવેદાન,
તો કાંય રાખેછ તે ઉપર તું નીચી નજર?
જે પૈસો તુ સખીહને કરેછ જમાવ,
રેહતો નથી તે તાહરી પાસે સદા;
બનેછ એવો હરદમ આ જગમા બનાવ,
રહે છે તે જીવતો, ને તુ નાપેદા.

કાંય તાહરી પીઠે તું લાધે છે જર,
જો ઉડવાની છે તાહરી સેલટની નેમ?
જો જગતમાં મરવું છે તુને આખર,
તો ખાધે છે કાંય તાહરો પૈસા પર પ્રેમ?
ઉઠાવે છે શું કરવા મેહલોને તું,
જો છે તુંને જમીનમા કરવો આરામ?
બે બીટ્લસનો ખાડો છે તાહરી જગો,
તો શું કરવા પૈસાની દોડ અને ધામ?
રેપેછ તું બીયું એક એવું જમીન,
આપેછ જે ઉગીને મીઠી પેદાશ,
તે અગાડી મોહત, તાહરી આવીને પાસ,
લુટી જશે આએ તાહરી જીદગીનો પાક
લાવે જો તુ તાહરા તાબામા જર,
ને જાળવી તુ રાખે તે પકડીને ગજ;
પણ મોત તાહરી ઉપર તો ખડખડ હસેછ,
કે લુટશ હુ એ સધી લીધેલી રજ.
ધારેછ તું પોતાને ઉદ્યોગથી પૂર,
ને ડહાપણની વાતો તુ કરેછ ઘણી,
પણ મહેનત જે લેય છે તુ ખુદની ઉપર,
તે મહેનતનો લાભ લેશે પારકો ધણી.

પ્રિય વાંચનાર! આ ઉપરથી તુ જોશે કે, દુન્યાઇ દોલત અને માલમતા ઉપર લોભાઇ જઈને પર મરી ફીટવુ એ કેટલું બધું બેવકુફાઇ ભરેલુ છે માટે વિચાર કર, ધ્યાન ધર, અને હું જે કહુ તે ઉપર ઉંડો દર્યાફ્ત કર કે જો તારે ખરી દોલત મેળવવી હોય તો તે "ડહાપણ" છે. માટે તે મેળવવા આ દુન્યામાં તું આગળ વધ.

ડહાપણ એજ ખરી દોલત છે એ બાબે આપણે એક ચતુર ફીલસુફની નીચલી લાઈનો જરા વાંચી જોઇએ; અને ત્યારેજ આપણી ખાત્રી થશે કે ડહાપણ જેવી તવગરી બીજાં કશાંમાં નથી.

"Wisdom true riches."

"In vain do men
The Heavens of their fortune's fault accuse,
Little they know best what is the best for them,
For they to each such fortune do diffuse
As they do know each can most aptly use.

For not that which men covet most is best,
Nor that thing worst which men do most refuse;
But fittest is, that all contented rest
With that they hold; each hath his fortune in his breast.
It is the mind that maketh good or ill,
That maketh wretch or happy, rich or poor;
For some that hath abundance at his will,
Hath not enough, but wants in greater store;
And other, that hath little, asks no more,
But, in that little is both rich and wise;
For, Wisdom is most Riches, fools therefore
They are, which Fortune do by vows devise,
Sith each unto himself his life may fortunize"

"ડહાપણ એજ ખરી દોલત."

"માણસો ફોકટમાંજ પોતાના નશીબની કસુરનુ તોહમત ખુદાતાળા ઉપર મુકે છે કારણ કે તેઓને માટે સૌથી સરસ શું છે, તે તે (ખુદા) જાણે છે. દરેક માણસ પોતાને મળેલી ચીજોનો કેવો ઉપયોગ કરી શકશે, તે સઘળું જાણીનેજ તેણે (કિર્તારે) દરેકને જુદી જુદી રીતે નશીબની વ્હેચણી કરી આપેલી છે. આ ઉપરથી જણાય છે કે, જે ચીજ માણસો વધુ મેળવવાની કોશેષ કરે છે, તેજ કાંઈ સૌથી સરસ હોતી નથી. તેમજ વળી તે ચીજોબી કાંઇ વધુ ખરાબ નથી, કે જેને મેળવવા માણસો ના પાડતાં હોય. પણ જે મળ્યું હોય, તેટલાંથીજ સંતોષી રહેવું એ સૌથી સરસ માર્ગ છે. કારણ કે દરેકની છાતીમાં તેનુ પોતાનું નશીબ કોતરાયલું હોય છે.

ફક્ત તે તો મગજ છે, કે જે સારાં અને માઠાંનો ખ્યાલ ઉત્પન્ન કરે છે. તેજ દુ:ખી કે સુખી, તવંગર કે ગરીબ બનાવે છે કારણકે કેટલાંકો જેઓ પાસે તેઓની મરજી આગળ મનમાનતી રેલછેલ હોવા છતાં તેઓને મનથી હજી તે પુરતું ગણાતું નથી. પણ થોડાંમાંજ સંતોષી તવંગર અને ડહાપણવાળા થઇને રહે છે.

કારણકે ડહાપણ એ ખરેજ દોલત છે. મુર્ખાઓ તેટલા માટે તેઓજ છે, કે જેઓ બાધા લઇને નશીબદેવીની આરાધના કરે છે કારણકે દરેક માણસ પોતેજ પોતાની જીંદગી નશીબદાર બનાવી શકે છે."

પ્રિય વાંચનાર! તું જોશે કે ત્યારે ખરી દોલત તો આ અને આજ છે. બાકી ખાલી ચાઇચાઈના પરપોટાઓ તો પહેલાં તારી આંખને ઝળકાતથી આંજી નાખી, પાછળથી ભારે રંજ, હાડમારી અને પસ્તાવામાં નાખ્યા વગર રહેતા નથીજ.

# આંક યંત્રનું ગણીત.

લેખક-કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

કચ્છ-કેરાથી મારો વિદ્વાન મોહમેદન લેખકમિત્ર સાક્ષર કરમઅલી રહિમભાઇ નાનજીઆણી બી. એ. સાહેબે, નવરંગ પત્રના ગયા જાનેવારીના અંકમાં એક ઇનામી સવાલ રજુ કરી સોળખડના યંત્રમાં ચાલીસનો સરવાળો મેળવી આણવા સૂચના કરી છે. જે સંબધે મારા પ્રસગમાં આવેલા કેટલાક વાચકો ઘણા અજ્ઞાન હોવાનું મને જણાયું છે જેથી તે સંબધે કાંઇક નાનો સરખો ખુલાસો પ્રગટ કરવો હું ઇષ્ટ ધારૂં છું.

દોહરો.

જે જરચો બત્રીસ પર, બેકી આંક બનાવ,
અર્ધ કરીને એક નજી, ખાને બિજે લખાવ.
નવમે ને વળિ સોળમે, સાત આઠમે આણ;
પદર દશને પ્રથમમા આંક ઉતરતા જાણ.
પાતર ઘર મંગે પછી, એ સાતે છો હોય,
ત્રણ આઠ ને એક વળિ, ચાર પાંચ લખિ જોય.

ચોત્રીસાનું ઉદાહરણઃ—

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

ઉપરના દોહરામાં લખ્યું છે કે બત્રીસ ઉપર ગમે તે બેકી આંકનો યંત્ર કરવો હોય તો ઉપર પ્રમાણે સોળ ખાનાં ચીત્રીને જેટલાનો યંત્ર કરવો હોય તેનું અર્ધ કરી એક બાદ કરવો, પછી તે આંક બીજા ખાનામા લખવો. જેમકે ચોતરીસો યંત્ર કરવા સારૂં તેનું અર્ધ જે સત્તર તેમાંથી એક બાદ કરીને સોળ આવ્યા તે બીજા અંકમાં લખ્યા છે. તેમજ અકેક અંકબાદ ૯-૧૬-૭-૮-૧૫-૧૦-૧ એમ અનુક્રમે લખવા, પછી બાકી રહેલાં ખાનાંમાં ૨-૭-૬-૩-૮-૧-૪-૫ એ આંકડા અનુક્રમે પુરવા. એ રીતે બેકી આંકના યંત્રો જેટલા બનાવવા હોય તેટલા બને છે.

**બીજો પ્રકારઃ—**

વળી બીજી રીતે બનાવવાની રીત એમ છે કે, ત્રણ ત્રણ ખાનાંની ત્રણ પંક્તિ અથવા પાંચ પાંચ ખાનાંની પાંચ પંક્તિ એ રીતે ગમે તે એકી આંક જેટલા ખાનાની તેટલી

પંકિતનું કોષ્ટક ચીતરવું. પછી તેમાંની વચલી ઉભી પંકિતના પહેલા ખાનામાં એકડો લખવો, પછી તેના છેલ્લા ખાનાની જોડેની જમણી બાજુના ખાનામાં બગડો લખીને ત્યાંથી ઉપરની બાજુએ ખુણાખુણ એટલે સેતરંજીની બાજીના ઉંટની ચાલ પ્રમાણે અનુક્રમે ખાનામાં ત્રણ ચાર વગેરે આંકડા લખવા. પછી તે છેલ્લા આંકના ખાનાવાળી આડી પંકિતના ડાબીબાજુના પહેલા ખાનાથી ઉપરના ખાનામાં પછીનો આંક લખી ત્યાંથી ઉપરની બાજુએ ઉંટની ચાલ પ્રમાણે આંકડા લખવા. મથાળાની પંકિત સુધી લખતાં જ્યાંથી અડચણ આવે તે ખાનાથી નિચેના ખાનામાં પછીનો આંક લખીને વળી ઉંટની ચાલ પ્રમાણે ઉપરની બાજુએ મથાળાની પંકિત સુધી લખતાં જવું. વળી તે છેલ્લા આંકની ઉભી પંકિતના છેલ્લા ખાનાથી જમણી બાજુના પાસેના ખાનામાં આંક લખીને ઉંટની ચાલ પ્રમાણે લખતાં જવું. એજ રીતે બધાંય ખાનાં ભરાય ત્યાં સુધી લખીએ તો જે પકિતમાં એકડો લખ્યો હોય તેજ પકિતના છેલ્લા ખાનામાં છેલ્લો આકડો આવે છે.

એકથી તે જેટલી પકિતયો હોય ત્યાં સુધીના આંકનો સરવાળો કરીને તેમાંથી પકિત સંખ્યામાંથી એક બાદ કરીને તેનું અર્ધ થાય તે સરવાળામાંથી બાદ કરતાં જેટલા રહે તેને પંકિતની સંખ્યાએ ગુણવાથી આંક આવે તેટલાનો તે યંત્ર થશે. જેમકે પાચ પકિતનો યત્ર હોય, તો એકથી તે પાંચ સુધીના આંકનો સરવાળો લેતાં ૧+૨+૩+૪+૫=૧૫ પંદર સરવાળો આવશે તેમાંથી એક ઓછે પંકિત સંખ્યાનુ અર્ધ જાય તો તે રહે તેને પાચે ગુણવાથી પાંસેઠ આવ્યા માટે પાસેઠો યત્ર થશે. વળી દરેક ખાનાના આંકમાં એક એક વધારીએ તો સિત્તેરો યંત્ર થશે. એવીજ રીતે દરેક યંત્રમા જેટલા વધારીએ તે પ્રમાણે વધતા આકનો યત્ર થાય છે એ વાત નિચેનાં થોડાં ઉદાહરણોથી સમજાશે.

ત્રણ ખાનાનું ઉદાહરણઃ—

પદરો યંત્ર.

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

પાંચ ખાનાનું ઉદાહરણઃ

પાંસેઠો યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૧ | ૮ | ૧૫ |
| ૨૩ | ૫ | ૭ | ૧૪ | ૧૬ |
| ૪ | ૬ | ૧૩ | ૨૦ | ૨૨ |
| ૧૦ | ૧૨ | ૧૯ | ૨૧ | ૩ |
| ૧૧ | ૧૮ | ૨૫ | ૨ | ૯ |

સાત ખાનાનું ઉદાહરણ—

એકસો પંચોતેરો યંત્ર.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૩૯ | ૪૮ | ૧ | ૧૦ | ૧૯ | ૨૮ |
| ૩૮ | ૪૭ | ૭ | ૯ | ૧૮ | ૨૭ | ૨૯ |
| ૪૬ | ૬ | ૮ | ૧૭ | ૨૬ | ૩૫ | ૩૭ |
| ૫ | ૧૪ | ૧૬ | ૨૫ | ૩૪ | ૩૬ | ૪૫ |
| ૧૩ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૪૪ | ૪ |
| ૨૧ | ૨૩ | ૩૨ | ૪૧ | ૪૩ | ૩ | ૧૨ |
| ૨૨ | ૩૧ | ૪૦ | ૪૯ | ૨ | ૧૧ | ૨૦ |

નવ ખાનાનું ઉદાહરણઃ—

ત્રણસો અગણોતેરો યંત્ર.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૭ | ૫૮ | ૬૯ | ૮૦ | ૧ | ૧૨ | ૨૩ | ૩૪ | ૪૫ |
| ૫૭ | ૬૮ | ૭૯ | ૯ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૪ | ૪૬ |
| ૬૭ | ૭૮ | ૮ | ૧૦ | ૨૧ | ૩૨ | ૪૩ | ૫૪ | ૫૬ |
| ૭૭ | ૭ | ૧૮ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૩ | ૫૫ | ૬૬ |
| ૬ | ૧૭ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૬૩ | ૬૫ | ૭૬ |
| ૧૬ | ૨૭ | ૨૯ | ૪૦ | ૫૧ | ૬૨ | ૬૪ | ૭૫ | ૫ |
| ૨૬ | ૨૮ | ૩૯ | ૫૦ | ૬૧ | ૭૨ | ૭૪ | ૮૪ | ૧૫ |
| ૩૬ | ૩૮ | ૪૯ | ૬૦ | ૭૧ | ૭૩ | ૩ | ૧૪ | ૨૫ |
| ૩૭ | ૪૮ | ૫૯ | ૭૦ | ૮૧ | ૨ | ૧૩ | ૨૪ | ૩૫ |

ઉપર પ્રમાણે પદ્ધતિસર હરકોઇ ઉદ્યોગી પુરૂષ વિદ્વદ્વર્ય શ્રીયુત નાનકઆણી સાહેબનો પ્રતિ-ઉત્તર કરી ઇનામ મેળવી શકશે એમ મારી દૃઢ માન્યતા છે.

# નકલી નેપોલ્યનની ના(મ)દારી.

લખનાર—માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.

I have been more and more convinced, the more I think of it, that, in general, pride and ambition are at the bottom of all great mistakes All the other passions do occasional good; but whereever pride and ambition are to be observed, everything goes wrong, and what it might really be desired to do, quietly and innocently, it is mortally dangerous to do proudly.

(John Ruskin.)

ફાની આ અવનિના ગંજેમાલ ઉપર મગરૂર રહીને ખુદા તથા ખલ્ક તરફ બેદરકારી બતાવવી તથા વધુ લોભ લાલચને વશ થવું તે ખુદ પોતાને હાથે અપેતી નામોશી અને નાશાદી લાવવા બરાબર છે. ન જમશેદ રહયો, ન ઝુઆક રહયો, ન જામે જમશેદ રહી! મતલબ કે બખ્તની રોશની અને દોલતની મોટાઇને માથે કોઇએ કિસમની પાયદારીનો કે કિંચિત રીતના નિભાવનો સેતારો કુદરતના કરે મુકરર કરેલોજ નથી. બાગ મધેનાં ફુલ માત્ર થોડો વખત શોભા અને સુગંધ આપી તેના ધણીની નજરથી નાબુદી પામે છે. તેજ પ્રમાણે આ ફાની જેહાનના જર અને ઝવેર તેના માલેકનું મસતક ઝુજ સમય ગુમરાહી ભરેલું રાખી અચણુચ અણદીઠ થઇ જાય છે. બધળી મોટાઇ, સઘળી ચતુરાઇ, સઘળી તવાનાઇ, અને સઘળી દાનાઇની સર્વેથી સરસ સાબેની એકલા ઇશ્વરમાંજ છે એવું સમજીને નમનતાઇ અને ખાકસારી સિવાય બીજી કાંઇબી ચિજનો દાવો કરવો કે વિચાર બાંધવો વરતવીક નથી. અહંકારી આદમી કદીબી સંતોષ પકડી બેસી રહેતો નથી. પોતાની વધતી જતી લાલસાને પોખતા જતા આખરે તે અહેરાન પરેશાન થઇ પુર્ણ પાયમાલીએ પહોંચે છે. મથાળેના શબ્દોમાં મજકુર કવનકર્તા જોન રસ્કીન કહે છે કે, જ્યાદા અંદેશો કરતાં મારી મજબુત ખાતરી થતી જાય છે કે પ્રત્યેક ભયંકર ભુલોનાં ટલે ગર્વ અને લોભનો વાસ છે. બીજા દરેક જુસ્સાથી કદાપી ફાયદો થાય. લેકિન ગર્વ અને લોભે જ્યાં દેખાવ દીધો ત્યા બધી બાબતમા ખરાબી નિપજે છે. જે કર્તવ્ય શાંતતા અને નિષ્કપટપણે અદા કરવાની અગત્ય આગત હોયતે મગરૂરી ગુમાનીના અંગે ગોયા ઝેરલેણું ભયભિત થઇ પડી પાર ઉતરતું નથી. આલમ ઉપર સરજોરી બરી નરદરી કરવાને પોતેજ એકલા સરજાયલા છે, અથવા અવનિમાં જે છે તે એકદું અપોતુંજ છે, એવા ગુમાન અને લોભના પાપ પ્રતાપે ઇસવી સને ૧૯૧૪ ના ઓગષ્ટ માસમાં જંગી યુરોપી યુદ્ધ જાગ્યું હતું. યુરોપની ઘણી પ્રજાઓને, ઘણા યોદ્ધાઓના અને ઘણાં રાજ્યોને અભિમાની લોભી લક્ષણે આગળ અનેકવાર આંધળાં બનાવ્યાં હતા, અને તે આંધળાપણાએ કય કંઇ સજ્જનનો ઉપરાંત રકમબંદ ઇસમોની હસ્તી નિસ્તીમા

મેળવી હતી. તે માહેલા એક ધરતિ ધ્રુજાવનાર ઈસમ **નેપોલ્યન** બોનાપાર્ટની ખબર આપણે અત્યાર આગમચ એક ઠેકાણે લીધેલી હોવાથી પાછો રિજન પાટલો કરીશું નહિ.

છેલ્લાં જાલમ જફાકાર જંગમાં નેપોલ્યનનાં કામોનુંજ અનુકરણ કરતો, માજી જર્મન **કયસર વિલહેમ** પોતાને જણાવતો હતો, અને તે પોતાને **બીજા નેપોલ્યન** દાખલ ઓળખાવતો હતો. આથી હિંદના આગલા વાઇસરોય **લોર્ડ કર્ઝને** તેને મશ્કરીમાં **"નકલી નેપોલ્યન"** (Pinchbeck Nepolean) ની ઉપમાં આપી હતી. પોતાને માથે મેહમ ઉગ્યું હોય તેમ આજ ત્રીસ વરસ થયાં તે યુરોપને ધાકમાં રાખતો આવ્યો હતો. જે મહાન નેપોલ્યનની તે નકલ કરવા નિકલ્યો હતો તેનાં પદને પણ તે નાલાયક છે. નેપોલ્યનના જેવી કળા કે શુરવીરપણું તે અરધે હિસ્સે પણ ધરાવતો નથી. રણક્ષેત્રમાં તમાસો જોવા તે જતો મગર મામલો વિરૂદ્ધ રૂપ લેતાંજ પોબારાં માપતો! હાથમાં શમશીર લઇને મેદાને જંગમાં નેપોલ્યનની માફક તે હરગેજ લડવા ગયો ન હોતો. નેપોલ્યનની માફક તે હરગેજ લડવા ગયો ન હોતો, નેપોલ્યન પોતાનાં લશ્કરની મોખરે રહીને પટા ફેરવતો હતો; પણ કયસર તો રણસંગ્રામથી સેંકડો કદમ દુર રહીને મામજનું તપાસતો હતો. ઈનસાફને ખાતર જણાવવું જોઇએ કે, **તકોબરી** અને તૃષણા, આ બેજ અખબરાઓમાં તે નિશંક નેપોલ્યનની સરોબર હતો! લોભથી હાથ ઉઠાવવા નેપોલ્યનને જેમ તેના પ્રધાને વિનવ્યો હતો તેમ જર્મનના કયસરને તેના ડાહ્યા વજીરો અને દેશહિતકારીક સપુતોથી સલાહ આપાઇ હતી કે, કીરતારે તેને જે નવાજેશ—હેલાયત બક્ષી છે તે ગનીમત ગણીને વધુ મુલકો જીતવાની હોંશથી બાઝ આવવું. તોએ કયસરના વિખિત બુદ્ધિએ સઘરઉં સલાહ મોરગેજ મુકી. નેપોલ્યનની માફક કયસરે મસ્તક ફેરવ્યું. નેપોલ્યને યુરોપને ઘડીભર નચાવ્યું હતું ખરૂં! પણ કયસર તેમ કરી શક્યો નહી. અવેજમાં તેની નીતિની નાદારી (Moral Bankruptcy) પ્રસિદ્ધિ પામી, અને આ વીસમી સદીના નેપોલ્યન થઇ પડવાની તેની હવાઈ આશાપર મુળનાં પેરાં ફરી વલ્યાં. અમેરીકાને સુધાં સામ્રાજ્યો (Allies) તરફથી યાહોમ ઝિપલાવેલું જોઇ જર્મન કયસર ગભરાયા, અને પોતાની વર્ષોની બાજી સુદરઇઓએ માટીમાં મેળવેલી નિરખતાં તેની છાતીનાં પાટીયા ઓર અંદર પેસતાં ગયાં, હાથ આવેલો ફ્રેંચ દુશ્મનનો દેશ તેને તરછોડી દેવો પડ્યો એટલુંજ નહિ પણ, પોતાનાં રાજપાટ વઠીક પડતાં મુકીને તે પરાયા મુલકમાં તીરી ગયો. વિગ્રહની આગમચ જર્મની મહાન હતું, આબાદ હતું, પૈસે પુર હતું, હુન્નર ઉદ્યોગમાં ચઢયાતું હતું. પ્રત્યહિત ઉન્નતીનાં શીખરે હતું, બુદ્ધિ બળમાં બેશક આગ્રેસર હતું, કળા કૌશલ્યમાં પુરવિણ હતું, ખંત ઉમંગમાં આલા હતું, ટકાઉ માલની ઉતપતીમાં હરીફ વગરનું હતું. સાધનટિફિક નિયમ મુજબ દુનિઆનાં દરેક બંદર અને બારાંમાં તેના વેપારે આફલાતુન પગ પેસારો કર્યો હતો. એવી એક સધ્ધર શહેનશાહતને મારફાડ ને લુટફાટના ગુનાહ શા કાજે? જાહોઝલાલીના આ સઘળાં સાધન હવાલામાં હોવા છતાં તેના તુંદ તાજપતીએ અનેક અદપ જુકતીઓ રચી. તે એક તરફથી સૈન્યમાં વધારો કરતો ગયો, એવા લોભથી કે ફ્રાન્સને તાબે કરી લેવું! બીજી બાજુથી તે પોતાનું દરિઆઇ બળ અખંડ બનાવતો રહયો, એવો ગર્વથી કે આજ સદી થઇ ઈંગ્લંડ જે સર્વોપરીપણું ભોગવે છે તે તેના કબજામાંથી છિનવી લેવું! મગર સમગ્ર સૃષ્ટિ ઉપર પોતાની સતા જમાવવાનાં ને પારકાનું પચાવી પાડવાનાં સ્વપના

જોનાર કસરેવજ કયસરનું મોટું નૈતિક નામોશી સંગાથ સખ્ત શિકસ્તે સીવી નાખ્યું. નેપોલ્યન કેદ પકડાઇ સેંટ હેલિનાના ટાપુમાં હક થયો હતો પણ કયસરે પોતાના દેશને ગાઢ મુશીબતમાં મુકી હોલેંડમાં નાહસી છુટવાની નામરદી દેખાડી છે. આ બંને **અસલી** અને **નકલી નેપોલ્યનની** પરાંદગીથી લોકોએ સાફ જોઇ લીધું કે, પૃથ્વીમાં કોઇ અછત નથી. શેરને માથે સવાશેર હોવાજ હાય ! બળ તેજ હક (Might is Right) ની રાજનીતિ છીનલાર ફાવી શકે નહિ. નામ તેનો નાશ છેજ ! અમોજ લડવૈયા, અમોજ જહાંગીર. અમોજ જહાં પહેલવાન, અમોજ આલમગીર, અમોજ સર્વેથી શ્રેષ્ટ એ નેપોલ્યન ભેગા કયસરની મગરૂરી હતી. મગરૂરી સાથે બીજાઓનું હોઇયાં કરવાનો લોભ તેઓમા કોઇબી રિતમે કમતર હતો નહિ જે એકત્ર મચોગને આભારી છે તેઓની સર્વાંમ સત્યાનાશી !

જાણુ ભાઇ જાણુરે, મગરૂરી જગમાં મહા બુરી;
પ્રથમ લોભીને પુર છકાવે, અંતે થાય વેરી.
અમીરને તે ફકીર બનાવે, આશ આપે પહેલી,
જોત જોતાંમાં તે ચિત્ર વિચિત્ર, તમાસા દાખવે ખેલી.

---

# "દિલમાં દયા કાં ના મળે?"

હરિગીત.

(૧)

પુત્રી પ્યારી જે હતી, અતિ પ્રાણથી વ્હાલી ખરે;
દુખ દે હવે દુશમન ગણી, દિલમાં દયા કાં ના મળે?
નથી ભુત કે પીચાશણી, નથી ડાકણી તે તો ખરે;
કહો વાંક ત્હેણે શા કર્યા, દિલમાં દયા કાં ના મળે?

(૨)

અતિ દુઃખ તમ દેખી કરી, તજે અન્ન પાણી તે ખરે;
રંગ રૂપ તો ચાલ્યા ગયા, દિલમાં દયા કાં ના મળે?
તો પણ દુઃખ માહી વધારા, ક્રુર દેશીઓ કરે;
ચોધાર અશ્રુઓ થકી, બાળા બિચારી બહુ રડે.

(૩)

અગર વિષ તે ખાઇ મરે, કોઇ કૂપમાં તો જઈ પડે;
કરી દુઃખી પુત્રીઓ અરે, દિલમાં દયા કાં ના મળે?
જોઇ મૂર્ખતા દેશ તણી, છુટે કંપારી અંગ અરે;
કેમ દુઃખના આરા હવે, કહો આવશે દેશી ખરે.

"હૃદય પુષ્પ."

બાનુઓને ખરનું.

રેશીશ, ઇનસરસન, રીબન્સ, ત્રીમીંગ્સ, ભરત કામના ઉંચા નમુનાઓ,
સાડીની કોર કોઓરસ કેનવાસ, ઇત્યાદી અમારી દુકાને એક ફેરો
મારી જોઈ જશોજી. બધુ એ-વન છે.

# આદમજી નુરભાઇની કું.

૩૪૬, ઉનવાલા બિલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ.

ભરત કામ માટે રેજીસ્ટર
નં. ૧૦૩૯
રેશમ સર્વોતમ છે.

રેશમોનો રાજા

# ગુલેનુર

ફેશનેબલ બાનુઓ કાજે ફાંકડું પ્રદરશન.

## ફાઇન આર્ટ નીડળવર્ક ડીપાર્ટમેન્ટ

અલબેલી મુંબઇ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને
ભારતની અનેક રાણીઓમાં બેહદ પંકાયલું ખાતું.

ગ્રીક કસબ, રેશમ, સીક્વન્સ, જાલી તથા આરીના કામમાં ખીનાહરીફ છે.

અમારાં ખાતાંમાંથી ભરાયલા સાડીઓ, અને બ્લાઉઝોનું ઉમદા કામ, તેની
મનખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે.
બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની ફોકતની કોશેશ કરે
છે એજ હમારા ઉતમ કામની સાબેતી છે. અમારા ભાવો અમારી
નાદર કારીગીરી તરફ જોતાં કીફાયત છે. અમારા ખાતાંમાં થયલું
ભરત કામ નીચલાં ઠેકાણા સીવાય બીજા કોઇની
દુકાને મલશે નહીં.

## ધનબાઈ ફરદુનજી બનાજી,

નાં. ૫, આલ્ટનામોંટ રોડ, ખમ્બાલા હીલ, મુંબઇ.

ટેલીફોન નાં. ૪૩૧૫.

# ડા૦ વામન ગોપાળનું

## ❧ આયોડાઇઝ્ડ ❧

# સાર્સાપરિલા.

આ સારસાપરિલા આજ સાઠવર્ષથી પ્રખ્યાત છે અને લાખો દરદીઓએ એનો ઉપયોગ કરી પોતાના નીરાશા દુર કરી છે.

અમદાવાદ એજન્ટ—ગોકળદાસ મોતીચંદ
પાસેથી મળશે અમદાવાદ
ધાંચીની પોળ.

લોહી એ મનુષ્ય જીવન છે.. તે બગડ્યું હોય તો અને રોગ ઉત્પન થાય છે માટે તે સુધારવા દરેક માણુમને કાળજી લેવી જોઈએ, તેને માટે આ **સાર્સાપરિલા** વીના બીજી એક પણ દવા લેવ.ની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદસ એટલે ગરમી અને તેના વડે થતા રોગો-તેમજ લકવા, સંધીવા, આમદીપ કાળા ડાઘા પડવા, આંગનુ સુજી આવવુ, શરીરમાં બળતરા થવી, શરીર ઉપર દેવી સરખા ફોલ્લા થઈ આવવા વીગેરે વીકારો ઉપર આ દવા અકસીર થઈ ચુકી છે

**શીશી ૧ નો રૂ. ૧॥ ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પો. જુદું.**

ચાર શીશી એકદમ મંગાવનારને ખર્ચ સહિત રૂ. ૪-૧૩-૦ પડશે.

સુરત એજન્ટ-મા૦ મલુદાસ પાનાચંદ
સરૈયા ઠે૦-બુરાનપુર ભાગળ

**ડો. ગૌતમરાવ કેશવ એંડ સન. ઠાકુરદ્વાર-મુંબઈ.**

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.


માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩॥     છુટક નકલ આના ૮.

"   "   પ્રદેશમાં   રૂ. ૪

પાંચમાં સાલના ગ્રાહકોને મી૦ બ. ન. કાબરાજીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૫ મું.     મે, ૧૯૨૦     અંક ૯ મો.


### અનુક્રમણિકા.

# બલસારા ટ્યુશન ક્લાસો.

## આખા દિવસના વર્ગો.

ચાલુ વખણાય છે. જેમાં સ્કુલ છોડી બેઠેલાં છોકરા–છોકરીઓ તેમજ ગુજરાતી શરૂઆતથી શીખતાં **નાનાં બાળકોને** દાખલ કરીને **અંગ્રેજી, ગુજરાતી, હીસાબ** તેમજ **ધર્મ** જ્ઞાન વગેરે ખાસ જરૂરી બાબતોનું ટુંક મુદતમાં સારૂં અને ખંતીલું શીક્ષણ આપવામાં આવે છે. વખત (સ્ટા. ટા.) **૧૦ાા થી ૪ાા** નો છે, તેમજ ફી દરેકને પાલવે તેવીજ છે તમારાં બાળકોને તાકીદે લાભ આપશો કેમકે પાછળથી ફી વધુ થશે.

## વહેવારૂ અંગ્રેજી કલાસો.

જેઓ થોડું–ઘણું અંગ્રેજી શીખી કાંઇ ને કાંઇ કારણથી સ્કુલ છોડી નોકરી ધંધામાં પડયા હોય તેઓનેજ દરરોજ દિવસે અથવા રાત્રે સહેલાઇથી વહેવારૂ અંગ્રેજી લખતાં વાંચતાં અને બોલતાં કાબેલ શીક્ષકો ઘણીજ ઉલટથી શીખવે છે. ઘણાઓ લાભ લઇ ગયા છે અને બીજાઓ વખાણ સાથે લેતા રહ્યા છે, વળી––

## મેટ્રીક કલાસ.

મી૦ બલસારાની મજબુત દેખરેખ હેઠલ ચાલે છે જેમાં અનુભવી કાબેલ પારસી શીક્ષકો દરરોજ બધી બાબતો ઘણીજ ખંતથી શીખવે છે. દરેક છોકરા–છોકરી "ફોર્મ" મેળવી મેટ્રીકમાં પહેલીજ કોશેશે પાસ થઇ આવે એવો જશ મેળવવાની ધારણાથી આ વર્ગો ચલાવવામાં આવે છે. પૈસા કમાવાની મતલબ રાખી નથી, દરેક વરસે એકેક કરતાં ઉંચા **પરાણામો** આવે છે એજ એની ખરી ખુબી દેખાડી આપે છે માટે તમો તાકીદે લાભ લેશો

## વેપારી બાબતો.

જેવી કે **બુક કીપીંગ, શોર્ટહેન્ડ** અને **ટાઇપ રાઇટીંગના** ક્લાસો ગરીબ તેમજ તવંગરોને આશીરવાદ સમાન છે. ચપળ ખંતીલા શીક્ષકો ઘણીજ સહેલી રીત જરા બી કંટાળા વગર ટુંક વખતમાં શીખવે છે છતાં ફી ઘણીજ નજીવી છે. **બાનુઓ માટે ખાસ જુદી ગોઠવણ રાખી છે.**

## બાનુઓ માટે.

સ્કુલ નહી જતાં બાનુઓ તથા છોકરાઓને સહેલી રીતે. જરા બી કંટાળા વગર વહેવારૂ અંગ્રેજી લખતાં, વાંચતાં અને બોલતાં અનુભવી ચંચળ શીક્ષકો શીખવે છે, દરેક બાનુઓ વખાણ કરે છે, તમે બી જરૂર લાભ લેજો.

વળી સ્કુલ જતાં બાનુઓ તથા છોકરાઓ અને છોકરીઓને ક, ખ, **થી મેટ્રીક** સુધીની કોઇબી બાબતો ગ્રેડયુએટ, અંડર ગ્રેડયુએટ, અનુંભવી મરદ શીક્ષકો પુરતી કાળજીથી શીખવે છે,

## મ્યુઝીક કલાસો.

ખાસ બાનુઓ, છેકરાઓ અને ધંધાદારીઓ માટે મ્યુઝીક કલાસો જુદા જુદા અનુભવી શીક્ષકો ચલાવે છે જેમા નજીવી ફીમાં જરાબી માથાકુટ વગર સહેલી રીતે **હારમોનીયમ** અને **વાયોલીન** પર ગાનાં વગાડનાં શીખાડવામાં આવે છે.

☞ ચેતવણી આપવામાં આવે છે કે બાનુઓ તથા છોકરીઓને છોકરાઓની સાથે એકજ રૂમમાં અમો બેસાડતા નથી પણ દરેક બાબતનો પુરતો વીચાર કરીને ખાસ મદલાજ માટે મોટા મોટા ખરચના ભોગે જુદા જુદા રૂમો રાખેલા છે. જે એક વખતે આવીને જોઇ જવાથી ખાત્રી થશે. **ચાલાક છોકરાઓને ઉત્તેજન તરીકે દર વરસ ઇનામો આપવામાં આવે છે.** ☞ **વધુ માટે નીચલે ઠેકાણેથી મળો યા લખો:-**

(૧) જુનાં આનરાબેદરાંમની શાહનમાં મી૦ ચીચગરનાં બંગલામાં ૧૨૨, ધોબીતલાવ } સ્થાપ્યો
(૨) માર્કેટ શેઠની વાડીની પાસે, ૫૯, ગનબાવા સ્ટ્રીટ. કોટ. } ૧૯૦૫

# નવરંગ.

પુસ્તક ૫ મું. મે, ૧૯૦૦. અંક ૯ મો.

# મદિરાની મોહકાણ!

(યુરોપ્યન સંસારની એક મોટી વાર્તા.)

## ૧૪.

"લુઇઝ, તું શું કામ મને સતાપે છે ને તું પોતે પણ દુઃખી થાએ છે?" ગયા અંકમાં વર્ણવેલા બનાવોની રાત્રી પછીની મહુવારે વિક્ટરે પોતાની ભલી ભારજાને વિનંતીથી પ્રશ્ન કર્યો.

"ઓહ! વિક્ટર વાહલા, તું માહરાં અંતઃકરણની લાગણીઓ તેનાં ખરાં રૂપમા પારખી શકતો નથી તેથી એમ બોલે છે. શું તું એક ઘડી ભર પણ એમ માને છે કે તને પજવવાના એબના ઇરાદાથી મેં એ કર્યું છે?" તે રૂપસુંદર મોહ-રદારે પોતાની ચક્ષુઓમાંથી ખરી પડતા અશ્રુઓનો પ્રવાહ અટકાવી હસવાનો ડોળ કરતાં કહ્યું. "પણ હું ધ્રુજું છું—હું બીહું છું—ભવિષ્યનો ખ્યાલ હું કંપારી સમેત કરી રહી છું,. કેમકે તાહરો જીવલેણ મુદ્દઇ અંહી પાછો પેધો પડવા માંડ્યો છે હું માહરે માટે તો સહેજ પણ બીહીતી કે ધ્રુજતી નથી. વિક્ટર, મને માહરી સહજ બી લુંભા નથી તે ખાત્રીથી માનજે. હું ગમે તેવાં સંકટો અને દુઃખો સહે-વવા તૈયાર અને શક્તિવાન છું, પણ જ્યારે મને આપણાં પ્રાણપ્રિય બચ્ચાંઓનો ખ્યાલ થાએ છે કે જે નિર્દોષો આપણી એકલી ઉમેદ ને આ અવનિનો આનંદ છે–ઓહ, વિક્ટર, ત્યારે આ દુષ્ટાત્માં સાથની તાહરી મિત્રાચારી નિરખી હું તન બદનથી થરથરી જાઉં છું."

"એ બચ્ચાં સહી છે, લુઈઝ," વિક્ટરે પોતાની દુઃખી પરણેતરને શાંતી આપતાં કહ્યું, "હું કહું છું કે એ બચ્ચાં સહી છે સત્ય હકીકત એ છે કે, અને કબુલ કરતાં મને અતી શરમીંદગી ઉપજે છે કે, ગઈ રાત્રે મેં જરા જાસ્તી શરાબ પીધો હતો, અને તેની મોહકાણે–"

"તેની મોહકાણમાં, માહરા પ્રાણેશ્વર," લુઇઝ વચમાં પડી, "તેની મોહકાણમાં તમે મિત્રતાને નિમીતે કોઈ બી ચીજનો ભોગ આપવા આતુર થઈ ગયા હતા. અફસોસ! મિત્રતા એક ખોટટો સીકકો છે, કે જેથી મનુષ્ય પોતાનાં ભાઇબંધને છેતરવાની તજવીજ કરે છે. અને છાકટપણું તે સીક્કાની ખોટી ધાતુ જોઇ શકવા જેટલી શક્તિ ધરાવતું નથી."

"ખરૂં છે, લુઇઝ, તાહરૂં કહેવું અક્ષરશ ખરૂં છે," વિકટરે પોતાની ભલી ભારજાનાં ઉપદેશનું વાસ્તવિકપણું સ્વીકારતાં કહ્યું,"હું એ માણસની મિત્રતા ચાલુ નહિ રાખવાનું તને વચન આપું છું."

તે ભલી, ભોલી, નિર્દોષ પરણેતર પોતાનાં પતિનો તે રૂડો નિશ્ચય સાંભળતાં અતી હર્ષીત બની તેની ગોદમાં ભરાઈ અને પ્યારથી તેની સાથ લાડ કરવા લાગી. તે મધુરીનુ અથાગ હેત નિહાળી વિકટર, પોતાની ગઈ રાત્રીની તેણી સાથેની કઠોર વર્તણુકનું સ્મરણ થઈ આવતા અતી ઝંખવાણો પડયો. ખચીતજ, તે અનમુલ હીરાની કદર તે પરીપુર્ણ કરી શકતો ન હતો. તેણે મોટી માયાથી તેના મનોહર મુખડામાં જોયું, અને તેણીને પ્યાર ભર્યો વિશેષનોથી નવાજી, પોતાની પ્રતીજ્ઞાને ભવિષ્યામાં જરૂરજ વળગી રહેવાનું ફરી એક વાર ખાત્રીથી કહયું.

"વાહલી લુઇઝ, હું કોઈ દી પણ તુને યા બચ્ચાંઓને દુઃખી ન કરશ. ટીબતસને થોડાં નાણાંની મદદ કરવામાં મે મોટી મુર્ખાઇ કરી છે; પણ ભવિષ્યમાં એ અંહી આવશે તો હું પોતે તુચ્છકાર સમેત તેને અત્રેથી હાંકી કાઢશ."

આ ખાત્રીથી તે પ્યારઘેલી પરણેતરની મનની તમામ શંકાઓ અલોપ થઇ ગઇ; અને તેજ વખતે એક નોકરે આવી ખબર આપી કે ગાડી તૈયાર હતી, એટલે મી૰ ટેરીવિસ્ટને ત્યાં તેની બેટીનાં લગ્નની ખુશાલીમાં કરવામાં આવેલા નાસ્તા ઉપર હાજર થવાને તે ધણીધણીઆણી વિદાય થયાં.

તે એક નાહની 'બ્રેકફાસ્ટ પાર્ટી' હતી. થોડાંક અંગત સ્નેહીઓ અને મિત્રોને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. જો કે પહરોણાંઓ ગણત્રીનાં હતાં, છતાં પીરસવામાં આવેલો નાસ્તો ઉમદા હતો. એ પ્રસંગે જ મી૰ ટેરીવિસ્ટનાં કવિ દામાદ સાથ ઓળખ પાડવાનું આપણી કથાનાં મુખ્ય પાત્ર વિકટર મેળવિલને માન મળ્યું. લાલ બાલો, લીલી આંખો અને જાડા મોટા હોઠો ધરાવતો એ મી૰ ચીઝલહર્સ્ટ કોઇ પણ પ્રકારે દેખાવલો તો નજ હતો, પણ તેની ગાંઠમાં છાંડો હોવાથી મીસ બેટસીને તે ગમી ગયો હતો. પૈસો, સખાવત મુઆફેક, દુર્ગુણો ઢાંકી દે છે એ તો એક સીદ્ધ બીના છે, અને તેનું પ્રત્યક્ષ ઉદાહરણ અત્રે નજરે આવતું હતું. તે તો વળી એક કવિ બી હતો અને વાત વાતમાં બુલબંમાસા જેવી સુક્કયાણી કવિતા પોતાનાં સડેલાં ભેજાંમાંથી ઉપજાવી કાઢી બોલી જઇ પોતાનાં સાંભળનારાંઓને અવાચી ઉપર અવાચી ખવાડતો હતો. નાસ્તા દરમીઆંન પણ તેણે પહરોણાંઓને પોતાની સુક્કયાણી કવિતાઓથી છકક કરી મેલવાનાં ઇરાદાથી અકેકું એવું તો ધડ-પુછડાં ને અર્થ વગરનું જે મોંહમાં આવ્યું તે બોલી માર્યું કે તે સમજીને બધાં

છકક તો ન થયાં, પણ તેઓમાંનાં કેટલાંકોને પોતાનાં હાથમાંનો છરી યા કાંટો તેનાં મસ્તકમાં છુટો મારવાનું ઘણું મન થઈ આવ્યું. ફક્ત મી૦ ટેરીવિસ્ટજ તેની એ બધી મોંઢે ફીક આવે એવી કવિતાઓથી રાજીરાજી થઇ ગયા અને એ પોતાનાં કવિ જમાઇ ઉપરથી બધા આખખા ને આખખા ઓઢાઈ પંથરાઇ ગયા. તેવણને મનશે તો તે એક નવો શેકસપીયર, એક બીજો મીલતન કે નહિ જણાએલો બાયરનજ તે હતો; અને એમ તેવણે તેની સલામતી લેવડાવતાં પોતાનાં પહરોણા-ઓને કહી પણ સમજાવ્યું. 'હીપ હીપ હુરરે'નાં અવાજો વચ્ચે, સલામતી ઉપાડી લેવામાં આવી અને હીપ હીપ હુરરેનાં ભેગા અવાજ સાથ એક જંગલી ગોધો બરાડે તેમ મી૦ ટેરીવિસ્ટ એકાએક બરાડી ઉઠયા. મીસીસ જોબીન્સે આજે પોતાની ન્હાની શેઠાણીની માજવારીની ખુશાલીમાં સહવારથી તેણીની સલામતીઓ પર સલામતીઓ લીધી હતી અને એ ઉપરાસાપુરી સલામતીઓની બરકતે તે જરા લેહરમાંજ હતી. સ્ત્રી પહરોણાંઓ સારૂ ચાહનું ગરમ પાણી એક કીટલીમાં લઇને આવતી હતી તે વેળા ગાલીચા ઉપર સુતેલી બીલાડી ઉપર તેણીનો પગ પડયો અને પરી-ણામમાં તે ઉછળી અને તેણીનાં હાથમાથી તે ઉકળતા પાણીની કીટલી સડી પડી અને મી૦ ટેરીવિસ્ટનાં પગ ઉપર જઇ ઉંઢી વળી. અંદરનાં ઉકળતાં પાણીથી મી૦ ટેરીવીસ્ટનો પગ બફાઈ ગયો, અને તેથી તેવણ એમ જંગલી જનાવરની કાની દુઃખથી બરાડી ઉઠયા. થોડીકવાર ગોધ્યારૂં થઈ રહયું; પણ તે આપણા પુર્વ પરિ-ચિત મી૦ બોલ્સે વચમાં પડી શાંત કર્યું અને મીસીસ જેબીન્સને માફી મળી.

"આજનાં સુખી જોડાંની સલામતી એક બીજી મરતબા આપણે નોશ કર્યે," મી૦ ટેરીવિસ્ટે દાઝયાનુ દુઃખ સમી જતાં કહયુ અને પછી પોતાનાં પહરોણાઓમાના એક કે જેને મદિરાનુ ટીપુ પણ પોતાને હોઠે અડાડયુ ન હતું તેને સંબોધીને કહયું, "પણ મી૦ થોર્નટન, તમે તો જરા પણ દારૂ લેતાજ નથી."

"મને એ માટે માફ કરશો," તે બોલ્યો, "પણ ખાત્રી રાખજો કે એ 'પર-ણેલાં જોડાને તમો જેટલુંજ સુખ હુ શરાબ લીધા વિનાં પણ ઇચ્છું છું. ખરી વાત એ છે કે દારૂ હું કદી પીતો નથી"

"શું ?" વિકટર મેળવિલે અચરતીથી પ્રશ્ન કર્યો, "તમે ગુણકારક વાઈન કોઈ દીવસ લેતા નથી ?"

"ખચીતજ," ધીમો પ્રતિઉત્તર મળ્યો, "અને તેનું કારણ માત્ર એટલુંજ છે કે તે તમે ધારી લીધોછ તેમ ગુણકારક કે ફાયદાકારક સહુજ બી નથી."

"કદાપી ત્યારે તમે જલદ પ્રવાહી પીતા હશો," મી૦ ટેરીવિસ્ટે કહયું.

"નહિ, કોઈ પણ પ્રકારનો દારૂ હુ પીતો નથી," મી૦ થોર્નટને ખુલાસો કર્યો.

"ત્યારે તમારી પ્રકૃતી કદાપી એવી હશે કે જેથી તમો એનો અમુલ્ય લાભ પ્રાપ્ત કરી શકતા ન હશો" વિકટરે તર્ક કરી.

"તેવું કાંઇ પણ નથી. તેથી ઉલટુંજ માહરી પ્રકૃતી ઘણી સારી છે," મી૦ થોર્નટને જવાબ આપ્યો, "અને એ સારી પ્રકૃતી નિભાવી રાખવાનાં મુળ હેતુસર હું શરાબની સગત સાંધતો નથી."

"હું નહિ સમજી શકું એવા કોઇ ખ્યાલથી ડરીને તમે તે આનંદથી દુર રહો છો," મેળવિલે પોતાનું ગલાસ ખાલી કરતાં કહયું.

"એમાં આનંદ જેવું છેજ શું? તમે એમ કહો છો કે ઘડી ભરનાં આનંદ ખાતર અતિ અવશ્યની શરીરની સંપુર્ણ આરોગ્યતાનો ભગ કરવો? એથી તો બહેતર એજ છે કે પળ ભરનાં મોહને ખાતર ન લલચાઇ એનાથી દુર રહી અમુલ્ય આરોગ્યતા નીભાવી રાખવી. તમોજ કહેશો, શું પસંદ કરવા જોગ છે— શરીરની સુખાકારી કે થોડાક સમયનો વ્યસની આનંદ?'

"હું એમ માનતોજ નથી કે વાઇન યાં બીજા પ્રકારનો કોઇ મદિરા થોડા પ્રમાણમાં પાન કરવે મનુષ્યનાં શરીરને હાની પોહચાડે છે," મેળવિલે પોતાનો વિચાર વ્યકત કર્યો.

"ગમે તેટલો શરાબનો નજીવો કત્રો પણ શરીરને હાની નિશંસ્ય કરે છે." મી૦ થોર્નટને ભાર નાખીને કહયું. "અને તેનો ચાલુ ઉપયોગ પછી ગમે તેવા અલ્પ પ્રમાણમાં પણ શારીરીક શકિતનો નાશ કરે છે"

"પણ વાઇન અને બીર તો પુષ્ટીકારક છે," વિકટરે દલીલ કરી.

"એ તો આપણો ખોટો ધખારો છે," મી૦ થોર્નટને રદીઓ આપ્યો, "ખોરાક એકલોજ માત્ર શરીરને પુષ્ટી આપી શકે છે શરાબ જોશ ઉતપન્ન કરે છે; અને જોશ ને પુષ્ટી તમામ જુદીજ ચીજો છે પેહલ્લુ શરીરને નિર્બળ કરે છે, જ્યારે બીજું તાકાત બક્ષે છે."

"છતાં પણ ખેતરમાં સખ્ત વહીત્રુ કરતો મજુર બીરનું પાન કર્યા વિના કામ કરી શકતો નથી," વિકટરે હજી દલીલ ઉમેરી.

"તે પણ તેઓનો એક ધખારો છે. કામ કરવાની શકિત માત્ર સારા ખોરાકથી પ્રાપ્ત થાએ છે. સારા પુષ્ટીકારક ખોરાકમાં શકિત આણવાનાં જે ગુણો છે તેમાંનાં કોઇ પણ શરાબમાં હોતા નથી. એક પેનીનૂ પાંઉ જેટલું શરીરને ફાયદો કરે છે તેટલું એક ગેલન બીર કરી શકતું નથી. અને જો તેમજ છે તો આપણે તેનું પાન શા માટે કરવું જોઇએ? જો તમો બીમાર પડો છો તો ડાકટર તેનાંથી દુર રેહવાની તમને ચેતવણી આપે છે. સબબ શું? સબબ એજ કે તે તમારા શરીરની ગતીને જોશ આપી નાહક ઉશકેરે છે અને તેથી ડાકટરની દવા કાર્યસાધક અસર દરદીની પ્રકૃતી ઉપર નિપજાવી શકિત નથી."

"એક શોખ તરીકે-આનંદ તરીકે—?" મેળવિલે પૂછયું.

"જે શોખ શારીરીક, માનસીક અને સંસારીક દુઃખોના મુળ જેવો હોય છે તે શોખ આપણે કોઇ પણ ભોગે ત્યાગી દેવો જોઇએ. મધ્યમ પ્રકારનું મદિરાપાન ખાના ખરાબીનાં દોદર ઉપર ચઢવાનાં પ્રથમ પગથ્યાં સમાન છે. તે એક ભયંકાર લાલચ છે. બેશક, તમામ છાકટા બનવાની ઉમીદથી આપણે તેમ કરતા નથી, પણ એ

દુષ્ટ વ્યસન ધીમે ધીમે પોતાની બળવાન અસર આપણાં ઉપર નિપજાવ્યા વીના રહેતું નથી, અને તેથી સૌથી સલામત ને સારો માર્ગ એજ છે કે તેથી દુર રહેવું."

"તેથી ઉલ્ટું શરાબનાં મધ્યમ ઉપયોગની હું હીમાયત કરૂં છું." વિકટરે બળજોરાઇથી કહયું.

"માહરા મિત્ર, મધ્યમ ઉપયોગ કરવા કરતાં તમામ ઉપયોગ ન કરવો એ વધુ સારૂં છે." મી૦ થોનટને સમજાવ્યું, "ગમે એવો મજબુત મનશકિત ને બુદ્ધી ધરાવવાવાળો આદમી પણ આયદા એમાં ખતાજ ખાએ છે. દુષ્ટ ટેવો ધીમે ધીમે વધે છે. એક પેની ચોરતાં ચોરતાં પાંઉન્ડ ચોરવાની લાલચ સ્વભાવિક થાએ છે. એક ગલાસ પીતાં પીતાં સેવટે છાકટપણાંને પુગી જવામાં આવે છે."

"પરંતુ છાકટપણું શું એવો એક ભયકાર દુર્ગુણ છે, કે જેથી તેને વશ ન થવા દારૂને તમામ અડકવુંજ નહિ એટલો સખ્ખત ઉપાય યોજવાની જરૂર છે?" મેળવિલે જાણવા માંગ્યું.

"એનાં પરીણામોની ભયકરતાની ગોયા કોઈ સીમાજ નથી. તેનાં ઉદાહરણો અનેક છે. કેટલાંક ખુલ્લાં છે તેમજ કેટલાંક ગુહ્ય છે." મી૦ થોર્નટને ઉત્તર આપ્યો "પણ ખાત્રીથી માનજો કે અવનિમાં થતાં તમામ ગુનાહો, દુઃખ દરદો, ગરીબાઇ આદી ગજબો પંચોતેર ટકા એ દુષ્ટ વ્યસનને આભારી છે.'

"પણ તમામ મીનાહારપણુ એક ઘણોજ સખ્ખત ઇલાજ છે," મેળવિલે છેવટે કહયું.

"સખ્ખત દરદોને સખ્ખત ઇલાજનીજ જરૂર છે." તુરત જવાબ મળ્યો. "સંસાર મંડળ, ગુનાહો, ગરીબાઈ અને દરદોનું એક સખ્ખત દ્રષ્ટાંત છે અને તેથી તેનાં નિવાર્ણ સારૂ સખ્ખત ઇલાજ લેવાની આવશ્યકતા પ્રત્યક્ષ છે."

"ત્યારે એ તમારાં મતનો પ્રચાર થવો જોઈએ છે," વિકટરે વિવાદમાં અને હારી ખાઈ કાંઇક કટાક્ષથી કહયું.

"બેશક, મને વિશ્વાસ છે કે એક દીવસ એવો આવશે કે તે દીવસે માહરાં એ મતનો માત્ર પ્રચાર તો શું પણ સેંહકડો મનુષ્યો તેનો હઝારો ખુશીથી સ્વિકાર કરશે," જવાબમા મી૦ થોર્નટને કહયું. "૧૮૩૦ નાં સાલનો આ આખેરી માસ છે ને હું ભવિષ્ય ભાખવાની હીંમ્મત કરૂ છું કે બીજાં વિસ વરસની અંદર લાખો મનુષ્યો માહરાં મતનો લાભ લઇ તેમાંથી અમુલ્ય ને અલભ્ય આશીરવાદ મેળવવા જેટલાં ભાગ્યશાળી થશે. એ તો દીસ્તુંજ છે કે એ દુષ્ટ બદી સંસાર મંડળ હવે વધુવાર પોતામાં ફાવવા દેશે નહિ કામદાર વર્ગ કે જે મોટે ભાગે એનો ભોગ થઇ અસહ્ય સંકટો સેહવે છે તેઓજ પેહલાં પોતાની હાલતનો ખ્યાલ થવે સજાગૃત થશે ને પોતાની મુકિત માટે સતત પ્રયત્ન કરશે."

"તમે કાંઇ બધુજ માની લઇને બોલો છો," મેળવિલે ચેષ્ટા કર્યા

"તમારા બોલવાનુ તાતપર્ય ત્યારે એજ લાગે છે કે માહરા વિચારો મેં તમો ઉપર દબાણુ કરી ઠેમવવાની તજવીજ કર્યાથી તમે ગુસ્સે થયા છો એ ખતવાકાળ છે કે જે ઘડીએ તમે મદિરાપાનમાં મસ્ત થએલા છો તે ઘટીએજ માહરૂં મત દરશાવવાની સરકશી કરી જોએલી હોવાથી તમે સ્વભાવિક નારાજ થએલા છો."

"ના, મને એમાં મોજ પણ મળી છે ને કાંઇક શીખવાનું પણ થયું છે," વિકટરે કહ્યું. "જો તમે માહરે મકાને કોઈ વેળા પધારી મને માન આપશો તો હું ખુશી થઇશ આપણે એ વિવાદ તે વેળા વિસ્તારથી કરીશુ."

"તમરાં માયાળુ આમંત્રણનો હું સાભાર સ્વીકાર કરૂં છુ." મી૦ થોર્નટને કહ્યું. અને તેનો તે ઉત્તર સમજી લુઇઝ મનસે હદ વિનાની ખુશી થઈ તે મધુરીનાં મનમાં તે વિવાદથી પોતાનાં પતિ સંબધી કોઇ નવિન ખ્યાલ ઉદભવ્યો હતો. તેણીએ વિચાર્યું કે તેની છાકટપણાની બુરી ટેવને લીધે તેણીને સૌથી જયાદા ખમવુ પડતુ હતુ અને તેથી મી૦ થોર્નટનનાં અમુલ્ય ઉપદેશ અનુસાર વર્તીને જો વિકટર મેગવિલ મદિરાનો મોહ તમામ ત્યાગી દે તો તે તેને, તેણીને અને તેણીના બચ્ચાંઓને માટે મોટા આશીરવાદ સમાન હતું.

નાસ્તો ત્યારે કેડે તુરત પુરો થયો અને તે ધણીધણીઆણી રજા લઇને પોતાને મકાને જવા ઉઠયાં. ગાડીમાં આખ્ખો વખત વિકટર વિચારોમાં ચકચુર રહયો અને તે શું વિચારે કરતો હતો એમ લુઇઝે પૂછતાં તે બોલ્યો કે "મી૦ થોર્નટનનાં બોલવા ઉપર તે ગૌર કરતો હતો" અને તે જવાબ સમજી લુઇઝ મલકાઇ, કારણ તે કીંમતી ઉપદેશની અસર તેનાં ધણીની ઉપર ત્યારે થતી હતી.

૧૫.

મી૦ થોર્નટન સાથ મી૦ ટેરીવિસ્ટને ત્યાંનાં નાસ્તા ઉપર થએલી વાત વિકટરનાં મનમાં ડોળાયાજ કરી તેનાં મનમાં તેથી કાંઈ અવનવા ખ્યાલો ઉત્પન્ન થયા; અને લુઇઝે આશા બાંધી કે તે નવી મિત્રાચારી તેને દારૂનાં બુરા લખથી સદાને માટે છુટો કરવા જેવું શુભ ફળ લાવશે. તેથી તેણીએ પોતાના પતિનાં મનમાં ઉલસતા તે વિચારોનાં જુસ્સાઓને રોકવાનું વાજબી ધાર્યું નહિ. તે મુગી બેઠી. ઘર પુગતાંજ વિકટર પોતાના સ્ટડી રૂમમા ભરાયો અને એજ વાત ઉપર ઉંડાણથી ખ્યાલ કરતો એક ઇઝીચેરમાં પડયો, કેટલોક વખત સુધી તે એમ વિચારગ્રસ્ત બેસી રહયો. પણ તેટલા, તેનાં એક નોકરે આવી તેનાં હાથમાં એક ચીઠ્ઠી મૂકી. તે એક જોઇન્ટ સ્ટોક કંપનીના સેક્રેટરીનું સરકયુલર હતું, જેમા તે કંપનીની આજે મળનારી અસાધારણ સભામાં તેને હાજર થવાનું આગ્રહપુર્વક લખવામાં આવ્યુ હતું. પોતાના વિચારોમાંથી મુક્ત થવા વિકટરે તે આમંત્રણ ખુશાળીથી સ્વીકાર્યું અને તે ત્યાં ગયો.

ઠરાવેલે ટાઇમે તે બ્લેક ફ્રાયર બ્રીડજ સ્ટ્રીટમાં આવેલી બ્રીટીશ એન્ડ ફોરેન એકવીટેબલ લ્યુસીફર—મેચ જોઇન્ટ સ્ટોક કંપનીની રજીસ્ટર્ડ ઓફીસમાં જઇ લાગ્યો. તે ઓફીસનો રૂમ ચીકાર ભરાઇ ગયો હતો. ચિત્રવિચિત્ર પ્રકારના મરદોનો

એક નાહનો જમેલો ત્યાં ભેગો થયો હતો. કોઇ એકદમ લેટેસ્ટ સ્ટાઇલના વસ્ત્રોમાં સજ્જ હતો તો વળી કોઈ ભાગ્યેજ પુરેપાધરાં ઠીકઠાક કપડાં પેહડી આવ્યો હતો. તે ઓરડાના એક ભાગમાં એક નાહનું ડાયસ હતુ, જે ઉપર એક ટેબલ મેલેલી હતી ને તેની પછવાડે તે કંપનીનો મેનેજીંગ ડાયરેક્ટર ઉભો હતો.

સભાનુ કામ શુરૂં થયું અને તે ટેબલની પાછળ ઉભેલા માણસે ઘાડા ને લગાર ખોખરા અવાજે બોલવા માંડયું.

"ગૃહસ્થો, આપણી કંનીનાં બંધારણના ખરડાની છઠ્ઠી કલમ અનુસાર મેં આજની સભા તમો સનમુખ કંપનીનો હીસાબ રજુ કરવા બોલાવી છે, કે જે કંપની તમારા પૈસા અને માહરાં બુદ્ધીબળ ને ચાતુર્યથી હસ્તીમા આવી છે."

"હુ સવાલ ઉઠાંઉ છું, મીo બબલ," અત્રે એક શેર હોલ્ડરે ઉભા થઈ વાંધો કાઢયો, "કે કંપનીની સ્થાપના પછીના છ મહિનાનાં અરસા દરમીઆન તમારાથી અસાધારણ સભા બોલાવી શકાય નહિ."

"મેનેજીંગ ડાયરેક્ટરને જો લાગે કે એવી એક સભા બોલાવવી કંપનીનાં લાભને સારૂ ખાસ જરૂરનુ છે તો તેને તે ઘટનામાં એવી સભા બોલાવવાનો દરેક હક છે," મીo બબલે બોલાસો કર્યો, "હું એમ માનુ છું કે એક અસાધારણ સભાની સતત જરૂર પડી છે ને તેથીજ તમો માહેબોને આજે મેં અત્રે નોતરીયા છે. છ મહિનાંની લાંબી મુદદત સુધી આટલી મોટી રકમનો વહીવત માહરા હસ્તમા મેળવામા આવ્યો છે તે માટે હુ લાયક નથી-હુ એમ કહું તો બી ચાલે કે તેથી મને ચેન પડતુ નથી. ગૃહસ્થો. તમારી કંપનીના કારોબારથી તમને ઝાઝો વાર અંધારામાં રાખવા માટે માહરૂં નાજુક અતઃકરણ કબુલ કરતુ નથી ગૃહસ્થો, હું એટલો બધો નરમ હૃદયનો માણસ છેઉ તે માટે મને ક્ષમા કરશો."

"કેવો પ્રમાણીક ને સુધો ગૃહસ્થ છે," એક શેરહોલ્ડર બીજાના કાનમાં બબડતો સમજાયો.

"અરે! તેની તો મને સરકયુલર મળ્યું ત્યારેજ ખાત્રી હતી મને અખંડ વિશ્વાસ છે, તો બી માહરી હાથની ઘરતી માથું ઝીકતી'તી કે કાંઇ બી દાળમાં કાળુ છે,' પેલા બીજાએ પોતાનાં વિચારો દરશાવ્યા.

"એ બૈરાંઓનાં ઘેલા ગાડાં ધખારાની તો તું વાતજ ના કરતો, દોસ્ત," પેલા પહેલા બોલનારાએ કહ્યું.

"આપણી લ્યુસીફર મેચીસ્નોની ફત્તેહ, ગૃહસ્થો," તે ડાયરેકટરે પોતાનાં બોલવાની અસર મન માનતી થતી જોઇ ચાલુ રાખ્યુ, "આપણી લ્યુસીફર મેચીસોની ફત્તેહ મ્હારી અસલ ધારણા કરતાં બી એક હજાર ગણી વધી જવા પામી.છે."

તેના આ શબ્દોને શ્રોતાજનોએ તાલીઓનાં ગગડાટો, હુર્રરેનાં પોકારો ભ્રેવો. હીયરહીયરનાં ઉત્તેજક શબ્દોથી વધાવી લીધા. અને શ્રોતાજનોના એ પોતા પ્રત્યેનાં સદભાવથી તે જાણે શરમીંદો બન્યો હોય તેમ તે ડાયરેક્ટરે પોતાનો ચેહરો પોતાનાં રૂમાલમાં છુપાવ્યો.

"હા, ગૃહસ્થો," તેણે બુમરાણ સમી જતાં પોતાનું બોલવું જારી રાખ્યું, "મને કહેવાને ખુશાળી ભેગી મગરૂરી ઉપજે છે કે તમારી બ્રીટીશ એન્ડ ફોરેન એકવી ટેબ્લ લ્યુસીફર મેચીસ કંપની માહરી ઉમીદ કરતાં મોટી ફત્તેહ પાંમી છે."

"તે અત્યારથીજ વ્યાજ આપવા માંગે છે. હું ધારૂં છું," એક શેર હોલડર બબડયો.

"મનેબી એમજ લાગે છે," બીજાએ તેને ટેકો આપ્યો.

"ઓછામાં ઓછા પંદર ટકા હશે." ત્રીજાએ સુચવ્યું.

"સીલવરસ, તાહરા બધા શેર હું દશ ટકા પ્રીમયમે લેવા રાજી છેઉ," એક જાડા ગૃહસ્થે પોતા પાસ બેઠેલા એક પાટલા આસામીને ઑફર કરી.

"નહિ, ઠેંકેચ, બીન્કસ." તરત જવાબ મળ્યો.

"પણ ગૃહસ્થો, મેં તમને માત્ર એટલુંજ કહેવા બોલાવ્યા નથી," જરાવાર થોભીને મી૦ બબલે ગાડુ ગબડાવ્યુ, "મ્હારી નેમ એ જાહેર કરવા કરતાં પણ વધારે અગત્યની છે. ગૃહસ્થો, તમને અત્રે હાજર રહેલા જોઇને હુ બહુ ખુશી છેઉ. માહરી દીલગીરી એટલી જ છે કે તમોએ બધાજ શેરો ખરીદયા નથી. પણ દુર દેશાવરનાં શેહરોમાં તે વેચાયા છે, અને તેથી જે મોટો નફો આયંદા થશે તેનો લાભ તે પરદેશીઓ ખાટશે. હું તમારાજ વચ્ચે તે નફો વેહચવા જાસ્તી ખુશી થતે. પણ હવે એ દીલગીરી ફુઝુલ છે."

"હુ ઇચ્છું છું કે મેં થોડાક જાસ્તી શેર ખરીદયા હતે," પેલા જાડાએ બબાપો કર્યો

"માહરી ધારણા બી એજ છે," મી૦ સીલવરસે બી તેવુંજ મત દરશાવ્યું.

"આપણી કંપનીનો કારોબાર હું કેવી કુશળતાથી ચલાંઉ છું તે વિષે એક બે બોલ, આજની સભા મેં શા હેતુસર બોલાવી છે તે જણાવ્યા અગાઉ, બોલવાની રજા લઇશ," મી૦ બબલે કહ્યું. "શેર હોલડરસોના લાભને વાસ્તે અને કંપનીનાં હીતને ખાતર મેં માહરૂં બનતું સર્વ કર્યું છે. મેચીસોને જાહેરાત આપવા સારૂં મેં જાતજાતની જુકતીઓ અજમાવી છે અને મને કહેવાને જરા બી વાંધો કે ડર નથી કે તે બધી અચુક ફત્તેહમંદ નિવડી છે. દાખલા તરીકે મેં એક ચોપાન્યુ લખી છપાવી પ્રસીદ્ધ કર્યું હતું કે જેમાં એક હરીફ લ્યુસીફર મેચ કંપની સાંમે ઘણો તીખો હુમલો કરવામાં આવ્યો હતો. તે કંપની આપણી કંપનીને લાયબલની ફરીઆદ નોંધાવી ઈનસાફની દેવડીએ ઘસડી ગઇ. મુકરદમો ચાલ્યો. છાપે છાપે તે છપાયો અને આપની કંપનીને ખુબ તરફેહથી જાહેરાત મળી. જો કે તે મુકરદમાંમાં આપણે, હારી ગયા અને કોર્ટે દોઢ હજાર પાંઉન્ડની ડેમેજીસ આપની પાસે હરીફ કંપનીને અપાવી. વળી એજ માહરી ફત્તેહની માનીતી માન્યતા મુજબ ચાલી મેં માહરૂં આખું ઘર રંગાવ્યું, રીપેર કરાવ્યું, અને મોંઘા મુલ્યનાં ફરનીચરથી સૌથી છેલ્લી ધબ મુજબ ફરીથી આરાસ્તા કર્યું, કે જેથી ઘરાકોનું ખેંચાણ થાય. તેઓને વધારે લલચાવવા ને તેમ કરી જાસ્તી સીસામાં ઉતારવા મે

તેઓને છાંટાપાણીથી બી રીઝવ્યા. તેઓને આપવામાં આવતો એ દારૂ છુટક છુટક ખરીદી કંપનીને ખરચમાં ઉતારવા બદલ એજ સામટો દશ ટકાનાં ડીસકાઉન્ટે ખરીદયો. વળી, ગૃહસ્થો, હું દુર રહેતો હોવાથી—છેક રીચમંડ—માહરે ઘરથી અત્રે જલ્દી આવજાવ કરવા સારૂ મેં એક ભપકાબંધ ગાડી અને ઘોડો પણ ખરીદીયો છે. તે ઉપરાંત માહરી હાજરીમાં નિયમીત રહેવા સારૂ આએ ટેબલ ઉપર મુકેલું છે તે કીંમતી ક્રોનોમીટર મેં ખરીદયું છે.

ગૃહસ્થો, મેં જે કહયુ છે તે ઉપરથી તમો સ્પષ્ટ જોઈ શકશો કે તમારા વિશ્વાસને હું દરેક રીતે લાયક નિવડયો છું: જે મોટી જામીનગીરીનાં વિશ્વાસથી તમે મને નવાજયો હતો તેને પ્રમાણીકપણે વળગી રહેવાને મેં માહરો દરેક બનતો પ્રયત્ન કર્યો છે. ગૃહસ્થો, મેં ખરીદેલી બધી ચીજો કંપનીનાં ચોપડામાં રીતસર નોંધાયલી છે અને તે કોઇને બી જોવા માટે ખુલ્લી છે, મેં કરકસર કરવાની મજબુત કોશેશ કરી છે અને તેનું પ્રત્યક્ષ ઉદાહરણ મદીરાનું સાતું છે. મેચીસનો ઉઠાવ જલ્દી કરવા સારૂ મેં ખાસ લાયબલ કયું હતું. ધંધાની આબાદીની એ એક ગુપ્ત ચાવી છે. હું ઑફીસમાં જાતી વખત ફાજલ પાડી શકું એવા દુર અંદેશ વિચારથી મેં ગાડી ઘોડો ખરીદયો છે અને એ બધી બારીક ચીજો ઉપર મોટું લક્ષ આપ્યાથી પરીણામ શું આવ્યું છે? ધંધાની ફત્તેહની એ બધી બારીકીઓ ધ્યાનમાં હોવાથી અંજામ શો આવ્યો છે? શું હું પાછું કહી સમજાઉં કે આપણી બ્રીટીશ એન્ડ ફોરેન એકવીટેબલ મેચીસ કંપનીએ અસાધારણ ફત્તેહ મેળવી છે. ગૃહસ્થો એ ખરૂં છે, અક્ષરશ ખરૂં છે, પણ તેમ કરતાં તેની થાપણ તમામ થઈ ગઈ છે. ત્રણ મહિનાંની મુદતમાં એક લાખ પાઉન્ડ ચટણી થઈ ગયા છે અને મેચીસ બનાવવા માટે એક મોટું જંગલ ખરીદવા વાસ્તે નવી થાપણની જરૂર ઉભી થઇ છે."

તે સમજી શેર હોલડરસો પત્થર થઈ ગયા. વિજળીનો એક જબરદસ્ત ઝટકો લાગ્યો હોય તેમ તેઓ સ્તબધ બની ગયા. મી૦ બબલ તેઓનો તે હરણફાળ અવતાર જોતો મુછમાં હસતો પોતાનાં દગલાનાં બટન સાથ રમતો નીચી નજરે ચુપ ઉભો.

"બીન્કસ, હું માહરા શેર વેચવા તૈયાર છેઉં," પેલા મી૦ સીલવર્સે ઑફર કરી.

"સીલવર્સ, હવે મને તેની જરૂર નથી," મી૦ બીન્કસે રડી પડવા જેવે ચેહરે જવાબ કર્યો.

"એક લાખ પાઉન્ડ!" એક ત્રીજો શેર હોલડર પોકારી ઉઠયો.

"બધા સફાચટ્ટ," ચોથો બબડયો.

"પંદરસો પાઉન્ડની દામીજી ભરી!" પાંચમાએ પરીવારો કર્યો.

"ને વકીલ સોલીસીટરોનો ખરચ જુદો." કોઇ છઠ્ઠાએ જીવ કાઢયો.

"પણ એ ગાડી ઘોડો લઈ મુઓ તે શું આપણે ખરચે?" સાતમાએ ઘાંટો તાણ્યો.

"ને દારૂની?" આઠમાંએ ઉમેર્યું.

"ને ફરનીચર પણ?" નવમાંએ વધારો કર્યો.

"બધા મળીને તમને કેટલા પૈસા મળ્યા?" મી૦ બીન્કસે સવાલ કર્યો.

"કેટલા એટલે?" મી૦ બબલે બેફીકરાઈથી હસીને કહ્યું, "બરાબર એક લાખ પાંઉન્ડ."

"અને કેટલા વધ્યાછ?"

"એક લાખ મીંડા," મી૦ બબલે હસીને પોતાના હાથો મસલતાં રમુજી બનવાની કોશેશ કરતાં કહ્યું.

"એક લાખ પાઉન્ડ ત્રણ મહિનાની ટુંક મુદતમાં ખલાસ!" સીલવર્સ પૂકાર્યો.

"તમે ભૂલ કરો છો, સાહેબ. બે મહિના તો લાંબા હતા. આજે ૧૮૩૦ ના સાલની ૩૦ મી સપ્ટેમ્બર છે એટલે કંપની જુલાઈ અને ઓગષ્ટ એ બંને માસમાં હસ્તીમાં હતી, કે જે બંને માસનાં દીવસો ૩૧ છે."

"હં! તેથી શું થયું?" સીલવર્સનો મીજાજ ગયો.

"પણ હવે કરવું શું?" કેટલાક શેર હોલડરસોએ જાણવા માંગ્યું.

"કરવાનું ઘણુંજ સેહેલ્લું છે," મી૦ બબલે કહ્યું. "અને ફક્ત નવી થાપણ જોઇશે, બાકી બધું તૈયાર છે. જંગલ ખરીદવામાં કાંઈ વાંધો આવે એમ નથી. બોલો, ગૃહસ્થો, નવી થાપણ કેટલા લાખ પાંઉન્ડની કરીશું?"

"એ, તુને અંહી ઉભો રહીને નવી થાપણ માટે બોલવાનું તો સેહલ્લું છે," મી૦ સીલવર્સે ગુસ્સે થઇ કહ્યું. "હું કાંઇ એ બાબદમાં જાસ્તી પડવા માંગતો નથી. હું એ કામથી હાથ ઉઠાઉં છું," અને એમ કહી મી૦ સીલવર્સ તે રૂમ ગુસ્સાભેર છોડી ગયો.

"ત્યારે તે ઘટનામાં હું સભા બરખાસ્ત થએલી ધારૂં છું. ચાલો, ગૃહસ્થો, ટટા" અને એમ કહી મી૦ બબલ તે રૂમ અતી ઝપાટામાં રડી ઉઠેલા શેર હોલડરનાં કોલાહોલ વચ્ચે છોડી ગયો અને બાહર ઉભેલી ગાડીમાં બેસી પોતાનાં હોટેલે હંકારી ગયો, કે જ્યાં તેણે એક નાહની ડીનર પાર્ટી નોત્રી હતી. તેનાં થોડાક ફેશનેબલ મિત્રો તેની સાથ ખાણું લેનાર હતા, જેમાંનો એક આપણો મેળવિલ હતો, કે જેને બ્રીટીશ એન્ડ ફોરેન એક્વીટેબ્લ મેચીસ કંપની લીમીટેડમાં પોતાનાં થોડાક સો પાંઉન્ડ ગયા હતા તેની લવ પરવાહ હતી.

વિકટર તે ખાણા ઉપર તેજ સહવારે મી૦ થોર્નટન તરફથી મળેલો ભલો ઉપદેશ સાવ વિસરી ગયો. ઘરે બહુ મોડેથી લટરપટર પાછો ફર્યો અને જોય છે તો મી૦ ટાઇટસ ટીબસ તેની રાહ જોતો ત્યાં તેનાં સ્ટડીરૂમમાં બેઠા હતો.

૧૬.

"માહરા વાહલા મેગવિલ, તું કેમ છે?" ટીબત્સે તેને જોઇ ખુરસી ઉપરથી ઉઠતા થતાં આવકાર દીધા.

"મી૦ ટીબત્સ," મેળવિલ પોતાની પરણેતરને તે માણસ સંબંધી આપેલું વચન યાદ કરી બોલ્યો, "તમે–"

"શું, તું તાહરા પુરાણા મિત્રને એવોજ આવકાર આપે છે કે?" ટીબત્સે કહ્યું. "હું તો આપણા વચ્ચે તાજીમતવાળા જેવું સમજતો કે માનતોજ નથી. હું અહીં બે કલાક થયાં ખોટી છેઉં ને વખત સાહવાડવા મેં વાઇન મંગાવી લીધો છે," તેણું ટેબલ ઉપર પડેલી વાઇનની બાટલી તરફ આંગળી કરી કહ્યું, "હુ ધારૂં છું કે મને એ જાતની છુટ લેવાનો હક છે."

"વૅલ. તું શું માંગે છે?" આપણા નાયક જરા ગુસ્સો કમી કરી પૂછ્યું.

"નહિ, તું છેડા ના. મને આવકાર આપ, નહિ તો હું તુરત ચાલી જવશ. લે આ નોશ કરી મને તેની ખાત્રી આપ," એમ કહેતા ટીબત્સે બે ગલાસો ભર્યાં અને એક પોતાને હાથે ઉંચકીને વિકટરનાં હાથમાં મૂકયું. વિકટરે એક ક્ષણ તે ગલાસ ગમ જોયું. પછી તે તેનાં હાથમાથી લઇ ગટગટાવી ગયો. બીજીજ પળે તેણે પોતાનો હાથ તેને આવકાર આપવા લાંબો કર્યો અને તેને મિત્રતાનાં અનેક મીઠા શબ્દોથી સંબોધ્યો.

"મેં ગઇ રાત્રે એક મોટા મેળાવડામાં તાહરે માટે જાબજા વખાણ થતી સાંભળી."

"ખરચીતજ?"

"તેઓ ત્યાં સઘળા એક મત હતા કે તું આજના જમાનાનો સર્વથી શ્રેષ્ઠ ગ્રંથકાર છે."

"હું તે માટે મગરૂર તો નથીજ," વિકટરે કહ્યું.

એક મીનીટ થોભીને ટાઇટસે ચલાવ્યું. "વિકટર, ઘડી-ઘડી તને પૈસા સંબંધી માહરે કંટાળો આપવો ન જોઇએ, પણ આ એક આટલી બીજી કૃપા કર. આ હુંડીની પાછળ તાહરૂં નામ લખ. બસ એટલુંજ. નહિ તો માહરો સર્વથા નાશ થઇ જાએ એમ છે."

એમ કહેતાં ટીબત્સે પોતાના ખીસામાંથી એક હુંડીનું કાગળ કાઢી તેની નજર આગળ ધર્યું. વિકટરે જોયું કે તે એક હુંડીનું કાગળ્યું હતું, પણ કેટલી રકમનું તે ભરેલું હતું તે તે જોઇ શકયો નહિ. ખરૂં કહીએ તો દારૂની નીશાને લીધે તે તે રકમ વાંચી શકયો નહિ. તેણે ટીબત્સને તે વિષે પ્રશ્ન કર્યો.

"અરે, ફકત દોઢસો પાઉન્ડ છે," ટીબત્સે ઝડપથી કહ્યું. "તું એ પર તાહરી સહી કર, કે તાહરા બેન્કરસો ભરશે. બસ એટલુંજ."

મેળવિલ જો કે સુદ્ધીમાં ન હતો છતાં એક પળ ખંચાયો. ટીબત્સે ધીમેથી બે ગલાસ પાછા ભર્યા. વિકટર નજદીકનું એક ઉપાડી ગટાવી ગયો અને ત્યાર કેડે ટીબત્સે આગળ ધરેલી કલમ પોતાના કરોમાં પકડી.

તેજ વખતે તે રૂમનું બાગણું ધીમેથી ખુલ્યું અને લુઇઝ અંદર આવી. તેણીનો ચેહરો ચાદર જેવો ફીકકો હતો, આંસુઓ તેણીનાં ફીક્કા ગાલો ઉપર સડી પડેલાં હતાં અને તેણીનાં હોઠો લાગણી અને ડરથી ધ્રુજતા હતા, તેણીનાં હાથો કરગરતી ધપે જોડેલા હતા; તા . . સામતો દેખાવ એટલો તો કરૂણાજનક હતો કે કોઇ બી દીલમાં દયા ઉત્પન્ન થયા વિના રહેજ નહિ.

મેળવિલ રૂમમાં કોણ આવ્યું હતું તે જોવા ફર્યો અને પોતાની પરણેતરને જોઇ ચોંકયો

"માહરી વાહલી લુઇઝ, હું હમણા સેઇંગ રૂમમાં આઉં છું," તેણે ઝડપમાં કહયું. "આય ગૃહસ્થ સાથ જરા મને કામ છે."

"મેં ધાર્યું હતુ તેમજ છે." તણી દુઃખથી બબડી અને થોડીક પળ વધુ શું બોલવું યા કરવું તેનો વિચાર કરતી ગમગીન જેવી થંભ થઇ ઉભી.

એ દરમીઆન ટીબત્સ ઈઝીચેર ઉપર બેચેન જેવો બેસી રહ્યો. મેળવિલનો દારૂ તેની ધણીઆણીની ઓચીંતી હાજરીથી થોડોક ઉતરી ગયો.

લુઇઝની નજર ટેબલ ઉપર પડતા ને હુંડીનાં કાગળ્યાં ઉપર પડી. તેણી પેહલ્લા ગભરાતમાં જે બબડી .ની તે પોતાના ધણીનાં છાકટ અવતારને માટે હતું, પણ હવે પેલાં કાગળ ઉપર નજર પડતા તે જાસ્તી હડબડી ગઇ. દુઃખની એક કારમી ચીસ તેનાં મુખમાથી બાહાર નિકળી અને બીજીજ પળે તેણી પોતાનાં પતિનાં પગ આગળ રડતી કરગરતી ગુથણ મંડીએ પડી.

"ઓ, વિકટર, વિકટર, તું તાહરા બચ્ચાંનો નાશ ના કર." પોતાનાં બચ્ચાંના ભલાં માટે તે હેતવંતી માદર તરફથી કરવામા આવેલી હૃદયદ્રાવક અરજ તે મદિરાથી મગજ ગુમાવી બેઠેલા જવાન ઉપર તમામ ફોકટ ગઇ. તેણે તેણીને ફેરતો ન કરવાનું માંગી લીધું.

"ઓ, વિકટર," તેણી ડચકાંઓ વચ્ચેથી ભાગ્યેજ સમજી શકાએ એવા કરૂણાજનક અવાજે બોલી, "હું તને ધપકો દેતી નથી. તાહરા શબ્દો માહરાં જીગરમાં તીરની માફક વાગે છે. હું તને તાહરા બચ્ચાંઓ માટે વિનવું છે–કરગરૂં છું અને તે માટે તું માહરી સાથ રીપે ભરાય એ ખોટું છે. તે માહરૂં જીગર લોહીથી ઝઝરતું કર્યું છે, કે જે સદા માટે તને વાહલું હતું, છે અને રહેશે અરે, તું માહરા પ્યારને એમ શકીલો ને સ્વાર્થી બની નાતુચ્છકાર શું તું મને ચાહતો નથી, બોલ?"

તે મધુરી મોહરદારનાં શબ્દો ખરા હતા. છાકટપણાંએ વિકટરની તેની ભાર્યા તરફની પ્રેમાળ લાગણીમાં ખલલ કરી હતી.

મેળવિલની ઉપર તે અરજ પણ ફોકટ ગઇ. તેણે પોતાની બાપડી તરફ ક્રોધથી જોયું. તેણીએ પોતાનાં બચ્ચાંને નામે પુનઃ તેને વીનવ્યો. પણ વ્યર્થ. તેણી નીસોસ

થઈને તેનાં પગ આગળ તુટી પડી અને ત્યારે તે દારૂડીયા ભરથારે તેને પોતાનાં પગથી હડસેલી દુર કરી.

લુઈઝ પોતાની સર્વ શકિત હીંમ્મતથી એકઠી કરી ઉઠી, કારણ તેણીને યાદ થઇ આવી કે તે ઓરડામાં એક ત્રીજું જણ બેઠું હતું અને તેણીએ કદાચ તે પરાયાની હાજરીમાં પોતાના અંતરનાં ઉભરાઓ જાહેર કરવામાં ખોટું કર્યું હતું. તેણી ઉઠી. નાસીપાસીની એક દયાજનક નજર પોતાના ભરતાર ઉપર નાખી અને પછી તે રૂમમાંથી બાહાર ધસી ગઈ.

મેળવિલને જરાક કઠણ લાગ્યુ અને પછી તે પોતાની બાયડીનાં કહેવા મુજબ ચાલતો હતો એમ રખે ટીબત્સ ધારે એમ વિચારી તે કાગળ ઉપર તેણે પોતાની સહી કરી આપી. તે ઠગારા મિત્રને ખાતર તેણે પોતાની સર્વ નરમ અને પ્યાર ભરેલી લાગણીઓનો ભોગ આપ્યો, કે જ્યારે તે સકળગુણસંપુર્ણ મોહરદાર કે જે પોતા સાથ તેને સારૂ એક ખજાનો લાવી હતી અને પોતાનાં પાક દીલનાં સાચ્ચા ઉભરાઓનો બીજો અમુલ્ય ખજાનો તેની સેવામાં-તેનાં ચરણમાં ધરતી હતી તે બીજા રૂમમાં દુઃખનાં ગોયા દરીઆવ રડતી હતી!

ટીબત્સે પોતાનું કામ થઈ ગએલુ જોઈ તુરતજ ખસતી લીધી અને વિકટર ત્યાંજ એક ખુરસી ઉપર હમણાંજ બનેલા બનાવ ઉપર વિચાર કરતો બેઠો. સેહકડો વિચારો તેનાં મગજમાં વાયુ વેગે આવી ગયા, પણ તે બધામાં એકજ ખ્યાલ તેને કમકમાવતો અને શરમાવતો હતો, અને તે એ હતો કે તે ઘણો ઘાટકી અને પાપી થયો હતો. તેને પોતાની પરણેતર કે જે તેને અથાગ પ્યારથી ચાહતી હતી તેને ઘણો મોટો ગેરઈનસાફ કર્યો હતો તે પોતાની વર્તણુક સાટે જો કે અર્ધ સુધ્ધી વિનાની અવસ્થામાં તે તે વેળા હોવા છતાં શરમીંદો બન્યો. તે અર્ધી ઉંઘરેતી હાલતમાં પડેલો હતો તેટલા તેની હાથની અછાતથી ટેબલ ઉપરની એક મીનબત્તી ઉંધી વળી ગઈ અને ત્યા પડેલા કાગળોનાં ઢગ વચ્ચે જઈ પડી. જરા વારમાં તે કાગળો સળગી ઉઠયાં. વિકટરને તેનું ભાન ન હતુ. તે તો વિચારગ્રસ્ત બેસી રહયો અને તે કાગળોપરથી ટેબલ અને નજદીકની કબાટને બોલબોલતાંમાં અગ્નીદેવે પોતાના સપાટામાં લીધી ધુમાડાના જબરદસ્ત ગોટેગોટાં થોડા સમયમાં ત્યાં ફેલાઈ રહયાં અને ત્યારેજ વિકટર ચમકી ઉઠયો. તે શું બન્યું હતું તે પ્રથમ કશુંજ સમજી કે કલ્પી શકયો નહિ તેણે પોતાની આંખો ચોળી અને ધુમાડાનાં વાદળમાં ઘેરાએલો જોઈ 'આગ આગ' કરી બુમ પાડતો તે તે રૂમની બાહાર ધસ્યો. તે પેહલ્લાં પોતાનાં બાપડી છોકરાના રૂમ તરફ ધસી ગયો. લુઇઝ રડતી પોતાનાં બચ્ચાંઓ નજદીક બેઠી હતી

"લુઈઝ, ઘરમાં આગ લાગી છે. તું બચ્ચાંઓને બચાવ." વિકટર રૂમમાં દોડી જઈ પુકાર્યો. અને પાછો બહાર આવી માણસોને જગાડવા દોડયો. એ અરસામાં તે આગે મોટું રૂપ લઈ લીધું હતું. વિકટરે નોકરોને જગાડયા અને ત્યાં મસ ગડબડ ઘોઘાટ મચી રહ્યો. તે (વિકટર) પાછો પોતાની પરણેતરનાં રૂમમાં દોડયો. તે બાપડી ગભરાતથી અકડી ગઈ હતી. તેને તમામ સુદ્ધબુદ્ધ વિનાની જોઈ તેણીને ઉત્તેજન લેવા, અને બચ્ચાંઓને બચાવવાનો પ્રયત્ન કરવા વિકટરે આજીજી કરી. પણ તે સુદ્ધીમાં હોય તો જવાબ દીએ કે? તે તો પત્થર થઈ ગઈ હતી. એટલે વિકટર ગભરાતમાં પડયો ને પોતાની બાયડી નજદીક જઇ એક હાથે તેણીને ઉપાડી, બીજે હાથે બંને બચ્ચાંઓને ઉપાડવાનો યત્ન કરવા ગયો. પણ તેમ ફાવી શકાયું નહિ એટલે તે મદદ બોલાવવા પાછો ચાલમાં દોડયો. તે બાજુ ધુમાડો હદ વિનાનો થઈ રહ્યો હતો. કોઈ નજરે આવે એમ ન હતું એટલે બેચાર વાર તેને મદદ માટે બુમો પાડી પણ કાંઇ જવાબ ન મળતાં નિરાશ થઈ તે પાછો રૂમમાં દોડયો. અને પોતાની બાયડી અને એક બચ્ચાંને ઉપાડી બની શકતી ઝડપથી તે બાહાર ધસ્યો. ચાલ ધુમાડાનાં ગોટેગોટાથી ભરાએલી હોવાથી બડી મુશકેલીથી વતાવી તે દાદર નજદીક પોહુચ્યો અને યાહોમ નીચે હાથમાં બંને બોજા સાથે તેણે નખાવી દીધું. તે બે દાદરા કેવી રીતે ઉતરી ગયો તે પોતે પણ સમજી શકયો નહિ. તેણે પોતાની બાયડી અને બચ્ચાંને રસ્તા ઉપર મૂકયાં અને પોતાનાં બીજા બચ્ચાંને બચાવવા પાછો ઘરમાં ધસ્યો. પણ પેહલ્લે મજલે આવતાંજ તે અટકી ગયો. ધુમાડો અને બફારો એટલો તો હદ વિનાનો હતો કે તે આગળ વધી શકયોજ નહિ..તે રહમશ જેવો ત્યાં થોભ્યો.

તેજ પળ 'પપા, પપા' કરતી, દુઃખની ચીસ તેની છોકરીનાં મુખમાંથી બાહાર પડેલી તેને સમજી અને તેથી ઉશકેરાઈ જીવ ઉપર આવી તે ઉપર જવાનો વિચાર કરવા લાગ્યો. પણ તે તેમ કરે તે અગાઉ એક જબરદસ્ત કડાકા સાથે તે દાદર નીચે આવ્યો અને વિકટરની પોતાનાં બચ્ચાંને બચાવવાની સઘળી આશા ભ્રષ્ટ થઈ. તે હવે પોતાનો ગુંગળાતો જીવ બચાવવા પોતાનાં બચ્ચાંને બચાવવાનો બીજો કોઈ ઇલાજ ન રહેવાથી દીવાનાની અદાથી નીચે દોડયો. લુઇઝ કે જે હવે સુદ્ધીમાં આવી હતી તે તેને ભેટવા તેની સાંમે ધસી.

"માહરી દીકરી, માહરી દીકરી કયાં છે, વિકટર?" તેણી પૂકારી.

"ઓહ, ખુદા! ઓહ ગજબ!" બેબવિને કપાળ કુટયું, "હું માહરીજ દીકરીનો ખુની છુ!"

(સોધણ છે.)

હમેશ પુરતો સંતોશ

જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલી,
સસતી, અચુક, વનસ્પતીની ફ્રુટ

 ડૉ૦ બે૦ મોતીવાલાનીજ 

# દવાઓ.

વાપડવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી થી મંગાવી શકાશે પણ પેકીંગ ફી. ટપાલ ખરચ વિગેરે ના પૈસા દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનુ લીસ્ટ તથા તેને મળેલી

**હઝારો સરટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો**

મધેના થોડાક જે હેન્ડબીલોમાં છાપ્યાં છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર રવાના કરવામાં આવશે. હેઠળ આપેલી દવાઓની વીગત વાંચી કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી.

૧. "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થડો ગુણકારક મલમ-
કીંમત દબી ૧ ના રૂ. ૦ા

૨. તાવની ભુકી તથા ગોળીઓ-દરેક પ્રકારની તાવ માટે-કીં૦ ભુકીની દબી ૧ ના રૂ ૦ાા તથા ગોળીની શીશી ૧ ના રૂ. ૦ા અને રતલ ૧ ના રૂ. ૧૦

૩. તોંનીક ઓફ લાઈફ-તાવ યા કોઇ પણ બીમારી ગયા પછી લાગતી નાટવાણી, ઠાક, નબળાઇ માટે-એથી શરીરનું લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે. કી૦. શીશી ૧ ના રૂ, ૧ા તથા રૂ. ૨.

૪. ચીડી પીશાબની દવા-એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે. કીં શીશી ૧ ના રૂ. ૧ા તથા રૂ. ૨.

૫. લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, સંધીવા, રૂમેટીઝમ, ચાલુ પેટનો દુખારો નેસોની કળતર, વિગેરે માટે કીં. દબી ૧ ના રૂ. ૦ાા

૬. પલમોનીક પાઉડર-જુની ખાંસી, દમ, હાફણુ, બહી માટે—કીં દબી ૧ ના રૂ. ૦ાા

૭. રીંગવર્મ પાઉડર-ચામડીના દરદો માટે કીં શીશી ૧ રૂ. ૦ાં=

૮. હરસની ભુકી તથા મલમ-અંદરના કે બાહરના, નવા યા જુના, લોહીઆર કે મસાવાલા હરસ સદા માટે દુર કરે છે. કીં ભુકીના રૂ. ૦ાં= તથા મલમના રૂ. ૦ા

એકલા બનાવનાર-

ડૉ૦ બે૦ મોતીવાલા

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબની પાસે,
મુંબઇ,

# મહાત્મા કે મવાલી?

કવ્વાલી.

૧

સ્વરાજ્યે દાખવી શ્રધ્ધા, કરી સત્શાસ્ત્રની નિંધા;
બનાવે [1]ભારતિય વંધ્યા, મહાત્મા કે મવાલી એ?
પ્રથમ નિજ શિષ્યને ભરવે, મરદ મેદાનના ઠરવે;
પછી ખુણે ધરી [2]ખરવે, મહાત્મા કે મવાલી એ?
જુનાં જુજ યાદ દે સ્મરણો.' કુટિલ કરી દેશના કર્ણો;
મથે ઉચ્છેદવા વર્ણો, મહાત્મા કે મવાલી એ?
વધ્યા જે શિક્ષણે પોતે, ઝગ્યા આ જગતની જ્યોતે;
બીજામાં તે ડરે [3]ઓતે, મહાત્મા કે મવાલી એ?
અરાઢે વર્ણું એકકારે, કર્યામાં કીર્તિ ઊર ધારે;
ગટર પર [4]ગોધલાં ચારે, મહાત્મા કે મવાલી એ?
પ્રજાનૃપ કેરિ યારીમાં, ઝિકે વિષ લેઈ ઝારીમાં;
ઉગાડે ઘાસ ક્યારીમાં, મહાત્મા કે મવાલી એ?
મળે જે સાધુને સસ્તું, કરી કાયમનું તે ખસ્તું;
તમાચે મોં કરે હસ્તુ, મહાત્મા કે મવાલી એ?
અહિંદુ આત્મને ચાળે, મઢીમાં અંત્યજો પાળે;
પ્રજાના ઉર પરજાળે, મહાત્મા કે મવાલી એ?
અકરમી કંઇક અકકલના, બળાપા કાઢતા બળના;
છચોકે તે કહે છળના, મહાત્મા કે મવાલી એ?
ઊરે ઐહિક અભિલાષો, ન પરલૌકિક કંઈ પાસો;
મને મોટાઈ તન [5]તાસો, મહાત્મા કે મવાલી એ?
પરાયાંને પ્રીતે પેખે, સહાામાં લાભ સૌ લેખે;
દ્વિજોને દુશ્મનો દેખે, મહાત્મા કે મવાલી એ?
ભર્યા ઉર ભાઈશંકરના, નર્યા નથી શંસયો ઘરના,
અમો અભિલાષિ ઉત્તરના, મહાત્મા કે મવાલી એ?

કવિ. ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

---

૧ ભારતમાં જન્મેલી પ્રજાને. ૨ છુટાછનાયા બનાવીદે. ૩ રોપતાં. ૪ આખલા ૫ ટોપી કે તેના જેવાં સ્વદેશી વસ્ત્રો.

૧ ઉત્તમ સ્મરણ શકિત.
૨ શ્રેષ્ઠ શરીર સંપત્તિ.
૩ દીર્ઘ જીવિત સુખ.
૪ અખુટ ઉત્સાહ વૃત્તિ.

# ચાર અલભ્ય લાભ

અને

## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

☞ જો તમો વિદ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શકિત ચાહતા હો, જો તમો ઉદ્યોગમાં આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આંતકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સ્ત્રીઓની દુર બેસવાની કોઇપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શકિતની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામાં આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઈસ લીસ્ટ મંગાવો.

બ્રાંચ ઓફીસ.
કાલબાદેવી રોડ, મુંબઇ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

# "જાગ્યાં ત્યારથી સહવાર."

લખનારઃ—"ગામરેની ગોરી."

## પ્રકરણ ૧ લું.

તે ફીરોઝ દાવર મદરાસનો જાણીતો અને બાહોશ તબીબ પોતાની મોટરમા અજબ ખ્યાલોમા લીન થયલો શોકાતુર બેઠેલો હતો. તે જે ફીસમે દોડતી મોટરે જતો હતો તેમા, તેના જેવા એક આગેવાન તબીબ માટે તાજુબ કે અજબ કરનારૂં કાંઇજ નહી હતું. તે એમતો અનેકવાર મરતા બીમારોને બચાવા ને ખુદ કુદરત સાથ લડત ચલાવા જીવ નાખનો દોડયો ને ગયો હતો. મગર આજે મામલો ઓરજ હતો. આજની તેની દોડાદોડમા કોઇ આખર થતા ઇનશાન જોગું કશુંજ નહી હતું. આજે તો તે ખુદને માટે લડવા, ને તેબી વલી એક સ્ત્રીસાથ લડવા ને છેવટનો પોતાનો હીસાબ ચુકતે કરવા એમ કમર કસી ધસ્યો જતો હતો. તે વરસ ચાર થયાં એક સ્ત્રીનો ચાહનાર ને વખાણનાર થયો હતો, કે જે એક પરણેલી ઓરત હતી. અને ઘણાકો કહેતાં અને સાચુજ કહેતાં હતાં કે શુલાં રોમર, અગર પરણેલી સ્ત્રી નહી હતે, તો કે દાહાડેની દાવર લૉડજની શેઠાણી થઇબી ચુકી હતે. અને હતુંબી તેમજ. તે ખુબસુરત સ્ત્રીના વખાણ ને ચાહનારાંઓમાં, ફીરોજ દાવર સૌથી પેહેલે દરજ્જેનો એક વખાણનારો પુરવાર થઈ ચુકેલો હતો. મગર તેના હેતુમા કશુંજ પાપી કે ગુનાહ ભર્યું હતું નહી. એક પરણેલી સ્ત્રી તરફની હદ વનાની લાગણીમા જો પાપ કે મુર્ખાઈ લેખી શકાય તો અલબત તેટલું કેરવા જેટલો તે આસામી મુર્ખો બન્યો હતો ખરો અને હવે ચારએક વરસની લંબાણ એ મોહબતગીરી પછીજ, તેને ખરૂં શું તે શોધી કાંઢયું હતું. ઉટાકામંડની દીલજીત ટેકડીથી ત્રણ માસના લાંબા ચેન્જ પછી આજેજ સહવારનો તે પાછો ફરેલો હતો અને એ ત્રણ માસના ટુંક અરસામાંજ ખરા પ્યાર અને આ ફુજુલ મોહબતગીરી વચ્ચેનો તફાવત તપાસતાં શીખ્યો હતો. તે ચાલીસ દીવાલી જોઈ ચુકેલો આસામી હતો કે જેને સત્તર વરસના એક ઝલકતા સીતારાએ પ્યારની સાચી રોશનીથી અજ્ઞાનતાની ઉંઘમાથી બેદાર કરી બચાવી લીધો. અને ત્યારે હવે તે બધું કહી દેવા એક સાચ્ચા ગ્રહસ્થ તરીકેજ તે હયાં ચાલી ચલાવીને આવ્યો હતો— મગર તે કામ સેહેલ નહી હતું. ગુલબાગના આરાસ્તા દીવાનખાનામા તેની મનોહર

શેઠાણી નજદીક જેવારે તે ગયો ત્યારે તે બાહદુર મર્દ ફકર ને ધાસતીથી ધ્રુજતો હતો.

તે બાનુ વરસ પાંત્રીસની ભરતીમા આવી ચુકેલી એક સ્ત્રી હતી મગર તેણી ખુબસુરતીમા એક વીસ વરસની અબલાનેબી બાજુ બેસાડે તેવી સુંદર ને સકોમલ હતી.

"હું તુંને-તમોને કાંઇ ખાસ કહેવા આવ્યોચ. ગુલ રોમર, તમે તેથી અજબ તો નથી થતાંની,"તેણે તેણીનો ખુબસુરત હાથ શેકહેન્ડમાં લીધા પછી શુરૂ કરતાં કહ્યું.

તેણી જવાબમાં એક દીલજીત હસવું હસી.

"હું તમારી મારા તરફની અતી અંદાજભરેલી રીતભાતથી જરા અજબ થાઉંચ, ડાકટર, બાકી બીજા તો કસાથીજ નહીં" તેણીએ મીઠાસથી જવાબ કર્યો.

"ત્યારે મારે તુને હવે પ્રમાણીકપણે બધુ કહીજ દેવું જોઇએ, તેજ વાજબી છે," તે બોલ્યો."જો સાંભલ ગુલાં મે પરણવાનો બિચાર કીધોચ, હું અદરાઈ ચુકયોચ ને તેજ તુને કહી દેવા હું અત્યારે હયા આવ્યો છુ"

તેણીએ વખાણવા લાયક શાંતીથી તે સાંભલ્યુ.

તે ગુલાબી ચેહેરા ઉપર તે સાંભલતાં તાજુબ કે જરાબી ફેરફાર થયો નહી. તેણીની માહાત કરનારી આખોમાં દુ:ખ કે અન્તયબીનો એકબી અશ નજરે પડયો નહી. જો કાંઇ હોય તો તે મજબુતીથી બીડાયલા પરવાલા હોઠોમાજ હોઇ શકે. તે મોટા દુ:ખનો ઝટકો તેણીએ તારીફ લાયક મગરૂરીથી પોતાના જીગરના ઉડાંનમા સમાવી દીધો કે જે તે બોલો તબીબ જોઈ શકયો નહી. તે તો અજબજ થયો. અન્તયબીમા જાણે ગરકજ ગીઓ. તેને તો કાંઈ જુદીજ વકી રાખેલી-ગુસ્સો, ફરીઆદ કકલાટના આંસુઓનીજ તેને તો ઉમીદ કીધેલી ને ત્યારે આવી માહાભારત ખીનાનું એમ સેહેલમા સેવટ આવી જતું જોઇ. તે ખુશાલીનો માર્યો જાણે સાતમે આસમાને ચહડી ગયો. ને તેના અવેશમા વગર દયાએ પોતે કરેલા તે ઉડા જખમનું ઉડાન અફસોસ કે જોઇ કે તપાસી શકયો નહી.

"તેણીનું-આઇ મીન તેવણનું નામ શું ફીરોજ." મને તેવણને લગતું બધું કહો." તેણીએ તે પછી જરા થોભીને તદન શાંતીથી પુછયું અને ત્યારે તેને તે કોઇ જવાન અબલાને લગતું જે કહેવા જોગું હતું તે તેને કહયું કે જ્યારે તે સાંભલતાં તે બીચારીના જીગરમાં અસહ્ય દુખના ચમટા તુટતા હતા."ફકત સત્તર વરસની" તેણીએ મોટા અફસોસથી પાછું ને પાછું યાદ કયુ. તે જીંદગીની વસંત તેણી માટે હવે સદાની વહી ગઈ હતી. તેણી પોતાની ને તે કોઈ નવી આવનારની જીંદગીમા સત્તર વરસનો લાંબો તફાવત હતો કે જે સત્તર વરસ પોતાની અનુપમ સુંદરતા સાથ તે અભાગણીએ તો બીનઉપયોગી ને પુજુલજ કાહાડયાં હતાં ને તે યાદ કરતાં તેનુ અંતકરણ લોહીના આંસુએ રડતું

હતું. તે સાંજ તેણીએ ખરીજ કંગાલ્યતમા પસાર કરી. મગર તે એક મગરૂર સ્ત્રી હતી. તેણીએ કદીબી કોઇને પોતાની એ મોટી નાઉમેદીની વાત જાણવા દીધીજ નહીં અને જ્યારે ફીરોજ દાવરના લગનને લગતી વાત તેને કાને આવી, ત્યારે જાણે તે એક સાધારનજ બીના હોય, ને તેને મનગમતીજ હોય તેમ તેમા ભાગ લેતી થઈ ગઇ.

## પ્રકરણ ૨ જું.

લગન પછી ફીરોજ દાવર છ માસ સુધી મદરાસ પાછો ફર્યો નહી તે વાસતે સૌ કોઈ ઘણા તાજુબ કરતાં હતાં કે જ્યારે ગુલ રોમરની તો તુલોતવીલ તકરાર એજ હતી કે જ્યારે ડાકટર દાવર જેવી કહેતો હતો તેવીજ તેની જવાન પરણેતર સુંદર ને લાયક હતી તો કાંય નહી તે હજુર સુધી તેણીને પોતાના મીત્રોની વચ્ચે લાવતો ને રાખતો હતો. બનવા જોગ હતું ત્યારે તો કે તેણીમા તેઓ વચ્ચે આવવા ને રહેવા જેટલી લાયકાત હતીજ નહી. અને તેથીજ તે દુરઅંદેશ મર્દ દાનાઇ વાપરીને તેણીને પોતાના ખાસ સરકલથી એમ દુર ને દુર રાખતો ને રહેતો હતો.

મગર એક સહવારે ખબર મલી કે દાવર લાંડજમા પાર્ટીની કાંઈ અસાધારણું ધમાલ ચાલી રહેલી હતી. એ, ત્યારે તો તે લોક આવી પુગ્યાં હતાં કે જઓની હાગને ડોલે રાહ જોતી, ગુલ રોમર છ છ માસ સુધી પોતાની ધીરજને દબાવીને બેઠેલી હતી. તેઓ આવ્યાં નહી ને આવ્યાંને તરતજ એગ પાર્ટીને મેલાવડાની ધધુખર ચલાવતાં આવ્યાં તે તેણીને અલબતજ ઘણુ અજબ કરનારૂં થઇ પડયું હતું. શું ત્યારે તે કોઇ નવી આવનાર એ સુધરેલી સોસાયટીને જવાબ કરતીજ પુરવાર થનાર હતી? તે જાસતીજ ઠઠેરાથી તે સાંજે તૈયાર થઇ. તે દાવર લાંડજના હોલમા જ્યારે દાખલ થઈ ત્યારે ઘણીક આંખો વખાણમાં તેણીના ભણી ઉંચકાયલી હતી. મગર તેણીની પોતાની નજર તો ફીરોજ દાવરની જવાન પરણેતરનેજ જોવાની આરજુમાં ટીંગાઇ રહી હતી. તે તબીબના દમામદાર આકારને એ દરમ્યાન તેણીએ પોતાની તરફ આવતો જોયો કે જેની બોરદુમા એક સ્ત્રીનો આકાર હતો— અને તેણીએ શું જોયું? એક ઉંચી પતલી, સરોવર સમ સીદ્ધી ને ખરેખર વસંતની સહવાર જેવીજ ખીલતી ને ખુશાલ ચેહેરાની વરસ સત્તર એકની છોડી તે તબીબની બાજુમાં મરોડદાર કીસમે ચાલી આવતી હતી, વખાણ ને અજાયબીમા તેણીની આંખો ત્યાંજ જાણે ઠડી ગઇ. તેણીએ કદીબી માહાણાનુ દાવરને આટલી ખુબસુરત જોવાની વકી નહી રાખેલી. તે છોડીએ ગુલ રોમરની આંખોમાં જ્યારે પેહેલીવાર જોયુ ત્યારે એક પલ તે અબલાએ ચાહયું કે તે તેણીને કદીબી ધીક્કારેજ નહી. તે ખરેખરીજ કેવી એક પ્યાર કરવા લાયકજ પુતલી હતી અને ત્યારે જે તેવીજ હતી તો કાંય તેણીની હરીફ થઇને આવી હતી. તે તદનજ નાઉમેદ થઇ ગઇ.

તેણીએ તો તે જવાન ડાકટર હજીભી પોતાની પરણેતરથી કટાળી તેણીનાજ પ્યારની તલબ કરતો આવ્વાની દરેકે દરેક ગણત્રી કરી મુકેલી હતી. મગર હવે તે ફોકટ હતું. પેલી મીઠી માહાત કરની, પોતાને ચાહાવાને મનાવની, માહાતાબની દીલજીત આંખોની અસર કીઆં દીલથી દુર થઇ શકે? ને ત્યારે હવે તે દુર કરી તેણીનો ખાવંદ પાછો પોતાની આગલી દોસ્તીની તલબ કે આર્જુ કરતો તેણીના પાસ આવે એ માનવું ને ધારવું કેવલ અકકલથી દુર હતુ.

વળી તેણીની ધારણા મુજબ તે જવાન પરણેતર કાંઇ જેવી તેવી કે અન-સમજુબી નહીજ હતી. પોતાનો ભાગ તે પાર્ટીમાં તેણીએ એવી તો અચ્છી ફીસમે બજાવ્યો હતો કે તે સાંજનો મેલાવડો ખરેખર એક ફતેહ હોવાનુંજ સર્વે કોઈ પુકારતાં ને કહેતાં હતા કે જે વળી ગુલ રોમર માટે જ્યાહાજ જળાવનારૂ હતુ.

માહાબાનુ દાવર હવે બીજા હાથ ઉપર તેણીને જોતાંજ તેને ચાહુતી થઈ ગઈ હતી. તેણીની રાણી જેની રોબદાર અદાને ખુબસુરત ચેહરાએ તે નીર્દોશ નારને દેખઇતી વશ કરી લીધી હતી ને તે મીસીસ રોમર ત્યારે, કેવી ખુબસુરત હતી હતી એમ તે રાતે કોઈ સેકડો વખત તેણીં પોતાના પતી પાસ બોલી ચુકી હતી. ફીરોજ દાવરને અલબત એ જરાભી ગમ્યુજ નહી. તેને તે જવાન બૈરીની ખાસ ગુલ તરફનીજ એમ અચબુચ દીલગીરીથી જાણે ફકર થઇ આવી; મગર અફસોસ મોટો એજ હતો કે તેમ છતાં તે તેણીને વાસતે વારી કે કાંઈ કહી શકતો નહી હતો. તે તેણીને કહીજ શુ શકે? તે કેમ, તે ફરેસતાઇ ખસલતની પ્રીયાને કાંઇબી જોરાવર કે મોનેબર સબબ વીના તેની એક વારની ચાહેલી સ્ત્રીની દોસ્તીથી અલગ રહેવાનુ કહી ને મનાવી શકે? તે પ્રમાણીક હેતુઓનો સાચો માણુસ છતાં એ વાત તેને કદી તે નાની બૈરી આગલ કહી નહી હતી. એટલી એ વાતમા તે થોડોક હીચકારો થયો હતો. અને એ તેની આગલી દોસ્તીની કાહાણીથી તેને તે જવાન બાનુંને તદનજ, બીન વાકેફ રાખી હતી. એ કડવી નહી ગમતી સચ્ચાઈથી તેમના સઉથી સુખી જીવનમા શીકા સડો લગાડવાના ખ્યાલથીજ ગોયા તે ધ્રુજતો ને બીહતો ફરતો હતો; અને ત્યારે એ રીતે, પ્રેમની પાંખ ઉપર સ્વાર થઈને તે પરણેલી જીંદગીના પેહેલા છ મહીના કયાં ને કેમ પસાર થયા તે તે બન્ને એક-મેકનાજ પ્યારમા ગુતાયલાં વાદલાંઓ જાણવા પામ્યાજ નહી. મગર સંપુર્ણ સુખ સદાકાલ રહેતુજ નથી. એક સહવારે એકાએક ફીરોજના એક જઈફ માભી કે જેઓ ત્યાંજ કેથે રહેતા હતાં તેઓ અચાનક ને એકાએક ત્યાં આવી લાગ્યા ને જાણે તેમની આમદમાંજ, તે બે વાદલાંઓ વાસતે કોઈ મોટી આફત લેતાં આવ્યાં. તેઓ આજ ઘણે દીવસે દાવર લાડજવાલાં પોતાના ખેશીઓને પોતાને ઘેરનુ આમંત્રણ કરવા જાતે આવ્યાં હતાં. ફીરોજ તે વખતે ઘરમા હતો નહી અને માહા-બાનુ તથા તેણીની એક જવાન નણંદ મીલ્લા કે જે તેઓ સાથજ રહેતી હતી. તે બે એકલાંજ હતાં. તેઓએ આવતાંને સાથજ પોતાના હમેશના ભોલા ને ભલા સ્વભાવ મુજબ તે બન્ને નણંદ ભાભીને પોતાને ઘેર આવવાનું ને પાંચ દહાડા તેમના ઓલામા કહીએ તો તેમની ગરીબડી ઝુપડીમા ગુજારવાનું તેડું કરી દીધું.

"મારાથી તો હાલ પંદર દીવસ કેથેજ જવાનુ નહી બનશે મામી સાય, પણ સીલ્લા આવશે." માહાબાનુએ તે હેતભર્યાં તેડાંનો તેવાંજ હેત ને વાહાલથી જવાબ કરતાં કહ્યું.

"હું સીલ્લાને શું કરૂં," તે ભોલા લટાક મામીએ દેખઈતા ગુસ્સાથી કહ્યું. "એ તો શું પણ તારા વર થતોબી દીકરી જો આવીને મારે ઘેર રહે તો ભલે, પણ તારા વીના સૌંજ નકામું. જ્યાં વહુજ નહી ત્યાં સૌને શું કરૂં: એવી એક લાખ દીકરીબી એકઠી કરીને તું મારે બારણે મોકલી આપે કેની માહતાબ તોબી એક સબકતી સોહવાસન વહુની ગરજ સરે નહી. સમજી કે સાય" ને તેવણે હેતવતી ને ખરેખરીજ, સબકતી ને શોભઈતી વહુને ત્યાંને ત્યાંજ ખરા મનથી ઓવારણા લીધાં.

તે બન્ને જવાન બાનુઓ તે સમજતાં ખરાંજ દીલથી હસી.

"પણ વારૂ તારા નહીજ અવાયાના કારણમાબી કાંઇ કહેશે કે નહી છોકરી" તેવણે પાછુ બજીદ થઈને પુછયું "તું કાંય નહી આવે ને કાંય મને એમ નાઊમેદ કરે?"

"કારણ કે મિસીસ રેમર આવતે અઠવાડીએ એક ઘણીજ ભપકાભરેલી પાર્ટી આપનાનાં છે જેમા મેં દરેક રીતે તેમને મદદ કરવાનું પ્રોમીસ આપી દીધેલું છે." તેણીએ કહ્યું.

તે સાંભલતાં તે જૈફ બાનુ જરાક ચોંકયાં "એ બૈરીની સાથ તું આટલી બંધી હદ સુધીની દોસ્તી રાખેચ તે સારૂં નથી, માહતાબ." તેવણે કહ્યુ "તારો વર, હું તો તાજુબ કરૂંચ કે એ બધું ચાલવાજ કેમ દીએચ?"

"કારણ કે તેવણુ લાભમા મલી આવે તેવા એક સાચ્ચા ને મારાં ઉમરાવ ધણી છે," તે જવાન પરણેતરે તે વાહાલા પતીની ગેરહાજરીમાં હેતથી તેનો બચાવ કરતાં કહ્યુ "પણ વારૂં મામીજી." તેણીએ દેખઈતી રમુજ પામતાં જરા થોભીને ઉમેર્યું. "મને કહોની કે ગુલ રેમર સાથ હું સહી થઈ ગઇ તેમા એટલું તે શું વાંધા ભરેલું ને નહી પસંદ કરવા જોગ છે."

"વાંધા ભરેલું તો એજ કે તું જાણેચ તેમ એ બંત્રીને તારા વર સાથ પેહેલાં એટલું તો સારૂં હતું ને એકમેક વાસ્તેની એ લોકની અરસપરસની લાગણી એટલી તો ઘાડી હતી, કે લોકેલોક બોલતાં ને નહી ઘટતું જ બધું કહેતાં હતાં. તો ત્યાર પછી હવે તું તેની સાથ આટલી બધી દોસ્તી રાખે તે દીકરી મને તો જરા બઈને ગમતું નથી."

તે સખ્ત ચોંકી. એક વીજલીનો ઝટકો જો તે પલે તેણીના ઉપર પડયો હોત તો જે ફેરફાર તેણીમા નહી થતે તેવો ફેરફાર તે ઉઘાયલી ને અજબ સાથ દુખી થયલી છોડીમાં તે પલે થઈ ગયો. તે તેજસ્વી ચેહેરામા જાણે ખુશીનો પ્રકાશ કે તંદુરસ્તીનો ખુશાલ રતાસ હતોજ નહી-તે એ શું સાંભલતી હતી? ત્યારે શું

ફીરોજ તેણીએ માન્યો ને ધારયો હતો તેવો એક ખરેખરો સાચ્ચો ગ્રહસ્થ નહીજ હતો? એક પલ આગમચ, જે મગરૂરીથી તેણીએ તેને માટે માનેલું ને કહેલુ હતું. તે શું ત્યારે તદન ખોટુજ હતું? અને તેને શું ત્યારે તે જુવાન ભોલીને ઠગીજ હતી? ઓ તે બધું તેણી તે વાહાલા વાસ્તે કેમ માની શકે? મગર નહી માનવાને ત્યારે તેણીને હવે કારણબી શું હતું? ભલાં માણેક મામીએ પોતાની ભોલાઈમાં જે બોલ્યાં હતાં તે ખોટું તો હોઇ શકેજ નહી ને તેવણુજ નહી પણ આખી ખલકત ગોયા તેણીના ખાવંદની એ કાહાણીથી જાણીતાં હોવાનુ વટીક જે તેવણે કહયું હતું તો તેમા પછી હવે નહી બનવા કે માનવા જેવું રહ્યુંજ શું હતુ? તેણીના પતીની એક પરણેલી ઓરત જોગાં પ્યારની એ કથાથી ત્યારે ફકત તેજ, તેણીની હકદાર પરણેતરજ ગાફેલ ને અજાણ હતી? એ શું એક સીતમનીજ વાત નહી હતી? તે બેહદ દુઃખ પામી. વધુ કશુજ કહેવાની તેણીએ તે વખતે મુર્ખાઇ કરી નહી. એજ બહેતર થયું. તે પછી માણેક મામી રાત સુધી રહ્યાં પણ તે વીશે તેઓ વચ્ચે કશુંજ બોલાયું નહી. કે જયારે તેણીની વૃત્તીનો ફેરફાર ખુલ્લો દીસી આવતો હતો.

તે રાતે તેણીએ એકલાં પડતાંજ પોતાના પતીને સૌથી પેહેલો સવાલ એજ કર્યો.

"ફીરોજ, મારા ફીરોજ મને કહો." તેણીએ લગભગ રડી દેતાં કહયું "મને કહો કે મારા આગમચ કદીબી તમે કોઇ સ્ત્રીને ચાહી હતી?" તેનો ખુબસુરત ચેહેરો એ સાંભલતાં તમામ ફીકકો બની ગયો, મગર બીજી પલે તેને તેણીને મોટા વાહાલથી પોતાની ગોદમાં ખેંચી-"મારૂં આખું જીવન તારામાજ છે, વાહાલી' -તારામાજ ફકત—મારી પ્રિયામા, મારી નાદલી પરણેતરમા."

"હું તે પુછતીજ નથી" તેણીએ હવે તોરથી પોતાનું સોહામનું માથું ફેરફડાવીને કહયું. "હું તો એટલુજ પુછવા ને જાણવા માંગુચ કે મારા આગમચ તમે કદીબી કોઈ સાથ પ્યાર કીધો છે કે?"

તે ચુપ થઇ ગયો તે કાંઇજ બોલ્યો નહી. તેને શું બોલવું તે કાંઇ સુજ જાણે પડયુંજ નહી- ને તેથી તેને જરા એક ઉડાવવાનાજ હેતુથી કહયું.

"માહાતાબ, મારી મીઠ્ઠી, તારે એવી વાહીઆત વાતોમા કદીબી ભાગ લેવો જોઇએ નહી. તુ વાહાલીને એ જરાબી શોભતુંજ નથી. મારી નાદલી બૈરી શીવાય બીજા કોઈનીબી જગ્યા મારા જીગરમાં હોઇ કે થઈજ કેમ શકે?" અને એમ કહેતાં તેણીના નરમ મખમલી હાથો ઉપર તેને હેતની હજારો કીસીઓ લીધી. મગર તેણીની આંખોમા કોઈ જુદીજ લાગણી પ્રજલતી હતી. તે હંમેશના જેવી આજે હેતવંતી હતીજ નહી.

"તમે પ્યારબી કીધો હોય તો તેમા કોઇ નવાઇ નથી, ફીરોજ." તેણીએ દેખઇ । કડવાસથી હવે કહયુ "મારી ને તમારી ઉમ્મર વચ્ચેનો તફાવત તપાસતાં તમારા પ્યારોની શરૂઆત મારી હસ્તીનીબી આગમચની મારે હીસાબે થવી જોઇએ.'

તે માહ દુખ પામ્યો તે સાંભલતાં. તે છોકરીએ આજ સુધી એ તફાવત તીગી કહી બતાવ્યો હતો નહી. આજે તેણીને મોહડે તે સાંભલતાં તે ખરાં મને લગીર થયો ને શરમાયો.

"સાંહાતાણ, હું તારો સાચ્ચો દોસ્ત છુ" તેણે તેમ કરતાં અતી હેતથી કહ્યુ. "હુ ભાવીષ્યમાંથી કદી કોઇને તારા સીવાય ચાહી શકુ નહી. તેની ખાતરી આપુ તને?"

"મને તેની ખાતરી જોઇતીજ નથી, ફીરોજ." તેણીએ મોટા તુચ્છકારથી કહ્યુ "ભવીષને કોઇ જોઈ વલ્યુ નથી. ને મને તેનો ભરૂસોગી નથી. હું તો ફક્ત ગંઇ ગુજરનીજ યાદમાં માનવાવાલી છુ ને તેજ મને તો જાણવાળી ગમે."

"એ યાદ આજે વખતે વરસોની બંધ પહેલી ઘોરના જેવી ભયાનક હોય છે. તે ખોદી કાઢવાથી ઇન્શાન્ને સુખ થતુ નથી, એમા જરાબી ડાહાપણ છેજ નહી. પણ ચાલ આપરે એ વાત ઉપર હવે સેવટનોજ પડદો ખેંચીસું ને હતાં તેવાજ હેતવંતા ધણી ધણીઆણીની થઇ જશું. બોલ છે તને એ કબુલ." અને એમ કહેતાં તેને વલી તેણીને ખરાં હેતથી પોતાની ગોદમા ખેંચી કે જયારે તેણીની ઠંડાઇથી તે તાજુબ થયો. તેણી તે આગલી હેતવંતી ધણીઆણી હવે હતીજ નહી. અને ત્યારે તે બીચારાએ મને એજ સંતોસ માણી લીધો, કે થોડા દહાડા પછી એ બધુ તેને લગતુ તે જવાન પરણેતર જયારે ભુલી જશે ત્યારે આગલોજ પ્રેમનો ઝરો તે બન્ને વચ્ચે પાછો વેહતો થઇ જશે. મગર અફસોસ કે તે દર દહાડે તેનાથી જાણે વધારે ને વધારેજ અલગ થતી ચાલી. તેણીનું જીગર તમામ તુટી ગયુ હતુ. જેને મર્દોમાં સૌથી સાચો મરદ તેણીએ માન્યો હતો તે તેવો હતોજ નહી એમ તેણીએ ઘણુ મોડુ જાણ્યુ હતુ. તે પોતાના જીગરને લગતી એક ચીજ તેણીથી છુપાવતો હતો કે જે જીગર ઉપર તેણીનો સર્વોતમ હક હતો અને ત્યારે પરીણામમા થયુ એમ કે તે રફતે રફતે પતીના પ્યારથી અલગ થતી બીજાઓનીજ સોડ વધુ ને વધુ શોધવા લાગી. ઇનશાફને ખાતર અતરે કહેવાની જરૂર છે કે તેણી ધારતી હતી તેવો કાંઇ તેણીનો ભરથાર પાપી કે ઠગારો નહી હતો. મગર પેલી કબરના ઉડાન્ના જેવી કમકમાવંનારી તેની જીંદગીની કથા હતી એમ તે શું નહી બોલ્યો હતો ? અલબત એ તે બીચારાએ વાતમાં માત્ર દાખલારૂપે કહયુ હતુ કે જેને તે નાદાન અબલાના અંતકરણ ઉપર એક સાબુત છાપ પાડયો હતો. અને તેબી કયો ભુલાય ને નહી વીસરાય તેવોજ. તેણીએ માન્યુ કે સે ખાવીંદ એમ તે ભલી ને ભોલીને ઠગી, પોતાના લગતા કોઇ પાપી એકરારથી અંજાણી રાખીને એમ તેણીને જીવતીજ મારી નાખી હતી.

ઉજડ ટાપુ ઉપર હુ એકલી ભટકતી હોઉં તેવું મને લાગુ ને એક ખરા દીલસોજ દોસ્તની આર્ઝુમા મે તમારી સોડ ઝાંખી. અલબત હું તમોને ચાહતાં શીખી તે હુ ના પાડતી નથી, ને એ પ્યાર ખરાબીની [illegible] આપણુ બનનેને ડુબાવી દીએ તે આગમચ ફીરોજશાહ આપણને ત્યાંથી હવે [illegible] .ફરવુંજ વાજબી ને રવા છે. મને હવે ભુલી જજો, દીનશાહ ને મારાં કાગલ હું તમોને એક ગ્રહસ્થ તરીકે અરજ કરૂંચ કાલાવાલા કરૂંચ, કે મને પાછા આપી દેજો"

તે ઘણા વાહલથી તેણીના પગ પાસ બેસીને તેણીને પટાવવા લાગ્યો. તેણીના બે સુફેદ હાથો પોતાના હાથમાં લઈ તે તેણીને એ તેની માગણીથી બાજ આવવાનું હજીબી મનાવતોજ બેઠો હતો કે જ્યારે એવામાં તેઓ તરફ ચાલી આવતા બે આકારને તેઓએ જોયાજ નહી. ફીરોજ દાવર જ્યારે તેઓની રૂબરૂમાં ઉભો ત્યારે તેઓ એમ એકમેકના હાથમાં હાથ મેલવી બેઠેલાં હતાં કે જ્યારે તે તરૂણીની બાજુમાં કપટના એક સ્નેહભર્યા હસવા સાથ ગુલ રેમર પણુ ઉભેલી હતી. દીનશા દલાલે હવે ઘણીજ દાનાઈભરી સમયસુચકતા વાપરી લીધી. તેને જોયું કે હવે ખરેખર તે જવાન પરણેતરની હોરમત તેના હાથમાં હતી. તેને તેથી હરખાઇ જવાનો કે હીચકાંચો થવાનો જરાબી દેખાવ કીધો નહી તેણીના બે સફેદ હાથો, તેને જાણે કાઇ બન્યુંજ નહી હોય તેમ પોતાના એક હાથમાં પકડી લઇ પોતાનો બીજો હાથ તે તરૂણ તરફ લાંબો કર્યો. "ફીરોજ દાવર, તેમ કરતા તેને હસવાની કોશેશ કરીને કહયું. "તમારાં બેનના હાથની માગણી તમો આવ્યા તે આગમચ હું આય ભલાં બાનુ પાસ કરતો હતો. ને તેમા ફતેહ મળવાથીજ આય બખતાવર હાથોને હેગાનથીજ ચુંમતો બેઠો હતો હમો બલી તમારેજ લગની હાલમા વાતચી કરતાં હતાં ને વાટબી જોતાં હતાં. હવે ફકત એ મારી માનીતી; ઉંમીદ છે. મને નાસીપાસ થવાનું થશેજ નહી." ને તેને એ જાણે ને ખરૂંજ કહેતો હોય તેવા જુસ્સાથી તે ભલા તરૂણનો હાથ લીધો. તે ડાકટર તદન સંતોશ પામેલો દેખાયો. જો કાંઇ પહેલી હરોલમા શક કે વસવસા જેવું તેને લાગું બી હોય તો તે હવે તદનજ નાબુદ થઇ ગયલાં જણાતા હતાં—તેને તેથી સૈની પોતાની એ બેનને લગતી લાગણીમા દીલોજાનથી બાહાલી આપી. કે જ્યારે બીજા હાથ ઉપર ગુલ રેમર તો આ હાથ આવેલી બાજી એમ બીગડી જવાથી તદનજ નાઉમીદ ને નાસીપાસ થયલી ત્યાંથી એક બોલબી બોલ્યા વગર પીઠ મરડીને ચાલીજ ગઈ.

તે પછી તાબરતોબ ત્યાંથી જતાં તે સાચી લાગણીના જવાને સીલ્લાને મલી. તેણીના હાથની માગણીબી કરી લીધી. અલબત્ત તેમ કરતાં તેને પોતાના જીવનેજ પુછવું પડતું હતું મગર તે સીવાય હવે છુટકોજ કયાં હતો.

વલી બીજે દીને સૌથી પેહેલું તેને એ કર્યું કે પેલાં માહાતાબ જોગાં કાગલોનું બંડલબી તેણીને કોઇ પેહેલી તકે પાછાં આપી દેવાના નેક ને પાક હેતુથી બાહાર કાઢીને તૈયાર રાખ્યું. એવામા એતેફાક તેને કોઇ તેડવા આવ્યું ને કાંઇ

નહીં છુટાય તેવા અગતનાજ કામસર હોવાથી તેને તે પછી તુરતજ તેની સાથ જવું રહેવાનું થયું. એટલે પેલાં કાગલોનું બંડલ તેની સ્ટડીમાજ પડી રહ્યું. મગર ઘેરે આવતાં તેને સૌથી પેહેલી તેજ કાગલોની યાદ થઈ ને ત્યારે તેની શોધમા તે સૌથી પેહેલો સ્ટડીમાજ દોડી ગયો. તે કાગલો ત્યાં હતાં નહીં—તે ઘણોજ અજબ થયો, ગભરાયો ને—એ ઉપરથી તે કાગલોની શોધમાં આખુ ઘર તલે ઉપર કરી નાખ્યું, મગર તે કાગલોનો કશોજ પત્તો લાગો નહીં. એ દરમ્યાન હવે એક ચાકરે આવી તેને ખબર દીધી કે, તે સહવારે તેની ગેરહાજરીમા એક બાઈ તેને મલવા આવી ગયાં હતાં કે જેઓએ તેવણુની રાહ જોતાં, તેવણુની સ્ટડી રૂમમાજ બેસવાનું પસંદ કીધુ હતું. તે હોસ ફરામોસ થઈ ગયો: મગર તાજુબ તે ઓરત કોણ હતી?

બીજા હાથ ઉપર હવે કાંઇ બીજોજ બનાવ બનતો હતો. દીનશાહ દલાલ, જ્યારે પેલાં કાગલોના બંડલ વાસ્તે એમ પોતાનું ઘર તારાજ કરતો હતો ત્યારે ગુલ રોમર હાવર લૉડજના માલેક સાથ કાંઇ અસાધારણ ગુફતગુમા રોકાયલી હતી. જ્યારે તે ત્યાં ગઈ, ત્યારે તેણીના સારા ભાગ્યે તે તબીબ પોતાના મકાનમાં એકલોજ હતો ને તેથી તે પાધરીજ તેના ઓરડામાં ગઈ હતી. "હું આજે ઘણી તાકીદે તમને મલવા આવી છુ ફીરોજ" તેણીએ જતાં સાથ ઘણીજ ઉશકેરણી વચ્ચે કહ્યું કે જ્યારે ફતેહનો પ્રકાશ તેણીની આંખોમાં ઝલકતો હતો. "આય લેવો" હીંયાં તેણીએ પેલાંજ કમબખ્ત કાગલોનું બંડલ તેને પાસ કરતા કહ્યું. "આય કાગળો તમારી જુવાન પરણેતરના હરફોમા લખાયલાં છે."

તે ઘણો અચરત થયો ને તેના ખુબસુરત ચેહેરા ઉપરની તમામ લાલી ઉડી ગઈ. "હું—હું નહીં સમજી શકતો તુને" તેને અચકાતાં અચકાતાં કહ્યું.

"એમાં નહી સમજવાનું છેજ શુ, ફીરોજ." તેણીએ મોહું કડવાસથી કહ્યું "આ કાગલોમાં તમારી બૈરીએ તમારા પેલા દોસ્ત દીનશાહ દલાલ જોગો પોતાનો પ્યાર દરશાવેલો છે. ને તેજ તમોને વંચાવા વાસ્તે હું હીંયાં વેર ચાલી ચલાવીને લાવી છું," ને એમ કહેતાં તેણી ધીક્કાર ને તુચ્છકારનું કડવું હસવું ખરાં મનથી હસી. તે ભલા તબીબનાં જીગરમા જાણે જ્વાલા સલગતો થયો હતો મગર તેને દાનાઇથી તે પેલી કપટબાજ ઓરતને નહીજ બતાવવાનો કસદ કીધો. તેણે જોયું કે તે ઓરત તેમ થવાથી પોતાના કીનામાં સંપુર્ણ ફાવી જતી હતી. એ ઉપરથી તેને તે બંડલ દેખઇતી બેપરવાહીથી બાજુ ફેંકી દીધુ—"ગુલ રોમર" તેને તેમ કરતા મોટાં દુઃખથી પુછયું "મારી ગરીબ પરણેતરને આટલી હદ સુધી ધીક્કારવાનો તને શુ સબબ મલ્યો?"

"તમારી તરફની મારી ઉંડી ને જાયેદાની લાગણીનેજ ખાતર મને એમ કરવાની દુઃખી ફરજ પડી છે" તેણીએ હવે દેખઇતા ઢોંગથી કહ્યું.

"સાથે પ્યાર શું શુ કરેચ તે તુને જોવોચ ગુલ.", ને એમ કહેતાં તેને પોતાના ધ્રુજતા હાથોએ જોરમાં ઘંટ વગાડયો. બીજી પાંચ મીનીટમા તો દીનશાહ દલાલને બોલાવાને તેની ઝડકી કાર રવાનાબી થઇ ગઈ હતી.

અને તે આવ્યો. તે કે જે હવે બધુ પકડાઈ આવેલું, જાણીને અકસર હીચકારોજ બની ગયો હતો. મગર તેની મોટી ખુશાલી ને અજાયબી વચ્ચે ફીરોજ દાવરે તેને આવતાં સાથ ખુરશી આપી, ને પેલાં કાગલોનું બંડલ રજુ કીધુ. "દોસ્ત દીનશાહ આય તારે લગતાં થોડાક કાગલો આય બાનુ મેહેરબાનીની રાહે મારે સ્વાધીન લાગ્યાં છે." તેણે કહયુ "મગર મને એ રાખવાનો કે વાંચવાનો જરાબી હક નહીં હોવાથી મેં પાછા એ તુને હસ્તક કરવા ખાસ એમ દોડતી મોટરે તેડાવ્યોચ તે વાસ્તે હું ઘણો દલગીર છું."

તેના અમીલ ને ખરાજ ઉમરાવ દીલનો આય અચુક પુરાવો જોતાં તે માણસ એક પલ તેને થોડોક ઠગવા વાસ્તે ખરા દીલના જોસથી પસ્તાવા લાગો.

"મારા ભલા ને દીલજાન દોસ્ત," તેને એ ઉપરથી ઘણા મોટા હેરાન સાથ તેનો હાથ લેતાં કહયું. "એ કાગલો અલગત, મારા ઘરમાંથી ચોરાયલાં મારાંજ કાગલો છે મગર મારે કહેવું જોઇએ કે તેના ઉપર તમારો દરેકે દરેક હક છે."

"ત્યારે તો મેહેરબાની થઈ, ભાઈ" તેણે ફીકકું હસતાં કહયું અને બીજી પલે પેલી લુચ્ચી ઓરતની હદ બાહારની નાઉમેદી વચ્ચે તેણે તે કાગલોના પેકેટમાં એક બલતી કાંડી મુકી દીધી.

"તમારૂં કામ હવે ખતમ થયુ છે, બાનુ" તેને તે કાગલો હવે બલી રહેતાં ગુલ તરફ ફરીને મોટા ધીકકારથી કહયું. "મારા ને મારી નાહલી બૈરી વચ્ચેના બલવાન પ્યારને મારી નાખવા વાસ્તે તમે કશુંજ કરવાનુ બાકી રાખ્યું નથી. મગર જાવો, આજ પછી મારી સીડીએબી ચહડવાની તમે કોશીશ કરતા ના આ મિલાકાત આપણી છેલ્લીજ જાણજો હું મારી પરણેતરને જેવા ને તેવાજ હેતથી ચાહું છું. એ મારા છેલ્લા શબ્દો તરીકે તમારા પાપી જીગરમાં હંમેશને વાસ્તે કોતરી રાખજો"—અને ત્યારે હવે વધુ કાંઇ કહીને તે તેણીને જાસ્તી અપમાન કરે તે આગમચ તે નાઉમેદ ને નાસીપાસ થયલી ત્યાંથી ચાલીજ ગઈ. ને તેની પાછલ દીનશાહ દલાલ પણ ગયો.

બીજી પલે માહબાનું ત્યાં દાખલ થઈ. પેલાં બલેલા કાગલનો ઢગલો જોઈને તે ઘણીજ અચરત થયલી દેખાઈ.

"આ કાગલો તમારા હતા, ફીરોજ." તેણીએ મોટી જીજ્ઞાસાથી પુછયુ.

"હા," તેને મોટી શાતીમાં જવાબ કર્યો

"કોઈ ઓરતના કે ?" તેણીએ પાછુ પુછયું.

"હા, એક ઓરતના." તેણે પાછો જવાબ દીધો.

"કોઈ સ્ત્રી કે જેને તમે ઘણાજ વાહલથી ચાહતા હતા એમજ, કેની" તેણીએ વધતા ઓછા ગુસ્સાથી કહ્યુ.

"હા," જવાબ મલ્યો. "ઓરતના કે જેને મેં પ્યારની ખરીજ પરસતારીથી ચાહી હતી." ને તે પછી તેણે તે જવાન પરણેતરને ખરાજ વાહલ ને હેતથી પોતાની મજબુત બાથમાં લીધી. ને તેનો સુંદર જુવાન ચેહેરો પોતાના જળતા હાથોમાં પકડી તેની મીઠી આંખોમાં જોયુ. તે સમજી ગઇ—તે શું સત્યાનાસી થઇ હતી તે તેણી તુરતજ પામી ગઈ ને તેણીએ કાંઇ બોલવા માટે પોતાના સુંદર હોઠો ઉંઘાડયા પણ તેણે તેણીને કંઇ બોલવા દીધીજ નહી. તેણે તેણીના ધ્રુજતા હોઠો ઉપર હેતનું ચુંબન કરી તે દુખી યાદને ત્યાંજ દાટી દેવાની સુગી અરજ કરી. તેણીએ તે પછી ગુંઠણ પર પડી માફી માંગવા ઘણુંએ માંગ્યુ મગર સાચ્ચા ને હાતમ દીલના તે અસીલ ભરથારે તેમણી કરવા દીધુંજ નહી. પોતાની મજબુત ગોદમાં પકડી તેને તેણીના કાનમાં ખરાંજ વાહાલથી કહ્યું. "જાગ્યાં ત્યારથી સહવાર મારી મીઠી પરણેતર આપણે હવે પછી એક નવીજ જીંદગી શુરૂં કરશું."




# મુંબઇની જાણીતી ડેરી

# પેરીશીયન ડેરી કું.

વગર ભેલનુ ચોખ્ખું દુધ, માખણ, સ્વચ્છ ઘી, શ્રેષ્ટ ક્રીમ, મેળવવાનું તમામ ભરૂશાપાત્ર એકલું મઠક છે. એકવાર ટ્રાયલ લેશોજી?

ટેમરીંડલેન, **કોટ, મુંબઇ.**

# અમૃતબિંદુ

સંખતમા સખત માથાનો દુખાવો માત્ર એકજ મીનીટમાં દુર થઈ જાય છે માત્ર પેટની ઉપર ચોળવાથી પણ પેટમાનો દુ:ખાવો મટી જાય છે પવન છુટવા માંડે છે અને બાદી-બદહજમી દુર થાય છે દાંત અને દાઢનુ કળતર એકજ મીનીટમા શાંત પડી જાય છે વીંછીના ડખ ઉપર તો તેનો ચમત્કાર અલૌકીકજ છે. ઉચામા ઉંચી જાતના કોઇ પણ પેનકીલર કરતા અમૃતબિન્દુ ઘણી ઉચી જાતની દવા છે વિલાયતી દવાની દરેક દુકાન ઉપર તે વેચાય છે હાલમા તેની ઘટાડેલી કીમત માત્ર રૂ. ૧ાા છે. પોષ્ટેજ માફ.

**સીરનામુ:—"અમૃતબિન્દુ" ઑફીસ—નડિયાદ.**

કોણ કહેછ કે ટુકા વાળ લાંબા થતા નથી? કોણ કહેછ કે ખરી ગયલા બાલ પાછા આવતા નથી? કોણ કહેછ કે ખડબચડા વાલો નરમ રેશમ જેવા થતા નથી?

એ બધુ બોલવુ સદંતર હબગ છે.

# મધરાસ હેર ઑઇલ.

એ બધા વાંધાઓનો ખોટા પુરવાર કરે છે એ વિખ્યાત તેલ બાલને રેશમ જેવા નરમ, સુવાળા ને ચલકતા કરે છે. તેનો કાળાસ ટકાવી રાખે છે, માથાને ઠડક આપે છે. મગજને આરામ તેમજ શક્તિ બક્ષે છે શીશી એકના આના બાર

**સોલ એજન્ટ:—સોહરાબજી ડી. પટેલ.**

પ્રોવીઝન એન્ડ પેટન્ટ મેડીસીન મરચન્ટ,

પારસી બજાર, કોટ, મુંબઈ.

# વ્યવ્હાર નહિ પણ સ્નેહ.

## ઉત્તર.

લેખકઃ—શ્રીયુત નલિનીકાન્ત.

ઉજળું એટલું દૂધ નથી હોતું. પીળું એટલું સોનું નથી હોતું. કર્ણને પ્રિય લાગે તે બધું હિતકર નથી હોતું; અને નજરે જોયેલું તે બધું ખરૂંયે નથી હોતું. તો પછી કાને સાંભળેલું પણ સત્ય શી રીતે હોઈ શકે! જીભથી દાંત વેગળા એટલા વેગળા; હાથેલીનાં પાંચે આંગળા સરખાં નથી હોતાં, તેમ સંસારીઓ બધાં સ્નેહી નથી હોતાં. વિચારવંત લોકોએ કહયું છે કે—જાત વગર ભાત પડી શકતી નથી. આંખ પર ચ્હડાવેલાં ચશ્માંના રંગ જેવી જગતની સવ વસ્તુઓ દેખાય છે. વસ્તુઓ એક રંગની નથી હોતી. દરેક વસ્તુ ભિન્ન ભિન્ન રંગે રંગાએલી છે. વેલી પર ખીલતાં બધા ફુલમાં સુગન્ધ નથી હોતી. બધાં તરૂઓ ફૂલ નથી ધરતાં; બધી અનુકૂળતા તે સુખ નથી. તેમજ બધી માન્યતાઓ સિધ્ધાંત ન કહી શકાય. મ્હારા સ્નેહીને ત્યાં થએલા ભોજન પ્રસંગમાં હું નિમંત્રાયો ન હતો એ સત્ય હતું—પરંતુ, તે ઉપરથી મ્હેં રજુ કરેલો સિધ્ધાંત વ્યકિત પરત્વે કં ભૂલ ભર્યો હતો. એટલે સમાજ સમક્ષ 'સ્નેહ કે વ્યવહાર' એ શિર્ષક નીચે મેરેલો રહસ્ય પ્રશ્ન રૂપે પ્રકટ થતાં આ લેખથી તેનો યથાશકિત ઉત્તર આપી તે સ્નેહી પ્રતિ 'ધર્મ' કાર્ય કરી શકયો છું.

સંસારીનો સ્નેહ સંધ્યાયે વિખરાતાં વાદળ જેવો ક્ષણિક છે. વ્યવ્હારીક લોકોનો વ્હાલ શ્રધ્ધામાં બહુ ભાગે અસ્થિર હોય છે. એ સિધ્ધાંત સ્નેહ ધર્મનો છે. સ્નેહભુમિમાં વિહરતા સ્વર્ગીય જનોએ ધાર્મિક દ્રષ્ટિએ ઘડેલો છે. પરંતું જે સ્નેહી માટે એ 'પિયરી' મ્હેં દોરી છે. તે આ પ્રસગે કૈંક ભૂલ ભરી જણાય છે. સિધ્ધાંત સનાતન સત્ય છે. મ્હને નિમંત્રણ નહી હતું એ પણ સત્ય છે. તેટલોજ મને નિમંત્રણ નહી આપવું એ ધર્મ હતો. એ ધર્મ વ્યવ્હાર ધર્મ છે કે સ્નેહ ધર્મ એ સંસારીઓ સ્હમજી શકે તેટલું સ્નેહી હ્રદય નજ સ્હમજી શકે.

એક વિદ્યાર્થી પોતાના અભ્યાસ પર અહોરાત્ર સતત શ્રમ લેતાં છતાં યે નાપાસ Fail થાય, તો પછી તેણે પોતાને ચ્હડાવી આપવા Promotion મળવા આશા રાખવી અને યત્ન કરવો એ સુંદર નથી. તેમજ મ્હારા સ્નેહીને ત્યાં ભોજનનાં નિમંત્રણમાં હું નિષ્ફલ ગયો, તો પછી મ્હારે જમવા આશા ધરવી એ નાપાસ થએલા વિદ્યાર્થી જેટલુંજ દુઃખ ભર્યું જણાયું. એટલે મ્હારાં મિત્ર પત્નીએ વળતે રોજ મ્હને ઘેર બોલાવી એક રકાબીમા નાસ્તો ગોઠવી મ્હારા પાસે મૂકી. મ્હેં અસ્વીકાર કર્યો. મ્હારા સ્નેહી હૃદયને તેઓએ જેમ તરછોડયું તેમ મ્હારા અસ્વીકારથી તેમના હ્રદયને પણ જણાયું. મ્હેં તે વ્હેનને તરછોડયાં નથી, તરછોડી શકું નહી. પરંતુ અધિકાર રહિત ભોજનનો સ્વીકાર કરવો એ મ્હારા માટે ઇષ્ટ ન હતું. તેમનો હાથ પાછો ઠેલવાનો—કોઇ દુર્ભાગ્યે મ્હને આ પ્રથમજ પ્રસંગ હતો. તેમાં યે સંત્યેન હતું.

મ્હારા ગુંચવાએલા હૃદયનું એ સહૃદય બ્હેને એક મિનિટમાં હસતાં હસતાં સમાધાન કરી આપ્યું. હું પાપમાંથી બચ્યો એ જાણતાં મ્હને બહુ આનંદ થયો. હૃદયની ઉંડી ગાંઠ આમ સહજજ ઉકેલાઇ, મ્હારો સિદ્ધાંત પ્રસંગને અનુસરતો નહી હતો એ મ્હને પ્રત્યક્ષ જણાયું.

હવે વાત એમ હતી કે મ્હારાં મિત્ર પત્નીનાં સીમંત પ્રસંગનું એ ભોજન હતું. તેમાં ભાઇ જેવા નિકટનાં સ્વજનને નિમંત્રી શકાય નહી એ ધાર્મિક દ્રષ્ટિએ સત્ય હતું. એ બ્હેને મ્હને અંધકારમાંથી પ્રકાશમા આણ્યો તેવું થયું; પાપમાં પડતાં જેસલને ભગવતી તોળવે ભગિની ભાવે બચાવ્યો; તેમ **સીમંતના ભોજન સ્વીકારમાં પાપ હતું, ને એ પાપમાંથી એ બ્હેને તાર્યો;** ખરેખર! હું તેનાં આ પવિત્ર બન્ધુકાર્ય માટે મ્હને નહિ નિમંત્રવામાં વ્યવ્હાર નહી પણ સ્નેહ હતો એ સ્વીકારૂંછું. એક પ્રતિષ્ઠિત સજ્જન બન્ધુ બ્હેનના આ પ્રસંગનું ભોજન કદી સ્વીકારે નહી, આથીજ મ્હને નિમંત્રવામાં નહી આવેલો આ તેઓનો વ્યવ્હાર નહી પરંતુ સ્નેહ હતો, એ સ્નેહ સર્વદા અભિનંદનીય હજો!

વ્યવ્હાર ધર્મમાં આ પ્રકારનાં ગૂંચવાડા ઘણી વખત બને છે. વ્યવ્હારિક લોકોને એમાં કાંઇ વિશેષતા જણાતી નથી. પરતુ, સ્નેહી હૃદયો આ વ્યવ્હારિક વર્તનમાં ભૂલ કરી દે છે. અને દીવાળીની હોળી થઇ જાય છે. સ્નેહી હૃદયને આવા પ્રસંગથી અલગ રહેવામાંજ કલ્યાણ છે. વ્યવ્હારિક સ્નેહીઓએ સામાજીક દ્રષ્ટિએ નહી પરંતુ, શ્રદ્ધાપૂર્વક જેટલી ન્યૂનતા દેખાઇ આવે તેટલા પૂરતો ભાગ આપવો કે આતિથ્ય કરવું. એ આતિથ્ય સ્નેહ પૂર્વક નથી થતું એજ વ્યવ્હારિક લોકોની અસભ્યતા વ્યવ્હારિક લોકોના આતિથ્ય માનાપમાનની જરૂર સ્નેહી હૃદય નથી જોતા. લ્હોયે પોતાના સ્નેહી યજમાન ધર્મથી ભ્રષ્ટ થાય એ યજમાન કરતાં આતિથીને વિશેષ દુઃખરૂપ છે. સ્નેહ ધર્મમા અર્પણ ભાવના ત્યાગને પૂજાય છે. સ્વાર્થ અને સંબંધ સંસારીઓ માટે છે. હર્ષ અને શોક એ મનુષ્ય જીવનની નબળાઇ છે. પતિ અને પત્ની એ ભોગ વિલાસના વિશેષણ છે. ભોજન અને દાનમાં સંસારીઓ કીર્તિ માને છે. એટલે મ્હોટાઓના આતિથ્ય થાય છે અને લક્ષ્મીવન્તોને અભિનંદન અપાય છે. ગુણ અને જ્ઞાનથી પ્રૌઢાવસ્થાનાં માપ નથી થતાં. શીળ અને ચારિત્ર્ય માટે સ્ત્રીઓ નથી પૂજાતી. દેવ અને પિતૃકાર્ય માટે વંશવૃદ્ધિ નથી થતી. પરમાર્થ માટે પૈસો નથી મેળવાતો, લોક કલ્યાણ માટે અધિકાર નથી અપાતા, અને ધર્મ ખાતર સ્નેહ નથી જોડાતો. એટલેજ સ્નેહમાં વ્યવ્હાર છુપેલો રહે છે. આ વ્યવ્હારિક સ્નેહથી આત્મ કલ્યાણ નથી સંધાતું. જીવનનાં મન્ત્રો નથી સમજાતા અને માનવ દેહની સફળતા નથી. પ્રભુ! નિષ્કામ શુદ્ધ સ્નેહની પુનઃ પ્રતિષ્ઠા કરો! અસ્તુ.

સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહ લક્ષ્મીના;
પ્રસન્ન વદને ગૃહસ્થીના, ગૃહાંગણીયાં દીપાવી દો!
અહોનિશ અસ્ખલિત્ વ્હેતી, સરિત્ જલ સ્નેહની ધારા;
હૃદય નિષ્કામ સ્નેહીના, ચતુર્દિશથી છવાવી દો!
પ્રભો! જેવું હતુ તેવુ ફરી ભારત બનાવી દો!

# કંઈક જાણવાજોગ.

લખનારઃ—સંનન.

સૌથી પહેલ વહેલી ટેલેસકોપ ૩૦૦)વરસ પર ગેલીલીઓ નામના શખ્સે બનાવી હતી.

* * *

વોલટર સ્કોટને વિષે એવું બોલાતું હતું કે "બેવકુફ તે છે અને બેવકુફ તે રહેશેજ."

* * *

ડેવીડ વીલકી, પ્રખ્યાત ચીતારો, અને એડમ કલાર્ક, વેસલીયન મીનીસ્ટર, સ્કુલમાં જાણીતા બેવકુફો હતા; અને આઈઝેક ન્યુતન જ્યારે તે સ્કુલમાં હતો ત્યારે હંમેશાં કલાસમાં લગભગ છેલ્લો રહેતો હતો.

* * *

રશીયાના ચોકસ ભાગોમાંના રહેવાસીઓનો ખોરાક (Sunflowers) સુરજ ફુલ છે.

* * *

આખી દુન્યામાં સૌથી લાંબી કનાલ તે સુએઝની કનાલ છે, જેની લંબાઈ ૮૭) માઇલની છે. કીલ કનાલ તેનાથી બીજે નંબરે આવે છે, જેની લંબાઈ ૬૧) માઈલની છે. છેલ્લી અને ત્રીજી કનાલ તે પનામા કનાલ છે, જેની લંબાઈ ૪૦) માઇલ છે.

* * *

પહેલવહેલી સ્ટીમ ગાલી નીકોલસ જોસફ કગનોટે ૧૭૬૯ ના સાલમાં શોધી કાઢી હતી. તેની ઝડપ કલાકના અઢી માઇલની હતી.

* * *

સૌથી ઉંડામાં ઉંડા સરોવર તે 'લેક બાઇકલ' છે, જે સાઈબીરીયામાં આવેલો છે. તેની ઉંડાઇ આશરે ૪૫૦૦ ફીટ છે.

* * *

એવું કહેવામાં આવે છે કે,એક બલુનમાં બેઠેલો માણસ જમીનપરથી ચાર માઈલની ઉંચાઇએથી એક કુતરાનું ભસવું ખુલ્લી રીતે સાંભળી શકે છે.

* * *

બાંબુના ઝાડો ત્રીસ વરસ સુધી ઉગતાં નથી.

* * *

એવું કહેવાય છે કે બુચાઓ કરતાં બુચીઓમાં વધારે ચૈતન્ય હોય છે.

* * *

એક ગોકળગાય ૧૪) દીવસમાં એક માઇલ સાધારણ ઝડપે કાપી શકે છે.

* * *

સસલાંઓ ઉઘાડી આંખો સાથે ઉંઘાય છે.

* * *

ઉંટો પાંચ વરસની ઉમરે કામ કરવાને લાયક થાય છે, જો કે તેઓ હંમેશા ૪૦) વરસ સુધી જીવે છે, તોપણ તેઓનું જોર ૨૫) વરસની ઉમર પછી કમતી થતુ જાય છે.

* * *

સીયામના લોકોને એકીની સંખ્યાને માટે અણગમો છે. જ્યારે તેઓ ઘેરો બાંધે છે ત્યારે સરખી સંખ્યાંના, બારી બારણા રાખે છે.

* * *

પહેલવહેલું પોસ્ટેજ સ્ટેમ્પ ગ્રેટબ્રીટનમાં ૧૮૪૦) માં પાડવામાં આવ્યું હતું તે રંગે કાળું હતું.

* * *

સ્વીટઝરલેંડના કેટલાએક ગામડાઓમાં ત્યાંની છોડીઓ કામ કરતી વખતે મરદોનો પોશાક પહેરે છે.

* * *

સાઈબીરીયામાં વર પોતાની બૈરી માટે જવાબદાર છે, એટલુંજ નહી પણ પોતાની કુમારી બહેનો માટેબી જવાબદાર છે.

* * *

એક પુરૂશના બાલ એક સ્ત્રીના બાલ કરતાં પાંચ વરસ જલદીથી સફેદ થવા માંડે છે.

* * *

કોરીયામાં એક વરને માટે એવી સલુકાઇ છે કે જો તે પોતાની બૈરીને રસ્તામાં સામેથી આવતા જોય છે તો તે જાણે તેણીને પીછાણતો નહીં હોય તેમ રસ્તેથી ચાલી જાય છે.

* * *

લંડનનું સૌથી નાનું દેવળ બીશપ્સ ગેટ મધે છે, જેની લંબાઇ ૫૦) ફીટ અને પહોલાઇ ૩૦) ફીટ કરતાં ઓછી છે. તે દેવળ તે શહેરમાંની લગભગ સૌથી જુની ઈમારત તરીકે જાણીતું છે.

* * *

એક જીરાફની જીભ બે ફીટ જેટલી લાંબી હોય છે.

* * *

લગભગ સાત કરોડ જંગલી જાનવરોને તેઓના વાળને માટે દર વરસે મારી નાખવામાં આવે છે.

* * *

દુન્યામાં સૌથી વાંકી ચુકી નદી તે જોરદન નદી છે.

* * *

વજનમાં સૌથી હલકામાં હલકું લાકડું તે 'બાલસા' નામનું લાકડું છે. એક બુચ તો આય લાકડાં કરતાં વજનમાં પણ ઘણો ભારે હોય છે.

* * *

આખી દુન્યામાં સૌથી મોંઘી કીમતનું જરજવેરાતથી મઢાયલું ટાઇમપીસ પોપના હવાલામાં છે. તેની કીમત લગભગ ૬૦ હજાર પૌંડની અંડસેટવામાં આવે છે.

* * *

જાપાનીસ ઓરતો બ્રશનો ઉપયોગ કર્યા વગર પોતાના બાલો ઓળે છે.

* * *

યુનાઈટેડ સ્ટેટસમાં ૧૦) થી તે ૧૬) વરસ સુધીના ૨૦) લાખ કરતા વધુ છોકરાઓ મજુરી કરે છે.

* * *

સઘળા જાનવરો આગળ ચાલવાને માટે પોતાના પાછલા પગોનો ઉપયોગ કરે છે.

---


કાયમની શકતી મેળવી જીંદગી પર્યંત સુખ ભોગવવા માટે.

રાજરસ મકરધ્વજ વડ્ડભવ ટોનીક પીલ્સ.

આ અજબ દવા નપુંસક જેવા બનેલા પુરૂષોને ખરૂં પુરૂષત્વ આપવામાં સહુથી પહેલો નંબર ધરાવે છે.

નાશ પામેલી વીર્યશકતીને સજીવન કરી મગજને બળવાંન બનાંવવાને વીજલી રૂપે કામ કરે છે. શરીરની ઢીલી પડેલી નસોને તાકાત આપી વૃદ્ધને જુવાન હાલતમાં લાવી ફીકા પડી ગએલા ચહેરાને કાંતીવાન બનાવી શરીર મસ્ત જેવું બનાવે છે. શકતીની દવાઓના દરેક ઉપાયો અજમાવી નીરાશ થયા હો તો ફકત એકજ વખત અજમાયશ કરવાથી ખાત્રી થશે.

કી૦ નં. ૧ ના ગોલી—૪૦—ના. રૂ. ૧૦)

બરોજની ગોળી.

(Night pills) ગોળી દુધ સાથે ગળવાંની છે. ફકત અરધા કલાકમાં ચમતકાર બતાવે છે. રોકાવત માટે ઉતમ, દવા છે. પ્રેમનું ખરૂં સુખ ભોગવવું હોય તો એક વખત ખાત્રી કરશો.

કી૦ નં૦ ૧ નો રૂ. ૧, નં૦ ૨ ના આના ૮.

ઢીલી પડેલી નસો માટે તેમજ કાયમનાં નપુંસકપણા માટે અમારી તીલાઓનો ઉપયોગ કરવો. તે માટે તમારી હકીકત સાથે એક આનાની ટીકીટ બીડી ખુલાસા મંગાવો. દરેક પત્રવ્યવહાર ખાનગી રાખવામાં આવે છે.

ડાં૦ વલેરા, (ક)

ફોકલેન્ડ રોડ—મુંબઇ નં. ૪.

# બીડી બાઈનાં અવગુણો.

રાગ ધન્યાશ્રી.

બીડી તજો નિરધાર વ્હાલા બન્ધુ બીડી તજો નિરધાર.
અસખ્ય દુઃખો સદૈવ આપે, લેશ ન સુખ દેનાર. વ્હાલા બન્ધુ-૧.
સદ્‌ગુણો સદા નાશ કરે છે, નાશ કરે સુવિચાર. વ્હાલા બન્ધુ-૨.
ક્ષય રોગને પ્રગટ કરવા, સાધન તે નિરધાર. વ્હાલા બન્ધુ-૩.
સર્વે રોગો આવી ભરાએ, પીડા કરે છે અપાર. વ્હાલા બન્ધુ-૪.
'ચાને બીડી સ્વર્ગની સીડી! સૂત્ર કર્યું અંગિકાર. વ્હાલા બન્ધુ-૫.
નક્કી સમજો દુખની સીડી, ઉઘાડે નર્કના દ્વાર. વ્હાલા બન્ધુ-૬.
કેમ ફોગટનું વિત્ત ગુમાવો,? સુણો શિખામણ સાર. વ્હાલા બન્ધુ-૭
બીડી થઇ ખરે તું જગ બેડી, સપડાવ્યા કઇ નરનાર. વ્હાલા બન્ધુ-૮.
બધન તારૂ છે દુઃખીયારૂ, બગાડે આ અવતાર. વ્હાલા બન્ધુ-૯.
અગણિત દોષો સમજીને તેમાં, કદિ ન રાખો પ્યાર વ્હાલા બન્ધુ-૧૦.
સેવક કે'છે સદા બીડીએ, કર્યા બે હાલ અપાર. વ્હાલા બન્ધુ-૧૧.

(રા. એમ. એમ.)

# મગરૂરી.

મગરૂરી માણસનુ તોડે છે માન,
મગરૂરી માણસનો જકડે છે જાન;
મગરૂરી તોડે છે આદમની હામ[1],
મગરૂરી દાટે છે માણસનાં કામ;
મગરૂરી ચીંતામા નાખે "દિલજાન"
એ જાલિમની મરતાંન કરીશ પિછાંન!

૧-હિમ્મત.

# અવસાનની આગમચેતી.

દેશાઇ તહેમુરજી, અર્લ કિચનર, લોર્ડ લિટલટન, કાર્ડીનલ વુલસી, અને મી૦ મનસુખ.

લખનાર—માણેકશાહ દીનશાહ મીસ્રી.

Too curious man! why dost thou seek to know
Events which-good or ill-foreknown are woe?
Foreknowledge only is enjoyed by Heaven,
And for his peace of mind, to man forbidden.

(John Dryden.)

જાણીતા જીનતગુજીન ઇગ્રેજ રાજ-કવિ (Poet-laureate) જોન ડ્રાઇડનને પસંદ નથી કે, ભવિષ્યમાં બનનાર બનાવો જાણવાની જનસમાજ જીજ્ઞાસા ધરાવે! આપણા વાળમાં રંગ શું રૂપ લેનાર છે, સર્જત કેવો ફેરો બદલનાર છે, અને કુદરતનું ચક્કર ક્યાં ફરનારે છે, તેની એકલી ખબર ખુદાને છે; અને આપણા ભલાં અર્થેજ આપણેને રૂડી યા બુરી માહિતી મળતી નથી એવો તેનો મત છે. તેની તકરારમાં ઉતરવાનું બીજા યોગ્ય અવસરે મારે તહકુબ રાખી, માલેકની મહેરથી મળીને ખરી સિદ્ધ થયલી અવસાનની આગમચેતી અને આશકારા કરીશું.

## સાતમે દહાડે દાદારજીની દરબારેમાં.

નવસારીના મોટા દેશાઇ કુટુંબના સ્થાપક શેઠ તહેમુરજી રૂસ્તમજી દેશાઇને ફક થવાને ૧૯૨ વર્ષ થયાં છે. તેવણ નવસારી કસબા તથા પારચોલ પ્રગણાના ચોધરી (દેશાઇ) હતા. પારસીઓની આ ધમની ટેકડી નવસારીમાં ગાયકવાડી અમલ શુરૂ કરવાનું મોટું માન મર્હુમને ઘટે છે. તેવણ મેથોર ગામથી પોતાને વતન જઇ, ત્યાં બહેસ્તશીન થયા હતા. મરનારના નામિચા દિકરા દેશાઇ ખુરશેદજી જેવણે નવસારીમાં આતશબહેરામ સાહેબ બર્પા કરેલાં જણાવવામાં આવે છે તેવણે તે સમયની પ્રચલિત પારસી-ગુજરાતી શયલીમાં લખે છે કે મેથોરમાં મર્હુમને "પોતાની પુનાઇથી મોહોત સુજે પડયું. તેથી સેવકને બોલાવીને એકાંત લઇ બેસીને ઘણો દેલાસો ને દેલભરી કરી જે તમારી મહેનતથી ને દાનાઇથી હું સરવે વાતે નચીંત ને બેફીકર થાઓ છેઉં....એ રીતે ઘણી ઘણી શીખામણો દઇ બોલ્યા જે આમો

તમારા પરોણા દહાડા ૭ના છેઉં. ૭ દહાડા થઈ તમારી પાસેથી દાદારની દરગાહમાં જવાના. ત્યારે અમો દલગીર થાઅ, ત્યારે પોતાનાં સોગન દીધા ને અમને તેજ વેળા તાકીદ કરી જે ડોલી લાવો ને નોસારી લઇ જાઓ." મરહુમ ગુલ્નાર નવસારી રવાના થવા બાદ બરાબર સાતમે દહાડે તેનણ સ્વર્ગે સિધાર્યાં. આ આગાહીની સાહેદત ચોકસાઇ કાજે શેઠ ખુરશેદજીએ પોતાના ખેશીઓના લખેલા અહેવાલમાં નોંધી રાખી છે.

## પાણીમાં બુઝાયલી જીદગીની જોત.

ઇંગ્લેંડના લડાઇ ખાતાંના વજીર અને હિંદના મજી સેનાધિપતિ અર્લ કિચનર નામદાર ઝારની મુલાકાતે રશીઆ જતા હતાં તેવામાં તેવણની મનવાર "હેંપશીઅર" ટારપીડો થવાથી તે ઓર્કનિઝના ટાપુમાં તા૦ ૫ મી જુન ૧૯૧૬ને દીને ડુબી ગઇ અને તે સાથ અર્લ કિચનર પણ મહાસાગરની માછલીઓના ખોરાક થઇ પડયા. યુરોપના જાણીતા જોતીશ (Astrologer) ચીરોએ કિચનરના હાથની રેખાઓનું એક ચિત્ર પોતાના પર "સ્ટ્રેન્ડ" માસિકમાં આપ્યું હતું. આ જોતીશ જણાવે છે કે સને ૧૮૯૪નાં સાલમાં કિચનરને બીજી વખ્ત મેં જોયા ત્યારે તેવણ બોલ્યા કે મેં આગળ તેમને જે સઘળું કહ્યું તે બોલે બોલ દરરત છે. કિચનર ચુમાલીસ વર્ષની વયના હતા ને પ્રસંગે ચીરોએ એવી આગાહી કીધી હતી કે, કિચનરના ચોસેઠમાં વર્ષે (સને ૧૯૧૪માં) તેમની માથે સૌથી જ્યાદા જોખમભરી અને ભારે ચિંતા ઉપજાવનારી જવાબદારી આવી પડશે. જવાબમાં કિચનરે હસીને કહ્યું કે, "આ ઓરંગો પાર ઉતરવાને વીસ લાંબા વર્ષ છે, તેટલાં તમો ગમે તેવા ગપાષ્ટક ગોળા ગબડાવી શકો." આગાહી આખરે સાચી સિદ્ધ થઇ. સને ૧૯ ૪માં યુરોપી યુદ્ધ સળગ્યું, અને કિચનરને તેમાં સંડોવાવું પડયું! વધુ વાત નિચે મુજબ થઈ હતી

અર્લ કિચનર—મારૂં મરણ કેવા પ્રકારનું છે તેનાં કઇ ચિન્હો છે કે?

મી૦ ચીરો—હાં! તમારા ગ્રહો જોતાં સને ૧૯૧૬માં તમારાં છાસટમાં વર્ષે તમારે માથે બરેસપતીની દશા બેસશે તેથી તમારૂં મોત પાણીમાં નિપજશે. ઘણું કરીને સમુદ્રનાં તોફાનમાં તમો મરણ પામશો. કદાપી કોઇ દુશ્મનના હાથે દરીઆમાં કેદ પકડાઇને પાછા જીવતા ફરશો નહિ.

અર્લ કિચનર—ત્યારે તો પહેલાંજ મોતે મરવાનું વધુ પસંદ કરીશ! મારે કહેવું જોઇએ કે આ ધડાકાથી મારા ઉપર મોટી અસર થઇ છે. મને પોતાને પણ એવોજ ખતરો છે કે પાણી મારો આખરે ભોગ લેશે. તેથીજ હું તરવાનો હુન્નર શિખ્યો છું.

ઉપર જોયું તેમ પાણીમાં ડુબી મરવાની ચીરોની ભવિષ્યવાણી દિનભાગ્યે ખરીજ પડી! બાપડા કિચનરના ધખારાએ આખરે વહેવારૂ રૂપ લીધું!!

## અજલના એલચીની સંદેશા.

ચીરો સાથની મુલકાત ખતમ કરતાં કિચનરે ટિકા કર્યા કે, "મરણ પામેલાં માણસો સંદેસા મોકલી શકે એ સિધાંત (Theory) તમો માનતા હોવાથી મારી કબ્ર જલમાં થાય ત્યારે મારાથી જો કાંઇ પેગામ પુગાડી શકાશે તો તમોને ખબર આપીશ કે તમારો વરતારો વાજબી ઠર્યો છે." આ મુજબનો સંદેશો મરતી ઘડીએ કિચનરે કેવી રીતે પોતાને પહોંચાડયો

તે વિશે ચીરો જણાવે છે કે, "સોમવાર તા૦ ૫ મી જુનને દીને રાતે લગભગ આઠ કલાકે (હું પરીઆરને હોનારત નડવાના વખ્તે) હું મારા બે મિત્રો સાથે મારા મકાનના મોટા મ્યુઝિક રૂમમાં બેસી વિગ્રહ બાબે વાતો કરતો હતો તેવામાં ઓરડાના ઉત્તર છેડા તરફ કોઇ ચિજ જોરથી જમીન ઉપર પડવાના અવાજથી અમો ચોંક્યા. તે જગ્યા જઇને જોતાં ઓકનું બનાવેલું એક શિલ્ડ દિવાળ ઉપરથી તુટી પડી તેના બે ટુકડા થયા હતા. આ શિલ્ડ ઉપર ઇંગ્લાંડનાં રાજચિન્હો Arms ચિતારવામાં આવ્યાં હતાં. ઇંગ્લંડ અને આયરલંડના ચિન્હો વચ્ચેથી તે ભાંગી ગયલું જોતાં મારા મિત્રોને મેં કહ્યું કે, 'આ પળે ઇંગ્લંડને કાંઇ ગંભીર ફટકો પડયો છે. મને લાગે છે કે ઇંગ્લંડના કાફલા ઉપર આફત આવી છે. જેમાં આયરલેંડને ઘણે ભાગે લાગતું વલગતું છે." અમોને તે વેળા થોડો ખ્યાલ હતો કે ઇંગ્લંડનો નામિચો સપહેસાલાર અને એક નામાંકિત આઇરીશમેન પોતાનાં મોતની સામે જોતો મનવારના તુટક Dook ઉપર ઉભો હતો. થોડી મીનીટ પછી અમારાં ઘડીયાળમાં આઠની ટકોરી પડી." ગરીબ બિચારા હીઓસોફિસ્ટ બેરાદરો! બાવામોર્યા, મેડમ બ્લેવેટસ્કી, અને કુટુંગી લાલસીંગ જેવા મહાતમાઓ સાથ ગેબી સંદેશા ચલાવવાની તેઓની અદભુત શક્તિની કદર કિમત કોઇ કરતું નથી!!

## મુકરર થયલી મહેતલે ખેલ ખતમ.

મેસર્સ ડેસલસ બ્રધર્સે છપાવેલા એક કિમતી ગ્રંથમાં મર્હુમ લોર્ડ લિટલટન સંબંધી એક કહાણી પેશ કરવામાં આવી છે. સને ૧૭૭૯ ના નવેમબર માસની શુરૂઆતમાં તે પોતાના કેટલાક મોજીલાં મિત્રો સાથે લંડનથી "પીટ પલેસ" નામનાં એક મથકે મોજ ઉડાવવા ઉતરી પડયો હતો. તા૦ ૪ થી નવેમબરે પોતાના દોસ્તો સાથ પાના રમી રાતે બાર વાગે બિછાણાં ઉપર તે જઇ સુતો. ઓરડામાં કોઇ પક્ષીના જેવો અવાજ તુરતમાંજ આવવાથી તે જાગીને પલંગપર બેઠો. ત્યાંઆગળ અંધારૂં હોવા છતાં સફેદ પોશાકવાળી એક અબળાને પોતાની આગળ આવતાં તેણે જોઇ. ત્રીજે દિવસે તેજ વખ્તે તે આ જેહાનમાંથી કુચ કરી જશે, એવું તેણીના મોહડેથી સાંભળી તદન બેબાખરો બની ગયો. ત્રીજી રાત પડી! તેના રફીકો ધારા પ્રમાણે હસી ખુશીથી પાના ખેલવા લાગા, પણ તેણે તેમાં રસ લીધો નહિ. તેની ઉદાસી દુર કરવી તેઓ માટે અશક્ય હતી. અગ્યાર કલાકે રમીને ઉઠતાં તેઓએ તેને સુખાકારી બરી અને ફિકર ચિંતાથી મોકલી રાત ઇચ્છી. બારને ટકોરે તે સુવા ગયો, અને પોતાના નોકરને જુલાબ લાવવા ફરમાવ્યું. નોકર તુરત પાછો ફરતાં જોય છે તો, તેનો શેઠ પલંગપર ચટોપાટ પડેલો હતો. તેને હુશિયાર કરવાની ગમે એટલી કોશેષ કરવામાં આવી તોએ તે માર્ગે લાગેલો જણાયો. સમજ પડતી નથી જે, આ ઉમરાવને ખુશનસીબ ધારવો, કે મૃત્યુ માટેની તેને ટાંકણાંસરની ચેતવણી મળેલી લેખવી!

## આઠના ટોકાએ હૈયાતીની આખેરી.

ઇંગ્લંડના રાજા આઠમા હેનરીના એક વારના અતી માનીતા સાથી અને મગરૂબી પેશવા કાર્ડીનલ વુલસીને આગાહી થઇ હતી કે સવારે બરાબર આઠ કલાકે તેનો અંજામ આવશે. ફક્ત મુકરર દિવસના સંબંધમાં તેને થાપ મળી. તેણે ધારેલા દિને આઠનો ટકોરો પડેલો ખાતરી સાથે તેની ગરજુ પથારીએ તેને જણાવવામાં આવેલો છતાં, તેણે તે માન્યુંજ

નહિ. બજીદ બનીને બોલવા લાગ્યો કે, "આંઠ વાગે ઉહાવગીરી થવીજ જોઇએ!" બહુએ સમજાવવા બાદ વિચારવંત આદાએ તે ચુપ રહગો. બીજી સહવારે ઘડીયાળમાં આંઠ થોકાતાંજ મનની ખરેખરી રાહત સાથ સદાની સુખી નિંદમાં તે સુતો. આ પ્રમાણે એકજ દહાડાનો ફેર પડયો. સુખનાં શિખર ઉપરથી ગંફરી ગુમાનીનાં અગે ખુવહારીની ખાઇમાં ગબડેલા ઓશી-આળી હાલતના આ અભાગ્યાને પરમકૃપાળુ પરમેશ્વરે પોતાની પનાહમાં લીધો. તેની દુર્દશાના મહાગુરૂ **શેકસપિઅરની** કલમે લખાયલા નિચલા સખુન વાંચતાં આપણું હૈયું ભરાઇ આવે છે

So went to bed, where eagerly his sickness,
Pursued him still; and three nights after this,
About the hour of eight (which he himself
Foretold should be his last,) full of repentance,
Continual meditations, tears and sorrows,
He gave his honors to the world again
His blessed part to Heaven, and slept in peace.

સઘળા તુમાખ અને સર્વે સત્તાને તોડીને તેના કેવા ટુકડા કુદરતનો કર કરે છે, તેનો અંદાજ મુછના આંકડાં ઉંચા રાખી હિંડના અપટ અહેવાનો આ ઉપરથી કરી શકશે.

## સપાટાભર બર આવેલી બસારત.

સુપ્રસિધ્ધ શાએર, કાબેલ કલમકશ, છટાદાર વકતા, અને ફાર્સિ સાહીત્યના અથંગ ઉસ્તાદ **સી૦ મનચેરજી કાવસજી મનસુખ** તા૦ ૧૯ મી જેન્યુઆરી ૧૯૦૨ ને દિને મોડી રાતે કાંઇએ માંદગી વગર ફાની અવની આ અસ્તુસ તરછોડી ગયા હતા. **ખોરદાદ સાલનો** (અશો જર-થોસ્ત સાહેબના જન્મ દિવસના) બખ્તાવર રોજે જન્મી, **અમરદાદ અમેશાસપંદના** પવિત્ર જશનના દિવસે પંચોતેર વર્ષની પાકટ વયે આ ચટપટયો પારસી સ્વર્ગનિવાસી થયો. ઉપલીજ રાતે ચર્નીરોડ સ્ટેશન સાંમે આવેલી પુરાણી "આપાબાગ કલબ"માં તેવણ ખાણું લઇ આવ્યા હતા. ખાણાંની મેજ પર વાત પરથી વાત નિકલતાં તેવણે પોતાના સદાના રમુજી તોરમાં પોતાના ગોઠ્યાઓને બમારતરૂપ જણાવ્યું કે, "ભાઇ! અમોને મોત આવે તેણી આસાન ને સુખી! મને શાની બીહક હોય? **ફરેશતાઓ** ઉતરી આવીને મને નો ઉકલી જશે!" રાતે ત્રણેકને શુમારે રહેજ તબીયત બગડવાથી પોતાના હાથે તેનો ઉપાય કરવા બાદ "ઝંઝીચેર" ઉપરથી તેવણ ઉઠીને પલંગપર જઇ સદાને માટે પોઢી ગયા. તેવણના બેટા **ડાકટર કાવસજી** લખે છે કે, "કોઇએ જાણ્યું નહિ કે આ પ્યારો પ્રાણ કયારે ઉડયો? આ ઝળકતી જીંદગી કયારે આખર બની? કશીબી હિલચાલ, કશીબી તાણતોડ, કશીબી અજાબની એટલી તો સંપુર્ણ ગેરહાજરી હતી કે, આ એક ઉંઘ, કે બેહોશી, કે મોત, શું હોય તે સમજવાનેબી, સઘળાંઓ કેટલો વાર ગાફેલ બની રહયાં! પણ હે કિસમત! અંતે તે બેહોશી નહિ પણ મોતની ખામોશીજ સાબેત થઇ. મિત્ર-મંડળ આગળ પહેલી રાતે યાદ કીધેલા **ફરેશતાઓ** પાછલી રાતના તો પોતાનું કામ બજાવી ચુકયા!" કેવું આસાન અવસાન? એવાં મોહક મનભાવતાં મોતે મરવા "આશેક" નહિ કોં માગે!

# શું માણસ ખુદા થઇ શકે?

લખનાર—Mr. J. M. Hormusji.

"The universal end of all cieated things is that theie may be an eternal union of the cieator with the cieated univeise. Now this is not possible without beings in whom His Di\ine can be piesent as if in Itself, thus in \\hich it can dwell and remain. These, in order that they may be His dwelling place and abode, must receive His love and wisdom, as it were, by their own power, and so, as it were, by their own power raise themselves to the cieated and unite themselves with Him, without such mutual effort no union is possible. Such beings are men, who are able to raise themselves to and unite with Him as if by their own power. Through this union the Lord is piesent in everything He has cieated, for all creation is ultimately for the sake of man This is why the uses of all cieation ascend through degiees from ulti- mate things to man, and through man to God the creator from whom they originate"

Emanuel Swedenborg

જે આત્મા પ્રગતિકરણને સબબે તબક્કાઓ આગળ અને આગળ પસાર કર્યેજ જાય છે તો તેનો સૌથી છે'લ્લો તબક્કો કયો?—યાને આત્માનું પ્રગતિકરણ ક્યાં આગળ પુરૂં થાય છે? આ સવાલ ઘણાં જનતાં મનમાં ઉગો થશે, પણ એનો જવાબ તદ્દન સહેલ છે. સુફી તર્કશાસ્ત્ર તેમજ બીજા પૂર્વ તેમજ પશ્ચિમ તરફના ધર્મોમાં જણાવ્યા પ્રમાણે તેમજ વિદ્વાનોનાં અથાગ પરિશ્રમી સંશોધન પછી આપણ એકજ છેવટ પર આવી શકયે છીએ કેઃ—

## "આત્મા ઇશ્વરી પદ પામે છે!"

યાને આપણો જે તુચ્છ આત્મા છે તે પરમ યાને મોટા આત્મા સાથે મળી જાય છે, યાને બીજા બોલોમાં કહીએ તો "આપણ 'ખુદા' થઇએ છીએ!" અલબત આ બોલવું પહેલી નજરે ઘણુંજ બીહુદા લાગે છે—કહોની કે તે ઇશ્વરાપવાદ જેવું થઇ પડે છે—છતાં પણ આપણાં આત્માના આત્મજ્ઞાનનું બારીકબીન નિરીક્ષણ કરતાં અને ઇશ્વરરચના ઉપર પુષ્કળ ગૌર

કરતાં ધીમે ધીમે સ્પષ્ટ થાય છે કે "માણસ ખુદા થઈ શકે છે" એમ બોલવું જેટલું પહેલી નઝરે મૂર્ખાઇથી ભરેલું લાગે છે અને દેવનિંદા જેવું ભાસે છે તે પાછળથી ઘણું શકય અને સહેલું લાગે છે. બેશક જેઓ બીલકુલ અજ્ઞાન હોય છે તેઓ આ સુત્રમાં સમાયલો ગૂઢાર્થ ગ્રહન કરી શકતા નથી, પણ જેઓ ધર્મજ્ઞાન અને ઇશ્વર વાદનાં તત્વજ્ઞાનોમાં આગળ વધેલા હોય છે તેઓ એના માઅનો સ્હજ સમજી શકે છે. જ્યાં સુધી આદમી "હું, ટેક, હું ટેક" યાને ગર્વાભિમાનનાં મદમાં મરી રહે છે ત્યાં સુધી તેને પોતાની આ જીંદગીની સફરની નેમ કુચ્છબી ખબર હોતી નથી, પણ જ્યારે માનવિ પોતાનાં "હુ" નો ટેક તજી દે છે અને તે સર્વશકિતવાન "તુ" ની ભકિતમાં નિરંતર તદકાર થઇ જાય છે ત્યારે પ્રથમનાં "હુ ટેક" ને બદલે તેનાથી કુદરતીજ "તું એક! તું એક!" બોલાઇ જાય છે; અને જો એકવાર આદમી ખુદ પરિસ્તીનો ત્યાગ કરી ખુદા પરસ્તીમાં તલ્લિન થયો તો તેણે આત્માનાં પ્રગટિકરણનો પહેલો તબકકો પસાર કીધેલો ગણાય, તેથીજ કહેવામાં આવે છે કે;

અશ્કમે તેરે મુઝકો દિલ કયા કયા સિતમ દિખા દિયા?
અયશો ખુશી વ ઝીંદગી સારા જેહાં ભૂલ દિયા!

મૌતસે આગે મર ચુકા નેકી બદીસે કયા ગરઝ?
હસ્તીકે લેકે તા આદમ જામે બકા પિલા દિયા!

ધુંડું ફિરૂં મયઁ રબકો અપને ફિક્રસે ચોતરફ,
આપીમે આપ મિલ ગયા પરદા જો મયઁ ઉઠા દિયા!

મેરે સુખનકે સમજો તુમ ઉસ્મે નહીં હય ગલત,
આપી ખુદા હુવા એ દમ જબકે ખુદી મિટા દિયા!

આ દુનિયામાં આપણી જીંદગી ખુદાને શોધી કાઢવાને માટેજ છે, નહી કે વૈભવ વિલાસ અને અયશોઆરામમા અહોનિશ મચ્યા રહેવુ! ઇમેન્યુઅલ સ્વિડનબર્ગ, સ્પિતમાન ઝરતોશ્ત, કબીરજી, તુ સી ાસ, ઇત્યાદિ પયગમ્બરો અને સંતોના દાખલા ઉપરથી જણાય છે કે ખુદાને મળવાનો—ખુદા સાથે ઐકયતામાં આવવાનો—ઉત્તમ માર્ગ જોશો તો ખરાં અંતઃકરણની શકિતજ છે. ભકિતદ્વારાજ ઉકત વિદ્વાન મહાત્માઓ ઇશ્વર સાથે મળી ગયા હતા. અલબત "Work is worship" કહેવત કઇ ખોટી નથી, પણ શું ગમે એટલી રોકાણવાળો માણસ ભકિતને માટે એક કલાક ફાજલ નહી પાડી શકે! ના, એમ નથીજ; ઉલટું, મે કેટલાએક બોદળી રોકાણવાળા શખ્સોને જોયા છે જેઓ ગંજાવર પ્રવૃત્તિઓ છતાં ઇશ્વર, પ્રાર્થનાને માટે વખ્ત બચાવી શકે છે, જ્યારે ઐયાસી પાડાઓજ ગમે એટલો વખત નકામો બરબાદ જવા દે છે પણ તેનો બંદગી માર્ગે ઉત્તમ ઉપયોગ નથી કરી શકતા! એવાં કમઅંદેશ પુરૂષ સ્ત્રીઓ આ પૃથ્વિ ઉપર બોજા રૂપજ છે, અને એવા આળસુ હરામખોરોને આગલા ઇજીપ્શયન, ઇરાની અને ગ્રીક કાયદાઓ મુજબ સખ્ત શિક્ષા કરવામાં આવતી હતી. શાયર કહે છે તેમ

શયતાન હઝાર મરતબે બેહતર ઝે બીનેમાઝ,
કુ મેજદહ પીશે આદમ વ ઇનિ પીશે હુક્ક ન કર્દ!

યાને એક બીનેમાઝ શખ્સ કરતા ખુદ શયતાન પોતે હઝાર ગંજો સગ્મ કહી શકાય કારણ શયતાને તો બાના આદમની આગળ સર નમાવ્યુ,* પણ બીનેમાઝ શખ્સે તો ખુદાની યાદ વિસારી દીધી

ત્યારે આપણુ જોઈ શકયે છીએ કે માણસ ખુદા થઇ શકે છે, અને, માણસના આત્માની રચના અને વૃદ્ધિ પ્રત્યે દ્રષ્ટિ કરતા અને તે પરમાત્મા તરફ જોતા આપણુ ગજ્ર જણાઇ આવે છે કે એમ થવુ જો કે અતિ મિન્ટ કાર્ય છે છતા તે અશકય તો નથીજ, કારણ એક ફ્રેન્ચ વિદ્વાન કહે છે તેમ "In essence the life of God and the life of man are identically the *Same*, and so are *one*" પારસીઓમા કોઇ ગુઝર પામે છે ત્યારે આપણે કહીએ છીએ કે ફલાણા ચીના હક્ક થયા એ 'હક્ક થયા' એટલે શુ? 'હક્ક'નો અર્થ ફારસીમા "ખુદા" થાય છે ત્યારે સાધારણ રીતે "હક્ક થયા' એટલે "ખુદા થયા"—'ખુદાની સાથે એક થઇ ગયા' એમજ થઇ શકે છે. એવીજ રીતે હિંદુઓમા પણ કોઈ કૈલાસવાસી થાય છે ત્યારે "રામ થઇ ગયા' એમજ કહેવાય છે. હવે "રામ થયા કિવા હક્ક થયા" એટલે ખરેખર "ખુદાની સાથે મલી ગયા" કે કેમ તે એક દીગર સવાલ છે, કારણ કરણીના બદલા પ્રમાણે કઇ સઘળાજ મરણ પછી એ ઉચ્ચ પદને પામતા નથી જેઓએ સુકૃતોથી જગમા પોતાના જશનો ડંકો વગાડયો છે તેઓજ ઇશ્વરીપદ પામે છે, પણ જેઓ મહાપાતકો કરે છે તેઓ તો પોતાના ઉચ્ચ સ્થાનેથી પાછા નીચે ગબડી પડે છે ખુદાનો ઇન્સાફ અચુક છે, છતા એટલુ તો ખરૂ કે આત્માને પ્રગટિકરણને ઊંચી ચડતે દરજ્જે લઇ જવાની આદમીમા શક્તિ બક્ષવામા આવી છે, અને જેઓ એ ગુપ્ત શક્તિને ખીલવે છે તેઓ નિસંદેહ અંતરાત્મને પરમાત્મામા મેળવી દઇ શકે છેજ.

વહદતી બીની ખાલી ઝ દુઇ,
તાહેર આઝ કેસ્વતે મની ઓ તુઇ,
ઇત જા કે તુઈ દુઇ તુગાયદ,
આન જા હમે જુઝ યકી નશાયદ।

યાને—"તું પેની દુનયામા માત્ર અદ્વૈતપણુંજ જોશે, જેમા દ્વિત્યમનો જરા અંશ પણ ન હોય, અને જ્યા "હું' પણું જેવુ કે "તુ" પણુ જેવુ કઇ પણ નથી આ જગત કે જ્યા તુ હસ્તી ધરાવે છે ત્યા તને બેપણુ (યાને તુ' અને ખુદા જુદા છે એવુ) માલુમ પડશે, પણ બિનોન દુનિયામા તો અદ્વૈતવાદ સિવાય કઇ પણ જણાશે નહિ

* એવુ કહેવાય છે કે શયતાન પોતે પ્રથમ "અઝાઝીલ"નામનો ફરેસ્તો હતે, જેને ખુદાવંદતાલાએ આતશમાથી ઉત્પન્ન કીધો હતો. તેણે ૬૦૦,૦૦૦ વર્ષો સુધી તે પરવરદીગારની ભક્તિ કરવાથી તેને મુખ્ય ફરેસ્તો (આપણે જેને "અમશાસ્પંદ" કહીએ છીએ તે) બનાવવામા આવ્યો ખુદાએ આદમને ઉત્પન્ન કરતા પછી અઝાઝીલને હુકમ કીધો કે એને નમન કર. અઝાઝીલે કહ્યુ 'અગ્નિમાથી પેદા થયલો માટીમાથી બનેલાની કેમ બંદગી કરે?' આથી ખુદાએ તેને બહેસ્તમાથી હાકી કાઢયો, અને ત્યારથી અઝાઝીલ ફરેસ્તો "શયતાન"ને નામે ઓળખાય છે।

આપણે જાણીએ છીએ કે એકાદ પાણીનો કત્રો તેમજ પાણીનો મોટો ભંડાર મહાસાગર એ બનેમાં પાણીજ છે—પાણી સિવાય બીજું કંઈજ નથી—યાને જોકે બને જથ્થામાં (Quantity) સરખાં નથી પણ બનેનું તત્વ (Quality) તો એકજ છે, અને તેમ હોવાને લીધેજ પાણીનું ટીપું સમુદ્રમા મળી જાય છે તો પણ માલુમ પડતું નથી. હવે તમો પાણીનું ભરેલું એક વાસણ લો અને તેમાં તેલનો મત્ર એકજ કત્રો નાખો તો તે પાણી ઉપર તર્યા કરતો દેખાશે પણ તેમાં ભળી જશે નહી, કારણ જો કે બને પ્રવાહી છે ખરાં છતાં પણ તેઓનાં તત્વો ભિન્ન ભિન્ન છે. મેં આગળ કહયું તેમ માણસોના આત્મા અને પરમાત્મા જો કે દેખાવમાં જુદા લાગે છે છતાં તેઓનું તત્વ સામાન્ય છે, અને એ સારવજનિક તત્વ માણસોમાંજ નહી પણ કુદરતની સઘળી ચીજોમાં બ્યાપી રહેલું છે, તે ઉપરથી આપણા પાક અવસ્તાના યઝસ્નેના ૧૨ મા હા માં કહેવામા આવે છે કેઃ

"યા વરનાઓ આપો, યા વરનાઓ ઉર્વરાઓ, યા વરના ગાઉશ હુધાઓ, યા વરનો અહુરો મઝદાઓ યે ગામ્ દધા યે તરેમ્ અવળનેમ્, યા વરનો અસ ઝરથુત્રો, યા વરનો કવા વિશ્તાસ્પો, યા વરનો ફ્રષઓસ્ત્રા જામાસ્પા, યા વરનો કસ્ચીત્ સઓષ્યન્તાંમ્ હઇથ્યા-વેરેઝામ અશઓનામ્ તા વેરેનાયા તએષાચા." યાને "જે તરીકાનાં પાણી ઓરવરો, અને સારી પેદા કીધેલી જમીન છે, જે તરીકાનો અહુરમઝદ છે, જેણે ગોસ્ફંદો અને અશો માણસો પૈદા કીધાં, જે તરીકાના અશો ઝરતોસ્ત કએ ગુસ્તાસ્પ, ફ્રશઓસ્ત્ર અને જામાસ્પ હતા. તથા અશો રાસ્ત કામ કરનારા, અને દુન્યાને ફાયદો આપનારા માણસોમાંનો કોઈપણ શખ્સ જે તરીકાનો હતો, તેજ તરીકાનો અને તેજ એતેકાદનો હુ પણ છું!" ભકત તુલસી પણ કહે છે કે એવી રીતે મોહત નિવારી શકાય છે.

> રામનામ શમશેર પકડકે, કૃષ્ણ કટારા બાંધ લિયા,
> દયા ધર્મકી ઢાલ બનાવે, જમકા દ્વારા છીત લિયા!

એવી રીતે આપણુ જોઈ શકશે છીએ કે તત્વ સમાન હોવાને લીધે ખુદાની સાથે ઐકયતામા આવવાની માણસમા શકિત બક્ષવામાં આવેલી છે, અને જે કોઇ તેની શકિતને ખીલવે છે તે આયદેહ ભવસાગર તરી જાય છે અને પોતાની ઐહિક જીંદગીનું સાર્થક કરે છે દરેક ધર્મશાસ્ત્ર એમ જાહેર કરે છે, જો કે માત્ર શબ્દોમાં ફેર પડે છે. આત્માને પરમાત્મામાં મળી જવાને બુદ્ધ ધર્મમા "નિર્વાણ" કહેવામાં આવે છે, હિંદુ ધર્મમાં "મોક્ષ" કહે છે. સુફીઓ તેને "વસ્લ" અર્થાત જોડાણ કહે છે. અવસ્તામાં "ખુદાની દોસ્તી પામ્યો." કહેવાય છે. અને મુસલમાનોમા "હમેશગી" કહેવાય છે, કારણ ત્યાર પછી આત્મા પાછો આવતો નથી.

> ખુદાકી બાત ખુદા જાને—એ તો બંદા કયા જાને?
> અજબ હવા હય કે ઓ દમ-ગયા મેં ફીર ના ફીરા!

(અપૂર્ણ.)

## અત્યંત વીલાસ, અતી મેજશોખ અને અઘટીત વર્તણુકથી ગુમાવેલા પુરૂષાતન માટે અકસીર ઇલાજ!

# નપુસક ત્વારી તેલ.

આ તેલ શરીરના ગુપ્ત ભાગની શીથીલ થએલી નસોને લગાડવાથી ગમે તે કારણથી, ગમે તેટલા વખતથી ગુમાવેલા પુરૂષાતનને નવીન જાગ્રતી ઉત્પન્ન કરનામા અકસીર નીવડયુ છે. સાધારણ શીથીલતા તો પહેલેજ દીવસે દુર થાય છે. એકવીસ દીવસના પ્રુગ સેવનથી જીંદગીભર નચીંત થવાય છે.

કીંમત રૂ. ૫)

# મદાના પીલ્સ,

આ ગોળીઓ વીર્યવીકાર, રક્તવીકાર, હાથ પગનો દાહ, કમરનો દુખાવો, યાદશકિતનુ ઓછાપણુ વિગેરે દરદોને નાબુદ કરીને પાચનશકિત વધારી નસેનસમાં નવુ બળ આપી સસાર સુખ ભોગવવા પ્રબળ બનાવે છે.

કીંમત રૂ ૩)

દલાલ એજન્સી, કાલબાદેવી રોડ–મુંબઇ નં. ૨.

## ધ્યાન રાખજો આ તમારા લાભ માટે છે!

કારણ કે

આ વખતમાં બજારમાં ભાવના ઠેકાના નથા પણ અમે એકજ કીફાયત ભાવ રાખેલો છે માટે જો તમુને દરેક ચીજ જેવીકે દરેક કંપનીની પેટન્ટ મેડસીન,




પ્રોવીઝન, પરફ્યુમરી વીગેરે વીગેરે જોઇતી હોય તો નીચલા ઠેકાણે આવી ખાત્રી કરો.

બહારગામના ઓરડરપર પુરતુ ધ્યાન આપવામાં આવશે.

## વખતની કસોટી

માંથી પસાર થએલી, હઝારો ઉંચા મટો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદ્યોએ
વટીક તારીફ કીધેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેલવાળી
ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક બુરાં, કર્કણુ દરદો
માટેની વનસપતીની ડૉ૦ ભે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાળી
દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

**ખાંસીની ગોળીઓ**:-ખાંસી, ખહી, દમ, હાંફણ, માટે-કી૦ રૂ. ૦।, ૦।।, ૦।।। તથા રતલ ૧) ના રૂ. ૬.

**પલમોનીક પાઉડર**:-ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે-દબી ૧) ના, કી૦ રૂ. ૦।।।.

**જુલાબનો પાક**:-ગમે તેવી સખત કબજ્યાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ ૦।।.

**તાવની ભુકી**:-દરેક જાતની તાવ માટે, રૂ. ૦।।.

**તાવની ગોળીઃ**-દરેક જાતની તાવ માટે, રૂ. ૦।।. તથા રતલ ૧) ના રૂ. ૧૦.

**તાવ ગયા પછી લાગતી થાક, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧) ની, કી૦ ૧। તથા રૂ. ૨.**

**ટોનીક ઓફ લાઈફ**:-આ દવાથી શરીરનું બીગરેલું લોહી શુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીમાં વધારો થાય છે. થાક, નાડવાણી નબળાઇ દુર થાય છે. કી૦ શીશી ૧) ના રૂ. ૧। તથા રૂ. ૨.

**દાંતનું મંજનઃ**-(રોજના વપરાસ માટે ફકત) દાંત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાંનો ગંધ દુર કરે છે. કી૦ રૂ. ૦। તથા ૦।=) તથા રતલ ૧) ના રૂ. ૪.

**દાંતનુ મંજનઃ**-ફકત દુઃખતા દાંત તથા દાઢ, માટે. દાંત દાઢનો દુખારો તથા લોહી પરનું જતું નરમ પાડે છે, કી૦ ૦।=) તથા રૂ. ૦।।. તથા રતલ ૧) ના રૂ. ૬.

**ડાયરીઆ**, કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧) ના રૂ. ૦।=) તથા રૂ. ૦।।।.

**દરાજ**, કીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧) ના, કી૦ રૂ. ૦।=)

**દરેક જાતના જખમો માટેનો મલમ**, કી. રૂ. ૦।।.

**નબળી પાચન શકતીથી પીડાતાઓ માટેની હજમીતની ગોળીઓ**, કી૦ રૂ. ૦।=). તથા રતલ ૧) ના રૂ. ૮.

**હરસની ભુકી**:-બાહેરના કે અંદરના, લોહીઆર કે મસાવાલા, નવા કે જુના, હરસ તુરત સદા માટે નરમ પાડે છે, કી૦ રૂ. ૦।=).

**હરસનો મલમઃ**-ઉપલી ભુકી સાથે વાપડવા માટે દબી ૧) ના, કી૦ રૂ. ૦।।.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવાઃ** શીશી ૧) ના, કી૦ રૂ. ૦।।।, ૧। ને રૂ. ૨.

**મીઠી પીશાબની દવાઃ**-થોડોક વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧। ને રૂ. ૨.

**લેપઃ**-રસ, ગાંઠ, લચક, રૂમેટીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે, દબી ૧) ના, કી. રૂ. ૦।।.

હઝારો સર્ટીફીકેટોમાંથી ફક્ત એકજ અત્રે છાપી છે.

૧ ડૉ૦ સર ભાળચંદર કૃષ્ણ, કે.ટી., જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા દાકટર, લખે છે, "મોતીવાલાની ખાંસીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે. શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એ ગોળીઓ મેં અતી ઘણી ફતેહમંદી સાથે વાપરી છે. એ ગોળીઓથી ખહીના પણ એક દરદીની ખાંસી નરમ પડી ગઇ અને તેની પીડાકારી મટી ગઇ એવું મેં જોયું છે."

એકલા બનાવનારઃ—**ડૉ૦ બે૦ મોતીવાલા.**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે-મુંબઈ.

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ મુના કાવસશાહ ઈરાની

## પ્રકરણ ૧૨ મું.

### બે હરીફ ખુબસુરતીઓ

આખો વખત, ખુબસુરત ખોરશેદ દુબાશનો વિચાર કરી તે પોતાની અદરાયલી મેહેરને કેવો ગેરઈનસાફ કરતો હતો, તેની બેડી કાંગાને ખબર હતીજ નહિ. અલબત, જયારે તેને પોતાનું વ્હાલુ ઘેર યાદ આવતુ ત્યારે તેને મેહેરબી યાદ આવતી હતી ખરી–પણ !તે કદાચજ!

જરાક દુન્યામાં બાહાર પડી, સારૂ જેવું કમાતો થઈ, તે મેહેરને પરણવાનો વિચાર રાખતો હતો. મેહેર સિવાય બીજી કોઈનેબી પોતાની મોહોરદાર બનાવવાનો તેને એક ઘડીબી વિચાર આવ્યો હતો નહિ. કેમ આવે? ખુરશેદ દુબાશ તરફ તે દિવસે દિવસ, જાસ્તી ખેંચાતો હોવા છતાં તે દાદાભાઇ દુબાશ જેવા માલેતોઆર શેઠયાની સુંદર દીકરી, તેની મોહોરદાર બને એ વિચારજ હસ્વા સરીખો હતો–છતાં એ! છતાં તે ખુબસુરત ચેહેરો તેની આંખ આગલ સદા ખડોજ રેહેતો હતો.

તે જાણુતો હતો કે ખોરશેદ, સર જેહાંગીરને ખરાં જીગરથી ધિક્કારતી હતી, છતાં તેના પૈસા ને પદવી તરફ તો તેણી ખેંચાયલીજ રહેતી હતી, અને તે ખરૂંજ હતું.

એક ગમથી બેડી તરફની પ્યારભરી લાગણી તેણીનું જીગર કોતરી ખાતી હતી તો બીજી તરફથી પૈસા અને માનપાન તેણીના સામે આવી ઉભાં રેહેતાં હતાં ત્યારે તેણી શુ કબુલ કરે? પ્યાર કે પૈસા?

દાદાભાઈ દુબાશ પોતે હવે ખોરશેદ માટે અધીરા થઇ રહ્યા હતા, એવા કે તેણીને બે બોલ શીખામણનાં કહી, નહિ માને તો પોતાની સત્તા ચલાવવા વટીક તેવણ તૈયાર થયા.

"ખોરશેદ, કંઇ તુને જેહાંગીર સાથે વધેરાયુચ કે!"

એક દિવસ તક મલતાં તેવણે વાત છેડી. "હવે એ કંઈ ઝાઝો આવતો જતો નથી! તેનુ કારણ શું?"

"તે હું શું જાણું, પપા?" તેણીએ બેદરકાર જવાબ કર્યો. "હમો બે વચ્ચે લાગણીજ શું છે જે વધેરાય!"

"તુને એમ બોલતાં સમજી હું ઘણોજ દલગીર છેઉં." તેવણ ગંભીર થઈ બોલ્યા.

તેણીને ચુપ બેઠેલી જોઈ તેવણે પાછું બોલવા માંડ્યુ "મોડે વેહેલ્લે એ તાહરા હાથની માગણી તો જરૂરજ કરશે. ખતી દીકરા, ફકકત તાહરી તરફનાં એન્કરેજમેંટનીજ ખોટી છે. ત્યારે હું તુને પુછુંચ ખતી, કે તુ એવું સરસ પ્રાઇઝ મેલવવા ખુશી છે કે મુર્ખ બની જતુ મેલશે! યાદ રાખ, દીકરી કે એના જેવો વર મેલવવાનું બધાંનાજ નસીબમાં નથી હોતુ. તારો શુ જવાબ છે, ખતી?"

"એ એક એવો સવાલ તમે મને પુછોચ, પપા, કે તેનો જવાબ હું સેહેલઇથી આપી શકુ તેમ નથી."

"તે હું બરાબર સમજુચ." તેવણે ચલાવ્યુ "પણ, તુને તેનો નીવેડો જલદીજ લાવવો પડશે, કારણ તુજ કંઈ એટલી ખુબસુરત એખલી નથી. તાહરા જેવી સુંદરતા બીજા ઘણાઓ ધરાવેચ. ને તેઓ બધાં લેડી જેહાંગીર થવા એકે પગે તૈયાર છે ને તુ જાણેચ ખોરશેદ દીકરા, કે માહરી ઘણી મરજી છે કે તું એને પરણે."

"પણ પપા!" તેણી કઇક દુઃખથી બોલી "માહરે શું કામ એટલું જલદી પરણવુ જોઇએ? હું તમારા ઘેરમાં ઘણીજ સુખી છેઉં. માહરૂં છુટાપણું અને જુવાની મને થોડો વધુ વખત સુખથી ભોગવવા દેવો."

"સર જેહાંગીરને પરણીનેબી તુ એથી સરસ સુખ જોશે," તેવણે ઝટ જવાબ કર્યો, "લાંબો વિચાર કરશે દીકરા તો માહરી મરજી પ્રમાણે ચાલવામાંજ તુને ડહાપણ દેખાશે. તું જાણેચની કે તાહરી પર તો મેં મોટી મોટી ઉમેદ બાંધેલી છે, ને તે સર જેહાંગીરને માહરો જમાઈ બનાવતાંજ પુરી પડશે હું કંઈ તાહરી નાતાબેદારી લઈ ચલાવવાનોજ નથી." અને તેવણ એટલું કહી ઠસ્સાભેર ત્યાંથી ચાલી ગયા.

દુઃખનુ એક ડચકું તેણીના હોઠ બાહાર નીકલી પડયું "ઓ ખોદાય! એ લોક માહરી મરજી વિરૂધ, તેની સાથ મને પરણાવ્યા વગર રહેવાનાજ નથી. તેમાં પપા! બાહા!———"

* * *

તે એક ધણીજ ગ્રાંડ ગારડન—પાર્ટી હતી અને પેદરરોડ પરનો કામા હોલ આજે તેનાં ખરાબાહારમા દીપી રહયો હતો. દિવસો અગાઉથી ઘેરે ઘેર તે પાર્ટીમા

જવાની તયારીઓ ચાલી રહી હતી. બધા મોટા, વગવાલાજ કુટુંબોને ઈજનો હતાં અને તેથી તે એકથી ચઢેલી એકેકથી સરસ એરીસ્ટોક્રેટીક કંઠ આજે કંઇ ઓરજ બાહાર આપતી હતી.

સુંદર ઝલઝલતાં ઝવેરાતો, જાત જાતનાં રંગીન સીલ્ક, ને સેટીનમાં સજ થયલી ભપકાદાર, ખુબસુરત સુંદરીઓ, મગજને તર કરી નાખનારાં, ખતકે ખતકે મુકાયલાં ભાત ભાતનાં ફુલો, એ સઘલો સામટો દેખાવ જોનારને ચકીત કરતો હતો.

દુબાશ ફેમીલી સાથ ઓડીને ખાસ ઈજન હતું જ્યારે સર જેહાંગીર માટે તો આ બધા પૈસાનાં કાંકરા અને ધધુખર થતી હતી.

કામાવાલાઓની મકસદ, પોતાની એક પુરી દીકરી રતાંને સારે ઠેકાણે ઠર પાડવાની હતી. રતાંને જો સર જહાંગીર પરણે તો પેલો સોસાયટીનો સ્ટાર ખોરશેદ દુબાશની કેવી પડતી થાયનાં વિચારે રતાંનાં માય બાવાને ઘણીજ ખુશાલી લાગતી હતી.

પરેજ આજે કોણ બેમાં-ખુબસુરતીમાં ચહડતું હતું. ખોરશેદ દુબાશ કે રતાં કામા?

જો એકજ પલ જોનારની, એક વખાણ ભરી નજર પેલી બ્લુ આંખ્યોવાલી રતાં કામા તરફ ફરી, આહા! નો ઉદગાર મોઢાંમાંથી કઢાવતી હતી, તો બીજીજ પલે તેજ નજર પેલી કાળી ચમકતી આંખ્યોવાલી પકકી ખોરશેદ દુબાશ તરફ ફરતાં તે જોનારનાં જીગરને વાહા! વાહા! પોકરાવતી હતી!

પહેલી જ્યારે રતાં કામા, બ્લુ આંખ્યો અને ઘેરા સુન્નેરી વાલ અને ઠંડી રીતભાત સાથની ઠંડી ખુબસુરતી હતી, જ્યારે બીજી ખુરશેદ દુબાશ. કાલી ભમ્મર, તારા જેવી ચળકતી આંખ્યો ને ભરાવદાર બાલો ને વિચિત્ર રીતભાત સાથની જીગર બાળી નાંખનારી સુંદરતા હતી. હવે ત્યારે એ બેમાં કોણ ચઢતું હતું?

લોકો જબરાં હેરત રહયાં! થોડીક પળ એ બેમાં સર જેહાંગીરને કોણ જીતશેનાં સવાલોની જબરી કચાકચી ચાલી રહી.

ખુલ્લા, બ્લુ કલરની તમામ તાસની બનારસી ચકચકીત કીમતી સાડી ને તેને મેચ થતાંજ તેવા સુંદર બ્લાઉઝમાં તેણીનો લાંબો તંદરોસ્ત બાંધો, આજે કંઈ અજબજ દમામદાર દીસતો હતો, શોર્ટ સ્લીવના પોણા ઉઘાડા હાથોમાં હીરાની બ્રેસ્લેટ ને હાથની બાજુપર ફીટ બેઠેલા તેવાજ હીરાના બાજુ બંધ સાથે ગોરી ગોરી ગરડન પર ફીટ બેઠેલી મોટાં મોટાં મોતીની માળા તેણીની ખુબસુરતીમાં વધારો કરતી હતી. આજે તેણીનાં કાળા ભમ્મર બાલો કંઈ બીજીજ ઉંચી સ્ટાઈલ પર બંધાયલા હતા અને આ સાથનો દેખાવ જોતા ખોરશેદ દુબાશ એક સાધારણ છોકરી કરતાં આકાશી હુર વધારે લાગતી હતી.

હમેશની સાદી રતાં કામાબી આજે કીમતી ડ્રેસ અને હીરા મોતીના સાજમાં ફરતા ફરતાંઓનું ધ્યાન ખેંચતી હતી. આજનો મેળાવડો આય બે હરીફ ખુબસુરતીઓથી સર્વનું ધ્યાન ખેંચી રહયો હતો.

સર જેહાંગીર પોતે કે જેને માટે તો આય સઘલી ધરફડીઓ ચાલી રહી હતી, તે પોતેબી ઘડીભર આય બે હરીફ સુંદરીઓને ટીકતો ઉભો. તેવણુની વખાણભરી નજર; ઘડીકમાં રતાં કામા તરફ તો ઘડીકમાં ખોરશેદ દુબાશ તરફ ફરતી રહેતી હતી.

અને ત્યારે તે બેમાંથી કોણને પસંદ કરશે? પણ લોકોની ઈંતેજારી વચ્ચે તે આખરે રતાં કામા તરફ ફર્યો ને વાતમાં ગુંટાયો.

દીનબઈ ગઝદરે ઘણાજ ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો.

"જોની ખોરશેદ! પેલા બે જણુ કેવાં હંસી હસીને વાત કરેચ. તું કેટલી મુર્ખ છોકરી છે. જો પેલી રતાં હવે તાહરી તરફ કેવી ફતેહ ભરી નજરે જોયચ. અરે! દરેક જણુ તુને ટીકેચ!"

પણ દીનબઈ કંઈબી વધુ બોલે તેટલાં તો દુર એક ખુણામાં ઉભો રહી આય સઘલુ તપાસ્તો એડી કાંગા ત્યાં તેઓ નજદીક આવી ઉભો.

"બાનુ ખોરશેદ, દરેક જણ તમારો મધુર અવાજ સમજવા ઈંતેજાર બની રહુંચ!"

અને તેટલાં તો તેણીને બધી ગમથી ગાવાની ઓફરો થવા માંડી.

તેણી એક પલ વિચારમાં થોભી અને પછી એડી તરફ ફરી.

"અરદેસર? આય 'સોંગ' તમે માહરી સાથ ગાઈ શકશો! પ્લીઝ, જલદી બોલો. ઓ થે કયું!" અને બીજીજ પળે તો તેઓ તાલીઓનાં ભારે ગગડાત, ને દીનબઈનાં ભારે કચવાત વચ્ચે પ્યાના નજદીક ગયાં.

બે પલ વધુ, અને કામા હોલ; તેઓના મીઠ્ઠા જોડીદાર સીંગીંગ વોઈસથી ધમધમી રહયો.

આહાહા! તેઓ એક જોવા જોગજ પીકચર રજુ કરતાં હતાં! તેણીનાં નાજુક શેપદાર ગોરાં ગોરાં આંગલાંઓ પ્યાનાની કી પર ચપક ચપક ઉડી ઉડી જતાં હતાં, અને તે ઠસ્સાબાજ મધુર છોકરીની નજદીક ઉભેલો પેલા સર્વનું ધ્યાન ખેચી રહેલો દમામદાર હેંડસમ સેક્રેટરીનો અવાજ સમજનારને કંઈ અજબજ મધુર લાગતો હતો.

ફરી, તાલીઓના ભારે ગગડાત વચ્ચે તેઓએ તે સોંગ પુરૂં કીધું.

અદેખઈથી જળી જતાં જીગરે આય સઘલું સર જેહાંગીરે રતાં કામા સાથ વાત કરતાં જોઈ લીધું હતું.

"ઓ શું સરસ એનો અવાજ છે? શું સરસ એની ડ્રેસ છે! બસ, એજ ઠસ્સાબાજ છોકરીને માહરી બૈરી બનાવું તોજ ખરો. બાહા! હું આખું યુરોપ ને અમેરીકા ખુંદી વરયોચ. પણુ, એ છોકરીનાં જેવી ખેંચાણુ શકતી મેં કોઈબી ખુબસુરતીમાં જોઈજ નથી." તેવણ મનથી બબડયા, જ્યારે પાસે બેઠેલી રતાં કામા શું બી બોલી જતી હતી તેનો એક શબ્દબી તેવણુ સમજી શકયા નહિ.

સર જેહાંગીરનું ખાસ પાકવ્વાજ ખોરશેદે એદી સાથ ગાયું હતું. આટલી મોટી હદમાં તે તેણીને તરછોડી શું રતાં કામ આગલ નહિ ગીયો હતો? કેવાં જળી જતાં જીગરે, તે યારી નજરે તેણીની હીલચાલ તપાસતો હતો તે ચતુર ખોરશેદે એકજ નજરમાં જોઇ લીધું.

## પ્રકરણ ૧૩ મું.

### શું કબુલે? પ્યાર—કે પૈસો.

બે જણની ઘુરકા ઘુરકી વચ્ચે એદીને લાભ થયો. તે સાંહાંજે ઘણો ખરો બાકી વખત ખોરશેદ એદીનીજ બાજુમા રહી. આજના જેવા મીઠાસથી તેણી કદીબી તેની સાથ વર્તી હતી નહિ. સર જેહાંગીરે તેણીને મનાવી લેવાના ઘણાંબી ફાંફાં માર્યાં પણ, તે ફાટાબાજ છોકરી આગલ તેનું કંઇજ વલ્યું નહિ.

ખોરશેદ હવે એદીની બાજુમાંથી ખસી બરજોર દાવર આગલ જઇ ઉભી.

"બરજોર જરા માહરી સાથ બીજી બાજુએ ચાલ, મને કંઇ તાહરી સાથ વાત કરવીચ."

અને તે ખુશીથી તેણીની સાથે ચાલ્યો.

"તુને શું કેહેવુંછ, ખોરશેદ?" તેણે હવે ઉભો રેહેતાં પુછ્યું.

"કંઈ નહિરે બરજોર!" તેણી રમુજનું હસતાં બોલી "એ તો પેલા સર જેહાંગીરને માહરી તરફ આવતા જોઇને હું તાહરી સાથે હીંયા છટકી આવીચ. મેં ઠરાવ કીધોચ કે આજે એને માહરી સાથ વાત કરવાનો એકબી ચાન્સ આપવો નહિ. ધેત ઇઝ ઓલ."

"તુને જરા સંભાલીને ચાલવું જોઇએ, ખોરશેદ, ને" પણ તે ખોરશેદની આંખમાંથી નીકળી પડતા ગુસ્સાના અંગાર જોઇ વધુ બોલતાં અટકી પડયો.

"વરી તમે તમારૂં સુફયાનું ભાષન ચલાવા માંડયું કે?" તેણીએ તેને ઠઠરાવી મેલ્યો.

"તું ગુસ્સે ના થા. હું તાહરો સાચ્ચો ફ્રેન્ડ છેઉં, ખોરશેદ તું જાણેચ કે એક વખત મેં તાહરો—"

"નેવર માઈન્ડ" તેણીએ હાથની એક અદાતથી તેને મુગો રાખ્યો, "પણ બરજોર, તમે આય એક વાતમાં મને હરગના મદદ કરો. સર જહાંગીર સાથ મને આજે મુદલ વાત કરવી નથી."

"તું જેણી ફરમાવશે તે બજાવવા હું રાજી થવશ." તેણે જત જવાબ કર્યો. પણ તાહરે ખાતર, મને એક ચેતવની તુને આપવા દે. માઈન્ડ, તું જે કરેચ તે બે વાર વિચાર કરીને કર. પેલો હેંડસમ સેક્રેટરી—"

તે આગલ બોલતો ચુપ થઇ ગયો. કારણ તેણી બાજુમાંથી બે દગલાં હઠી ગઇ અને ગુસ્સાથી આંખો ચમકાવતી, બે હાથ કમરે દઈ, તેની સામે ટગર ટગર જાતી ઉભી.

"એટલે તમે શું કેહેવા માંગોચ? તેનું નામ માહરી વાતમાં લાવવાની મકસદ શું?"

એક પલ, બરજોર દાવરની ડોક શરમથી નીચી નમી પડી. "ખોરશેદ, માહરી મકસદ, તુને બુરૂં બોલવાની નથી. ફક્કત, હું એમ કેહેવા માંગુચ કે તુ તેની સાથ સંભાલથી વર્ત. લોકોનાં મોઢામાં ગીનસનું નવું બોટું ના આપ."

"માહરે માટે લોક શું બોલેચ?" તેણીએ નેણ જમાવી પુછ્યુ.

"વેલ થોડાક અછડતા શબ્દો મેં સમજ્યાચ ખરા. હું તાહરાં ભલાં માટેજ કહુંચ. ખોરશેદ, જો હું તે બોલો રીપીટ કરતો હોવું તો તુ માહરી સાથ ગુસ્સે ના થતી. પણ—લે ચાલ તાહરો ગુસ્સો મને નહિ પરવરસે!" ને તે જવા ફર્યો.

પણ તેણીએ તેને ખભાંપર હાથ મુકી જતો અટકાવ્યો. "મને કહે, બરજોર, લોક માહરે માટે શું ધારેચ?" તેણીએ હવે નરમ પડતાં અરજ કીધી.

"તાહરાજ પપાનાં એક પગારદાર નોકરને ખાતર તેં સર જેહાંગીર જેવા દોલતવંત શેઠયાને જતો મુકયો એમ તેઓએ પહેલાં તો ધાર્યું પણ પછી તેઓનાં વિચારો બદલાયા અને તેથી હવે ખાત્રીથી માનેચ કે તે શેઠયાનું દીલ, રતાં કામાને જોયાં પછી તારી પરથી ઉઠી ગયુંચ. શું એ ખરૂ છે, ખોરશેદ?"

"મને એ એક લાખ વખતણી ખરૂં હોય તેની મુદલ પરવાહ નથી. ચાહે વીશ હર જોય!"

બરજોર દાવરને, ખોરશેદ માટે મોટું માન હતુ અને લોક તેણી માટે રખે ખોટું ધારે તેથીજ તેણે જે સાંભળ્યું હતુ તે તેણીને કહી દીધું.

"તુંજ કંઇ એખલી રતાં કામાને સુખ ઇચ્છતી નથી." તેણે વિચારમાં ઉંડેલી ખોરશેદનું ધ્યાન ખેંચ્યું. "જોની, રતાંની આસપાસ બધા કેવા તેણીની ખુશામત કરતા ફરી વલ્યાંચ."

હજુ તો તેણી બરજોરને કંઇબી જવાબ આપે તે પેહલ્લા રતાં કામાનાં માય, આવાંમાય કામા તેણી આગલ આવી ઉભા. તેવણના ચેહેરાપર દીકરીની ફતેહ માટે ખુશાલીનો રતાશ ફરી વલ્યો હતો.

"ખોરશેદ, ખરેખર આજે તું ઘણીજ સુંદર લાગેચ ને મેં તો બધાંને મોંઢથી કહેવા મગજ્યું કે તું ઘણીજ ફીકકી ને અનગમી દેખાયચ! વોટ એ ફેબલ?" તેવણ મીઠાં થયાં.

જવાબમાં તેણી ખુશ મીજાજ હસી પડી.

"જેની, આજે બધા વખત સર જેહાંગીર માહરી રતાં આગલથી ખીસ્યાજ નથી. માહરી રતા નસીબવારી ખરી હું!" અને તેવણ ખોરશેદનું પાકવવા તેણીનું મોહો જોઇ હસ્યાં.

"ખચ્ચીત તમારી રતાં ઘણીજ સુંદર છે, ને એને સર જેહાંગીર પોતાની મોહોરદાર બનાવે તેમાં કંઇજ શક નથી." તેણીએ શાંત જવાબ કર્યો. નાખુશીનું એકબી ચીન્હ તેણીનાં મુખપર નહિ હેખી આલાંમાંય કામાને મનમાં ઘણુંજ ખસ્યાનું લાગવાથી હવે તેવણે ત્યાંથી કંઇ બાહાનું કહાડી ચાલતી પકડી. ખોરશેદે એખલી પડતાં પોતાની આસપાસ નજર ફેરવી. ખીલતા સૌંદર્ય ને ઉગતાં સ્વરૂપ સાથની તેણીની સુંદરતાપર એટલા જણ મનમાં બળતાં હતાં કે આજની તેણી તરફની સર જેહાંગીરની બેદરકારી માટે તેઓ મનમાં ઘણુંજ ખુશી થયાં. દરેક અદેખા ચેહરાઓ પર તેણી સાથે નજર એક થતાં, તુચ્છકારનું એક સરખુ હસ્વુ પંઠરાયલું જોઈ, તેઓનાં ઓછા અને છાલકા મગજ પર તેણીને રમુજ તેમજ ધિક્કાર છુટો.

થોડીજ પલ તેણી વીચારમાં ત્યાં એખલી ઉભી હતી તેટલાં સારે શા માઠે નસીબે, રતા કામાજ ત્યાં આવી લાગી.

"આજે તું ઘણીજ ડલ જણાયચ હું, ખોરશેદ!" તેણીની મોટી ભુરી આંખ્યો ફતેહથી ચકચકતી હતી. "કદાચ, તુને આજની પાર્ટીમાં મજાહ નહિ આવતી હોશે!"

"હી! હી! હી! હી!" ખોરશેદ એક ખુશાલ હસ્વું હસી પડી. "તેથી તદનજ ઉલટું. આજના જેવી મજાહ મને કોઇબી બીજી પાર્ટીઓમાં પડી હોય તેવું મને યાદ નથી."

ગરીબ બાપડી રતાં કામા વકરીથી ઉલતા આય ખુશાલ જવાબથી ફજેત પડી ગઈ.

"એમ કે!" તેણીએ ફજેત જેવું હસતાં જવાબ દીધો. "હું તો જાણું કે—" પણ સર જેહાંગીરને અચબુચ તેઓ સામે આવી ઉભેલા જોઈ તેણી બોલતી ચુપ થઇ ગઈ.

"વેલ, ખોરશેદ બાનુ, આજે કંઇ તમે માહરાથી દુરનાં દુરજ નાહાસોચ! શું છે?" તેણે આવતાં સાથે દુરનકાર થયલી રતાં કામાની કાંઇબી નોટીસ કર્યા વિના ખોરશેદ સાથ વાત ચલાવી.

"ઓ! વરી એ વિચાર કયારથી તમારા મનમાં આવ્યો?" હવે ફતેહની નજર નાખવાની ખોરશેદની વારી આવી ને ગરીબ બાપડી રતાં જાસ્તી ફીકકી પડી.

"વેલ, એ વાત જવા દેઓ; પણ-ખોરશેદ બાનુ, તમે જરા માહરી સાથ કૉનઝર વેટરીમાં આવશો! મને તમારી સાથ કંઈ વાત કરવીચ" તેવણે ઇંતેજારીથી ખોરશેદ પાસે માંગી લીધું.

હવે પેલી બ્લુ આંખ્યો તદન ઝાંખી પડી.

"ઓ યસ! ચાલોની! માહરોણી જીવ હયાં ઘણોજ ગભરાઇ આયોચ." અને બીજીજ પળે તો તેઓ લોકોની ભારી અજાયબી વચ્ચે તે મોટો હૉલ ક્રોસ કરી કનઝરવેટરીમાં દાખલ થયાં.

તે સુંદર કનઝરવેટરી લાઇટથી ઝલઝલી રહી હતી. કલર્ડ લેમપ્સ લીલાં પાંદડાંઓ અને ફુલો વચ્ચે ચકચક થતા હતાં. જીવને રાહાત બક્ષતો બેંડનો ધીમો મધુર સરોદ અને ફુવારામાંથી પડતાં પાણીની સેરોનાં ઝનઝન જીના અવાજ સિવાય ત્યાં સઘલું શાંત હતું!

"ખુરસીપર બેસ્સો, ખોરશેદ બાનુ!" તેણે દાખલ થતાં સાથે કહયું.

તેણીએ ત્યાં બેસવાને ના પાડી. જરાક આગલ ચાલી, ત્યાંના નાકેનાં ઉઘાડા દરવાજાને અઢેલીને ઉભા. ત્યાંની લાઈટમાં તેણીનાં કીમતી હીરાઓ ઝલઝલ થતા હતા.

"બાનુ ખોરશેદ," તેણે હવે ધીમે પતામને સાહાદે ચલાવ્યું. "આપણી બંધે વચ્ચેની કંઇબી અનગમતી લાગણીઓને બાજુ મુકી, હું ઇચ્છુંચ કે તમે માહરાં થઈ શકો."

તેની માગણી ઢંગઢડા વિનાની કઢંગી હતી. તેવણ સખ્ત હૈયાંના, કરડા અને ભેજા ફાતેલ હતા ખરા, પણ, તેવણનો પ્યાર તેવણનાં ચેહેરાપર હાલ ઝગટી રહયો હતો.

"હું તુને માહરાં સઘલાં હેતથી ચાહુચ. મેં તુને પહેલી જોઇ ત્યારથીજ હું તુને ચાહાતો આયોચ. હું તાહરી પાછલ, તાહરી પુંજા કરતો, તાહરા બોળા માફક ફર્યોચ! પણ તે—તેં તો મને એક માયાલુ શબ્દબી કોઇ વખત કહયો નથી. બીં માઈ વાઇફ, ખોરશેદ."

નમાવેલી ડોકે તેણી ચુપજ ઉભી. હવે શું જવાબ આપવો? "તું માહરી ધણીયાણી થવા કબુલ થા, ખોરશેદ, હુ તુને સુખીજ કરશ. તાહરી એકબી ઉમેદ પુરી પાડવાની હું બાકી રાખશ નહિ. તાહરા પગ પાસ મારા સાચ્ચા પ્યાર સાથે, માહરી તમામ દોલત મુકુચ."

ખોરશેદનું જીગર ઉપરા સાપરી લાગણીથી ધડક ધડક થવા લાગ્યું. શું કબુલ કરે? એક મબલખ દોલત, ને પદવી સાથે અનગમતા ધણી સાથની પ્યાર વિનાની જીંદગી કે એક મનગમતા ધણી સાથનો સુખી પણ ગરીબ સંસાર? ખોરશેદને ગરીબીની જબરી બીહીક હતી! એક ગરીબ માણસને પરણીને નાના ઘેરમાં રેહેવાનું, ગાડી ઘોડા ને મોટર વગર પગે ઘસડાતા ફરવા જવાનું, અને મન ગમતા કપડા ચપડાં અને ઝર ઝવેરાત વિના, જીવ બાળયા કરવાનો. છત એવી રીતનું જીવેલુંજ શું ખપનું? ત્યારે તો સર જેહાંગીરનેજ પરણવામાં સુખ હતું. તેણીની આંખો સાંમે, એડી કાંગાનો ખુબસુરત ચેહેરો ખડો થયો, ને તેણી હજુ-રગી કંઇબી જવાબ આપ્યા વિના ચુપજ રહી.

"ખોરશેદ, તાહરી બધાં દેવી અદેખાઇ કરશે!" તેવણે તેણીને પાછું કરગરી પતાવા માંડયું "જેની ઘણા જણા હમનાથીજ તાહરાં સારાં નસીબ પર અરેચ! બોલની; ખોરશેદ! તું માહરી થશે!"

હા કહી હમેશનું છુટાપણું આપી દેવાનો તેણીનો જીવ ચાલ્યો નહિં, અને ના કહી આવો સરસ ચાન્સ જતો મુકવા તેણીનું જીગર કબુલ કરી શકયું નહિ. દુ:ખનો એક નિસાસો તેનાં મુખમાંથી નીકલી પડયો.

"ખોરશેદ, માહરી પર દયા કરની! કહેની કે તું માહરી થશે!"

પોતાનાં બે સફેદ હાથોમાં તેણીએ પોતાનું મોહું છુપાવી દીધું. શું કબુલ કરે? પ્યાર કે પૈસા?

"મને—મને સમજ પડતી નથી કે શું જવાબ દેવો." તેણી અચકાતાં એટલોજ જવાબ દઈ શકી.

"હા કહે! ખોરશેદ!" તેણે માયાથી કહયું.

"નહિ, તેમ હું કહી શકતી નથી" તેણી બબડી.

"શું તું મને ના પાડેચ? શું ખરેખર તું મને તાહરી આગલથી તુટેલા જીગરે મોકલી દેચ?" તેવણે ઉંચે દમે પુછયું.

"નહિ નહિ, તેમ નહિ" તેણીએ પોતાનાં બંને હાથો હવે મોહાંપરથી ખસેડી મેલ્યા અને તેવણે જોયું કે તે ગુલાબી મુખડો મોત જેવો ફીકકો હતો,

"મેં તુંને અચાણચ સવાલ પુછી ગભરાવી મુકીચ, ખોરશેદ" તેવણે એક છુટકારાનો દમ ખેંચતા તેણીને ધીરજ આપી, "કંઇ નહિ તું હમનાં મને જો જવાબ આપી શકતી નથી તો હું થોડા દિવસ ધીરજ પકડશ. ખોરશેદ, તાહરી જરનાં લગનપર, તાહરા પપાએ અને પોતાને ત્યાં રહેવા આવવાનું આસ ઇજન કીધુંચ, હું તે વખ્તે તારો સેન્નટનો જવાબ મેલવવા જરૂર હાજર થવશ, તાહરી મરજી છે?"

તેણીએ હાનું ડોકયું ધુણાવ્યું અને સર જેહાંગીરે ધાર્યું કે ફત્તેહ તેનીજ હતી.

(સાંધણ છે.)

# બોધદાયક કાવ્યમાળા.

બહુરે તકારૂબ (ભુજંગી ચાલ.)

કરમ કયા કહે રબકે અહસાનો[1] શાન

(ફારસી) કે તાકત નદારદ ઇ કલમદ્ જબાન[2]

હરિગીત ચાલ (બહરે રજઝ.)

અલ્લાહ અપના યાદ કર હરદમ કરમ

ઇસિ નામકે તુફૈયલ[3] સે બરસે સદા તુજપર કરમ

દોહરા

અદ્ભૂત લીલા ઇશની, કોથી નહીં કળાય,
નામાંકિત વિદ્વજ્જનો, તે પણ ગોથા ખાય

કરણી તેવી પાર ઉતરણી, સુખદ નિયમ એ જાણ,
પરને પીડા જો કરે, પામે પીડા બાણ

સુખ સંપાદન શોધમા, ભટકો કયમ ચોપાસ,
મન સ્થિર હોએ સુખ મળે, એમા સુખની આસ.

કરકી મારી ગેદજ્યુ[4], ભૂમી લાગી ઉત્પાત,
સત્ત પુરૂષકી સો બિપત[5] છિનહી[6] મે મટજાત

વિકટ આ સંમાર છે, વાંકી વસમી વાટ,
પથી પગના જોઇ ભર, વણસે નહીં કો ઘાટ

અહોનિશ આનંદમા, ધરે નહીં મન રોષ,
ફરજો બજાવે હોસથી, સદા થસે સંતોષ

બોલ એસો બોલીએ ના, બોલીએ તો ડોનીએ ના,
બોલ એસો બોલીએ, જો બોનીએ સો કીજીએ.

કહતા હય કરતા નહીં મૂહકા બડા લબાડ,
મૂં કાના લે જાયગા, સાહબોં—કે દરબાર

એક જૂઠને ઢાંકવા કરવા પડે હજાર,
સાચાને નહીં આચ છે, બેડો તેનો પાર,

હુકમ થનો હાકેમ તણો કરો તમે સરતાજ,
એ રીતે મરતો કદી, સફળ થશે નિજ કાજ.

કરમઅલી રહીમભાઈ નાનજીઆણી બી એ

---

૧ ખુદાના ઉપકારો તથા તેનો દરજ્જો, ૨ મે કલમવાળી જીભમા શક્તિ નથી, ૩ પ્રતાપ, ૪ દડો, ૫ આફત, ૬ ક્ષણ

# સોનેરી સખુનો.

(૧)

## માણસ અને મૃગ!

બદ જ્યારે બદીનો નાખેછ પાયો,
સાધુનો ઓઢેછ તે સુંદર સાહુયો;
મૃગ જ્યારે જંગલમાં કુદેછ ખુશાલ,
નથી જોતું પગ તળે પાધરીની જાલ!

---

(૨)

## પારકું ધન.

જલજો એ હસમત ને દોલત ને જર,
જે બાજુનાં બલથી નહિં મળ્યું અગર;
પારકી મિરાસમાંથી મેળવેલું ધન,
ન ખુદને કે વંશજને થાય તે પાચન.

---

(૩)

## કિસ્મતનાં લેખ.

પ્યાર કર કે પ્રીત કર, પણ કિસ્મતનાં લેખ,
મારેછ તારાં તકદીરની તખ્તીપર મેખ;
લખાયલા લેખ કદી ટળતા નથી,
ન સરજાયલા લાભ કદી મળતા નથી.

---

(૪)

## સુખ—દુઃખ.

સુખ પાછળ દુઃખનો છે ભર્યો દર્યાવ,
સુખ-દુઃખમાં મહાલેછ આ સંસારી નાવ;
શું ગરીબ કે ગની, શું ફકીર કે શાહ,
ભોગવે છે સુખ-દુઃખની એકસરખી રાહ.

---

(૫)

## ચાર ચીજને તારી કર.

મારે તો હિમ્મતથી મનને તું માર,
જીતે તો જીતી લે કુદરતનો પ્યાર;

બોલે તો મધુર કઇ સુખન તુ બોલ,
તોલે તો નેકી તુજ જીગરમા તોલ.

---

(૬)

આવેછ જ્યાર માનવીનો દહાડો નબળો,
બુધિ તેની વળેછ ખોટો સબળો,
બુરાઇમાં તે દેખે છે હરદમ ભલાઇ.
ને આખેરસ જાએછ તે દુખમાં દટાઇ!

---

(૭)

હરગેજ ન કરીશ તું હેંકારી ભાઈ!
ન કોઈની એ થશે—ન કોઈની એ થાઈ!
હેંકારના કરનારા ગયાછ ઉડલાઈ,
હેંકારથી કૈ કોની મુંછો મુંડાઇ!

"દિલજાન"

---

## ઇનામી સવાલ જવાબ.

પથા ૧ | ૬ | ... આંકડા ગોઠવવાનો ક્રમ.
અહોનિશ આનંદ ... અરપ ફરજીન અરપો ૩૫૬
ફરજો બજવે હોસથી, સાવરંગના ગ્રાહકો માટે નવો સવાલ.
બોલ એસો બોલીએ ના, બોલીએ તો ૪૦ ને બદલે ૪૧ ગોઠવો નીચેને
બોલ એસો બોલીએ, જો બોલીએ સો ઠીક. કરવો શરત અને ઇનામ
કહતા હથ કરતા નહીં મૂહમ બડા લબા આપનાર.
મૂ કાના લે જાયગા, સાઠ્યા—કે દરબાર (કલ્પા)
એક જૂઠને ઢાકવા, કરવા પડે હજાર (એક પુસ્તક)
માચાને નહીં આય છે, બેડો તેનો પાર. તેજન દાખલ ૨ પુસ્તક
હુકમ થયો હાકેમ તણો, કરો તમે સરતાજ
એ રીતે ભરતો કદી, સફળ થશે નિજ કાજ.

કરમઅલી રહીમભાઈ નાનજીઆણી બી. એ.

---

૧ ખુદાના ઉપકારો તથા તેનો દરજો, ૨ એ ઉભવાળી કલમમાં ૨ એક આનાની ટિકિ
૪ દો, ૫ આફત, ૬ ક્ષણ

# ભેજાં ખાનારાના હીમાયતીઓને અરપણ.

લખનારઃ—દીનશાહ દાદાભાઇ દોરડી.

મછી માસ ને ઇંડા ખાવાની ભલામણ કરનારાઓ એવું જણાવે છે કે શરીરને પોખીશું તો ભેજું પોખાશે. એ તકરાર તેઓ બીન વજુદ ધરાવે છે. શરીરને ભેજા સાથે એવો સંબંધ નથી કે શરીર ગળાયું તો ભેજું ગળાવવું જોઇએ ને શરીર પુષ્ટી પામ્યું તો ભેજું પોખાવુંજ જોઇએ. એવું હતે તો ઘોડા, હાથી સીંહ, વરૂ, વાઘ, રીંછ મગરમછ જેવા જનાવરોના ભેજા પુખ્ત થયલાં હોવા જોઇએ. કારણકે તેઓ મહકેમ શરીર ધરાવે છે પણ તેમ થતું નથી. તેઓના ગમે તેવા જોર છતાં મરકટધુ માણસ પોતાના મનોબળથી તેઓ ઉપર સાહેબી ભોગવે છે. જંગલી જોર હીકમત આગળ લાઇલાજ થઇ પડે છે. મન શક્તીનું બળ અતીશય જોરાવર છે એવું પુરવાર થાય છે. હમારા એક મીત્રને હસવામાં કેટલાક એમ કહેતા કે અરધુ ઇંડુ સહવારને અરધુ ઇંડુ રાત્રે ખાઇને પોલીટીકલ એકાનોમીનો નીયમ પાળી બતાવે છે. પણ જ્યારે તે સ્વપ્ના સરીખી બીનવજુદ વાતમાં સચ્ચાઇનો જરાએ અંશ ન હતો, ત્યારે બીજી બાજુ ફક્ત અરધુ ઇંડુ ખાનારે અને તેબી ફક્ત મોજની ચીજ તરીકે એક અઠવાડીએ ઉજાણી કરનાર એક મહા પુરૂશ મળી આવ્યો છે, જેવણે તે નિયમ પાળી પુરવાર કરી આપ્યું છે, કે એવી પારકી ચીજો શરીરમાં દાખલ થવાથી રગોમાં તેનો મેળ ભરાઇ બેસીને સર્વને ઉંડા વિચાર આવતા આવતા ભભકા અટકાવે છે; અને તેથી જેઓને ભેજા સાથે રાત દીન કામ હોય તેઓએ સાદા સોતરો ખોરાક લેવાનો છે. યાદ રાખવુ કે જેઓએ મનોબળ જાળવી રાખીને દુનીયામાં બુધ્ધી ક્રમ ચાલુ રાખવામાં મદદ આપવાની છે, તેઓએ બ્રહ્મચારી વૃતને પાળવાનું છે. જેઓ બ્રહ્મચારી વૃત પાળે છે તેઓને તાનીકસના ઢીચારાને પારકે આધારે જવું પડતુ નથી; તેમજ તેઓની શરીર સંબંધી સ્થીતી કુદરતી કારણે ગમે એટલી નબળી પડી જવા છતાં તેઓનું મનોબળ તેજજ રહે છે. પણ જેઓએ બુધ્ધીનુ ખુન કીધુ હોય છે, જેઓએ અંતઃકરણના અવાજને તોડી પાડયા છે, જેઓએ નૈયતો બગાડી છે, જેઓએ કુદરત સામે બીજી કસુરો કીધી છે તેઓની ઇચ્છા શકતી તેઓનું મનોબળ બુધ્ધી વગેરે તુટી જાય છે, તેથી ઇચ્છા શકતી નાશ પામીને જે રોગનો હુમલો આવે છે તે સામે તકી શકાતું નથી, તેથી માણસ ફસવાઇ જાય છેઃ ને ડુબતો ફીણને વળગીને તરેહવાર ફાંફા મારે છે.

ત્યારે આ મહાન પુરૂશ તે હાલે કોણ નામદાર છે. કે જેના મુબારક નામની યાદજ ભેજા ખાઉઓને ચીમકી લગાડનારી થઇ પડે છે? તે મુબારક તાળેનો ને ચઢતા સેતારાનો નામવર આદમી તે હાલનો આપણો વડે પ્રધાન મી૦ લોઇડ જ્યોર્જ છે. જેવણ ખાણેનુ વર્ણન નીચે મુજબ છેઃ—

*Secret of Premier's Genius*

It would seem that not only the simplicity of the life but the meagreness of food may have some responsibility for the brain power of the man who is out to win the war, *Half an egg as a weekly luxury* in the country where eggs should be plentiful, sounds frugal, but this abstinence superfluous food which clogs the system speaks for itself where the health and power of Mr Lloyd George are concerned -The Popular Science Siftings.

ઉપલા પરથી માલુમ પડે છે કે સત સંગનુ અમૃત વળી કાંઇ ઓર મજાહ પમાડે છે. તે દીલ પરનો ભાર ઓછો કરી નાખે છે; હવસી વૃતીઓનો નાશ કરે છે. જાની લોગની વણાણને ખીળવી આપે છે અને જીવને આનંદી મોજ ચખાડે છે, સઘળી દવાઓમાં સત સંગની દવા કાંઇ નવમુ રતન થઇ પડે છે! એ ઇલાજ જ્યાં ફોકટનો મળતો હોય તો જરૂર અજમાવી જોજો. હુલેદર માથાના ને સેજાના દુખાવા ને ફગતરો નાશી જઇને કાંઇ ઓરજ ઉલટ પેદા કરીને મનોબળ વટીક ખીલવશે.


અગ્નિની ધાસ્તી વગરના ગજવામાં રાખવાના

# વીજળીના દીવા.



(૧) એક નાના ગજવામાં પણ રાખી શકાય છે!
(૨) અગ્નિની બીલકુલ ધાસ્તી નથી.
(૩) તેલ દીવેટ કે દીવાસળીની જરૂર પડતીજ નથી.
(૪) ફકત ચાપ નીચે ખસેડતાંજ રોશની થાય છે.
(૫) રાત્રીને વખત ઓશીકા તળે રાખી જરૂર પ્રસંગે કામમાં લેવાથી સાંજથી સવાર સુધી બીજા દીવા બળતા રાખવાનો નકામા ખર્ચ અટકે છે.
(૬) ખાસ કરીને ડીસ્ત્રીક્ટ ફરતા ઓફીસરો, જાત્રાળુ તેમજ મુસાફર લોકો વાસ્તે ઘણાજ ઉપયોગી છે. કીમત રૂ. ૨॥, ૩, ૩॥, ૪, ૫, ૬. પોસ્ટેજ ૮ આના. સ્પેર બેટરી કી૰ રૂ. ૧ પોસ્ટેજ ૩ આના

ટી. જી. શાહજ ઈલેકટ્રીક સ્ટોર્સ,
અમેરીકન ન્યુસન્સ સીનેમાની સામે,
સેન્ડ હર્સ્ટ રોડ-મુંબાઇ નં૦ ૪
બ્રાંચ ઓફીસ-અમદાવાદ

સાલમપાક, સુવાપાક ડીપાક વીગેરે ખાવ મંનું તો બેશક તમને શોજ! પણ ભલા તેતમાં સ્વાદ રહે એવું નાવવાને ઉમદા સાન સસતો ને સારો ાંથી ખરીદશે?

PLE SE REMEMBER!

પાંચ દાયકા થયા પ્રજાની પુર્ણ પસંદગી અને વિશ્વાસ વચ્ચે ધમધોકાર ચાલતુ લોકમાન્ય ખાતું.

શોભજા સુક્કા મેવા. દરેક જાતનું કરીઆણુ અને મસાલો બેસતે ઠેકાણે ખરીદવા દોડી જવા. આગમચ અમને યાદ કરજો. તમર ફાયદાનીજ તે યાદ પુરવાર થશે..

## શા. ટોકરશી નથુની કું.

ચાહ, કાંફી, ખાંડ, ઉંચુ કેશર વીગેરે ચીજ અમારે ત્યાં કીફાયતે મળશે.

બહાર ગામનો માલ ઘણીજ સંભાળથી વી. પી. થી મોકલવામાં આવે છે.

નં. ૫૫, જુમામસીદની સામે

મુંબઈ.

ચાર જાતનો મગજ.

ફરસ અંજીર અને

કેરબાસીના અમારી

સ્પેશીયાલટી છે!

## ગ્રહસ્થોના ડ્રેસીસો સીવડાવવાનું માનીતું સથક.

ઉત્તમ કટ, પરફેક્ટ ફીટ, શ્રેષ્ટ સીવન કામ, અને બદન શોભી રહે એવું હાઇકલાસ ફીટીંગ અમારે ત્યાં થાય છે.

# ડી. બેરામજી

Diplomaedwestend cutter,
એમ. આઇ. બી. ટી.
લંડન.

લગનના સાહયાઓ અને શર્ટસો અમારી સ્પેશીયાલીટી છે.

એકવાર ટ્રાયલ આપી જુઓ.

૭૨, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

સર્વે દેવો:—(નમન કરતા) તો તો શુળ જાય અને આનંદ થાય.

વિષ્ણુ:—નિશ્ચિંત રહો. એનો નિવેડો હું હમણાંજ લાવું છું. (નેપથ્ય તરફ જોઇ) ખગેશ! જા લક્ષ્મિજીને અહીં લઈ આવ.

ગરૂડ:—(પ્રત્યક્ષ આવી) જેવી આજ્ઞા. (જાય છે.)

વિષ્ણુ:—(દેવો પ્રતિ) દેવો, હવે થોડો વખત સંકટ વેઠવાનું છે. જમઘોહમાંથી જગદુતો આની પહોચે એટલીજ ખોટી છે. આપણું નામ લીધું છે ત્યારથીજ એણે મોત માગી લીધું છે. સર્વે પોતપોતાને સ્થળે પધારો.

દેવો:—(નમન કરતા) જેવી શ્રીમુખની આજ્ઞા (જાય છે)

વિષ્ણુ:—(સ્વગત) હમણાં લક્ષ્મિજી આવશે, એટલે આપણને પેહું ફાવશે. એમને વચનથી બાંધુ લઉં; મારૂં કાર્ય સાધી લઉં, (નેપથ્ય તરફ આંગળી કરી.) ઓહોઃ આવતાં દેખાયાં પણ ખરાં. (હાવકી ઢબે બેશી જાય છે.)

લક્ષ્મિજી:—(પ્રવેશ કરી નમ્રતાપૂર્વક નમન કરતાં) પ્રાણવલ્લભ! અચાનક કેમ એકાએક આપની આ દાસીને બોલાવવી પડી? (વિષ્ણુને ફરી બેઠેલે અબોલે ઢંગે જોઈ) રસિયા, રસિયા, શા મારૂં આ અબોલા! શામળા મારા સમ છે શરમાઓ નહીં.

વિષ્ણુ:—સગુણી; સમ શું કરવા ઘો છો. વાત તો વિત્ત વગરની છે (અચકાતી ઢબે) જાઓ નહીંજ કહું.

લક્ષ્મિજી:—(વધારે વિચારગ્રસ્ત થતાં) અરેરે અચાનક શું? એવુ તે શું છે કહી ઘો. મારો જીવ ન દુભાઓ.

વિષ્ણુ—(ઉંડા વિચારમાં બોલતા હોય તેમ) મારાથી નહીં કહેવાય.

લક્ષ્મિજી:—પણ મારાથી સાંભળ્યા વગર કેમ રહેવાય? વાલમજી વાત કરો નહીં તો વિપરીત થશે.

વિષ્ણુ:—એમજ. કહયા વગર નહીંજ ચાલે.

લક્ષ્મિજી:—ના ના નહિજ ચાલે.

વિષ્ણુ:—(જમણો હાથ આગળ લંબાવતા) તો આપો વચન કે હું કહું તે કામ તમે કરશો.

લક્ષ્મિજી.—નાથ એ શું બોલ્યા? આપના પગલામાં પગલુ ભરનારીની, આપની ખાતર પ્રાણ આપનારીની એમ અપતિજ કે? (વચન આપતાં) ભલે લ્યો વચન આજ્ઞા ઉઠાવવા તૈયાર છું.

વિષ્ણુ:—(સ્વગત) બસ એટલીજ વાર છે. (પ્રકાશ) દેવી એ તો એમ છે કે હાલમાં આ અસુરરાજ વિશેષ બળમાં છે, માટે તમે તમારા જાળધર ભાઈ પાસે જઈ તેના મૃત્યુનું નિમિત્ત પુછી લાવો. તો આ પળે ઘણું ઉપયોગ લાગે.

લક્ષ્મિજી:—(મહાભયગ્રસ્ત સ્હેરે) ઓહઃ કુટીલ કર્ણો આ હું શું સાંભળું છું. પ્રાણ તું આવાં કઠણ વચન સાંભળતાં પહેલાં દેહ પિંજરમાંથી ઉડી કેમ ન ગયો? દુર્ભાગીદેહ તું પંચત્વ કેમ પામતી નથી. સહોદર ભાઇનું મોત હાથરે હાથ (પૃથ્વી ઉપર પછડાય છે.)

વિષ્ણુ:—(આંખ મિચકારા કરતા) પ્રિયા ઓચિંતું શું થયું કે પડી ગયાં (પવન નાંખતા) શાંત થાઓ. શાંત થાઓ.

લક્ષ્મિજી:—(સાવચેત થઇ વિષ્ણુ પ્રતિ) પ્રાણ! આટલા માટે આવડું બધું કપટ; મારા પિતાને તેમનાં રત્નો હરી લેઇ પાયમાલ તો કરી નાંખ્યા, ને છેવટે બાકી રહેલો આ એક મહિયરના દીપકને પણ હોલવવા ધારો છો? મારે માથે કલંક મઢાવ-શવી વગોવરાવવા ધારો છો? મારે તે મારા ભાઇનો પક્ષ પકડવો જોઇએ કે પારકાનો?

વિષ્ણુ:—વાહરે વાહ લક્ષ્મિજી. ત્યારે હું તો સમ ખાવાનોજ સ્વામિ કે? ખરી પ્રીતિ નો મહિયરની, સ્વામિ વિના સમજાય; પણ ભાઇ વિના કઇ જન્મારો જાય? આ તે મારા પગલાંમાં પગલું ભરનારાં કહેવાઓ કે એક પગલું આગળ ચાલનારાં કહેવાઓ?

લક્ષ્મિજી:—(આક્રંદ કરતાં) હદ થઇ હરજી હદ થઈ. આ તમારી અવળ આંટિયો મારાથી કેવી રીતે ઉકેલાય?

વિષ્ણુ:—ન ઉકેલાય માટે શું તોડાય? આ તો તમારી પરિક્ષા આવી છે પરિક્ષા. સંકટની પળે તમે કેવાં સરીગત થાઓ તેનો આ પ્રત્યક્ષ પરચો. આહઃ હવે મને સમજાયું કે સ્ત્રીઓના મુખમાંથી અમૃત ઉભરાય છે, પણ હૃદયમાં તો ઝેર છલકાય છે. આવી સ્ત્રીઓથી સ્નેહ શા કામનો? આવા સ્વાર્થના કીચ્ચડ ભર્યા સંસારમાં ખદબદતા કીડાઓની પેઠે જીવન નિર્ગમીએ તે કરતાં તો યોગી થઇ જઇએ તે સારા. નારાયણ. નારાયણ.

નારદજી:—(તુંબર વાતા) નારાયણ નારાયણ નારાયણ.

વિષ્ણુ:—(નમન કરતા) પધારો મહર્ષિનારદ પધારો. આપ આ પળે ઠીક આવી પહોંચ્યા. મારૂં મન આ અસાર સંસારમાંથી તદ્દન ઉઠી ગયું છે, માટે મને સન્યસ્ત દિક્ષાનો ઉપદેશ આપો કે આ દુસ્તર સંસાર તરાય ઐહિક ઉપાધી કપાય.

નારદજી:—(લક્ષ્મિજી તરફ ફરી) હું તમારાં બન્નેનો સંવાદ સમજી ગયો છું. તમે ભોળી હઠે લ્યો છો. સાસરૂં એ સુવર્ણ અને પીએર તો પીતળ. અખંડ હેવાતન પનોતાં પતિથી નહિ કે ભાઇની ભલાઇથી. સમજી જાઓ તો સારું નહિંતો પરીણામ બુરૂં આવશે (વિષ્ણુ તરફ આંખ મારતાં) નારાયણ નારાયણ નારાયણ.

લક્ષ્મિજી:—(નારદજી પ્રતિવંદન કરતી) શું કરૂં મહારાજ?

નારદજી:—(જરા હાસ્યકરતા) વાહ લક્ષ્મિજી વાહ. શું કરવું તે પાછું મારે કહેવું પડશે કે? પુરૂષ હઠ કર્યાં નથી જાણતાં? એમની હા એ હા ને ના એ ના એટલે પત્યું....

લક્ષ્મિજી:—(અંતઃકરણપ્રતિ સોચતાં સ્વાગત) નારદજી કહે છે તે ખરૂં છે, બાજી હાથથી જશે તો બુરૂં થશે (પ્રકાશ વિષ્ણુ પ્રતિ) પ્રભુ ક્ષમા કરો. હું મારો પતિ ધર્મ ચુકી છું. તમારા શ્રેયમાંજ મારૂં શ્રેય ધારૂં છું; સોંપેલી સેવા સ્વિકારૂં છું.

વિષ્ણુ:—(આંખ મારતાં અટ્ટહાસ્ય કરી) લક્ષ્મિજી ઠોકર ખાઇ ઠેકાણે આવ્યા ખરાં (લક્ષ્મિજી પ્રતિ વળી) તો વિલંબ નકામો છે. તાકીદે જાઓ સિધો સમાચાર શોધી લાવો; દેશ-રક્ષણમાં આત્મનિષ્ટા દર્શાવો.

લક્ષ્મિજી:—(ગરૂડ ઉપર વિરાજીત થતાં નમન કરી) આજ્ઞાંકિતોએ આજ્ઞા ઉઠાવતાં પોતાના અંતઃકરણની ઇચ્છાનો પરિત્યાગ કરવો જોઇએ (માથું હલાવી નિઃશ્વાસ નાંખતાં વિદાય છે.)

નારદજી—(વિષ્ણુ પ્રતિ) પ્રભુ હવે નિશ્ચિંતે સ્વયંમદને સિધાવો. એનો વાગ્યો ત્રીજા ત્રાહિત વગર ન ભાગે. (મસ્કરી કરતા) સમજ્યા શામળીઆ......

વિષ્ણુ—(હસતા) એમજ છે. (નમન કરતાં વિદાય થાય છે)

નારદજી—આ હા હા હા હા, કપટમા કેવું દૈવત જણાય છે? એનાથીજ દુનિયાં છતાય છે

ગાયન ૨૫ મું.

ફરયું જગ ફરે સ્વચ્છંદે આનંદે ખુરી મોહ જાળમા,
કુરચાળમાં, ઝેરી ઝાળમાં, બુઢ્ઢા જુવાનીયા બાળમાં.—ફરયું૦
અબળ સબળ નર, ફરે છે કપટની કળમાં,
દેવમાં દૈત્યમા, પિંડમા પ્રેતમા જોગી જતીનીં જંજાળમા—ફરયુ૦

———:૦:———

## પ્રવેશ ૬ ઠો.

———:૦:———

સ્થળ ભુખરૂનું ઘર.

**પાત્ર—ચંચળ, ભુખરૂં, બે બહારના વટેમાર્ગુ બ્રાહ્મણો વગેરે.**

ચંચળઃ—(આંગળીઓના કડાકા ફોડતી) આ મારા ઘરવાળાનું તે કાંઇ માણસમા લેખું થાય, એતો દુનિયાનું પાપ ગણાય. જ્યારથી દરબારમા બોલવે ચાલવે હુશીયાર ગણાય છે, ત્યારથી તો બહુજ અભિમાનમાં તણાય છે. જ્યાં ત્યા લપનછપન લગાવી ધુની ખાય છે, પણ જાણતા નથી કે આબરૂ ઓછી થાય છે. (ખુશી થતી) હાશ સારૂ થયુ કે જાળધરજીએ જુધ્ધમાં જોડયા. નહીંતર સારૂ સારૂ ખાવાનુ ને ફક્કડ થઇને ફરવાનું માગત, (કુખો એ હાથે તોડતી) ને આ મારી કુખોમાં લાહ્ય લાગત.

ભુખરૂં—(પ્રવેશી સ્વગત) અહાહાહા. આ તાસુત તો અહિંજ ઉંધુ જણાય છે ને શું? (માથુ હલાવી નિશ્વાસ નાખતો) હરી હરી હરી. જ્યારથી આ ઝોડ વળગ્યું છે ત્યારથી તો બંદા નરમ ઘેસ થઇ ગયા છે. ખરૂ છે બાપુ ખરૂ છે ઘરડાંની કેહેવત ખોટી નહીં, જ્યારે દુનિયાદારીના ડફણા વાગે, કે માયાની મહિલા મળે ત્યારેજ પુરૂષ પાંસરો થાય પામરો, જુઓને આ પ્રત્યક્ષજ દાખલો. કંઇક કુંવારા લાળીભર્યા રહેંદાય છે ત્યારે આ (મુચ્છો આંમળતો) મુચ્છ પુચ્છના મર્દ આમીનને પામળીએ પામળીઓ ગણાય છે. (ઘરમા ડોકું ઘાલી) કેમરે......મારા ચતુરનયની ચંચળ! ચીતડાના ચોર? મનડાના મોર.. ... ..

ચંચળ—(ખાઉ કરડુ મોથી) શું છે તે? જુધ્ધમાં ગયા હતા ને પાછા અહીં ક્યાંથી આવ્યા?

ભુખરૂં—(હાથ જોડતો) બાપુ આસ્તે બોલ આસ્તે. ધીરી થઇને સાંભળતો ખરી. (નાકતો અવાજ કરતો) મે તો આમ એક નસકોરાને અવાજે નાસેં નવ્વાણું દેવોને નમાડયા. જ્યાં ને ત્યા જાળંધર મહારાજનો જય ગાજી રહ્યો છે. એ બધા પ્રતાપ કોના? જાણે છે? આ તારા દીલોજાન દીલબરના (પરાણે હાથ લેઇ તાળી મારતો) હા દોસ્ત..........

ચંચળ—(ખીજાઇને હાથ ખેંચી લેઇ) શું હુન્ય? બધુએય ગપ્પે ગપ્પ.

ભુખરૂ:—(મુચ્છ આંમળતો) ઠીક છે ત્યારે પાછળ શું થાય છે તે જોજે. સે ચોલ હાલમાં તો મારા મોંમા પાણી છુટે છે પાણી.

ચંચળ:—(સાંભળ્યું ના સાંભળ્યું કરી) તારા ફંદ અને પ્રપંચની તો અવધિ.

ગાયન ૨૬ મું.

પિટયા તું તો, ફંદી પ્રપંચી ને ગુમાની;
ભોળી હું તો, ભરમે ભરમાણી, લોભાણી;
સરવર જળ બહુ સારૂં છે, પણ ખરેખરૂં ખારૂં છે.
લુંટયા પછી શેખઈ શાની—— પિટયા૦
વાલવા વ્હાલપ વરનારી, કળથી કામણ કરનારી;
છાનો..........ગણ ગણ મુઠ...........છાનો.
મર મુરખા!! મર છાનો!! છાનો રે' છેલાણી—પિટયા૦

ભુખરૂં—બસ થઈ હવે (પગે લાગતો) બસ. બાપલા મારૂં તો કાંઈ ઉકાળ.

ચંચળ:—હજી શું ઉકાળવાનું બાકી રહી ગયુંછ ને?

ભુખરૂં:—(હસતો) અરે એરતો. જરા મીઠું મીઠું ખાવાનું મન થયું છે મન.

ચંચળ:—(મરડમાં) મીઠું ખાવાનું?

ભુખરૂં:—હા.

ચંચળ:—ઠીક. જુલાબ લેવો હશે કેમ?

ભુખરૂં:—(સ્વગત) આ પણ બરાબર મારા માથાની છે તો. (પ્રકાશ) ના ના મિષ્ટાંન ખાવાનું મન થયું છે.

ચંચળ:—(ધુરકીને) અહીંજ ટાંગી મુકયું છે ના, તે જગતા જજે. (છણકો કરતી ચાલી જાય છે.)

ભુખરૂં:—(વિલા મોંથી) હું કયાં કહું છું? (સ્વગત) આ મારી સામું આંખ માંડીને જુએ છે ત્યાંતો મારા હૈયામાં ઉથલપાથલ થઇ છે. અહાહા બહાર તો બંદા ભડે જાઉં ચડે જાઉં; ને ઘરમાં તો ખાસડા ખાઉં. કવાં મારા ભોગ લાગ્યા એ કે (કરમ કુટતો) આ શંખણીને શોધી લાવ્યો. ચોલ ભાઇ ચાલ આજતો કંઇક કરવુંજ પડશે, તે વિના એ રાંડ માને તેમ નથી. (વિચારી) શું કરૂં? સાંવ વાટે જતા બે બ્રાહ્મણોને પેરોણા બનાવીને પકડી લાવું એટલે તેની મેહેમાનગીરી થશે ત્યાં ભેગી આપણી પણ તૈયારજ. (ઓડીયંસ સામું જોતો)શું કરીએ દોસ્ત બૈરાંથી એક જણને કાંઇ નરમ ગરમ થયા વગર ચાલે છે? (જાય છે.)

બે બ્રાહ્મણો:—(નિઃશ્વાસ નાંખતા) અરેરે દીવસ આથમી જવા આવ્યો પણ કોઇ પારણું કરાવનાર હરીનો લાલ મળ્યો નહીં. કયાંથી મળે? સવારમાં કોઇ કંજુસનું મોં જોવાયલું હતું કે આ, આં......ખ્ખો દી......પં ઓ......(સામા ટીચાતા ભુખર) ભાઇ તારા કાં ભોગ લાગયાં કે અમને ભેટયો.

ભુખરૂ:—(દુંદમાં માથું મારતો અચંત થઇ) હારી મહારાજ મને ચાગું. માફ કરજો બાપજી. શીદ જાઓ છો. પારણાં કરાવનાર કોઇ નથી મળ્યું? મારા સમ નથી મળ્યું? સાચું કહો છો?

બે બ્રાહ્મણો:—(ગળે હાથ મુકતા) આ જજમાન રાજા તમારા ગળાના સમ. આજ તો સા........વ લાસ્સા.

ભુખરૂ:—ગભરાઓ નહિ, ગભરાઓ નહીં. ચાલો આજ હુંજ તમારી ભુખનો ભભડાટ ભાગું. પણ હાં........જો જો હું જે કહું તે હા હે હાજ કર્યા જજો. કઇ ખોલતાજ નહીં.

બે બ્રાહ્મણો—ભલે ભાઇ ભલે.

ભુખરૂ:—તો આવો મારી પાછળ (બ્રાહ્મણોને પાછળ લેઇ બારણા પાસે જઇ) સાંભળ્યું કે? ઘરવાળાં ઓ ઘરવાળાં?

ચંચળ—(હણકતાં) શું.........છે..........?

ભુખરૂ:—(ઉતાવળે શબ્દે) શું છે શું? બ્હાર આવો, બ્હાર આવો. (કાનમાં) જુઓ આ બે પરોણા આવ્યા છે.

ચંચળ.—એ તમારા શું સગા થાય?

ભુખરૂ:—જાણતા નથી? કુટુંબી કહેવાય. ઘેરે દહાડે આવ્યા છે માટે મેહમાનગીરી કરવી પડશે.

ચંચળ:—(સ્વગત) બધેર ધાન બગાડશે. માટે લાવ પહેલેથીજ પાણીસું પકડાવી દઉં. (ભુખરૂ તરફ ફરી) ઠીક ત્યારે જાઓ તમે બજારમાંથી શાકભાજી લઇ આવો. હું રસોઇ કરવા માંડું છું.

ભુખરૂ:—(હરખાતો) હં બરાબર. પેટમાં આવી કે પાંસરી દોર થઇ. (પોતાનો ખભો થાબડતો) શાહબાશ બચ્ચા ભુખરૂ તેં પણ ઠીક લાગ સાધ્યો. (જાય છે)

ચંચળ—(નેપથ્યમાંથી સાંબેલુ લેઇ ડુસકાં ખાતી બ્રાહ્મણો સામે) હાયરે મુવા મેહમાનને મારનારા, શા હાલ થશે તારા?

બ્રાહ્મણો.—(ભયભીત દેખાવે) બાઇ આં શું બોલો છો? સાંબેલું તે શું કરવા મારે. (ચંચળને વિશેષ ડચકાં ખાતા જોઇ) મારા સમ સાચુ કહો?-કેમ બાઇ બોલતાં નથી; રડોછો શું કામ?

ચંચળ—(માથે હાથ અફાળતી) કઇ જીભે કહું રે બાપ.

બ્રાહ્મણો—(વધારે ગભરાતા) શું છે તે તો જરા સમજાવો.

ચચળ:—(ડચકાં ખાતી) તમને અહીં શું કહીને બોલાવ્યા છે;

બ્રાહ્મણો:—માનતાના બ્રાહ્મણ જમાડવાના કહીને.

ચંચળ—હં............ત્યારે તો હમણાં આવશે, બરા......બર માનતા વાળશે.

બ્રાહ્મણો:—કેમ વારુ;

ચંચળ—આપું શું કહું, ઘરના ધણીની કટેવ કહેતાં મને શરમ આવે છે. પણ તમે બ્રાહ્મ છો એટલે બોલવાનો બાધ નહીં. તમારા જેવાં કંઇક ભોળાંને બાજે છે ને સમજાવી લાવે છે. (સાંબેલું બતાવતી) જોયું આ સાંબેલું તમારા માટે છે; ઘરમાં થાળી ઝપાટે છે (ડચકાં ખાતી) બાપ તમારા ભોગ ફરી વળ્યા; એને ક્યાં સામા મળ્યા એમ જાણી મને આન આવે છે.

બ્રાહ્મણો:—હે (ગભરાતા) શું ખરૂં કહો છો?
ચંચળ:—તો શું હજી પણ જુઠુંજ જાણો છો? આવે એટલીજ વાર છે; જુઓ ને આ સાંબેલું તો તૈયાર છે.
બ્રાહ્મણો:—(સામસામા) અલ્યા લાગે છે તો એવુંજ. નહીં તો આમ રસ્તે જતાં શું કામ લાવે? એક બીજામાં સટર પટર સમજાવે. હવે શું કરીએ કે જીવતા ઘેર પાછા ફરીએ? આ બાઇ સાથે કાંઈ દાવ પેચ રચીએ તો મરતા બચીએ; (પગે લાગતા) બાઇ બાઈ કહોને હવે ત્યારે અમે શું કરીએ, કે અહીંથી ઉગરીએ.
ચંચળ:—આ સાંબેલાનો માર ખાતાં જાઓ; ને જરા હલકા થતા જાઓ.
બ્રાહ્મણો:—(પગે લાગતા) માડી કોઈ રીતે બચાવો.
ચંચળ:—તો જાઓ. (ઘર પાછળની બારી બતાવતી) પેલે પાછલે બારણે થઇને પસાર થાઓ.
બ્રાહ્મણો:—(નીકળી જતા) બાઈ તમારૂં ભલું થાઓ.
ભુખરૂં:—(પ્રવેશતો શાકની ઝોળી સાથે) દોસ્ત આજે તો બજારની વાત ના કરો પાપડી પાંચ આને શેર, ટીંડોરાંના ત્રણ આના. દુધી બટાટાના દશદશ દોહોઈઅ, ને વેગણ વટાણાના વાત ના કરો વાત. પરતાણીઆઓનીતો ગરદનજ કાપવી જોઇએ. ગરદન (સારે ખુણે જોતો) અહી પરોણા બેસાડીને ગયો હતો તે ક્યાં ગયા? સાલ્લા રફુચક્કર તો નથી થયા? (ઘરમાં ડોકી ઘાલી) સાંભળ્યું કે અલી...પરોણા ક્યાં ગયા?
ચંચળ:—(ડમકતી) સાંભળ્યું હવે સાંભળ્યું. તમારા પરોણા તો રીસાઇ ગયા.
ભુખરૂં:—અમસ્તી જુઠ્ઠું બોલે છે.
ચંચળ:—(ગળે હાથ મુકતી) તમારા સમ.
ભુખરૂં:—(આંખો ચગાવતો) શા સારૂં?
ચંચળ:—શું કહું? નજીવી વાત છે. એમને આ સાંબેલું જોઇતું હતું કહો આપણાથી અપાય? મુવા હરામનું ટીચ્ચી જાય ને ઉપરથી સાંબેલુ પણ લેઇ જાય. આ તે કેવો અન્યાય? કહો કંઈ થાય?
ભુખરૂં:—ઓ તારીની. આતો વાવે લાગ, ને ઉગે અંકોલા જેવું થયું. લાવ આટલામાંજ જતા હશે. સમજાવી લાવી પાસરૂ પાડુ. કેણી ગમ ગીયા? કેટલી વાર થઇ?
ચંચળ:—પાછલે બારણે થઇને હમણાંજ. જુઓ થોડેજ જતા હશે.
ભુખરૂં:—(હાથમાં સાંબેલુ લેઇ સામ તરફનો ભાગ બતાવતો) આટલા માટે મેહેમાનને માઠું લગાડ્યું. મુરખી આની તે શી મોટી વિસાત હતી કે પરોણાને પેટમાં તેલ કકડાવ્યું. લે ચાલ રાંધી સિધી તૈયાર થઈ રહે. મેહમાનને પાછા વળાવી લાવું (જાય છે).
ચંચળ:—(આંગળીઓના કડાકા મોડતી) જાઓ વરને વળાવું સંગાથે.....

(અપૂર્ણ)

# ELECTRIC POCKET LAMPS.



# વીજળીના દીવા.

(૧) એક નાના ગજવામાં પણ રાખી શકાય છે.
(૨) અગ્નિની બીલકુલ ધારતી નથી.
(૩) તેલ દીવેટ કે દીવાસળીની જરૂર પડતીજ નથી.
(૪) ફક્ત ચાંપ નીચે ખસેડતાંજ રેશની થાય છે.
(૫) રાત્રીમે વખત ઓશીકા તળે રાખી જરૂર પ્રસગે કામમાં લેવાથી સાંજથી સવાર સુધી બીજા દીવા બળતા રાખવાનો નકામો ખર્ચ અટકે છે.
(૬) ખાસ કરીને ડીસ્ત્રીક્ટ ફરતા ઓફીસરો, જાત્રાળુ તેમજ મુસાફર લોકો વાસ્તે ઘણાજ ઉપયોગી છે. કીંમત રૂ. ૨ા, ૩, ૩ા, ૪, ૫, ૬, ૭ અને ૮ સ્પેર બેટરી રૂ. ૧) પોસ્ટેજ ૬ આના.

(ચિત્રવાળું પ્રાઇસ લીસ્ટ) મફત.

મળવાનુ ઠેકાણુ. સા૦ ગોવીંદ એન્ડ કો૦ (ડી. એ.) અમદાવાદ
C. GOVIND & Co. (N, R)
Ahmedabad.



લેટ ગવરમેન્ટ ડોકટરે વીરીયલને તપાસીને તેના ગુણો માટે સરટીફીકેટ આપેલ છે.




ઠંડી રૂતુમા વાપરવાથી વીરીયલ–ધાતુક્ષિણતાનાં તમામ દર્દો નાબુદ કરી અશકિત દુર કરે છે. આવાં દર્દો દુર કરવા માટે વીરીયલના જેવી બીજી ભરોસાદાર દવા એકે નથી. ધાતુક્ષિણતાના દર્દોથી માણસ નબળુ પડી જાય છે ને ઘસાતું જાય છે અને તેથી આંખે અધારા આવવા, સાધાનો દુખાવો, મગજની નબળાઇ, ભુખ ન લાગવી, કબજીઆત, ધાતુ શ્રાવં, (સ્વપ્નામા) વીગેરે દર્દો થવાથી જીવન ભયમા આવી પડે છે.
વીરીયલના સેવનથી ગમે તેવો અશક્ત મનુષ્ય સુખમય જીંદગી ગાળી શકે છે.
સંખ્યાબંધ માણસોએ વાપરીને અકસીર સરટીફીકેટ આપેલા છે.
મોટી બાટલી રૂા. ૫) નાની રૂા. ૨) બે.
ઓપ એજન્ટસ—વી. નાનાલાલની કાં૦ કેમીસ્ટ અને પરફ્યુમર્સ, મુંબઇ ૨.

WHY LOOK "OLD?"

Persian Hair Dye

RESTORES "GREY HAIR"

To be had from the Army and Navy, Kemps, Phillips Thomson and Taylor, Leach and Weborny, Treacher, and also from all known Chemist & Druggists. SOLE AGENTS.

HORMUSJI DOSABHOY & Co.

BOMBAY No. 4. TEL. No. 511.

અત્તરોનો ઝરો

રોબીનીયા

હેર ઓઇલ



ખજારૂ તેલો વાપરી કંટાળી ગએલા નીરાશીઓ માટે માત્ર અમારા રોણીનીયા ઓઇલનો નમુનો વાપરી જોવાની ભલામણ કરવામા આવે છે. જેમાત્ર અર્ધા આનાની ટીકીટ મોકલવાથી ફ્રોકટ મોકલવામા આવશે

કીં બા. ૧ ૩ ૧

**મોહિની એજંસી**

જુમા મસ્જીદ, મુંબઈ.

તમારૂં માનીતું સેંટ.




(રજીસ્ટર્ડ.)

જેના માત્ર થોડાં ટીપાં રૂમાલપર ચંબેલીના ફુલોની ખુશબો કેટલાક દીવસ સુધી આપે છે.

કીં. રૂ. ૨–૦॥।–॥

**મોહીની એજંસી**

જુમા મસ્જીદ મુંબઈ છે.



આ "નવરત્ન" માસિક અખબારેજટ ઓફ કોટ, મુંબઈ મધે આવેલા મુંબઈ ૨. પ્રેસ"ના તેના માલીક અને અધીપની મીઠ આર્દેશર બન્ગે છાપ્યું છે અને ત્યાંથી પ્રગટ કર્યુ છે.

બાનુઓને ખરતું.

ક્રેશીશ, ઇનસરસન, રીબન્સ, ત્રીમીગ્સ, ભરત કામના ઉંચા નમુનાઓ, સાડીની કોરો કોશ્રેસ કેનવાસ, ઇત્યાદી અમારી દુકાને એક ફેરો મારી જોઈ જશોજી. બધુ એ-વન છે.

# આદમજી નુરભાઇની કું.

૩૪૬, ઉનવાલા બિલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ.

રેશમોનો રાજા

ભરત કામ માટે રેજીસ્ટર્ડ નં. ૧૦૩૯ રેશમ સર્વોતમ છે.

# ગુલેનુર

---

ફેશનેબલ બાનુઓ કાજે ફાંકડું પ્રદરશન.

## ફાઇન આર્ટ નીડલવર્ક ડીપાર્ટમેન્ટ

અલબેલી મુંબાઇ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને ભારતની અનેક રાણીઓમાં બેહદ પંકાયલું ખાતું.

ઝીક, કસબ, રેશમ, સીકવન્સ, જાલી તથા આરીના કામમાં બીનહરીફ છે.

અમારાં ખાતાંમાંથી ભરાયલા સાડીઓ, અને બ્લાઉઝોનું ઉમદા કામ, તેની મનખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે. બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની શિકતની કોશેશ કરે છે એજ હમારા ઉત્તમ કામની સાબેતી છે. અમારા ભાવો અમારી નાદર કારીગીરી તરફ જોતાં કીફાયત છે. અમારા ખાતાંમાં થયલુ ભરત કામ નીચલાં ઠેકાણા સીવાય બીજા કોઇની દુકાને મલશે નહીં.

## ધનબાઈ ફ્રેદુનજી બનાજી,

નાં. ૫, આલનામોંટ રોડ, ખંભાલા હીલ, મુંબઇ.

ટેલીફોન નાં. ૪૨૧૪.

# વરમા એન્ડ કું૦

## પરફ્યુમર્સ

ના બનાવેલ ઓટો ડીરોઝ કોકોનટ, જેસમીન, રેડરોઝ વાહીટરોઝ, એરીમ્બા હેર ઓઈલો ચોખ્ખા કોપરેલ તેલ અને ઉમદા સુગંધી વસાણામાંથી બનાવેલાં છે. વાહીટ ઓઇલ બીલકુલ વાપરવામા આવતુ નથી, બાલને વધારી નરમ સુંવાળા કાળા ચળકતા બનાવે છે. વધારે પ્રશંસા કરવા જરૂર નથી કારણ તેની પ્યોરીટી ઉપર મોહિત થઈ હજારો સ્ત્રી, પુરૂષો અને વિદ્યાર્થીઓ પોતાના બાલ ઉપરના હેર ઓઇલની સહાયતાથી અપ ટુ ડેટની ફેશનમાં શણગારે છે.
દરેક સ્ટોર અને રેસ્ટોરાંમાં વેચાય છે.

કીંમત દર બાટલી દીઠ રૂ. ૧ પોસ્ટેજ જુદું.

સોલ એજંટ

**ટી. એચ. ઠક્કર.** સેન્ટ સાબુના વેપારી.

ના૦ ૭ ડીસોઝા, સ્ટ્રીટ, ચકલા ક્રોસ લેન, મુંબઇ ના૦ ૩.

અમારે ત્યાં દરેક જાતનાં લંડન અને પેરીસના સેન્ટ, સાબુ, ટોઇલેટ પાવડરોનો મોટો જથ્થો હમણાંજ આવી પુગો છે. જથાબંધ વેપારીઓએ પોતાના લાભને ખાતર એક વખત પ્રાઇસ લીસ્ટ મંગાવવા ખાસ અરજ કરવામાં આવે છે.

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩ા   છુટક નકલ આના ૮.

„ „ પ્રદેશમાં રૂ. ૪

પાંચમા સાલના ગ્રાહકોને મી૦ બ. ન. કાબરાજીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૫ મું.   જુન, ૧૯૨૦.   અંક ૧૦ મો.

અનુક્રમણિકા.

બાટલીવાળાની અસલ ક્વીનાઇન ટેબલેટ ૧ ગ્રેન: દરેક બાટલીમા નંગ ૧૦૦.
બાટલીવાળાની અસલ ક્વીનાઇન ટેબલેટ ૨ ગ્રેન; દરેક બાટલીમાં નંગ ૧૦૦.
બાટલીવાળાનું એગ્યુમીક્ષચર મેલેરીઆ તાવ, ઇનફ્લુએનઝા વગેરે માટે દવા.
બાટલીવાળાની ટૉનીક પીલ્સ શીક્કા માણુસો અને મજાતંતુની નબલાઇ માટે ગોળી
બાટલીવાળાનો ટુથ પાઉડર, દાંતના રક્ષણનું મજન.
બાટલીવાળાનો રીંગવમ ઑઇન્ટમેન્ટ, દાદર, ધોબી ઇચ વગેરે માટે મલમ.

સઘળા દવા વેચનારાઓ પાસેથી મળશે અથવા લખો.

ડા. એચ. એલ બાટલીવાળા સન્સ એન્ડ કુાં૦ લીમીટેડ.

નં. ૮૭ વરલી મુંબઈ નં. ૧૮.

તારનુ સરનામું ડાકટર બાટલીવાળા દાદર.

Dr. H. L. Batliwalla Sons & Co., Ltd.

No 87, WORLI, 18 BOMBAY.

Telegraphic Address: "DOCTOR BATLIWALLA, DADAR."

---

ગ્રાંટરોડ વેરથી તમારે મારકીટ વેર ધકેલા ખાતા જવાની કંઈજ જરૂર નથી.

જામ, જેલી, બીસ્કીટ, સારડીન, કોકો, ચૉકલેટ, ઇ. વેલતી ખોરાકી; સેન્ટ, લવન્ડર, કોલોનવૉટર, સાબુ, તેલ, હેરઓઇલે, હુંજાતના મેકરોના; જેપાનીઝ અને ચાઇનીઝ કટલરી, તથા ભેટ સોગાટને લાયકની હમા ચીઓ; પેટન્ટ મેડસીનો, અને પરફ્યુમરી, મારકીટ ભાવે અમો વેચ્યે છીએ.

# ફીરોજશા નશવાનજીની કું

શેઠના ચૉલ, ગ્રાંટરોડ, મુંબઈ.

માલેકઃ—પરિશા શાપુરજી ભેસાનીયા.

---

## જે. ખરશેદજીની કુાં૦

(આ કંપની વીસ વરસનાં જુનાં અનુભવીની જાતી દેખરેખ હેઠલ ચાલે છે.)

હમારે ત્યાંથી તવસારીની કસ્તી, ઘી. ખાંડ, મેવો, દરેસો મસાલો ચાહ, કોપી, સુપાડ, લોબાન, અગર, બચ્ચાંના રમકડાં, નવાં વરસનાં ત્યા બર્દદે કાર્ડો, ભેટ આપવા લાયક ચીજો; ત્યા દરેક જાતનો વિલાયતી માલ, પેટન્ટ દવાઓ, વિગેરે. કીફાયત ભાવે મલશે.

તાપ્યા બીલ્ડીંગ, રેલ્વે હોટલની સાંમે, ચનીરોડ જંકશન મુંબઇ.

# નવરંગ.

પુસ્તક ૫ મું. જુન, ૧૯૨૦. અંક ૧૦ મો.


# મદિરાની મોહકાણ!

(યુરોપ્યન સંસારની એક મોટી વાર્તા.)

## ૧૭

"ઓ, ખુદા! ઓ. ગજબ! હુંજ માહરાં બચ્ચાંનો ખુની છું," તે હૃદયભેદક શબ્દોનો નાદ પોતાને કર્ણે પડતાંજ ગભરાએલી લુઇઝનાં રોમાંચ ખડાં થઇ ગયાં.

"માહરૂં બચ્ચુ! માહરૂં બચ્ચું!" તે હીનભાગી માં દુઃખથી ફાટી જતાં હૃદયે પુકારી.

તેણી પોતાનાં પતિને વધુ કાંઈ પૂછી શકી નહિ. તેણીએ તેની મુખમુદ્રામાંથી વાંચી લીધું-તેના હાવભાવો ઉપરથી જાણી લીધું.-તેનાં શબ્દો પરથી સમજી લીધું કે તેણીનું વાહલું બચ્ચું કેવી દુર્દશાએ પોંહચ્યું હતું.

અરે, તે ગરીબ નિર્દોષ બાળકે અગ્ની દૈત્યની ક્રુર બાથમાં કેવું જાલેમ દુઃખ અને વેદના સેહવી હશે? ઓ, તે વિચારજ તે બાળક ઉપર અથાગ હેતથી મરી ફીટતી માવીત્તર માટે તેણીને દીવાની બનાવી મેલવા સમર્થ હતો. તેણીએ તે દારૂણ ખ્યાલથી કમકમીને પોતાનાં બેટાને છાતી સરસો જોશમાં ચાંપ્યો.

આગ ઝપાટામાં વધીને આખા ઘરમાં ફેલાઈ ગઈ. બંબાખાતાંની હરેક જીવતોડ મદદ અને મેહેનત છતાં તે આખું ઘર બળીને ભસ્મ થઇ ગયું. આજુબાજુનાં મકાનોને ઘણી મુશીબતથી બચાવી લેવામાં આવ્યાં. મેળવિલનું તમામ મોંઘા મુલ્યનું ફરનીચર નાશ પામ્યું. તેનું થોડુંક જહવેરાત માત્ર જેમતેમ બચી શક્યું. કીંતુ તે અમુલ્ય જહવેરાત કે જે બચાવેલાં જહવેરાત થાંને કોટી ઘણું જાસ્તી કીંમતી હતું—કોટી ઘણું તેઓને વ્હાલું હતું—તે તેઓનું વાંહલું ભુળકું—તેઓનાં નાનાં ઘેરનો બોલતો પોપટ તેઓથી સદાને માટે એક ગજબનાક મોતનો ભોગ થઇ

વિખુટો થઈ ગયો. તે મીઠી છોકરી કે જે પોતાની ચેહેરનમુન આદર જેવો મનમોહક મુખડો અને ભ્લુ હસ્તી આંખો ધરાવતી હતી તે તેઓનાં માતપીતાને વિલાપ કરતાં છોડી એક ઘણાં જાલેમ મોતે મરણ પામી.

આગનાં સપાટાથી પાયમાલ થઇ ગયલાં તે કુટુંબની મુશીબતો અને વિપત્તીઓનું યથેચ્છ વર્ણન કરવાની આવશ્યકતા નથી. વિકટર તુરત વેળા પોતાની ઓહરદાર અને બેટાને લઈ એક નજદીકનાં હોટેલમાં જઈ ઉતર્યો અને હવે શો માર્ગ લેવો તેનો અતી ચીતાંગ્રસ્ત બની અંદેશો કરવા લાગ્યો.

તેનો નાશ થઇ ગયો હતો; અને તેનો નાશ સર્વથા થઇ જાય, જો તે તુરતાતુરત ઘણી કરકસર અને તમામ સાદી, સાધારણ જીંદગીએ રહેવાનું ન પસંદ કરે તો. તેણે તેથી પોતાની પરણેતરને સમજાવ્યું કે તેઓને હવે શહેર છોડી થોડે દુર ઓછા ભાડાવાળાં કોઈ મથકે જઈ રહેવું જોઈશે.

પોતાની પ્યારી બેટીના ઘણી ક્રુર કીસમે બળીને ભસ્મ થવાથી લુઈઝનું જીગર ભાંગી ગયું હતું; પણ તો બી તેણીને તુરત યાદ આવ્યું કે પોતાનાં બેટા અને પતિ તરફની પવિત્ર ફરજ તેણીને અદાયી બજાવવાની હતી. તેથી તેણીએ પોતાનાં ધણીનાં કહેવા ઉપર લક્ષ દીધું. તેનું કેહવું સમજી લઇ તેણીએ સુચવ્યું કે સૌથી સરસ ને સુગમ રસ્તો એ હતો કે તેઓ પાછાં ફ્રાન્સ જાય, કે જ્યાં તેઓ પોતાની બળી ગયલી મીલકત અને ગુમાવેલી પ્રીય પુત્રીની યાદ વધારે સારી રીતે વિસારી શકશે. વિકટરે એ સુચના સામે વાંધો લીધો. તેણે કહ્યું કે ઇંગ્લાંડમાંજ રહેવું તેનાં સાહિત્યના ધંધાને લીધે વધુ જરૂરનું હતું; અને અંતે દરમજુતી ઉપર આવી લંડનની બાજુનાં એક પરગણામાં તેઓએ એકાદ નાહનું કૉટેજ લેવાનું નક્કી કર્યું. લુઇઝે આ વેળા પોતાનાં પતિ પાસ ટીબત્સની મિત્રતા ન રાખવાનું પુનઃ વચન માંગ્યું અને તે તેણે તુરત ગંભીરાઇથી આપી તે દુઃખી પરણેતરનાં દુઃખી દીલનું ઘણી હદે સમાધાન કર્યું.

મેટ્રોપોલીસ (લંડન)ની નજદીક તેઓ એક નાહનું કૉટેજ ભાડે લઈ રહયાં અને થોડાં અઠવાડીયાંઓ સુધી વિકટર સોસાયટીનાં સંબંધથી અને પોતે જે મોજીલી જીંદગી ગુજારી હતી તેનાં લુત્ફ ઉડાવવાથી ગહરેજ રહયો. પોતાની બેટીનાં મરણનું આકરૂં કારણ તે ખુદ પોતે હતો તે ખ્યાલથી તે ઘણો દુભાતો હતો અને 'પપા પપા'ની તેણે સાંભળેલી મદદની દયાજનક ચીસો તેનાં કર્ણોમાં હજીએ ગણગણતી હતી.

પણ વખતનાં વેહવા સાથ મેળવિલ પોતાનાં નવાં મકાનની નજદીકનાં એક પીથાંમાં જતો આવતો થયો. તે કે જે સાહિત્ય મંડળનો એક ઝળકતો સીતારો થોડુંક પેહલાં હતો તે હવે એક પીથાંમાંનો મહાન માલુસ બન્યો. ત્યાં તેને ઘણાં દોસ્તો એવા મળ્યા કે જેઓ તેની તરફ ઘણાં માન અને અંદાજથી વર્તતા હતા, કેમજે તે તેઓને છુટથી દારૂ પાતો હતો; અને હવે તેને એવું લાગ્યું કે પોતાનો વખત પસાર કરવાનો અને પોતાની મુશીબતો ભુલી જવાનો ઘણો મજાહનો રસ્તો

જડયો હતો. લુઈઝ તેને મદિરા પાનથી વારવાની બહુ યેત્રણ કરતી હતી. તેણી વિનવતી, કરગરતી અને આંસુઓ ઉપર આંસુઓ કરતી હતી, પણ તે કમબખ્તીનો ઘેરાયલો સમજતોજ ન હતો. પોતાનાં ઘરનાં સંસારી સ્વર્ગીય સુખનાં સહવાસ કરતાં પીથાંનાં છાકટા મિત્રોનાં સહવાસમાં તે મોજ માનતો હતો; અને તેમ કરી ખરાબીની ખાહીમાં તે એકેક પગથીયું જાસ્તીજ ગબડયો જતો હતો,

એક સાંઝે તે પોતાનાં મીત્રો સાથે મદિરાપાન કરતો પીથાંમાં બેઠો હતો તેટલાં એક જને જરાક મદિરાપાનનાં વધતા મોહમાં બાંગ મારી કે 'ઈંગલાન્ડ દુન્યાનાં છુટાપણાંનો દેશ છે અને તે દેશની સલામતી' એમ કેહતાં તે પોતાનાં હાથમાંનું દારૂનું કોપરું પોતાનાં ગટર જેવાં ગળામાં હોમાવી ગયો. આ વાત ત્યાં સ્ટ્રૉ હેટમાં સજજ થએલાં એક આસામીને ગળે ઉતરી નહિ અને તેથી તે બોલ્યો, "ત્યારે ખરી વાતથી તમે અંજાણ છો. આપણે બધા ગુલામો જેવા છેએ. વેસ્ટ ઇંડીયાના હબસીઓ જેટલું છુટાપણું ભોગવે છે તેથી જાસ્તી કે ઓછું આપણે ભોગવતા નથી."

"હેં! એ આય બકી શું મરે છે?" પેલા સલામતી લેવાડનારે આશ્ચર્યચકિત થઇ પુકાર્યું. "આપણને શું નથી મળતું? આપણે એક શીલીંગ ને દોઢ શીલીંગમાં તમામ લટરપટર થઇએ તેટલો દારૂ મેળવ્યે છીએ તે શું છુટાપણું નથી?"

"અને બીજી સહવારે પાંચ શીલીંગનો દંડ થાય છે તેને તમે છુટાપણું કહોછો કે?" સ્ટ્રૉ હેટવાળાએ ચેષ્ટા કર્યા.

"જો માહરૂં ન માનતા હોવ તો આ સાહેબને પુછો," પેલા પહેલાએ વિકટર તરફ આંગળી કરી કહ્યું.

"માહરૂં મત પુછોછો!" વિકટર બોલ્યો, "હું કહું છું કે ઈંગ્લાન્ડ છુટાપણાંનો દેશ છે."

તે વધુ કાંઇ બોલી શકયો નહિ, કેમકે તેનું બોલવું સમજી બીજાઓ તાળીઓ પાડવા અને હુરરરા કરવા મંડી ગયા અને પોતાનાં હાથમાંનાં ગલાસો ખુશાલીમાં આવી જઈ ધપોધપ ટેબલ સાથે અફાડીજીખી મૂકયાં.

"હા," મેળવિલ પોતાની જગ્યાએથી ઉઠતાં એક પીથાંમાંનાં વકતા માફક બોલ્યો "હું ધારૂં છું અને તમને હું મુબારકબાદી આપું છું કે તમે દુન્યાંનાં છુટાપણાંના દેશના રહીશો છો. અત્રે, ગ્રહસ્થો, ન્યાય સર્વને માટે સરખો છે, અને સ્વતંત્રતા નિર્ભય છે. અત્રે અંગ્રેજી છુટાપણાંનાં પાયા મેગનાં ચારટાની બરકટથી કોઈને પણ તપાસ વગર કેદ કરવામાં આવતો નથી."

તેનાં આ વચનોને પાછું ભીષણ ગર્જનાઓથી વધાવી લેવામાં આવ્યું. આ વખતે બે છુપી પોલીસના અમલદારો તે દીવાનખાનામાં દાખલ થયા.

"મી૦ મેળવિલ અંહી છે?" તેઓમાંના એકે પ્રશ્ન કર્યો.

"તે માહરૂં નામ છે," મેળવિલે કહ્યું. "કેમ?"

અમલદારો પાસ પણ કરગરીને માંગી લીધું. અને તે ભલા માણસોનાં ફરજ દોએ તે વાત કબુલ રાખવાથી તે હાઉસન જાઉસન મેળવિલનાં કૉટેજમાં ગયું.

લુઇઝને તે ખબર સમજી ઉપજેલી નિરાશા ને ગમનું વિગતવાર દાસ્તાન કરી અમો વાંચનારાઓનાં મનને દુભાવશું નહિ. તેણી પોતાનાં વરને વળગી પડી અને કહેવા લાગી કે તે તેનાંથી જુદી પડનાર ન હતી. તે તેની સાથ જેલ જાવા વટીક ભોગવવા પણ તૈયાર ને તત્પર હતી.

"પણ કરજ કેટલું છે?" એકાએક કાંઇ વિચાર સ્ફુરી આવતાં તેણીએ પ્રશ્ન કર્યો.

"અરે, પેલા કમબખ્ત ટીબત્સનું બીલ છે. ફક્ત દોઢસો પાઉન્ડ છે!" મેળવિલે જવાબ કર્યો.

"દોઢસો પાઉન્ડ!" આશાનું કીરણ મનોહર લુઇઝની મુખમુદ્રા ઉપર ઝળકી રહ્યું, "તે તને મળશે. મારહરાં મરનાર માયનાં ઝવેરાતો વેચી નાખીને હું તેટલી રકમ ઉપજાવી શકશ."

તેઓ તે વાતચીત ફ્રેન્ચ ભાષામાં કરતાં હોવાથી તે શેરીફનાં અમલદારો તે સમજી શકતા ન હતા.

વિકટરે પોતાને પકડવા આવનાર અમલદાર ભણી ફરીને કહ્યું, "જો તમે એક કલાક થોભી જશો તો જોઇતા દોઢસો પાઉન્ડ હું મેળવી આપું તેમ છે. આજની રાત કેદખાનામાં હું ગુજારવા માંગતો નથી."

તે અમલદારોમાંનો એક તે સમજી ઠઠ્ઠાનું હસ્યો.

"દોઢસો પાઉન્ડ! તે વળી કોણ કમબખ્તે કહ્યું? હુંડી તો દોઢ હજાર પાઉન્ડની છે અને વળી ખરચ જુદો," મી૦ નીલમે કહ્યું, "કેમ ખરી વાતની, મી૦ હૉલડરમોલ?"

"ઓહ, યસ" એ મી૦ હૉલડરમોલે ટેકો આપ્યો.

લુઇઝ તે સમદ્ર બેસુધ્ધ જેવી ખુરસી ઉપર તુટી પડી. આંશુઓનો ધોધ તેણીની ચક્ષુઓમાંથી ધસી આવ્યો અને તેની અંતરની લાગણીઓને તેથી કાંઇ ખલાસી મળી. તેણી પોતાનાં પતિ સાથે જવા બજીદ થઇ અને પોતાનાં ન્હાનાં બેટાને લઇ તે તેઓ સાથ નિકળી.

એક ગાડીમાં બેસી તે સઘળાઓ તે પરગણાનાં 'લૉક હાઉસ' (ચોકી) માં જઇ પોહચ્યા. ત્યાં તે ધણીધણીઆણીને એક રાત તોડી પાડવા માટે એક રૂમ આપવામાં આવ્યો અને તેનાં બૈરી છોકરાંને તેની સાથ રાખવા દેવા માટે બે ગીનીની ફી તે બાપડા પાસ ઓકાવવામાં આવી. તે દુઃખી જોડું પોતાનાં બેટા સાથે તે એકાંત રૂમમાં એકલું પડયું. તેઓ એકમેકને દુઃખથી દુભાયલાં જીગરે, નાસીપાસીથી જોતાં બેઠાં. તેઓનાં જીગરમાં વ્યાપી રહેલા ગમ, દુઃખ અને કડવાસનો ખ્યાલ કલ્પી શકાય એમ છે, પણ તે અત્રે વિસ્તારી શકાય એમ નથી.

આખી રાત તેઓએ પોતાની ખુરસીઓમાંજ બેસી રહી લગભગ જાગૃત સ્થીતીમાંજ ગુજારી. નિદ્રા દેવીએ પણ તેઓ સાથ તેઓનાં તે પડતા વખતમાં દુશમનાવટ ધારણ કરી હતી.

"બંદીખાનામાં. હું, માહરી બાયડી ને બચ્ચું બંદીખાનામાં." બસ એટલાજ શબ્દો દુઃખથી ફાટ ફાટ થતી છાતીએ મેળવિલ મનશે બડબડતો હતો.

અંતે સહવાર થઇ. કલાકો પસાર થઇ ગયા, પણ શું કરવું તે વિકટરને સુઝ્યુ નહિ. આંઠને ટકોરે એક ગંદી જેવા દાસીપુત્રીએ તેઓ માટે નાસ્તો આણ્યો. પણ તે બંનેએ જરા ચંચેરીયો પણ નહિ એકલા તે ન્હાનાં છોકરાએ તેને પેટ પુરતો ઇનસાફ આપ્યો અને પોતાની મમા ડીયરને ફરીને સવાલ કર્યો કે પપાએ નવું ઘર લીધું હતું કે કેમ અને તે ઘર કાંઇ તેને ગમતું ન હતુ. અફસોસ! તે નિર્દોષ બાળકને ક્યાં ખબર હતી કે એક નાતરસ કાયદાની મોહકાણે તેઓ હાલ એક બંદીખાનામાં હતાં?

ત્યાર પછી જરા વારમાં તે રૂમનું દ્વાર ખુલ્યું અને મીં૦ ટાઇટસ ટીજસ બહુજ ભપકાદાર વસ્ત્રમાં સજ્જ થએલો અંદર આવ્યો..

"વાહ, અતે સપડાયો કે?" તે બોલ્યો.

"કમીના કુત્રા, હું તાહરે લીધે આ બસમાં ફસેલો છું," મેળવિલે ગુસ્સાથી આંખો ચમકાવતાં તે ઠગારા મિત્ર ગમ જોઇ કહ્યુ.

"માહરાથી-તે કેમ?" ટાઇટસે અન્તયખીનું રાળ ધાલી પુછ્યું. "પેલું બીલ તેં એનડોર્સ કર્યુ છે તેથી. હું ખરૂંની?"

"અફસોસ જે ઘડીએ આપણે મિત્રો થયા તે ઘડીને માહરે લાખ લાખ શ્રાપ દેવા જોઇએ," મેળવિલે કહ્યું. "બદમાશ, તેં મને ઠગ્યો છે. મને તેં તે રકમ જુઠી કહી હતી. લુચ્ચા, તેં માહરા વિશ્વાસનો ભંગ કીધો હતો.

"ધીરો પડ-શાંત થા, મેગવિલ," ટાઇટસે કહ્યું. "તાહરો ગુસ્સો હું તને માફ કરૂં છું. કાર્થેજનાં પડત ખંડીયેરોમાં જ્યારે મારીઅસ બેઠો હતો ત્યારે તેને પણ કચવાત લાગો હતો, તેમ, વિકટર મેળવિલ, તને પણ આ કારાગૃહમાં બેસવાથી ખોટું તો લાગતુંજ હશે. પણ આખર કરીને તાહરો વાંક છે. તાહરે હુંડી ભરવી જોઇતી હતી."

"પણ તેની કીંમત મને મળેલી છેજ કયારે?" મેળવિલે ઝનુનથી કહ્યું.

"ઓ, એ વાત વિષે તો હું તમામ વિસરીજ ગયો," ટાઇટસે ધીમેથી કહ્યું. "પણ હું તને તાહરા બચાવનુંજ કાંઇ કહેવા આવ્યો છું. માહરૂં નામ હુંડી ઉપર લખેલું છે અને તે જો ન ભરાય તો ખોટું થશે. વાસ્તે હું કહું છું તેમ કર."

"શું કરે?" લુઇઝ અત્રે વચમાં પડી, 'કહો સાહેબ, માહરા ધણીનો છુટકો થાય એવું કોઇ કહો. જો તમો એમ કરશો તો હું ભુતકાળનું બધું વિસરી જવશ; તમને અમારા મિત્ર, અમારૂં ભલુ ઇચ્છનાર, અમારા અન્નદાતા માનશ."

"ખામોશ લુઇઝ!" મેળવિલ પોકાર્યો. "એ લુચ્ચો શું મને છોડવતો'તો? એ બદમાસની ઠગાઈનો તો હું ભોગ થયલો છેઉં. એને લીધે તો હું આફતમાં આવ્યો છું. મને સહજ ભી આશા નથી."

"ચાલ આવ, આ બીલનાં હજાર પાઉન્ડ ભર અને તું છુટો છે," ટાઇટસે કેહયું.

"હજાર પાઉન્ડ. માહરૂં તમામ સર્વસ્વ તો નાશ પામ્યું છે." મેળવિલે ધીક્કારથી તેની ગમ જોઈ કહયું.

"ચાલ વારૂં સાતસો પચાસ પાઉંડ આપ હું માંડવાળ કરશ."

"નહી તે માહરી શુંજાશમાં નથી," વીકટરે વધારે ઉશકેરાઇ કહયું.

"તો ચાલ પાનસો પાઉંડ આપ કે આ બાબતનો છેડો આવી" જાય ને આપણે આજે સાંજે પાએત્રા હોટેલમાં સાથે ખાણુ લઇશું અને ગઇ ગુજરી ભુલી જઇ પાછા મિત્ર બનશું."

"જો હું એક લક્ષાપતી બી હોતે તોપણ હું એક ખોટી શીલીંગ બી નહિ ભરતે," મેળવિલે ગુસ્સામાં ટેબલ થોકી કહયું. "માહરો નાશ માહરી કુટેવોથી ને તાહરાથી થયો છે. તેં મને જુઠો ભમાવ્યો છે, ઠગ્યો છે, લુટયો છે, અને હવે હું તને માહરે પૈસે તવંગર થવા દેનાર નથી. હું જેલમાં જવા ખુશી, તૈયાર તેમજ રાજી છેવું."

"ત્યારે તાહરી એવી ધારણાં છે!" ટીબત્સ બોલ્યો.

"હા કશાથી એ માહરો નિશ્ચય ફરનાર નથી. અને હવે તું તાહરૂં કાંળું કર. તાહરૂં કંગાળ મુખ દેખાડવા ફરી અંહી આવતો ના, નહિ તો હું કાંઇ ને કાંઇ કરી બેસશ. માહરા ગુસ્સા ઉપર હવે માહરો કાબુ નથી. જા."

"ઠીક છે," ટીબત્સે વિકટરના ઉશકેરાતથી જરા તડખાઇને કહયું. "પણ માહરી ખાત્રી છે કે તું જેલ જાત્રાથી અંતે કંટાળશે, ગુડ બાય માહરા મિત્ર, જો છુટવાનો તાહરો વીચાર થાય તો માહરા ઉપર લખજે. કેપ્ટન ટીબત્સ, સ્ટીવન્સ હોટેલ, બોન્ડ સ્ત્રીટ એ નામે ને શીરનામે. અને હું તને મદદ થવા તરત આવશ. પણ હા જો માહરા નામની આગળ કેપટન બોલ લખવાનું ભુલતો ના—તે આજકાલ માહરી પદવી છે." અને એટલું બોલી ટીબત્સ તે રૂમમાંથી ધીમેથી બહાર પડયો.

લુઇઝ તેની પછવાડે જવા અને તેને પોતાનાં ધણીનાં છુટકારા માટે સમજાવવા માંગતી હતી, પણ મેળવિલે તેણીની ઈચ્છા કળી જઇને તેણીને અટકાવી. "માહરી તરફથી એક બોલ બી બોલતી નાં, લુઇઝ. હું તને હુકમ કરૂં છું, તને માહરા કસમ છે. એ બદમાસ પાસ દયાની યાચના કરવા કરતાં હું માંગનારાઓની જેલમાં સગડી મૃત્યુને શરણે જવા તૈયાર છેઉં."

૧૯.

ટીબત્સનાં ગયા પછી વિકટરને ફ્લીટ સ્ટ્રીટની દેવાદારોની જેલમાં બેસેડેવામાં આવ્યો અને હવે લુંઇઝથી ત્યાં જવાય અને રેહેવાય એમ નહિ હોવાથી તેણી

પોતાનાં કોટેજમાં ગઇ. તેણીનો વીચાર તે કાઢી નાખી પોતાનું જુજવી રાચ રચીલું અને ઝહવેરાત વેચી નાખી વિકટરનું લેણું બને તેટલું ભરવાનો હતો.

વિકટરને ફ્લીટ સ્ત્રીટના કારાગૃહમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં તે થોડોક વાર ચીંતાગ્રસ્ત પડી રહયો. પછી ત્યાંનાં બીજા કેદીઓના સહવાસમા તે આવ્યો અને તે ઓળખ પીછાણુ વધતાં સરખે ભાગે મદિરાનું મુહરત થયું. કમબખ્ત તે તે ગ્રહેતાન્યત પ્રવાહીએ તેનું સાવ નખ્ખોદ વાળ્યું હતું છતાં તે તેને જુની માફક વળગી રહયો. "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" કવિનું એ કઠણ તેનાં બાબમાં અક્ષરશ ખરૂં નિવડયું. દુન્યાંથી, સસારથી અને ખુદ જીંદગીથી ઉંખડી જવા છતાં તે મદિરાની મોહીનીને વશ હજી રહયો.

તેનાં કેદખાનાનાં જોડીદારો સાથ તેને પુનઃ મદિરાનું પાન કર્યું અને ત્યાર કેડે તેઓ જુગાર રમ્યા. જુગાર જેવી રમતથી ખીલકુલ અપરીચીત હોવાથી વિકટર પોતાનાં ખીસામાંનાં થોડાક પાઉન્ડો ગુમાવી બેઠો. ખરેખર તો તેની ભોળાઈનો લાભ લઈ તેના લુચ્ચા જોડીદારોએ તેને થાગાથી લુટી લીધો હતો. પણ તે જોવા ને સમજવાને તેની આંખ કે શુધ્ધી કયાં હતી? તે સર્વ શકિત અને બુદ્ધિ તો મદિરાનાં દુષ્ટ દૈત્યને શરણે હોવાથી તે તે જોઇ, જાણી કે પારખી શકયો નહિ.

"હું આવતી કાલે માહરી મીઠી મોહરદાર સાથ તમને ઓળખાણ કરાવશ." તે બબ્બાની બાહરમાં છેકજ ઓતરી ગયો. "તે ઘણી ખુબસુરત ને મજાહની છે. તે તમને આવકાર દેવા ખુશી થશે અને તમો બધાઓને માહરી સાથ ખાણું લેવા તે હાજર હશે ત્યારે હું અવારનવાર તેડશ. મને તમારા જેવા બોલકના રમકડાંઓની દોસ્તી પસંદ છે. કુજરા, ધ્રુજતા ને ભીરૂ માણસો મને ગમતા નથી."

અફસોસ! એ રીતે તે અભાગ્યો જવાન કે જે પોતાની સંસારી સ્થિતિ ને તેને મળેલી કેળવણી મુજબ તો ઉંચ સોસાયટીનો એક આબદાર હીરો નીવડવો જોઇતો હતો તે દેવાદારોની જેલમાં સબડતા કેદીઓનો હમશરીક અને મિત્ર બન્યો. અને મોંહમાં જે આવ્યું તે વગર વિચારને અડવાતડવા બકવા લાગ્યો. દારૂ મનની ભલી મનોવૃતીઓ, સારી લાગણીઓ અને ઉંચ વિચારોને નીચી પંકતીએ ઉતારી પાડે છે. તે માણસાઇ ખવાસને ધિક્કારવાજોગ હદે નીચે પાડે છે અને તે પોતાનાં ભોગનાં મોંહમાંથી એવા અપશબ્દો બોલાવે છે કે જે અપશબ્દો પોતાનાં શીનાહારપણામાં બોલતાં તે લાજે છે, બલ્કે ધ્રુજે છે.

બીજી સહવારે વિકટર ઉઠયો ત્યારે તેનું માથું ઘુમતું હતું, તેનાં આંગમાં તાવ હતી અને તેની આંખો લોહી જેવી રકત વર્ણની હતી. ગઈ રાત્રીનો તેણે ઉઠતાં સાથ વિચાર કર્યો. તે રાત્રે તેણે શું શું કર્યું હતું તેની યાદ થતાં તે પોતાનાં મન સાથ અનહદ ખીજવાયો અને પોતાને બદ દુવા દેવા અને શ્રાપો આપવા લાગ્યો. તે નિરાશા, નાસીપાસી અને નાગોશીથી રડી પડયો. લુઇઝ જોય આવશે અને ત્યારે તે પોતાનું મુખ તેને કેમ બતાવશે એ ખ્યાલે તે ખરે મને કંપ્યો અને એક ન્હાનાં બાળક પેરે રોયો.

[સાંધણુ છે.]

# ઉર્વશી.

(પાટલીપુત્રની વિખ્યાત નર્તકી)

લખનારઃ—રા. યોગેશ.

## (૧)

આ તે સમયની વાત છે કે જ્યારે ભગવાન બુધ્ધાને નિર્વાણ પામ્યે વર્ષો વીતી ગયા હતા પરંતુ તેમણે ઉપદેશેલો ધર્મ તેની ઉજ્જવલ સ્થિતિમાં ન્હોતોઃ પાટલી પુત્ર આ સમયે જો કે બૌધ્ધ ધર્મનું કેન્દ્રસ્થાન હતું પરંતુ ધર્માચાર કરતાં વ્યભિચાર, દુરાચાર અને અત્યાચાર ત્યાં વધારે નજરે પડતો હતો. એ દેવાંશી મહાત્માના ધર્મકેન્દ્રમાં અયશઆરામ એટલા દરજ્જે ઘર કરી બેઠા હતા કે વળી એવા બીજા સમર્થ અવતારની લોકોના ઉધ્ધારાર્થે અત્યંત આવશ્યકતા સ્પષ્ટ જણાતી હતી. સીદ્ધાર્થ બુધ્ધે મહા પ્રયાસે સંગીન પાયાપર બાંધેલી મજબુત ધર્મરૂપી ઈમારત આજે વ્યભિચાર, દુરાચાર અને અત્યાચારરૂપી સડાથી જર્જરીભુત થઇ જમીનદોસ્ત થવાની અણી ઉપર હતી. સર્વત્ર વ્યભિચારરૂપી અંધકાર છવાઇ રહ્યો હતો અને એ અંધકારને નષ્ટ કરનાર શંકરાચાર્યરૂપી ભાસ્કરનો હજી ઉદય થયો ન હતો. આવી દુર્દશામાં પાટલી પુત્ર સડોવાઇ ગયું હતું. લોકો અયશઆરામમા લીન થઈ ધર્મધ્યાન તજી બેઠા હતા અને સર્વત્ર વ્યભિચારાદી દુર્ગુણો એટલા બધા દ્રષ્ટિગોચર થતા હતા કે પાપી પાટલીપુત્રનો ભાર હવે વધારે સમય ધરતી માતા ઝીલશે કે કેમ, એ શંકાસ્પદ હતું.

પાટલીપુત્રમાં એવી અસંખ્ય વ્યકિતઓ હતી કે જેને લીધે નગરના જુવાનો આડે માર્ગે દોરાતા પરંતુ એક વ્યકિત તો આ બાબતમાં હદ ઓળંગી ગઇ હતી. તે વ્યકિતએ આબાલવૃદ્ધને પાગલ બનાવી દીધા હતા. તે વ્યકિત કોઈ નહી પણ આપણી આ નાની વાર્તાની નામીકા પાટલીપુત્રની વિખ્યાત નર્તકી ઉર્વશી હતી. તેણે પોતાના મોહક સૌંદર્ય અને આકર્ષક નૃત્યથી પાટલીપુત્રના નગરજનોનાં દીલ હરી લીધા હતા અને ક્રમશઃ તેમની દ્રષ્ટિ વ્યભિચારપુર્ણ બનાવી દીધી હતી. ખરેખર તેનું સૌંદર્ય મોહક છતાં ભયંકર અને આકર્ષક છતાં આપત્તીકારક હતું.

ઉર્વશી એટલી તો સુંદર હતી કે કાળચક્રનો ઘસારો પણ વર્ષોના વહેવા સાથે તેના ચ્હેરા ઉપર દેખાતો નહુતો. દિવસે દિવસે તેને ત્યાં નવા નવા આશકો આવતા

અને તે પોતાના નાચ સાથે પોતાના આશકોને પણ નચાવતી. તે આત્મ પ્રસંશાની બહુ ભુખી અને આ તેનો સ્વભાવ પારખી હજારો નગરજનો તેના મુક્ત કંઠે વખાણ કરતા અને ઉર્વશી મલકાતી. તેના અસંખ્ય યારોમાં એક આશક તેને અત્યંત જીગરથી ચ્હાતો હતો તે પાટલીપુત્રના એક શાહુકારનો યુવાન પુત્ર હતો, જેનું નામ લોકનાથ હતુ. લોકનાથ વારવાર ઉર્વશીને કહેતો કે તે બધાની મટી તેની એકલાની ક્યારે થવાની હતી પરંતુ ઉર્વશી તેને ઉડાવ્યા કરતી હતી; દીન પરદીન લોકનાથ ઉર્વશીમાં અત્યંત લુબ્ધ થઇ ગયો અને તેને મેળવવા તેની ઉત્કંઠા વધવા લાગી. બીચારો ભગવાન બુદ્ધનો ઉપદેશ વિસરી એક નાચીજ વેશ્યાની પછવાડે લાગતો હતો હતો પરંતુ તેને થોડોજ ખ્યાલ હતો કે ઉર્વશી કદાપિ તેની થનાર નથી. આ પ્રમાણે ઉર્વશી લોકોના મન પોતાના નાચથી આકર્ષતી અને દરરોજ સજળ નેત્રે લોકનાથ તેની પાસે પ્રેમભિક્ષા કર્યા કરતો. આમ પાંચેક વર્ષ વીતી ગયા.

(૨)

* * *

પાટલીપુત્ર એ સમયે વિષયલુબ્ધ હતું એટલે એનો અર્થ એવો નથી થતો કે આખું નગર એવુ હતું પરંતુ મોટો ભાગ એવો હતો. નગરના વૃદ્ધ પ્રેક્ષ અને ફીલસુફ પુરૂષો. લોકોને એક વેશ્યા પછાડી પાગલ થઇ ગયેલા જોઇ ખિન્ન થતા અને તે પાગલપણુ અટકાવવા બનતો પ્રયાસ કરતા. આવા વૃદ્ધ ફીલસુફો ઉપરાંત એક યુવાન પણ વિરક્ત હૃદયનો હતો તે હજી ઉર્વશીના ફાંસામાં આવ્યો ન હતો. તેને સંસાર અસાર ભાસતો અને ધર્મધ્યાન ઉપર અત્યંત આસ્થા હતી. બૌદ્ધ ધર્મ પડી ભાંગતો જોઇ તે ખિન્ન થતો અને બૌદ્ધ ભિક્ષુઓને પણ દુરાચારી થયેલા જોઇ તેને કમકમાટી છુટતી. તેને ધર્મનું સંપુર્ણ જ્ઞાન સંપાદન કરવામાં ઘણો ઈરાદો હતો પણ એકે સુજ્ઞ ભિક્ષુ તેની દ્રષ્ટિએ ચઢતો ન હતો. આ વિરક્ત યુવાનનું નામ પ્રબુદ્ધ.

પ્રબુદ્ધ એક ધનવાન નાગરિકનો પુત્ર હતો. તેના માતાપિતા સ્વર્ગવાસી થયા હતા. તેનું લગ્ન થયેલું ન હોતું. નાનપણથીજ તેનામાં વિરક્તિ ઉદ્ભવવા પામી હતી. તે સાદું ને સરળ જીવન ગુજારતો અને તેના મિત્રોના સમજાવવા છતાં તે વૈભવલીન થતો નહિ. તે કોઈ 'સદ્ગુરૂની શોધમાં સતત પ્રયાસ કરતો હતો. પાટલીપુત્રમાં જોકે બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય હતું છતાં આસપાસના પ્રદેશમાથી બ્રાહ્મણ ધર્મ તદન નષ્ટ થયો ન હતો. આવા બ્રાહ્મણધર્મ પાળનારા ઋષીમાંના એક ઋષીનો અચાનક પ્રબુદ્ધનો ભેટો થઇ ગયો. ઋષી પ્રત્યે પ્રબુદ્ધને માન હતું કારણકે બન્ને ધર્મના ઉપદેશકો વચ્ચે ભિન્નતા તે કલ્પતો નહિ. ધર્મોપદેશકો માત્ર (પછી ભલે તે ગમે તે ધર્મના હોય) પુજ્ય છે એમ તે માનતો તેણે ઋષીને નમસ્કાર કર્યા થોડી ઘણી ધર્મચર્ચા થઇ અને ઋષીનું ઉંડુ ધાર્મીક જ્ઞાન જોઇ પ્રબુદ્ધ છક્ક થઇ ગયો અને વધારે આશ્ચર્ય તો તે ત્યારે પામ્યો કે જ્યારે ઋષીએ કહ્યું કે ભગવાન બુધ્ધને તે પણ માનતા હતા. આવો સમભાવ જોઇ પ્રબુદ્ધે ઋષીના શિષ્ય થવા

ઇચ્છા દર્શાવી. ઋષીએ તેને સમજાવ્યો કે જો તે બ્રાહ્મણ ધર્મના ઋષીનો ચેલો થશે તો બૌધ્ધ નગરજનો તેને તિરસ્કારશે અને કનડશે. પરંતુ આ બધાની પરવા ન કરતાં તેણે ઋષીના ચેલા થવાની પોતાની ઇચ્છા પરિતૃપ્ત કરવાનીજ હઠ પકડી.

ઋષિએ તેની આવી પ્રબળ ઉત્કંઠા જોઈ તેને તેનો ચેલો બનાવવો એવી સરતે હા પાડી કે તેણે હરરોજ રાત્રે ઉપદેશ લેવા પોતાની પર્ણકુટીએ આવવું અને જ્યારે તે યોગ્ય પ્રમાણમાં જ્ઞાન પ્રાપ્ત કરે ત્યારે તેને શિષ્ય બનાવવો. પ્રબુધ્ધે ઘણી રાજીખુશાથી આ સરત કબુલ કરી અને તે દિવસથી તે પ્રતિદિન ગુરૂની પર્ણકુટીએ જ્ઞાન લેવા નિયમસર જતો.

નિત્ય નિયમાનુસાર તે એક રાત્રે ગુરૂ પર્ણકુટીએ જવા તૈયાર થયો કે એક તેનો મિત્ર તેને ત્યાં આવ્યો. તેના આ મિત્રનું નામ નિરંજન,-નિરંજને તેને પૂછ્યું કે તે ક્યાં જતો હતો. પ્રબુધ્ધે અતિ હર્ષપુર્વક પોતે ગુરૂ કર્યાની વાત કહી બતાવી. નિરંજન કંઇ વિરક્ત ન્હોતો પરંતુ તે તો સંસારમાં લુબ્ધ થઇ ગયેલો એક પામર જીવ હતો. તેને પ્રબુધ્ધની વર્તણુક ગમી નહિ અને વિધર્મીને ગુરૂ બનાવવા માટે તેને ઉપાલમ્ભ આપ્યો. પ્રબુધ્ધે યોગ્ય રીતે પોતાનો બચાવ કર્યો પણ નિરંજનને તે ગળે ઉતર્યો નહિ. અંતે ઘણા વાદવિવાદ થયા પછી નિરંજને કહ્યું.

"મિત્ર! જો તારા ગુરૂમાં સામર્થ્ય હોય અને તારા ધર્મમાં પવિત્રતા હોય તો હું કહું તેમ કર!"

"બોલ ભાઈ બોલ! શું કરૂં?"

"પ્રબુધ્ધ! તું જાણે છે કે આપણા નગરની વિખ્યાત નર્તકી કોણ છે?"

"હા! ઉર્વશી!"

"તેં તેનું લાવણ્ય નિહાળ્યુ છે?"

"ના."

"બસ! થયું ત્યારે, જ્યાં સુધી તેં એનુ સૌંદર્ય નિહાળ્યું નથી ત્યાં સુધી તારા હૃદયમાં વિરક્તિ છે પણ એક વખત જો તુ તેને જો તો તારી વિરક્તિ ક્યાંય ચાલી જશે."

"શું એ દેવાંગના છે?"

"અરે દેવાંગનાનું સૌંદર્ય પણ તેના સૌંદર્યની તોલે ન આવે. વળી હે પ્રબુધ્ધ! તારા ધર્મની કસોટી પણ થશે માટે આજે રાત્રે તેનું નૃત્ય જોવા તું ચાલ- મનને દ્રઢ રાખજે અને તારાથી બને તેટલી તારા ધર્મની તું સહાય મેળવજે. તે આકર્ષક નર્તકીની જાળમાંથી કોઈપણ છટકવા પામ્યું નથી માટે જો તું સહી સલામત પાછો આવે તો હું તને ખરો વિરક્ત કહું."

નિરંજનના આવાં ઉત્તેજક વચનો સાંભળી પ્રબુધ્ધને એક વાર ઉર્વશી જોવાનું મન થયું અને કસોટીમાંથી સહીસલામત પાછા આવવાની પણ હિમ્મત છૂટી. તેણે ગુરૂ સ્મરણ કર્યું અને બોલી ઉઠયો,

"મિત્ર નિરંજન! જરૂર કાલે રાત્રે હું તેનું નૃત્ય જોવા આવીશ."

"શાબાશ! ઠીક, કાલે રાત્રે હું તને બોલાવવા આવીશ" કહી નિરંજન પોતાના મિત્રથી છુટો પડયો અને પ્રબુધ્ધ ગુરૂની પણ કુટીએ ઉપદેશ ગ્રહણ કરવા ચાલ્યો. તે રાત્રે ગુરૂએ તેને "આત્માની અમરતા" અને "દેહની નાશવંતતા" ઉપર સારો ઉપદેશ આપ્યો, જે આખી રાત તેના મગજમાં રમી રહયો અને તેનું હૃદય દૃઢતર થયું.

બીજી રાત્રે યોગ્ય સમયે નિરંજન પ્રબુધ્ધને ઘેર આવી પહોંચ્યો, અને ઘટીત પોશાક પહેરી બંને મિત્રો નર્તકીને ઘેર નૃત્ય જોવા ચાલ્યા. અહાહા! શુ લોકોની ઠઠ! ગરીબ તેમજ તવંગર, જુવાન તેમજ બુઢા, સંસારી તેમજ ભિક્ષુઓ વિગેરેથી નર્તકીનો નૃત્ય દરબાર ભરાઇ રહયો હતો. પ્રબુધ્ધ તેમજ નિરજંનને આગળ જગ્યા કરી આપવામાં આવી અને થોડીક વાર વાટ જોયા પછી પાટલી પુત્રની લાવણ્યમયી વિખ્યાત નર્તકીનું આકર્ષક નૃત્ય શરૂ થયું. નૃત્ય ચાલુ હતું ત્યારે પ્રબુધ્ધે આસપાસ નજર ફેંકી તો લોકો એટલા બધા લુબ્ધ અને મોહાંધ થઈ ગયા હતા કે-તેઓને દેહનુ ભાન-નહોતુ. પ્રબુધ્ધને કંઈપણ અસર થઈ નહિ. અલબત્ત! તેણે તેની નૃત્ય પટુતા વખાણી પણ તેથી તે કાંઇ અંધ થયો ન હતો. હજી સપૂર્ણ કસોટી થઇ નથી એમ ધારી નિરંજને બધા લોકોના ચાલ્યા ગયા પછી પ્રબુધ્ધને ઉર્વશી પાસે લઇ જવા ધાર્યું. તદનુસાર તેણે પોતાના સેવક દ્વારા નર્તકીને કહેવરાવ્યું અને પરવાનગી મળવાથી બન્ને મિત્રો જ્યારે અંદર આવ્યા ત્યારે ઉવશીએ તેઓને બેસવા કહ્યું અને પળવારમાં તો પાછી આવશે એમ જણાવ્યુ. પ્રબુધ્ધે મકાનનો શણગાર અને રાચરચીલુ જોયું અને સંસારી જીવોની મૂર્ખાઇ માટે તેને દયા આવી. આ બધું શા માટે? કોના માટે? હાડમાંસ અને ચર્મના શરીર માટે આટલી બધી તકલીફ? આ પ્રમાણે માયાપુર્ણ જગતની નાશવંતતા વિષે પ્રબુધ્ધ વિચાર કરતો હતો તો બીજી બાજુએ નિરંજનની દ્રષ્ટિએ સર્વ સુદંર દેખાતું હતું. એકેક વસ્તુ જોઈ તેના મોંમાંથી પ્રસંશાના શબ્દો ઉચ્ચરાઈ જતા. ઓરડાની મધ્યમા વારિયંત્ર (ફુવારો) હતું, જેમાંથી જળ નૃત્યુ કરી રહયુ હતું અને ચોદિશે ઠંડક અને ગુલાબની સુવાસ પ્રસરાવતું હતું. જરાક બાજુએ એક નાનો આરસનો સ્તંભ હતો, જેના ઉપર સ્ફટિકની બનાવેલી એક અનુપમ કામદેવની મુતિ હતી. આ જોઈ નિરંજન તદન ભાન ભુલી ગયો અને ખરેખર મુતિ હતી પણ તેવીજ. ઉર્વશીને આ કામદેવની મુતિનો બહુ શોખ હતો અને ચોવિસે કલાક તેનુંજ તે ચિંતન કરતી. તે તેનો ઇશ્વર અને તેજ તેનો સર્વસ્વ હતો.

પળવારમાં આવવાનું કહી ઉર્વશી જેવી બીજા ઓરડામાં ગઇ કે સામેથી લોકનાથ આવતો જણાયો. ઉર્વશીને લોકનાથ ઉપર ઘણો કંટાળો આવ્યો હતો પરંતુ લોકનાથ પણ નફ્ટ થઇ તેની પછવાડેજ લાગ્યો હતો. બન્નેની નજર એક થતાં લોકનાથ બોલ્યો.

"પ્યારી! કહે કહે, હવે તું મારી કયારે થશે?"

"લોકનાથ! હમણાં મને એકાંતની જરૂર છે કાલે મળજો! આજે મહેરબાની કરો. હું તમારી સાથે વાત કરી શકતી નથી.

"શું તું એકલીજ છે, સાચું કહે છે?"

"હા હું એકલી છું અને તમને હમણાં ચાલ્યા જવા કહું છું" આટલું બોલી ઉર્વશી પોતાના અતિથીનું આતિથ્ય કરવા ઉપડી અને લોકનાથને વહેમ પડયો કે તે એકલી ન્હોતી તો પણ તે ચુપચુપ બહાર નીકળી ગયો અને બહાર બેઠાબેઠા કોણ ઘરમાંથી નીકળે છે તે નિહાળવા નિશ્ચય કર્યો.

ફીલસુફીમાં ગર્ક થયેલો પ્રબુધ્ધ અને દુનીયાંની નવાઇયોથી અંજાયેલો નિરંજન જ્યાં બેઠા હતા ત્યાં ઉર્વશી લોકનાથથી છુટી પડયા પછી આવી પહોંચી અને બોલી.

"ભલે પધાર્યા, પ્રબુધ્ધ શેઠ!"

અત્રે જણાવવાની જરૂર છે કે નિરંજન તો અગાઉ ઘણી વેળા ઉર્વશીને ત્યાં આવી ગયો હતો પણ પ્રબુધ્ધનું આ પ્રથમ આગમન હતું. ઉર્વશી જુદા જુદા અને નવા નવા પુરૂષોની બહુ શોખીન હોવાથી નવા પુરૂષને બહુ માન આપતી. આ પ્રમાણે મામલો જોઇ નિરંજન ઉઠયો અને ઉર્વશીને કહયું.

"જોજે ઉર્વશી! આજે તારે મારા વિશ્વામીત્રને તપથી ચ્યુત કરવાનો છે. તારા સૌંદર્યની કસોટી થવાની છે માટે કોઇ પણ રીતે પાછી પડતી નહિ. હું ત્યારે રજા લઇશ. નમસ્કાર, પ્રબુધ્ધ! કસોટીમાં પાછો ન પડતો." આમ કહી નિરંજન સ્વગૃહે જવા ઉપડયો. તે મકાનની બહાર આવ્યો અને લોકનાથે તેને જોયો. હજી એકાદ પુરૂષ અંદર હોવો જોઇએ એમ બહાર પડેલી બે પાલખીયોમાંની એક બાકી રહેલી પાલખી જોઇ તેણે ધાર્યું. હવે અંદરથી જે કોઈ નીકળે તેનો આજે વધ કરી સદાને માટે ઉર્વશીને પોતાની કરવાનો તેણે મનમાં નિશ્ચય બાંધ્યો. આથી તે અંદર રહેલા પુરૂષના બહાર આવવાની વાટ જોતો ત્યાંજ ઉભો.

નિરંજન ગયા પછી ઉર્વશી અને પ્રબુધ્ધ એકલા પડયા. ઉર્વશીના મનમાં પોતાની નિરંતર ફત્તેહને લીધે ગુમાન હતું કે ગમે તેવાને તે મોહાંધ કરવા સમર્થ હતી પરંતુ પ્રબુધ્ધને તેણે હજી ઓળખ્યો ન્હોતો. પ્રબુધ્ધે ગુરૂ સ્મરણ કર્યું અને હૃદય દ્રઢ બનાવી ગણિકાના પ્રહારો સહન કરવા સામર્થ્ય આપવા ઇશ્વરની માનસિક પ્રાર્થના તેણે કરી.

ઉર્વશી જેવી અનુપમ સૌંદર્યવતી સ્ત્રી અને વળી એકાન્ત. આવી સ્થિતિમાં મૂકાયેલો ગમે તે સંસારી પુરૂષ પતિત થાય એમાં શી નવાઈ? આ પ્રમાણેજ એ જાદુગરણી સ્ત્રીએ પાટલીપુત્રના ઘણા ખરા યુવાનોને પતિત કર્યા હતા. પ્રબુધ્ધની આજે કસોટી થનારી હતી પણ બીજા યુવાનો જેવો નિરબળ હૃદયનો તે ન્હોતો. ઉર્વશીએ પોતાના નખરાં શરૂ કર્યાં અને ભિન્ન ભિન્ન હાવભાવ કરી પ્રબુધ્ધનું મન ડગાવવા વ્યર્થ પ્રયત્નો આદર્યા. પ્રબુધ્ધે ભગવાન બુધ્ધ જેવી અખંડ શાન્તિ ધારી અને તેને 'દેહની નાશવંતતા અને જગત આખું પ્રપંચ છે.' વિગેરે ઉપદેશો સમજાવવા માંડયા. વર્ષોના વર્ષો સુધી એકજ કુવામાં રહેલો દેડકો સરસા બહાર નીકળતાં ડરે છે અથવા તો નીકળી શકતો નથી. તદનુસાર વ્યભિચારની ગર્તામાં સબડતી

ઉર્વશી સરસા તે ગર્તા ત્યજી શકી નહિ એટલુંજ નહિ પરંતુ પ્રબુધ્ધને તેમાં પાડવા તે વધારે ને વધારે ઉત્સાહથી પ્રયત્નો કરવા લાગી. છેવટે પ્રબુધ્ધથી ન જોવાઇ શકા વાથી પોતાની આંખો બંધ કરી અને ચાલવા લાગ્યો. આટલું આટલું કરવા છતાં તે અફળ થઇ એ તેના ગર્વ ઉપર સખ્ત આઘાત હતો પરંતુ વળી બીજી વખત દાવપેચ અજમાવીશું એમ ધારી તેણે પોતાની જાળ સમેટી લીધી અને પ્રબુધ્ધને બીજી વખત આવવા કહી રજા આપી.

પ્રબુધ્ધને એ પાપપુર્ણ મકાનમાં જ્યાં ત્યાં અગ્નિ દેખાતો હતો અને તેનું આખું શરીર તપી રહયું હતું. શરીરને પ્રજાળતો અગ્નિ ન ખમાવાથી તે સત્વર બહાર જવા નીકળ્યો. તે દરવાજા સમીપ પહોંચ્યો અને દરવાને દરવાજો ઉઘાડયો અને જેવો તે બહાર નીકળે છે કે એક ખંજરનો પ્રહાર તેના ખભાં ઉપર પડયો. તરતજ તે સાવધ થયો અને દરવાનની તરવાર ખેંચી બીજીજ પળે તે ખંજરના પ્રહાર કરનારનું મસ્તક ઉડાવી દીધું. શોરબકોર થવાથી ઉર્વશી પણ બહાર આવી પહોંચી અને જુએ છે તો લોકનાથનો વધ થયો હતો. તે પાપિણીને દયા ન હોતી. તેને કંઇ ન થયુ અને બબડી.

"સારૂં થયું તે મરી ગયો તે. હવે મને કનડગત ઓછી." આવા નીરદયતાપુર્ણ સંતોષના શબ્દો ઉચ્ચારી, પ્રબુધ્ધને ઘા વાગ્યો હતો કે કેમ તે પુછયા વગર તેને પુનઃ આવવાનું કહી અંદર ચાલી ગઇ.

પ્રબુધ્ધને ઘા વાગવાથી અત્યંત વેદના થતી હતી એટલે તરતજ તે પાલખીમાં બેઠો અને ભોઈઓને પોતાને ઘેર પાલખી ન લઇ જતાં ગુરૂપર્ણકુટીએજ લઇ જવાનુ ફરમાવ્યુ ભોઈઓએ હકારવાચક રીતે માથુ ધુણાવ્યું અને આસ્તેથી પાલખી ઉચકી, શહેર બહાર જંગલમાં આવેલી ગુરૂપર્ણકુટીનો માર્ગ પકડયો.

(૩)

પ્રભાતનો સમય હતો. પાટલીપુત્રની બહાર દુર અરણ્યમાં એક પર્ણકુટીમાં બિમારની સારવાર કરતાં બે ચાર બ્રાહ્મણો દેખાતા હતા. ગુરૂજી નિશ્ચિંત ચ્હેરે બિમારની જાગવાની વાટ જોતા હતા. પ્રબુધ્ધને ઘા વાગ્યા પછી આજ ચાર દિવસે રૂઝ આવી હતી અને ગુરૂજી હવે નિશ્ચિંત થયા હતા. થોડી વારમાં પ્રબુધ્ધે આંખો ઉઘાડી અને ગુરૂજીનું પ્રસન્ન વદન નિહાળતાં વેંતજ બન્ને હાથો જોડયા. ગુરૂએ મધુર સ્વરે પુછયું.

"બેટા! કેમ છે હવે વેદના?"

"આપની કૃપાથી હવે વેદના બીલકુલ નથી."

"પુત્ર? ઈશ્વરની કૃપાથી તું બે દિવસમાં તદન સારો થઇ જશે."

વાંચકને અમે જણાવવું જોઇએ કે પ્રબુધ્ધ કેમ ઘવાયો એ ગુરૂજીને ખબર ન્હોતી અને જ્યાં સુધી તે બોલવાને સશક્ત ન થાય ત્યાં સુધી ગુરૂજીએ તે વાત છેડવાનું પણ મોકુફ રાખ્યું હતું. આજે પ્રબુધ્ધની તબીયત સારી થયેલી જોઈ

ગુરૂજીએ તે વાત છેડી. પ્રબુધ્ધે બધી હકીકત સવિસ્તર કહી અને સાથે સાથે જણાવ્યું કે તે મનુષ્યઘાતી થયો માટે તેને બહુ પશ્ચાતાપ થતો હતો. તે બોલ્યો.

"પ્રભુ! આપની કૃપાથી હું ઉર્વશીની મોહ જાલમાંથી છટકવા તો શકિતમાન થયો પરંતુ પ્રભુ! મેં મનુષ્ય હત્યાનું પાપ માથે વ્હોર્યું પિતા. પિતા! મને પ્રાયશ્ચિત આપો." આટલું બોલી પ્રબુધ્ધ રડી પડયો.

ગુરૂજીએ તેને શાન્ત થવા કહ્યું અને ગીતાજીનો નીચલો શ્લોક સમજાવ્યોઃ—

य एनं वेत्ति हंतारं, यश्चैनं मन्यते हतम् ।
उभौतौ न विजानीतो नायं हंति न हन्यते.

આમ છતાં પણ તેના હૃદયની શાન્તિ અર્થે ગુરૂજીએ તેને પ્રાયશ્ચિત કરાવવાનું વચન આપ્યું. ગુરૂજીએ તે કસોટીમાંથી વિજયી થઇ બહાર પડયો હતો માટે તેની શીષ્ય તરીકેની પાત્રતા જાહેર કરી અને પ્રબુધ્ધ તદન સાજો થઇ ગયો ત્યારે તેને સન્યાસ આપ્યો અને ગુરૂજીએ તેને મનુષ્ય હત્યાનું પાપ ધોવા હિમાલયમાં તપ આદરવા જવા કહ્યું. સન્યાસ લીધા પછી પ્રબુધ્ધે પોતાની સર્વ મીલકત ગરીબ ગુરબામાં વહેંચી દીધી અને 'અહાલકે' જગાવતો તે દિવ્ય હિમાલય તરફ ઉપડી ગયો.

(૪)

* *

લોકનાથ મૃત્યુ પામ્યાથી ઉર્વશી નિશ્ચિંત તો થઇ પણ પ્રબુધ્ધ પાછો બીલકુલ ન દેખાવાથી તેનું હૃદય વ્યાકુળ થવા લાગ્યું. તે ગમે તેમ કરી પ્રબુધ્ધને પતિત કરવા ચ્હાતી હતી અને એકદા પ્રબુધ્ધના ભુજયુગલમાં બંધાવા ઇચ્છતી હતી. દિન ઉપર દિન વીતતા ચાલ્યા પણ પ્રબુધ્ધ બીલકુલ આવ્યોજ નહિ. આ પ્રમાણે લાંબો કાળ વીત્યાથી ઉર્વશીની વ્યાકુળતા વધી અને પોતાના દુતને નિરંજનને બોલાવવા મોકલ્યો. દુત નિરંજનને ત્યાં જઇ પહોંચ્યો અને ઉર્વશીનો હુકમ કહી સંભળાવ્યો. નિરંજન તરતજ તૈયાર થયો અને યોગ્ય વખતમાં ઉર્વશી સમક્ષ ખડો થયો. તરતજ ઉરવશી બોલી.

"હે નિરંજન! તારો મિત્ર કયાં છે? મને પ્રબુધ્ધ સાથે એક વખત ભેટો કરાવ! મારે એની પ્રતીક્ષા ભાંગવી છે."

નિરંજન! બોલ્યો, "ઉર્વશી! એ તો ગયો, કયારનો બાવો થઇ ચાલ્યો ગયો. તે તો અત્યારે ઈશ્વરચિંતનમાં હિમાલય જઈ બેઠો છે. તેના બદલામાં મારોજ સ્વીકાર કરે તો શો વાંધો છે?"

નિરંજનના છેલ્લા શબ્દો ઉર્વશીને ન ગમ્યા અને અત્યંત તિરસ્કાર સાથે, હવે પ્રબુધ્ધ તેના સપાટામાંથી તદન સટકી ગયો એટલે ખેદ કરતી તેણે નિરંજનને રજા આપી અને પોતે અંતરનો અગ્નિ બુઝાવવા બાહ્યોપચાર તરીકે ફુવારામાં પડી.

વર્ષો વીતી ગયા અને લોકનાથ તેમજ પ્રબુધ્ધ બન્નેને ઉર્વશી ભુલી ગઇ અને નવા નવા યુવાનોના પાસમાં તે અયશ કરવા લાગી તે હવે વ્યાકુળ ન્હોતી અને અગાઉની માફક વ્યભિચારમાંજ સુખ માની તે ઘણાઓને પતિત કરવા લાગી. હજી પણ તેનું સૌંદર્ય કમી થયું ન્હોતું. શુદ્દિના ચંદ્રની પેઠે તેનું સૌંદર્ય વધ્યે જતું હતું. લોકો પણ તેની પછવાડે એવાજ ગાંડા થઇ રહયા હતા અને બધી ઘટના પુર્વવત્‌જ ચાલ્યે જતી હતી.

(૫)

* * -

ઉપર પ્રમાણે યુવાનોને બગડતા જોઇ નગરના વૃદ્ધ પ્રજો બહુ ખિન્ન થતા અને અંતે થાકી સમગ્ર નગરના વૃધ્ધોએ એક મોટી સભા ભરી અને તેમાં આ સ્થીતી અટકાવવા શો ઉપાય યોજવો એ વિચારવામાં આવ્યું. રાજા પણ સાંભળે એમ ન્હોતું કારણકે રાજા પોતેજ વિષયાંધ હતો. લોકોનુ શ્રેય કરવુ એ રાજાનું કર્તવ્ય તે ભુલી ગયો હતો. ધર્મ ભિક્ષુઓ પણ કંઇ કરી શકે એવી સ્થિતિમાં ન્હોતા તેઓમાંના ઘણાખરા તો વ્યભિચારી હતા જ્યારે બે ચાર સદ્‌વર્તનશાળી ભિક્ષુઓનું મોટી સંખ્યા પાસે કંઇ ચાલે તેમ ન્હોતું. આવી વસ્તુ સ્થિતિ હોવાથી સર્વે વૃદ્ધ નાગરિકો મોટા ગુંચવાડામાં પડયા. ઘણી ઘણી યોજનાઓ ઘડવામાં આવી અને અંતે બધી રદ કરવામાં આવી. આ મહા સભામાં ફેસલો કંઈ ન થયો અને સૌ માથે હાથ મુકી ઘર તરફ ચાલવાની તૈયારીમાં હતા એટલામાં એક વૃદ્ધ ઉભો થયો ને સિંહનાદે બોલી ઉઠયો.

"ભાઇઓ! આપણે જાણીએ છીએ કે આપણે માથે આ એક મોટી આફત છે અને એ આફતમાંથી બચાવનાર ભગવાન બુધ્ધ સીવાય કોઇ નથી છતાં પણ આપણે પ્રયત્ન તો કરવો જોઇએ. ભાઇઓ! હું આજથી ગામે, ગામ રખડવાની પ્રતિજ્ઞા લઉં છું અને જ્યારે કોઇ મહાત્મા મને મળી આવશે કે જે આ વેશ્યાને સુધારી શકે ત્યારે તે મહાત્માને અહીં લાવીનેજ પાછો આ નગરમાં પગ મુકીશ. કદાચ હુ મારા આ પ્રયત્નમાં મૃત્યુ પામું તો વળી આપણામાંથી બીજા એકે આવી પ્રતિજ્ઞા લેવી અને આ પ્રમાણે જરૂર આપણે આ વિપત્તિમાંથી છુટીશું. તદુપરાંત આ પાપિણી વેશ્યાનો પણ ઉદ્ધાર કરી શકીશું. ભાઇઓ! હું તો આજેજ પર્યટન કરવા ઉપડીશ પરંતુ તમે આળસુ બેસી રહેતા નહિ. તમે પણ યથાશકિત પ્રયત્ન કરજો. ભગવાન બુદ્ધ આપણો પ્રયાસ જરૂર સફળ કરશે."

મોટા અવાજે બોલવાથી તે વૃદ્ધ થાકી ગયો હતો એટલે થોડીક વિશ્રાંતિ લેવા તે નીચે બેસી ગયો. સભા વીસરજન થઇ અને સર્વ કોઈ પેલાં પ્રતિજ્ઞા લેનાર વૃદ્ધ સામું જોઇ રહયા. બધાના ગયા પછી તે વૃદ્ધ પણ ચાલતો થયો. ગામેગામ તીર્થેતીર્થ, નગરેનગર તથા વનેવન ભટકવા તે વૃદ્ધ કમર કસીને ઉપડયો.

(૬)

* * *

સન્યાસી પ્રબુધ્ધે હિમાલય જઈ ત્રણ વરસ તપશ્ચર્યા કરી અને વેદવેદાન્તનું સંપુર્ણ જ્ઞાન મેળવ્યું. આ પછી લોકોપકારાર્થે તેણે તીર્થોમાં ફરી ઉપદેશ કરવાનું યોગ્ય ધાર્યું. તે હિમાલયમાંથી ફરતો ફરતો હરદ્વાર આવ્યો; ત્યાં થોડાક વખત ઉપદેશ કર્યો અને આગળ ચાલ્યો. આ પ્રમાણે ઘણા તીર્થોમાં ફરવાથી તેને ઘણા શિષ્યો થયા, જે બધાને લઈ તે ગામેગામ ઉપદેશ કરતો ફરતો. ઘણે સ્થળે ફરી આવ્યા પછી તેણે કાશીમાં ગંડકી તીરે પોતાનો આશ્રમ બાંધ્યો અને ત્યાં લાંબો સમય ગુજારવાનો તેણે વીચાર કર્યો. પ્રબુધ્ધ ખરેખર સન્યાસી થયો હતો. ધામિક જ્ઞાન પણ તેનું સંગીન હતું—અને તેની વાકપટુતાને લીધે તે ઘણા શીષ્યો કરી શકયો હતો. આ પ્રમાણે તે નિત્ય લોકોને ઉપદેશ કરતો અને ધર્મધ્યાન કરતો પોતાના બનારસવાળા આશ્રમમાં સમય ગાળતો હતો.

અંધારી રાત હતી. ચોતરફથી સુસવાટાભર્યો પવન વાતો હતો, જેથી ઝાડોના પર્ણોનો ભયંકર ખખડાટ થયા કરતો હતો. આવે સમયે પ્રબુધ્ધ પોતાની પર્ણકુટીમાં શિષ્યો સાથે ધર્મશાસ્ત્રો વાંચી રહયો હતો એટલામાં ઓચીંતો કોઈ દુઃખી મનુષ્યનો આર્ત સ્વર સંભળાયો. સર્વે વાંચતાં અટકી ગયા અને પ્રબુધ્ધ દીપક લઇ પર્ણકુટીની આજુબાજુ કોણ એ દુઃખી મનુષ્ય હતો તે જોવા લાગ્યો. પર્ણકુટીથી થોડાક વારને છેટે એક વૃધ્ધ ધ્રુજતો તડફડતો પડેલો પ્રબુધ્ધને દેખાયો. તરતજ તે ત્યાં દોડી ગયો અને જરા માથું ઉચ્ચુ કરી જોતાં ખબર પડી કે તે પાટલી પુત્રનો વૃદ્ધ શીલસુફ હતો. વાંચક! આજ આપણો પ્રતિજ્ઞા લેનાર વૃદ્ધ!

તે વૃદ્ધ મનુષ્યે ઇશારતથી જળ માંગ્યું. તરતજ જળ આણવામાં આવ્યું, જે પીધા પછી તે વૃદ્ધમાં કંઇક બોલવાની શક્તિ આવી, પરંતુ પ્રબુધ્ધે જોયું કે તે હજી ક્ષુધિત હતો આથી તેણે તેને કેટલાક ફળો ખવડાવ્યા અને આ પ્રમાણે તાજો માજો કર્યા પછીજ તેણે વૃદ્ધની વાત સાંભળવા માંડી.

પેલા વૃધ્ધે ઉર્વશીના જુલમની તથા યુવાનોના અસદવર્તનની વાતો કરી તથા પેલી મોટી સભા અને પોતાની પ્રતિજ્ઞા વિગેરે વિગત કહી સંભળાવ્યા પછી તે વૃધ્ધ બોલ્યોઃ—

"સન્યાસી મહારાજ! તમે મોટા ઋષિ છો. તમે તો આત્માનો ઉધ્ધાર કરી લીધો છે માટે અમારા નગરને આ ત્રાસમાંથી મુકત કરવા આવો. આથી બે લાભ છે. એક તો આખું નગર પાપ મુકત થશે અને બીજું, પાપિણી ઉર્વશીને ઉધ્ધારવા અને અમને પાપ મુકત કરવા આવશો?"

તે વૃધ્ધની આવી વિનતિ સાંભળી પ્રબુધ્ધને પોતાનો પુર્વ ઇતિહાસ સાંભળી આવ્યો અને હવે તેના દીલમાં પણ થયું કે જો તે પેલી વેશ્યાને ધર્મ માર્ગે ચઢાવે તો ઘણું પુણ્ય થાય તથા પોતાની કીર્તિ પણ વધે. બિચારો ગરીબ સન્યાસી! મોટા મોટા ધર્મશાસ્ત્રોનાં પાનાં ઉથાસ્યા છતાં આખરે છક્કડ ખાધી. મનમાં હુંપદ

આવ્યું અને કીર્તિનો ભુખ્યો તે છેવટે ગયો ખરો! જોઇએ વાંચક! શું આવે છે પરિણામ તેની અહંતાનું!

તેણે ઉપર પ્રમાણે વિચાર કરીને વૃધ્ધની વિનતી સ્વીકારી અને બહુજ થોડા સમયમાં પાટલીપુત્રમાં જવાની તૈયારી કરવા કહ્યું. ઠરાવેલે સમયે તેઓ બન્ને ઉપડયા. માર્ગમા પેલો વૃધ્ધ ફીલસુફ મૃત્યુ પામ્યો કારણકે તે હવે અત્યંત વૃધ્ધ થઇ ગયો હતો અને/પોતાની પ્રતિજ્ઞાનુસાર એક મહાત્મા ઉર્વશીનો તથા નગરનો ઉધ્ધાર કરવા જાય છે એટલે તેણે સંતોષ પામી દેહ છોડયો. ત્યાંજ પ્રબુધે તેના દેહને દાહ દીધો અને સ્નાનાદિ કર્મ કરી નગર તરફ ચાલ્યો.

યોગ્ય સમયે પ્રબુધ્ધ પાટલીપુત્ર જઈ પહોંચ્યો અને સીધો પોતાના જુના મિત્ર નિરંજનને ત્યાં ગયો. નિરંજન આ સમયે સ્નાન કરતો હતો. પ્રબુધ્ધ તેની વાટ જોયા વગર તે જ્યાં હતો ત્યાં જઈ પહોંચ્યો. નિરજન એક સન્યાસીને પોતાના સ્નાનાગારમાં જોઇ આશ્ચર્ય પામ્યો. લાંબો સમય નિરખીને જોયા પછી તેણે મનુષ્યને ઓળખ્યો. તે તરતજ ઉભો થયો અને પોતાના જુના મિત્રને ભેટયો. નિરંજને તેને પાછા આવવાનું કારણ પુછયું અને પ્રબુધ્ધે સર્વ વિગત કહી સંભળાવી

નિરંજને કહ્યુ, "શું ત્યારે તારે પુનઃ ઉર્વશીને ત્યાં જવાનું છે?"

"હા! મારે જરૂર જવુ છે."

"પરંતુ ત્યા આવો ભગવો વેશ નહિ ચાલે માટે તારે જરીયાન વસ્ત્રો ધાલવાં પડશે."

"એકાદ વખત ધાલવા પડશે તો એમ પણ કરવા તૈયાર છું પણ મારે ઉર્વશીને ઉધ્ધારવી છે."

નિરંજને પ્રબુધ્ધનો આગ્રહ જોયો અને તેને પણ મનમાં એમ લાગ્યું કે જરૂર આ વખતે પ્રબુધ્ધ કુલટા ઉર્વશીના ત્રાસમાંથી આખે નગરને મુકત કરશે. સ્નાન ક્રીયા આટોપ્યા પછી નિરંજને પ્રબુધ્ધને ઉત્તમ વસ્ત્રો, ઉર્વશીને ત્યાં જવા પહેરાવ્યા. અત્રે વાંચકોએ ધ્યાન રાખવાનું છે કે પ્રબુધ્ધે પોતાના સન્યાસીના કપડાં કહાડી નાખ્યા ન હોતા. પરંતુ તે કપડાં એમજ રાખી ઉપર જરીઆન વસ્ત્રો પરિધાન કર્યા હતા, તે તરતજ ઉર્વશીને ત્યાં એકલો જઇ પહોંચ્યો. ઉર્વશી વારિયંત્ર પાસે બેઠી બેઠી જળક્રિડા કરતી હતી તેવામાં પ્રબુધ્ધ અંદર આવ્યો. નર્તકી હજી પોતાની ક્રિડામાં લીન હતી એટલે પ્રબુધ્ધ આવ્યો તેની તેની તેને ખબર રહી નહિ. આથી પ્રબુધ્ધે બુમ મારી, "ઉર્વશી! ઉર્વશી!"

અચાનક પોતાના નામની હાંક સાંભળી તે સફાળી ઉઠી અને કોઇ અજાણ્યા માણસને આવેલો જોઇ તે કોણ હતો તે જોવા તેની નજીક ગઇ. સમીપ પહોંચ્યા પછી ધારીને જોતાં પ્રબુધ્ધને તેણે ઓળખ્યો અને બોલી ઉઠી,

"હું જાણતી હતી કે તું પાછો આવશેજ."

"હા. હું પાછો આવ્યો છું પણ કોઇ જુદાજ હેતુથી."

"અરે, શું તને ધર્મમાં ચેન ન પડયું? આખરે તને મારૂં સૌંદર્ય મારી તરફ ખેંચી લાવ્યું ખરૂં."

"ના ના, ઓ પામર સ્ત્રી! એમ ના ફુલાતી. સૌંદર્ય સૌંદર્ય શું કરે છે? એક દિવસ આ ખાકનું બનેલું પુતળું ખાકમાં મળી જશે. આ હાડમાંસ અને રક્તતત્વના માળાને તું સૌંદર્ય કહે છે?"

"વાહરે મહારાજ! શું તમારી ફીલસુફી! તેમાંજ તમે અહીં પુનઃ પધાર્યા છો."

"ઓ કુમાર્ગે વિચરતી વેશ્યા! તને આ પતિતાવસ્થામાંથી ઈશ્વરને માર્ગે ચઢાવવા હું આવ્યો છું."

"અહાહાહા! મારે ઇશ્વરને માર્ગે નથી ચઢવું અને મારે તારો ઉપદેશ નથી સાંભળવો. હું તો તારા પ્રેમની પ્યાસી છું," આટલું બોલી ઉર્વશી પ્રબુધ્ધના કંઠે વળગી પડી અને ચારે તરફથી પ્રબુધ્ધના અંગ સાથે પોતાનું અંગ ઘસવા લાગી તથા તેનો કામ સતેજ કરવા બને તેટલા ઉપાયો યોજવા લાગી.

ખરેખર! પ્રબુધ્ધ તો બુધ્ધજ હતો. શું તેની શાન્તી? શું તેનું નીર્વિકારીપણું? શું તેનો સંયમ? વાંચક આટલી હદ સુધીનો સંયમ મહાત્માઓમાંજ દ્રષ્ટિગોચર થાય છે.

પ્રબુધ્ધને કંઈ પણ અસર થઇ નહિ અને આવા ખોટા ચાળા તેને ન ગમવાથી ઉર્વશીને તરછોડી બાજુપર ધકેલી અને ઉપદેશવા લાગ્યો.

"ઓ નીચ નારી! વૃથા જીવન શા માટે ગાળે છે? કામ કામ શું કરે છે? એ તો નર્કનું દ્વાર છે. ફોકટ જીંદગી ગાળવા કરતાં ઈશ્વરમય જીવન ગાળતી થા. ખાલી પાપના પોટલાં શા માટે બાંધે છે? માની જા ઓ માનિની! અને મારી સાથે સંન્યાસિની થઇ ઈશ્વરચિંતન કરવા ચાલી નીકળ."

તે મગરૂબ વેશ્યા ઉપર ઉપલા શબ્દોની કંઇ પણ અસર થઈ નહિ અને પોતાનો ગુસ્સો દાબી ન શકાવાથી તે બોલી ઉઠી, "હે સાધુડા! મારૂં ઘર કંઇ ઉપદેશ કરવાનું સ્થળ નથી. હું જીવન વૃથા ગાળું છું તેમાં તને શું? મારૂં જીવન મારૂં છે પછી ભલે તે ખરાબ હોય કે સારૂં. તું અહીંથી ચાલતો થા નહિ તો નોકર દ્વારા ધક્કા મારી કાઢી મુકાવવો પડશે. જા, નિકળ અહીંથી." આ પ્રમાણે તેનો તિરસ્કાર કરી ઉર્વશી બીજા ઓરડામાં ચાલી ગઈ.

પોતાનો પ્રયાસ અફળ થયેલો જોઈ પ્રબુધ્ધને થોડી ઘણી નિરાશા ઉત્પન્ન થઇ અને નીચે મોંએ તે વેશ્યાના ઘરમાંથી બહાર નીકળ્યો. માર્ગમાંજ નિરંજન મળ્યો અને બન્ને વચ્ચે જે બન્યું હતું તે વિષે વાતચિત થઇ. પ્રબુધ્ધને નિરાશ થયેલો જોઇ નિરંજન બોલ્યો.

"મિત્ર! નિરાશ શા માટે થાય છે? એક દાવ સીધો ન પડયો તો બીજો અજમાવ; આજે રાત્રે 'વસંતોત્સવ' છે. ત્યાં ઉર્વશી નૃત્ય કરવા આવવાની છે. ત્યાં તું પણ આવજે અને વળી પ્રયત્ન કરજે, જરૂર તું ફાવશે."

નિરંજનનો ઉપલા શબ્દો સાંભળી સંન્યાસીને હિમ્મત આવી અને રાત પડવાની આતુરતા પૂર્વક રાહ જોવા લાગ્યો. 'ઉત્સવ'નો સમય થતાંજ નિરંજન તથા પ્રબુધ્ધ બન્ને ત્યાં જવા ઉપડયાં. ત્યાં પહોંચ્યા પછી પ્રબુધ્ધ એક બાજુ ઉભો રહયો અને નિરંજન ઉત્સવમાં ભાગ લેવા ટોળામાં ભળી ગયો. શું ત્યાંની ઠઠ ? હજારો લોકો રંગ બે રંગી વસ્રો પહેરી ત્યાં આવેલા હતા, હજી નૃત્ય આરંભયું ન્હોતું એમ ઉકળવતા શોરબકોરથી સમજાતું હતું. એકાએક શાન્તિ પથરાઇ રહી અને પ્રબુધ્ધ ઉચ્ચું મોં કરી જુએ છે તો ઉર્વશીએ નૃત્યુ કરવા માંડયું હતું. તેનું નૃત્યુ થઈ રહ્યા પછી ભોજનની તૈયારી થવા લાગી. હવે લાગ છે એમ ધારી ઉર્વશી જ્યા બેઠી હતી ત્યાં પ્રબુધ્ધ જઇને બેઠો અને તેની સાથે વાર્તાલાપ કરવા લાગ્યોઃ તેને તે સમજાવવા લાગ્યો અને ગમે તેમ પણ ઉર્વશી આજે તેનું બધું સાંભળતી હતી. થોડી તેનાં ઉપર અસર થતી જોઈ પ્રબુધ્ધનો ઉત્સાહ વધ્યો. તે બોલ્યોઃ—

"ઉર્વશી આ દુનિયા માત્ર પરપોટો છે. પળવારમા ફુટી જશે. મનુષ્યદેહ મળવો દુર્લભ છે માટે ઇશ્વરમય જીવન ગાળ. જો ઉર્વશી, સામે નજર કર. આ તારી દુનીયા કે ? જોયો એ પ્રમાદ ?"

ઉર્વશીએ જોયું તો એક મનુષ્ય ખુબ મદિરા પી પ્રમત્ત થયો હતો. તે તદ્દન ભાન ભૂલી ગયો હતો. કપડાનું પણ ભાન ન્હોતું અને અશ્લીલ શબ્દો ઉચ્ચારતો હતો. આજ પ્રથમ વેળાજ ઉર્વશી આવો દેખાવ જોઇ ધ્રુજી ઉઠી. હજી આટલુ જોવુ પૂરૂ ન્હોતું થયું ત્યાં વળી પ્રબુધ્ધ બોલ્યો, "અહા ઉર્વશી ! વળી અહીં જો. જો આ ઇર્ષ્યા ! આજ તારી દુનીયા કે ?

ઉર્વશીએ જોયું તો એક માણસનું ધ્યાન ન્હોતું તે દરમ્યાન બીજા માણસે તેના ખીસામાંથી રૂપીઆ ચોરી લીધા. તે કંપી ઉઠી. વળી સાધુ બોલ્યો, "જો જો ! આ અદેખાઇ ! આજ તારૂ જગત્ કે ?"

એક મનુષ્ય એક સ્ત્રી સાથે પ્રેમ કરતો હતો ત્યાં તેની ખરી સ્ત્રી આવી વચમાં પડી અને પોતાનો ધણી બીજી સાથે પ્રેમ કરે એ ન દેખાવાથી પેલી સ્ત્રી સાથે લડવા લાગી. ઉર્વશી આ આંખો ફાડી જોઈ રહી.

"ઉર્વશી! ઉર્વશી!! આ તારી દુન્યાનું આધરાપણું જો," વળી સંન્યાસીનો સ્વર સંભળાયો.

બાજૂપર નજર ફેંકતાં એક જાડો મનુષ્ય ખાવામાંજ મશગુલ હતો. ખા ખા કરતો હતો. બીજું તેને કંઇ ભાનજ ન્હોતું.

"આ તારી મોજમજાની દુનીયાથી કંટાળી પેલો શખ્સ શું કરે છે તે જો? ઉર્વશી જો જો," પ્રબુધ્ધ બોલ્યો.

ઉર્વશીએ દૃષ્ટિ ફેંકી તો એક કંટાળેલો મનુષ્ય હાથમાં ખંજર રાખી આત્મહત્યા કરવા તૈયાર થઇ રહ્યો છે. પળવારમાં તો ખંજર ઉપડયું અને તેના હૃદયમાં

ભોંકાઈ ગયું. તે શબ થઈ ઢળી પડયો. આ જોઈ વેશ્યાના અંગમાં ભારે કમકમાટી છુટી અને વધારે ન દેખાવાથી તેણે આંખો મીંચી દીધી અને બોલી ઉઠી.

"પ્રબુધ્ધ! શું આવી દુનીયા છે? પ્રમાદ, ઇર્ષ્યા, અદેખાઇ, ખાધરાપણું, આત્મહત્યા આદિથી ભરેલી આ દુનીયામાં હું અદ્યાપિ સુખ માની બેઠી હતી. આજ મારી આંખો ઉઘડી, પ્રભુ! પ્રભુ!! હું કેવી પાપિણી છું." આટલું બોલી તે રડી પડી.

આખી જીંદગીમાં પ્રથમ વેળાજ તેના મોંમાથી પ્રભુનું નામ ઉચ્ચારાયું હતું અને પ્રથમ વેળાજ તેણે પશ્ચાતાપ કર્યો હતો.

તરતજ તે ઉભી થઇ અને પ્રબુધ્ધ જ્યાં કહે ત્યાં જવા તત્પર થઇ. સન્યાસીના આંતરિક હર્ષ અને સંતોષની સીમા ન હોતી. આખર તેને વિજય મળ્યો ખરો! તે ઉભો થયો અને બન્ને ઉત્સવમાંથી બહાર નીકળી ગયા અને સીધા ઉર્વશીને ઘેર ગયા. ત્યાં જઇ ઉર્વશીએ પોતાના નોકરોને બોલાવ્યા અને ફરમાવ્યું, "આ સન્યાસી કહે એ પ્રમાણે મારી મીલકતની વ્યવસ્થા કરો." દરમ્યાન પ્રબુધ્ધે જરીઆન વસ્ત્રો ઉતારી નાખ્યા હતા અને અત્યારે તે ભગવા વસ્ત્રોમાં સજ્જ હતો.

બધા નોકરો હાજર થઇ ગયા અને પ્રબુધ્ધે આજ્ઞાસુચક સ્વરમાં બોલવા માંડયું. "રોકડ નાણું બધું ગરીબ ગુરબામાં વહેંચી આપો તથા આ રાચરચીલું અને કીમતી વસ્ત્રો ભસ્મીભુત કરી નાખો."

સત્વર તેની આજ્ઞાનુસાર ઘરનાં ચોગાનમાં એક ચિંતા ખડકવામાં આવી અને કીમતી વસ્ત્રો તેમાં હોમવામાં આવ્યા. દરમ્યાન ગરીબગુરબાઓમાં ધન પણ વહેંચાવા લાગ્યું. જોતજોતામાં વાત આખા નગરમાં ફેલાઇ અને હજારો લોકો ઉર્વશીના મકાન પાસે એકઠા થયાં. એક વિધર્મી સન્યાસી ઉર્વશીને પોતાના ધર્મમાં લઇ નસાડી લઇ જાય છે એ જાણી લોકો ઉશ્કેરાયા અને ઉર્વશીના પ્રેમમાં લપટાયેલા અને ખુવાર થયેલા જુવાનો તો રાતાતાતા થઇ ગયા. બધા, શસ્ત્રો બહાર કાઢી તે સન્યાસીના પ્રાણ લેવા તત્પર થયા. લોકોને ઉશ્કેરાયેલા જોઇ નિરંજન તરતજ પ્રબુધ્ધ પાસે આવી પહોંચ્યો અને તેનું રક્ષણ કરવા લાગ્યો. વિધર્મી મિત્રનું રક્ષણ કરતાં નિરંજન હણાયો. એક જુવાનનું શસ્ત્ર તેના ઉપર આવ્યું અને તે પ્રબુધ્ધના હાથમાં ઢળી પડયો. નિરંજનનું ખુન થયેલું જોઇ બધા ગભરાયા અને થોડાક વખત શાન્ત પડયા. મિત્રે પોતાના માટે પ્રાણ ખોયા એ જોઇ સન્યાસીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. વળી લોકો ઉશ્કેરાયા, આથી પ્રબુધ્ધને ઉર્વશી મકાનમાં ઘુસી ગયા અને દરવાજો બંધ કર્યો દરમ્યાન વૃદ્ધ મંત્રીઓ આવી જુવાનોને સમજાવી પાછા લઇ ગયા અને નિરંજનના શબની ઉત્તર કીયા કરવા ફરમાવ્યું.

સર્વત્ર શાન્તિ પ્રસરી રહી એટલે સંન્યાસી અને સંન્યાસિની બહાર નીકળ્યાં. હવે ઉર્વશીએ મૂલ્યવાન વસ્ત્રાભુષણ પહેર્યાં નહોતા. સાદા સફેદ વસ્ત્રો પહેર્યા હતા. બન્ને અરણ્ય તરફ નગર બાહાર ચાલ્યા. કોઇ વખત જેણે ભૂમિ ઉપર પગ મૂકેલો

નહિ એવી પાટલી પુત્રની પ્રખ્યાત નર્તકી આજે ઠોકર ખાતી એક સન્યાસી સાથે ચાલતી હતી. આ પ્રમાણે બન્ને પગે ચાલતાં ચાલતાં કાશી જઇ પહોંચ્યાં ત્યાં પહોંચ્યા પછી ઉર્વશીને ગંગાઘાટ પર વસતી સાધ્વીઓ સાથે રાખવામાં આવી.

સાધ્વીયો સાથે હંમેશ ધર્મધ્યાન કરવું અને જપ તપ આચરવું વિગેરે કાર્યોમાં જ્યારે ઉર્વશી રત રહેતી ત્યારે તો સમય પસાર થઇ જતો. પણ રાત્રે જ્યારે તે એકલી પડતી ત્યારે તેને પોતાનો જુનો વૈભવ યાદ આવતો અને તે છોડવા માટે તે ઘણી વખત કોચવાતી પરંતુ શનૈઃ શનૈ તેને પોતાના પાપ માટે અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો. વળી જ્યારે જ્યારે પ્રબુદ્ધ તેને મળવા આવતો ત્યારે 'વસંતોત્સવ'માં બતાવેલી 'દુન્યા' તેને યાદ આવતી અને પોતાના કુકૃત્યોની ક્ષમા મલશે કે નહિ એવી શંકા ઉઠાવતી. દિવસે દિવસે તેનો પશ્ચાતાપ એટલો વધવા લાગ્યો કે તે આખી રાત રડીને કાઢતી અને પ્રભુને કાકલુદી કરતી "હે જગન્નિયતા! આ તારી પાપી પુત્રીને બચાવી લેજે! મારા પાપ સામું ન જોતો. મને માફ કર પ્રભુ હું ચંડાલિની છું."

ઉપર પ્રમાણે ઉર્વશી નિત્ય આર્ત્તસ્વરે ઇશ્વરની પ્રાર્થના કરતી અને રૂદન કરતી. દિનપ્રતિદિન તેનું ધાર્મિક જ્ઞાન પણ વધવા લાગ્યું અને સમાધિ પ્રાણાયામ વિગેરે તે શીખી. વેદાની રહસ્ય તેણે જાણ્યુ. આ પ્રમાણે ઇશ્વર ચિંતનમાં તે કલાકોના કલાક લીન થઇ રહેતી. સમાધિ ચડાવતી તો કલાકોના કલાક એમજ પડી રહેતી.

એકદા ઉર્વશી સમાધિ ચડાવવાની તૈયારીમા હતી ત્યાં પ્રબુદ્ધ તેને મળવા આવ્યો. તે બેઠો કે તરતજ તે બોલવા લાગી.

"પ્રબુદ્ધ! તમે મને તારી, મને ઉદ્ધારી. હું હવે જઈશ."

"કયાં? મને એકલો મૂકી કયાં જઇશ?

"હા, જો જો! પ્રભુ મને બોલાવે છે. મને તેણે મારા પાપની માફી આપી છે અને મને તેની પાસે હવે બોલાવે છે." આ સાંભળી પ્રબુદ્ધે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો અને બોલ્યો, "હાય! હુ કેવો મુર્ખ! ઓ ઉર્વશી! ખરેખર તું દેવી છે. તું તો તરી ગઇ. અને હું મૂર્ખ અહંતામાં તણાયો એટલે પાછળ રહી ગયો. અત્યાર સુધી હું એમ સમજતો કે મેં તને ઉધ્ધારી અને અખિલ પાટલીપુત્રને મેંજ તારા ત્રાસમાંથી મુકત કર્યું! ઓ ઉર્વશી! એકલી ના જા. મને પણ સાથે લઈ જા. પ્રભુને મારા માટે એવી અરજ કર!" આટલુ બોલી તે ઉર્વશી સામે જુએ છે તો તે સાધવીના દેહમાંનો આત્મા પરમાત્મામાં વિલીન થઈ ગયો હતો. પ્રબુદ્ધે તે જોયું, એક ઉંડો નિઃશ્વાસ મૂકયો, અને બોલી ઉઠયો. "અહંતા! અહંતા! તેં મારૂં સર્વસ્વ બગાડયું."

સમાપ્ત.

# સચ્ચિદાનંદ.

(ગરબો.)

અતી આનંદની ઘડી આજનીરે લોલ,
વિમળ શાંતિ હૃદયમાં વિરાજતીરે લોલ. ૧.

અવિદ્યાનો સુરજ ગયો આથમીરે લોલ,
કુબુધ્ધિનો અમલ થઇ ગયો કમીરે લોલ. ૨.

શીત શાંત્તિના/સુખનો ઉગ્યો શશિરે લોલ,
ખેલ ખોટો હતો તે ગયો ખુટીરે લોલ. ૩.

વિભુજીની લગ્ની ઉરમાં વસીરે લોલ,
હરિ ભજીએ હવે તો હસી હસીરે લોલ. ૪.

આજ આનંદનો શશિ ઉગીઓરે લોલ;
પરિપૂરણ મનોરથ પુગીઓરે લોલ. ૫.

પીધો પ્યાલો અમે આજ પ્રેમનોરે લોલ;
ખરો મારગ લીધો અમે ક્ષેમનોરે લોલ. ૬.

પડી મુકી દીધી પરતંત્રતારે લોલ;
સાચી મળી મને સ્વતંત્રતારે લોલ. ૭.

રાંક મટીને આજ થયો રાજીઓરે લોલ;
બીક મુકીને તખતે બિરાજીઓરે લોલ. ૮.

સચ્ચિદાનંદ દેખું સહુ સ્થાનમાંરે લોલ;
તપસ્વિની પેઠે રહું તાનમાંરે લોલ. ૯.

શાંતિ! શાંતિ! જગતમાં સોહાયછેરે લોલ;
બ્રહ્મરૂપે "ભવાની" ભળાયછેરે લોલ. ૧૦.

(ભવાનીશંકર નરસિંહરામ કવિ.)

હમેશ પુરતો સંતોશ

જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલી,
સસતી, અચુક, વનસ્પતીની ફકટ

## ડૉ૦ એ૦ મોતીવાલાનીજ

# દવાઓ.

વાપરવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી. થી મંગાવી શકાશે પણ પેકીંગ ફી. ટપાલ ખરચ વિગેરે ના પૈસા દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનું લીસ્ટ તથા તેને મળેલી હજારો સર્ટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો મધેના થોડાક જે હેન્ડબીલોમાં છાપ્યાં છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર રવાના કરવામાં આવશે. હેઠળ આપેલી દવાઓની વીગત વાંચી કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી.

૧. "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થંડો ગુણકારક મલમ— કીંમત ડબી ૧) ના રૂ. ૦॥

૨. તાવની ભુકી તથા ગોળીઓ-દરેક પ્રકારની તાવ માટે-કીં૦ ભુકીની ડબી ૧) ના રૂ. ૦॥। તથા ગોળીની શીશી ૧) ના રૂ. ૦॥ અને રતલ ૧) ના રૂ. ૧૦

૩. ટોનીક ઓફ લાઈફ-તાવ યા કોઈ પણ બીમારી ગયા પછી લાગતી નાટવાણી, ઠાક, નબળાઇ માટે-એથી શરીરનું લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે. કી૦ શીશી ૧) ના રૂ, ૧ તથા રૂ. ૨.

૪. ગોઠી પીશાબની દવા—એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે. કીં. શીશી ૧) ના રૂ. ૧ તથા રૂ. ૨.

૫. લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, સંધીવા, રૂમેટીઝમ, ચાલુ પેટનો દુખાવો નેસોની કળતર, વિગેરે માટે કીં. ડબી ૧) ના રૂ. ૦॥।

૬. પલમોનીક પાઉડર-જુની ખાંસી, દમ, હાંફણ, ખડી માટે—કીં ડબી ૧) ના રૂ. ૦॥।

૭. રીંગવર્મ પાઉડર-ચામડીના દરદો માટે કીં શીશી ૧) રૂ. ૦।=

૮. હરસની ભુકી તથા મલમ-અંદરના કે બાહરના, નવા યા જુના, લોહીઆર કે મસાવાલા હરસ સદા માટે દુર કરે છે. કીં ભુકીના રૂ. ૦॥= તથા મલમના રૂ. ૦॥

એકલા બનાવનાર—

## ડૉ૦ એ૦ મોતીવાલા

મોરલેન્ડ રોડ, ભાયખલા ડફણની પાસે,
મુંબઈ,

# શું માણસ ખુદા થઇ શકે?

લખનારઃ—Mr. J. M. Hormusji.

"Religion, sociology, and politics have the same goal-Moksha, or the realization of the Divinity of man. Moksha is the attainment of the highest state of Being." Mrs Annie Besant.

હવે જુદાં જુદાં ધર્મશાસ્ત્રો એ માટે શું કહે છે તે જોઈ લઇએ. હિંદુ શાસ્ત્રમાં તો આત્માનાં પ્રગટિકરણનાં દ્રષ્ટાંતો ઢેર ઢેર જોવામાં આવે છે. આત્મા ઇશ્વરી અંશ છે–આત્મા ઇશ્વર છે–એમ હિંદુઓનાં "પંચીકરણ" માં એક વાત કહેવામાં આવી છે તે અત્રે ઉતારી લેવા જેવી છે. એક ભરવાડ બકરાં ચરાવતો હતો તેને એકવાર સિંહનાં બે બચ્ચાં મળ્યાં, તેમાંથી એકને ઘેર લાવી પાળ્યું. તે મોટું થતું ગયું અને બકરાંઓ સાથેજ બેદેહશત ફરવા હરવાં લાગ્યું. તે ખાય પીએ, સુવે બેસે સૌ બકરાં સાથેજ. એવી રીતે આ સિંહના બચ્ચાંને રાત દિવસ બકરાંનો સમાગમ થવાથી તે પોતાને માટે પણ એમજ ધારવા લાગ્યું કેઃ "હું પણ બકરો છું!" અને તેને ભરવાડ પણ 'બકરો' કહીનેજ બોલાવે. કોઇ દિવસ તે સિંહ છે એમ કહેજ નહી. આથી કુદ્રતિ તે બચ્ચાંની માન્યતા દ્રઢ થઈ કે હું બકરૂંજ છું. પછી વનમાં એક દિવસે બકરાંનાં ટોળાં સાથે તે સિંહ ઉભો હતો તેવામાં પર્વતમાંથી એક બીજો સિંહ નીકળ્યો, પેલા સિંહને બકરા વચ્ચે ઉભેલો જોઇ તે અજાયબ થયો અને એક મોટી ગર્જના કરી. આથી બકરા સર્વે નાસી જવા લાગ્યાં જેઓ સાથ પેલો સિંહ પણ નાહસવા લાગ્યો! આથી પર્વતના સિંહે તેને બુમ પાડી પૂછ્યુંઃ 'હે ભાઈ! ઉભો રહે! મારે તને એક વાત કહેવી છે," ત્યારે પેલો બકરો–સિંહ ઉભો રહયો. આ પછી પેલા સિંહે પૂછ્યુંઃ 'કેમ ભાઈ તું બકરાંનાં ટોળાંમાં કાં રહે છે?' ત્યારે પેલાએ જવાબ દીધોઃ 'હું શા માટે ન રહું? હું પોતે પણ બકરોજ છું!' એવી રીતનાં એ જ્ઞાનને માટે "પંચદશી" માં કહેવામાં આવે છે કેઃ--

અસ્તિ બ્રહ્મેતિ ચેદ્વેદ પરોક્ષજ્ઞાનમેવ તત્।
અહં બ્રહ્મેતિ ચેદ્વેદ સાક્ષાત્કારઃ સ ઉચ્યતે॥

અર્થાત્ "એ જ્ઞાન બે પ્રકારનું હોય છેઃ એક પરોક્ષ અને બીજું અપરોક્ષ. પરબ્રહ્મ સત્યરૂપ છે એ રીતે બ્રહ્મને આત્માથી જુદો જાણવો તે જ્ઞાનને પરોક્ષજ્ઞાન કહે છે; અને તે નિર્વિકલ્પ બ્રહ્મ હું છું, એમ અનુભવથી અભેદરૂપ જે જાણે છે તેનું નામ સાક્ષાત્કાર યાને અપરોક્ષજ્ઞાન છે." જ્યારે પેલા બકરા–સિંહનું બોલવું પેલા સિંહે સાંભળ્યું ત્યારે તે ક્રોધ

કરી બોલ્યો કે: 'નહી, તું બકરો નહી પણ સિંહજ છે!' આથી પેલાએ કહ્યુ: 'તું પોતે ભલે સિંહ હો પણ હું કંઇ સિંહ નથી, માટે "હું સિંહ છું." એમ જુઠું બોલી મને પંજવ નહી!' એવું વિપરિત બોલવું સાંભળી પર્વતનાં સિંહનાં મનમા વિચાર થયો કે આ જે દિવસથી જન્મ્યો છે ત્યારથીજ તેને બકરાનો સંગ થયો છે, અને ભરવાડ પણ તેને બકરોજ કહે છે તેથી એ પોતાને બકરોજ ધારે છે. આવા એના મિથ્યા અધ્યાસને મારે ઉપદેશે કરી તોડવો જોઇએ. એમ ધારી તેણે પેલા સિંહને કહ્યું; 'હે ભાઇ! તું વિચાર કરીને જોતો ખરો કે ને બકરાં તો સર્વ ન્હાનાં છે ને તુ તો મ્હોટો છે માટે તું બકરો કેમ કહેવાય?' ત્યારે પેલા અજ્ઞાન સિંહે કહ્યું: 'હું મોટો બકરો છું!' આ સાંભળી પેલા પર્વતના સિંહે તેને પોતાના અવયવો સિંહ તેમજ બકરાંના અવયવો સાથે સરખાવી જોવા કહ્યું. આથી પેલા બકરા સિંહને કંઇક વિશ્વાસ આવ્યો તોપણ તેણે કહ્યું કે મારૂં મન હજી માનતું નથી. આ ઉપરથી પેલો પહાડમાંનો સિંહ પેલા ધચુપચુ સિંહને એક સમીપનાં તળાવ આગળ લઇ ગયો, અને તેને કિનારે ઉભો રાખી પાણીમાં પોતાનું મોહું જોવા કહયું. આ ઉપરથી પેલાની ખાતરી થઇ કે તે પોતે પણ બકરો નહી પણ સિંહજ હતો પણ બકરાં સાથે ફરવાથી તેઓનાં વિચારાચાર ગ્રહન કર્યા હતા. આથી તેને પોતાનાં આગળાં કૃત્યો માટે પશ્ચાતાપ થયો અને ફેરીથી બકરાં સાથે નહી સંગતિ કરવાનો તેણે ત્યાંજ સંકલ્પ કર્યો. આ કથા ઉપરથી સાર એજ લેવાનો છે કે આ આત્મા જો કે હરિનું એક કિરણ છે છતાં પણ આ દેહાદિક જગત્‌ના ક્ષણભંગુર છળ પ્રપંચોમા નિત્ય નિમગ્ન રહેવાથી પોતાનું પોતાવટ ભૂલી ગયો છે અને આસપાસની નાશવંત વસ્તુઓનું નિરિક્ષણ કરવાથી તે પોતે પણ એવીજ ભ્રાંતિમાં છે કે તે સઘળી નાશવંત વસ્તુઓની મુવાફેક તેનો પણ અંતે વિનાશજ છે! એ માટે શાસ્ત્રનું ફરમાન છે કે!

अहं भवान्न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व मो ॥
न नौ पश्यंति कवयश्छिद्रं जातु मनागपिः ॥

જીવને ઇશ્વર સાથે પોતાનું એકત્વજ્ઞાન દ્દઢ થવા સારૂ ઇશ્વરે તેને એવો બોધ કર્યો છે કે: "હે જીવ! હું છું તે તું છે: મારાથી તું જુદો નથી: તું છે તેજ હું છું, એમ મારૂં તથા તારૂં એકપણું વિચારી જો. જે જ્ઞાનવાન પુરૂષો છે, તે આપણ બેમાં કોઇ સમયે કિંચિત્ માત્ર પણ ભેદ દેખતા નથી, એટલે જીવ અને ઇશ્વરને એકરૂપ જાણે છે." વળી એથી પણ આગળ વધી "સિદ્ધાંત મુક્તાવલી"માં તો એમ વધીકે કહેવામા આવ્યું છે કે જે કોઈ મહા પુરૂષને ક્ષણમાત્ર પણ "હું બ્રહ્મરૂપ આત્મા છું!" એમ લાગેછે તે ગોયા પોતે પૃથ્વીમાં પૂજ્યમાન થાય છે.

स्नातं तेन समस्ततीर्थसलिले दत्तापि
सर्वावनिर्यज्ञानां च कृतं सहस्त्रमखिला देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वापितरस्त्रे लोक्यपूज्योण्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात्ः ॥

બ્રહ્મવિચાર (અર્થાત્ આત્મા બ્રહ્મરૂપ છે એવો વિચાર) ને વિષે જે પુરૂષનું મન ક્ષણમાત્ર પણ સ્થિરતને પ્રાપ્ત થાય છે તો તે પુરૂષે ગંગાદિ સર્વ તિર્થના જળને વિષે સ્નાન કર્યું એમ

જાણવું, અને સમગ્ર પૃથ્વિનું દાન કર્યું તથા હઝારો યજ્ઞ કર્યા અને જેટલા દેવતાઓ છે તે સર્વની પૂજા કરી તથા પોતાના સર્વ પિતૃનો સંસારથી ઉધ્ધાર કર્યો અર્થાત્ સારી ગતિને પ્રાપ્ત કીધી એમ માનવું અને એવો વિચાર કરનાર પોતે ત્રિલોકીમાં પૂજ્ય થાય છે. હવે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંથી એ વિષેનો એક શ્લોક આપી હિંદુશાસ્ત્રને સમાપ્ત કરીશું, જો કે આવા શ્લોકો તો અગણિત છે. ભગવદ ગીતાના ૯મા અધ્યાયના ૩૪મા શ્લોકમાં કહે છે કેઃ

मन्मनाभवमद्भक्तोमद्याजीमांनमस्कुरु ॥
मामेवेष्यसियुक्त्वैममात्मानंमत्परायणः ॥

અર્થાત (ઇશ્વર કહે છે કેઃ) મારે વિશે ચિત્ત રાખઃ મારી ભકિતમાં તદાકાર થઇ જા, મારે માટે ભોગ આપ, અને નમસ્કાર કર; એમ કરવાથી તું મુજમાં આવીશ, હું કે જે તારૂં લક્ષબિંદુ–તારૂં છેવટ–તારો અંત છું। એવી રીતે હિંદુશાસ્ત્રનાં પુસ્તકો ઉકળાવવાથી એવાં સિદ્ધાંતો ઠામ ઠામ દ્રષ્ટિપાત થશે. ઈસ્લામ પણ કંઇ આવા ફકરાઓથી ખાલી નથીઃ તેમાં પણ એવાં અને એને મળતાજ વિચારો પુષ્કળ છે. લંબાણ થવાના ભયથી માત્ર એક ફકરો આપણે ટાંકીશું: કોરાને શરીફના ૨૨ માં પ્રકરણમાં એવીજ મતલબનું કહેવામાં આવ્યું છે કેઃ "ખુદા પોતાના પયગમ્બરોને ફિરેસ્તાઓ તેમજ માણસોમાંથી ચુંટી કાઢે છે*, કારણ ખુદા પોતે જુએ છે તેમજ સાંભળે છે. તેઓની આગળ શું થઇ ગયું હતું તેમજ હવે પછી શું થવાનું છે તે તે જાણે છે, અને **સઘળી ચીઝો આખરે તેનામાં આવીને મળશે!"** વળી મઝદયસ્ની ઝરથોસ્તી જેવો કદીમમાં કદીમ ધર્મપણ એવાં સિધ્ધાંતો અને એવા ફકરાઓથી ખાલી નથીજ.

---

* ઇસ્લામનાં આ સિધ્ધાંત (યાને "ખુદા પયગમ્બરોને પોતેજ ચુંટી કાઢે છે") ઉપરથી એક તકરારી સવાલ ઉભો થાય છે કેઃ શું કોઇપણ માણસ પોતાના આત્માનો ઉદ્ધાર કરીને પોતાને પયગમ્બરમાં ખપાવી શકે કે? હવે જુદાં જુદાં ધર્મશાસ્ત્રો ઉકળાવતાં તો ઇસ્લામનાં આ ભરોસાપાત્ર સિદ્ધાંતને ટેકોજ મળે છે. પાક ઝરતોસ્તી મઝદયસ્નાં ખુલ્લે ખુલ્લું કહેવામાં આવે છે કેઃ "અએમ્ મોઇ ઇદા વિસ્તો," વિગેરે, યાને "તે શખ્સ કે જે એકલાએ મારી શીખામણો તેમજ મારાં ફર્માનો સાંભળ્યાં છે, અને જે મને આ દુનિયામાં જણાયલો છે તે સ્પિતમાન ઝરતોસ્ત છે।" આ ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે ઝરતોસ્ત ખુદાનો પસંદ કીધેલો હતો—તેણે કંઇ આત્માને પ્રગટિકરણને છેવટને તબકકે લાવી **પોતેજ** પયગમ્બર થવાનો કંઇ દાવો નહી કીધો હતો, જે આરોપ કદાચ હુસેન બીન મનસુર જેવા સુફીઓ પર મુકી શકાય. આ બે ધર્મોમાંજ નહિ પણ હિન્દુશાસ્ત્રમાં પણ એમ સાક્ષાત્ દર્શાવવામાં આવ્યું છે કે **સુરજ**, મનુ, ઇક્ષ્વાકુ આદિ ઋષિમુનિઓ અને તપેશ્વરીઓ શ્રી કૃષ્ણ ભગવાનના પસંદ કીધેલા અને ભકત-મિત્રોજ હતા। ભગવદ ગીતાના ચોથા અધ્યાયમાં કહેલું છે કેઃ—

इमं विवस्वते योगं प्रोक्त वानहम व्ययम् ।
विवस्वान्मन वेप्राहमनु रिक्ष्वाकवे ब्रवीत् ॥ १ ॥
सएवायम याते उद्ययोगः प्रोक्तः पुरातनः ।
भक्तो ऽसिने सखाचे तिर हस्यह्येत दुत्तमम् ॥ २ ॥

યઝશ્નેના ૩૬ મા હા ના ૪ થા ફકરામાં ગાવામાં આવે છે કેઃ

વોહુ થ્વા મનંઘહા, વોહુ થ્વા અષા,
વંઘહુયાઓ થ્વા ચિસ્તોઇશ્ ષ્યઓદનાઇશ્યા,
વચે ખીશ્યા, પઇરિ જસામઇદે!

"અય હોરમઝદ! ભલાં મને કરી, ભલી અશોઇએ કરી, તથા ભલાં દહાપણનાં કામો તથા સુખનોએ કરી, તને હમો પહોંચ્યે છીએ!" એવીજ મતલબના વિચારો વોહુક્ષથ ગાથા (યઝશ્ને હા ૫૧, ફ. ૩) માં પણ જોવામાં આવે છે, ત્યાં પણ ગાઇને ભણવામાં આવે છે કેઃ

---

ભગવદ્ ગીતાના ૪ થા અધ્યાયના ૧ લા તેમજ ત્રીજા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કેઃ "(શ્રી કૃષ્ણ કહે છેઃ) મેં આ અવિનાશી યોગ પૂર્વે સુરજ (મનુનો પિતા વિવસ્વત્ જેને અવસ્તાના વિવંઘહત્ કહેતાં શાહ જમશેદના પેદર સાથે સરખાવવામાં આવે છે જે ઉપરથીજ મનુ તેજ જમશીદ હતો એમ ધારવામા આવે છે) ને કહયો; તે સુરજે મનુને કહયો, મનુએ ઇક્ષ્વાકુ (મનુંનો છોકરો) તેને કહયો.........(હે અર્જુન!) તું મારો ભક્ત અને મિત્ર છે. માટે તેજ પૂરાતન યોગ આજ મેં તને કહયો એ ઉત્તમ રહસ્ય છે." મતલબ એટલીજ કે પયગમ્બરોને ખુદા પોતેજ મોકલે છે. પશ્ચિમ તરફના ધર્મો પણ એવુંજ કહે છે. બાઇબલમાં પણ એજ મતલબનું કહે છે કેઃ

"And lo! a voice from heaven, saying, This is my beloved son, in whom I am well pleased."—Matthew, Chapter III, 17.

એ ઉપરથી પણ એવુંજ સ્પષ્ટ થાય છે કે પયગમ્બરો થવાનું કંઇ માણસના પોતાનાજ હાથમાં નથી, પણ તે બારે હકતાલાજ તેઓને "ખુદાની પસંદગી પામેલા" (God's chosen ones) દરેક ધર્મશાસ્ત્રમાં જણાવવામા આવે છે. ત્યારે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે મોજેઝાઓનું શું? જો આપણે ઉપલું સિધ્ધાંત કબુલ રાખ્યે તો આપણુ સ્હજ જોઈ શકયે છીએ કે મોજેઝાઓ પણ ઇશ્વર પોતેજ કરે છે, પણ કેવી રીતે? પયગમ્બરોને હથ્યાર (instrumentality) તરીકે વાપરીનેજ! પયગમ્બરો મોજેઝાઓ અને ચમતકારો કરે છે તે કંઇ તેઓ પોતાની મામૂલી કિંવા દુન્યવિ અને તુચ્છ (અલબત માણસ કરતાં ચઢતી ખરી, પણ ખુદા કરતાં તો તુચ્છજ) શક્તિવાટે નથીજ કરતાઃ તેઓને એક ગેબી શક્તિ હરદમેશ મદદ કરે છે, અને તે ઉપરથી આપણુ સહેલ જોઇ શકયે કે અકલમાં ન ઉતરી શકે તેવા ચમતકારો કરવાની મનુસ્યમાં શક્તિ નથીજ, પછી તેણે પોતાના આત્માની ગમે એટલી વૃદ્ધિ કાં ન કીધી હોવ! પણ મી. ત્રાઇન નામનો વિદ્વાન લેખક તો કહે છે કેઃ

"All the sacred literature of the world is teeming with examples of what we call miracles. They are not confined to any particular times or places. There is no age of miracles in distinction from any other period that may be an age of miracles. Whatever has been done in the world's history can be done again through the operation of the same laws and forces. These miracles were performed not by these who were more than men, but by these

આવે ગેઉથા, હેગયન્તુ,
થોઈ વે બ્યઑહનાહશ્ સારેન્ને,
અહુરા આપા, હિઝવાં,
ઉપ્પધાઇશ-વંઘહેઉશ મનંપહો।

યાને—"ઓ અહુરમઝદ! જેઓ પોતાનાં કામોથી, અશોઇથી; ઝબાનથી, તથા નેક મનસ્નીથી કીધેલી બંદગીથી તને સરદાર ગણે છે તેઓ પોતાની તે કીર્તિને લીધે આખેર **તારી સાથે મળી જાય છે!"** આ "મળી જવું" "દોસ્તીને પહોંચવુ" ઇત્યાદિ વાકયો આત્માનો ઉદ્ધારજ દર્શાવે છે. હરેક ધર્મો—શું પૂર્વના કે શું પશ્ચિમના—એજ મોતેબર સિદ્ધાંત થોડી થોડીને શીખાડે છે. અત્યાર સુધી આપણે પૌર્વાત્ય ધર્મોજ તપાસ્યા છે; હવે આપણે પાશ્ચાત્ય ધર્મો પ્રત્યે દૃષ્ટિ કરી જોઇએ કે તેઓ એ બાબે શું કહે છે; બાઇબલમાં તો એટલું વરીક કહેવામાં આવ્યું જે કે: "God created man in his own image" યાને આત્મા તો શું પણ આપણું ખાકી શરીર પણ ઇશ્વરનાં શરીરનાજ ચમત્કારનું છે! એવી રીતે ખુદાએ માણસની બનાવટ દરેક રીતે પોતાના જેવીજ કીધી હોય તો પછી માણસનો આત્મા આંગળ વધતો વધતો ઇશ્વરીપદ પામે એમાં કિંચિત પણ આશ્ચર્ય નથી.

"I *and my* Father are one.

"Believe me that I *am* in the Father, and the Father in me."

New Testament, St, John, X 30, & XIV 11.

---

who through the recognition of their oneness with God became God-men, so that the higher forces and powers worked through them.

"For what, let us ask, is a miracle? Is it something super-natural? Supernatural only in the sense of being above the natural, or rather, above that which is natural to men in his ordinary state........" "In Tune with the Infinite."

આપણ આ વિદ્વાનનાં ઘણાંએક સિદ્ધાંતો સાથે મળતા થઇ શકયે, પણ આપણે એટલું તો કબુલ કરવુંજ જોઇએ કે માણસમાં પોતામાં—પછી તે બ્રહ્મજ્ઞાનમાં ગમે એટલો આગળ વધેલો હોય કે નહીંબી હોય તોપણ—એવી કોઇપણ શકિત બક્ષવામાં આવી નથી જેથી ઇશ્વરની સાહયતા વિના તે પોતેજ મોજેઝાઓ કરી શકે. હવે ઝરતોસ્તે અગ્નિને હાથમાં રાખ્યો તે શું ખુદાની આ મદદ વગર બની શકે? આપણે આત્મ જ્ઞાનમાં ગમે એટલા આગળ વધ્યે તેથી કંઇ શરીર ઉપર અસર થતી નથી. હવે મોજેઝાનો અક્ષરસઃ અર્થ ઘણી ખરી ભાષામાં 'અજાયબી' થાય છે, એવી અજાયબી કે જે આપણને 'આજેઝ' કરી શકે. હાલ જગત વિજ્ઞાન અને ક્રિયામાં આગળ વધેલી છે અને તેથી એવા ચમત્કારો થાય છે કે જે આપણને આજેઝ કરે છે. તેથી શું એમ ઠરે છે કે આ બધી શોધોબી મોજેઝાઓ કહેવાય? અલબત મી૦ ટ્રાઇન કહે છે તેમ જેઓએ પોતાના આત્માનો થોડો ઘણોબી ઉદ્ધાર કર્યો છે તેઓ કેટલીક વાર એવાં કાર્યો કરે છે કે જે સાધારણ માણસની સમજ શકિતની બહાર

પયગમ્બર જીસસ ક્રાઇસ્ટ સાહેબનાં ઉપરનાં કહેણ ઉપરથી પણ એમજ સ્પષ્ટ થાય છે કેઃ "ખુદા થવું" એ માણસના પોતાનાજ હાથમાંછે. પણ એટલું યાદ રાખવું કે "ખુદા" કંઇ મોઢે મોઢેથી નથીજ થઇ શકાતું. તે અત્યોત્તમ પદ્ધિ મેળવવા માટે પુષ્કળ શ્રમ-ખેંચત્રે પડે છે તેમજ નિષ્કલંક પવિત્રાઇ રાખવી પડે છે. જગતમાં જ્યાં પણ જોશો ત્યાં ત્રણ પ્રકાર નઝરે પડશેઃ ઉત્પતિ, સ્થિતિ, અને લય, અથવા તો કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ, સ્થિતિ. એ કંઇજ નહી. પણ પ્રગટિકરણનાં ત્રણ સ્થાન છે જે વૃદ્ધિવાન આત્માએ ઓળંગવાં પડે છે, અને એ ત્રણે તબક્કાઓ પસાર કર્યા પછીજ તમો પ્રભુની સાથે ઐક્યતામાં આવી શકો છો.. "ગુલશને રાઝ" નામની ફારસી કેતાબનો લખનાર કહે છે કે મુસા પૈગમ્બરની આગળ આતશી ઝાડ પણ બોલ્યું હતું કે "હું ખુદા છું!" મી. ટ્રાઇન પોતાની સુપ્રસિધ્ધ ચોપડીમાં એક જગાએ કહે છે કે "The great central fact in human life is the coming into a conscious, vital realization of our oneness with the Infinite Life, and the opening of ourselves fully to this divine inflow." ગૌતમબુદ્ધ કહે છે કેઃ "મન સર્વમાં સરસ છેઃ તમો જે થવા ધારો તે થઇ શકો!" ફિલસુફ એંથેનેસ્યસનું કહેવું છે કેઃ " હાઇમંદ માણસમાં ખુદા થવાની શક્તિ છે!" ગ્રીક વિદ્વાન પ્લોટિનસનું કહેણ આ છે-કેઃ "જે મન ખુદાને જોવાની ઇચ્છા રાખે છે તેણે પોતેજ પ્રથમ ઇશ્વર થવું જરૂરી છે!" ઇશ્વરભક્ત કવિ દયારામ કહે છે તેમઃ

> હોં નિસ્તમપ્રેમ દયનિધે, કયોં સંગમ મોં આપ;
> વિસ્મૃતિ રશ્મિ તમ બુગમ, યૂયં વયં મિલાપ!

ભાવાર્થ કે. દયાનિધે! હું તો અંધકારનો ભંડાર એવી જે નીશા કહેતાં રાત્રીરૂપ છું ને તમો તો તેજનો ભંડાર એવા જે દિવસ તે રૂપ છોઃ ત્યારે તમારો ને મારો સંબંધ તે કેમ સંભવે? તે હોયજ નહી—જેમ રાતને દિવસ એકઠા ન બને તે રીતે. પણ તે બંને મળવાનો એક ઉપાય છે કે રાત્રીરૂપ જે હું, ને મારા દોષરૂપ જે અંધકાર તે તમે વિસ્મૃતિ કહેતાં ભૂલી જાઓ, ને સૂરજરૂપ જે તમે તે તમારી રશ્મિ જે કિરણ તે રૂપ જે ઇશ્વરતા તેને પણ વિસરો, એટલે ના ગણો; ત્યારે યૂયં કહેતાં જે તમે ને વયં કહેતાં જે હું તે બંનેનો મિલાપ સંભવે! શાયર શમ્સ તબ્રેઝી કહેજ છે કેઃ

> એ તદબીર અય મુસલમાનાં!-કે મન ખુદરા નમી દાનમ!
> ન તરસા ઓ યહુદીયમ-ન ગબરમ, ન મુસલમાનમ!
> ન શરકીયમ . ન ગરબીયમ,-ન બેહરીયમ, ન બરીયમ,
> ન અઝ મુલ્કે ઇરાકીયમ-ન અઝખાકે ખુરાસાનમ!

(super-natural) હોય છે અને તેથી ચમત્કાર કહેવાય છે, પણ ત્યારે મેસ્મેરીઝમ, હીપનોટીઝમ, ટેલીપથી, વગેરેનેબી મોજેઝાતુંજ નામ આપી શકાય કે? એવી રીતે આપણુ સ્હજ જોઇ શકયે છીએ કે પયગમ્બર થવું માનવિનાં હાથમા તો નથીજઃ પયગમ્બરો આત્મ જ્ઞાનમાં આગળ વધેલા પણ સાધારણ માણસોજ છે એમ કહેવું અયોગ્ય હેમાકત છે, કારણ તે દાદારના હુકમ વગર માણસ કંઇ એકદમ પયગમ્બર થઇ શકતો નથીજ.

ન અઝ ખાકેમ,—ન અઝ બાદમ ને અઝ આબેમ, ન અઝ આતેશ;
ન અઝ આહેગ, ન અઝ દવ્વાં—ન અઝ ફિરદોસે રીઝવાનમ।
મકાનમ લા મકા, બાશદ—નિશાનમ એ નિશા બાશદ,
ન તન બાશદ, ન જાં બાશદ—ન આશદ ઇશ્ક જાનાનમ।
હોવલ અવ્વલ, હોવલ આખીર—હોવલ ઝાહિર, હોવલ બાતિન,
બજુઝ યાહુ વ યા ગતુદ—દીગર ચીઝી નમી દાનમ।
દુઇરા ચું બદર કર્દમ—દો આલમ રા યકી દીદમ,
યકી બીનમ, યકી જુઇયમ—યકી ખાનમ, યકી દાનમ।।

આ નાદેર ગઝલમાં શાયરની ખુદા સાથ ગળી જવા પછીની હાલત શાયરે પોતેજ દર્શાવી છે, યાને તે હાલત જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે ન્યાત જાતનો તફાવત રહેતો નથી. એવી રીતે આપણું જોઇ શકયે છીએ કે મનુષ્યમાં "ખુદા થવાની" શકિત છેજ છે। એક ઉરદુ શાયર રમુઝમાં કહે છે તેમ—

તુકતે કે હેરફેરસે—આપી જુદા હુવા!
નીચેકા નુકતા ઉપર હોનેસે—આપી ખુદા હુવા।!!

---


# મુંબઇની જાણીતી ડેરી
# પેરીશીયન ડેરી કું.

વગર ભેલનું ચોખ્ખું દુધ, માખણ, સ્વચ્છ ઘી, શ્રેષ્ટ ક્રીમ, મેળવવાનું તમામ ભરૂશાપાત્ર એકલું મથક છે. એકવાર ટ્રાયલ લેશોજી?

ટેમરીંડ લેન, કોટ, મુંબઇ.

## વખતની કસોટી

માંથી પસાર થએલી, હઝારો ઉંચા મટો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદ્યોએ વટીક તારીફ કીદ્દેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેલવાળી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક ખુરાં, કઠણ દરદો માટેની વનસપતીની ડૉ૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

**ખાંસીની ગોળીઓ**:–ખાંસી, ખઈી, દમ, હાંફણ, માટે–કી૦ રૂ. ૦|, ૦||, ૦||| તથા રતલ ૧|| ના રૂ. ૫.

**પલમોનીક પાઉડર**:–ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે–ડબી ૧|| ના, કી૦ રૂ. ૦|||.

**જુલાબનો પાક**:–ગમે તેવી સખત કબજ્યાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ. ૦||.

**તાવની ભુકી**:–દરેક જાતની તાવ માટે, રૂ. ૦|||.

**તાવની ગોળી**:–દરેક જાતની તાવ માટે, રૂ. ૦||. તથા રતલ ૧|| ના રૂ. ૧૦.

**તાવ ગયા પછી લાગતી થાક**, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧|| ની, કી૦ ૧| તથા રૂ. ૨.

**ટોનીક ઓફ લાઇફ**:–આ દવાથી શરીરનુ બીગડેલું લોહી શુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીમાં વધારો થાય છે. [illegible], નાટવાણી નબળાઇ દુર થાય છે. કી૦ શીશી ૧|| ના રૂ. ૧| તથા રૂ. ૨.

**દાંતનું મંજન**:–(રોજના વપરાસ માટે ફકત) દાંત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાંની ગંધ દુર કરે છે. કી૦ રૂ. ૦| તથા ૦||=. તથા રતલ ૧|| ના રૂ. ૪.

**દાંતનું મંજન**:–ફકત દુખતા દાંત તથા દાઢ, માટે. દાંત દાઢનો દુખારો તથા લોહી પરનું જવું નરમ પાડે છે, કી૦ ૦|= તથા રૂ. ૦|||. તથા રતલ ૧|| ના રૂ. ૫.

**ડાયરીઆ**, કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧|| ના રૂ. ૦|= તથા રૂ. ૦|||.

**દરાજ**, કોડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧|| ના, કી૦ રૂ. ૦|=

**દરેક જાતના જખમો માટેનો મલમ**, કી. રૂ. ૦||.

**નબળી પાચન શકતીથી** પીડાતાઓ માટેની **હજમીતની ગોળીઓ**, કી૦ રૂ. ૦||=. તથા રતલ ૧|| ના રૂ. ૮.

**હરસની ભુકી**:–બાહેરના કે અંદરના, લોહીઆર કે મસાવાળા, નવા કે જુના, હરસ તુરત સદા માટે નરમ પડે છે, કી૦ રૂ. ૦|=.

**હરસનો મલમ**:–ઉપલી ભુકી સાથે વાપરવા માટે ડબી ૧|| ના, કી૦ રૂ. ૦||.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવા**: શીશી ૧|| ના, કી૦ રૂ. ૦|||, ૧| ને રૂ. ૨.

**મીઠી પીશાબની દવા**:–થોડોક વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧| ને રૂ. ૨.

**લેપ**:–દરસ, ગાંઠ, લચક, રૂમેતીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે, ડબી ૧|| ના, કી. રૂ. ૦|||.

હઝારો સર્ટીફીકેટોમાંથી ફકત એકજ અત્રે છાપી છે.

૧ ડૉ૦ સર બાળચંદર કૃષ્ણ, કે.ટી, જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા દાકટર, લખે છે, "મોતીવાલાની ખાંસીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે. શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એ ગોળીઓ મેં અતી ઘણી ફતેહમંદી સાથે વાપરી છે. એ ગોળીઓથી ખઈીના પણ એક દરદીની ખાંસી નરમ પડી ગઇ અને તેની પીડાકારી મટી ગઇ એવું મેં જોયું છે."

એકલા બનાવનાર:–**ડૉ૦ બે૦ મોતીવાલા.**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે–મુંબઈ.

# "મોહતની બેફીકરી."

લખનારઃ—"દીલખુશ."

No smile is like the smile of death,
When all good musings past;
Rise wafted with the parted breath,
The sweetest through the last.

"Keble."

વાંચનાર, મોહત એ શું છે? તે કંઇજ નહી પણ આપણા આત્માનો એક માત્ર ફેરફાર (Transmission of soul) છે. જીંદગીનો અંત અને સંત અને બીજા જીવનની શરૂઆત છે, અને તેવી રીતે અનેક જન્મ લઈને કસોટી ઉપર કસાઈને છેવટે મીનોઇ જેહાનમાં આગળ વધીને તે મહાનામી બાપના ચરણે પુગાય છે.

વાંચનાર, આપણુને મોડે યા વેહલે તો હયાંથી જવાનુંજ છે. અને તે કઇ ઘડીએ તે ચોકકસ નથી તો પુન્યની ગાંસડી હમનાથીજ બાંધીને તે મોહાના મુસાફરી માટે તૈયારી રાખવી.

"હવસસે હમકો જાના હય—એ રાહ.
ઇધરસે હમકો જાના હય-હવાઈ એ ઠીકાણા હય
હય સફર એ રેલકી-તુમ બાંધ રખો ઈસબાબ,
સીટી બજી જો કુચ્છકી-પચતાવો ન આપ;
મુસાફીરકા યેહ ખાના હય-હવાઈ યેહ ઠીકાણા હય.

મોહતની નજીક આવતા અને આ દુનીઆ સાથે પોતાનો છેટલો હીસાબ નક્કી કરવાની અણી ઉપર આવેલા માણુસ માટે આ જંજાળમાંથી નીકળી જઈ હમેશગીની શાંતીનો વારંવાર ખ્યાલ કરવો અને તેના માટે તૈયારી રાખવી તેના જેવું ડાહપણભર્યું બીજું કાંઈજ નથી, માટે આજનું પુન્યનું કામ કાલ ઉપર ન રાખવું કારણ કાલની ખબર કોઇનેબી નથીજઃ—

કવિ દલપતરામ કહી ગયા છે તેમઃ—

"કાલ કર્યાનું આજ કરી લે, કોને દીઠી કાલ રે,
પગલાં હેઠે મોહત પડયું છે-ચેટી ચેટી ચાલ રે,-નથી રહેવાનું.'
ફીર ફરીને આ ઠામ રે-નથી રહેવાનું."

મોહત માટે વિલાપ કરવો તેમ તે માટે ફીકર રાખવી પણ ખોટી છે. લૅટન કહે છે કે તમારાં દુઃખોનું રૂદન બંદગી રૂપે તમારા જાની મીત્ર ખુદાતાલાના કાનમાં કહી સંભળાવો, હેબતી ન જાવ અને બંદગીમાં ચીત્ત રાખો કે જેથી તમને કુદરતીજ દીલાસો અને રાહત મળશે.

કરડીસ મોહતને બેહસ્તની સાથે સરખાવે છે અને કહે છે કે જે માણસ ભલી જીંદગી ગુજારીને ખુલ્લાં અને ખાલેસ દીલથી મોહતને ભેટે છે તેને માટે મોહત એક આશીર્વાદ સમાન થઈ પડે છે, કે જે માટે કદી પણ વિલાપ ન કરવા ઝુકસ કહી ગયો છે કારણ તેમ કરવાથી આપણા વ્હાલાંને મીનોઈમાં આગળ વધવામાં હરકત થાય છે અને તે મરનારનું રૂહ દીલગીર થાય છે. મોહત, એ જીંદગીનું તાજ છે, કે જે જો ન હોત તો ગરીબ માણસ ગરીબીમાંજ અટવાયા કરતે અને તેને જીંદગી ઝેર સમાન થઈ પડતે, તેમ આ જીંદગીની કદર કોઇબી કરીજ ન શકતે. ફ્રતી માફક તે ખુઆઈ જતાં મીનોઈમાં આપણી મુસાફરી શરૂ થાય છે. મોહત એ માણસના જીવનની પરીક્ષા છે અને તેથી માણસના સારાં નરસાં કામની ખુબી જણાઇ આવે છે. તે મહાનામી બાપના બારહે જે સુરખરૂઇ ભરેલા ચેહરા સાથે જવા માંગતો હોય તો તે માણસ તેનાથી ડરીને પોતાની જીંદગી ખરાબ રીતે ગુજારતો નથી. મોહતની ધાસ્તી સમજુ માણસો રાખતાં નથી પણ સદા તે માટે બેફીકર અને તૈયારજ રહે છે. એવાં માણસો હમેશાં પોતાની કરણી સારીજ રાખે છે કે જેથી જ્યારે મોહત આવે ત્યારે તેઓ ખુશીથી તે સાહેબની મરજીને શરણ થઈ શકે. વાંચનાર, તમો પણ મોહતને ખુશીથી ભેટવા ચાહતાંજ હોવ તો તે આગળ તમારા પાપી વિચાર, વચન, કામને સરવા દો જે મોહતથી બીહે છે તે પાપી હોઇ પોતાની નમલાઈ પુરવાર કરી આપે છે. આ અવનીમાં આપણે નીતિ અને ભલાઈથી કામ કરીએ તે માટે મોહત જરૂરનું છે. આ દુનીઆ એક મહાસાગર છે, કે જે તરી જવા માટે નીતિ અને ભલાઈની જરૂર છે જેથીજ આપણે મોહતને ખુલ્લાં દીલથી ભેટીશું. મોડે યા વેહલે આપણા મોહત પછી આપણે ભલાઈનોજ પમરાત અત્રે ફેલાવી આપણું નામ અમર મુકી જઇશું. આપણી કાયાનો કઇજ ભરૂસો નથી માટે અહોનીશ તે સાહેબનું જેટલું સ્મરણ થાય એટલું કરી લઈ નીતિમાન જીંદગી ગુજારવી.

"સબસે રામ ભજન કરલેના—એક દીન જાનારે ભાઇ
સોના પેહનો રૂપાં પેહનો—પેહનો પીતલ કાંસા
રૂપીએ ગજકા રેશમ પેહનો—નહી જીવનકી આશા—એક દીન જાનારે."

જેમ કાદવની મટકી ફુટી જતાં વાર લાગવાની નથી તેમ આ ખાકી દેહ પડતાં વાર લાગવાની નથી. જેથી મોડે યા વેહલે એ કાયાનો ભરૂસોજ નથી

"રૂપે મન શું રાચોરે-કાયાનો રંગ કાચોરે—ભગવાનને ભજો.
હાડ, માસ ને રૂધીર ભરેલું-મઢ્યું ચામડે અંગ,
ગણ દેહનો ગર્વ નકામો- કાયાનો રંગ પતંગ;
એ ભરૂસો નહી સાચોરે-કાયાનો રંગ કાચોરે-ભગવાનને ભજો."

આપણા અતી વ્હાલાંઓને આ જગતમાં છેલ્લી સલામ કરતી વેલાએ તેઓ આપણાંથી માત્ર થોડાંક વરસ આગળજ તે મીનોઇ સુખની મજાહ મેલવવા ગયાછે અને હવે પછી આપણે તેઓને જઇ મલવાનુંજ છે એ ખ્યાલજ આપણા અગાધ દુઃખથી વીંધાયલા જીગર માટે કંઇક દીલાસારૂપ થઈ પડે છે. બાઇરન કહે છે કે ખુદા પોતાના માનીતાઓનેજ જલદી બોલાવી લે છે. ઈંગ્રેજીમાં પણ કહેવત છે કે "Good men die first" માટે આપણે જુવાન મોહત ઉપર નાહક વિલાપ ન કરવો. પણ તેને માટે મીનોઇની શાંતી ઈચ્છવી. જોકે આવા વખતમાં આપણી સાદી સમજ પણ ફાવતી નથી અને આપણે દુઃખથી વીંધાઇને છેકજ નાસબર બની જઈએ છીએ તેનું મુખ્ય કારણ આપણા સ્વાર્થ ઉપરાંત તે વ્હાલાંઓ પ્રત્યેનો આપણો પવિત્ર પ્રેમ છે. મોહતની બાબદ હમેશાં વગર સ્વાદની અને વગર અગત્યની લેખવામાં આવે છે એ ભુલભર્યું છે. જેઓ મોહતને નજદીક ધારે છે તેઓ સઉથી સરસ શાંત જીંદગી ગુજારે છે. મોહતનો દસ્ત જોકે જુલ્મી છતાં ગમે એવા વેરભાવ અને દુશમનાઇથી જુદાં પડેલાં કુટુંબોને સુલેહ કરાવે છે. વળી મોહત, તે જેહાનને ડરામણા દેખાવમાં રજુ કરતું નથી પણ તેથી હમેશગીના સુખ માટેની ઝલકતી આશા પાર પડી શકે છે. કમનસીબ અને લોભી કાર્ડીનલ બોફર્ટ મોહતની ફીકર કરતાં મરતાં વિલાપ કરવા લાગ્યો જે:–"શું મારે મરવુંજ જોઇએ? એક પાદશાહત ખરીદવાના જેટલી મારી સઘળી દોલત પણ મને બચાવી ન શકશે? અફસોસ! કે એવું કોઈ લાંચખોરૂ મોહત હસ્તી ભોગવતું નથી." કારણ તેને મોહત માટે કંઇ તૈયારી રાખી ન હતી. મોહતની આગમચ જે પોતાની નેકી બદીનો હીસાબ તૈયાર કરે છે તેજ ખરો સુખી છે અને અંતની ઘડીએ તેના સ્વપ્ના હમેશગીનાજ ખ્યાલોથી ભરપુર હોય છે.

ડા૦ વીન્સલો એક દાખલો આપી ગયો છે કે એક કાયદાના અભ્યાસી જુવાને એક પ્રોફેસર આગળ આવીને ખુશ ખબર આપી કે:—

"મારાં મા બાપે મને કાયદાનો અભ્યાસ કરવાની રજા આપી છે."

પ્રોફેસરઃ—"ઠીક બેટા, ત્યારે તું શું કરવા ધારે છે?"

જુવાનઃ—હું ડીગ્રી મેલવી ગુંચવાડા ભર્યા કેસો ઉકલાવી નામ કાઢીશ."

પ્રોફેસરઃ—"પછી, બેટા?"

જુવાનઃ—"હું પરણીને સુખી થઇશ."

પ્રોફેસરઃ—"તે ક્યાં સુધી વારૂ?"

જુવાનઃ—"મારાં મોહત સુધી."

પ્રોફેસરઃ—"મોહત પછી?"

જુવાનઃ—"વળી કંઇ નહીં."

પ્રોફેસરઃ—ત્યારે આ ખાકી માયામાંજ વીંટલાઇને તું તારૂં જીવન પુરૂ કરશે તો ખુદાઇ યાદ વિના ત્યાં તારૂં શું થશે તે જાણે છે?"

આ ચાનકથી તેને અભ્યાસ મુકી દીધો અને ક્રાઇસ્ટનો ચેલો થઇને અશો અને પર્માર્થી જીંદગી ગુજારવા લાગ્યો.

નેપોલીયન ૧ લો કહી ગયો છે કેઃ—"મરણમાં ભય જેવું કંઇજ નથી અને મોહત એક મોટો (Meditator) વચ્ચે પડનાર છે. ખુદાની નજીક જવા માટે મોહતનો કેહવાતો ભયભીત રસ્તો પેહલાં પસાર કરવો જોઇએ. દર્યાના તુફાની મોજ પસાર કર્યા પછીજ તે ખુશ લેંહકીથી ભરપુર અંદર (બેહસ્ત) માં દાખલ થવાય છે. મોહત આપણે માટે હમેશગીના દરવાજા ખુલ્લા કરે છે. આહ! તે અણદીઠ સુખ, જો આપણે અશોઇ ભરી જીંદગી ગુજારી બધે ભલાઇનોજ પમરાત ફેલાવી જઇશું તો, આપણે માટે તૈયારજ છે અને આ ચલકતી આશાઓથી ખરેજ મોહતની ધાસ્તી મીઠયાજ ઠરે છે. તે આકાશી પીતાના ચરણે પુગવા માટે જે આખી જીંદગી સુધી બેદરકાર રહીને તૈયારી કરતો નથી તે પાછળથી પસ્તાય છે, જેથી આપણે ભલાં કામો કરી મોહત માટે સદા તૈયાર રહેવું જોઇએ કે જેથી તે આવે ત્યારે બેફીકર શરણ થઇ શકાય. એક ફીલસુફ કહી ગયો છે કે ખરો ડહાપણવાલો તેજ કેહવાય કે જે મોહતનો વિચારજ ન કરતાં સદા તે માટે તૈયારજ રહે છે.

વળી, ઉપનીષદ પ્રમાણે મોહતના જેવો બીજો કોઇ શીક્ષક આપણને મલનાર નથી, કારણ મોહતનો વિચાર જેવો નીતિમાન ધડો આપી શકે તેવો કોઇ બીજો શીક્ષક આપી શકનાર નથી. જેથી તમે એવાંજ કામો કરો કે જેથી તમારા જન્મ વેલાએ સર્વ હસ્યાં હતાં તેમ તમે મરી જાવ ત્યારે સર્વ રડે અને તમે હસો. રૂસ્તમ સોરાબના દાસ્તાનમાં પણ સોરાબના મોહત ઉપરથી ફીરદોશી એજ શીખવે છે કે મોહત એક એવો ભરમ છે કે જેને આપણ પીછાણી શકતા નથી જેથી ખુદા પરજ વિશ્વાસ રાખવો. તમારાં બ્હાલાંના અકાળ મરણથી દુઃખી ન થતાં તે બ્હાલાંઓ પ્રત્યેની તમારી નીયમીત ફરજ બજાવવામાં મન રોકો અને દીલગીરી નાબુદ કરી તેને હંમેશગીનું સુખ અને શાંતી ઇચ્છો કે જેથી તેનું રૂહ મીનોઇમાં ખુશ થશે. મહાત્મા ગૌત્તમ બુધ્ધની આગળ એક બાયડી પોતાના મરણ પામેલા બેટા માટે દવા લેવા આવી જેને તે મહા પુરૂષે જે ઘરમાં એક પણ મરણ ન થયુ હોય તે ઘરમાંથી રાઇના દાણા લાવવા ફરમાવ્યું તેણી બધે ફરી પણ એક પણ ઘર મોહતથી ખાલી તો જણાયુંજ નહી જેથી તેણી પાછી આવી કે બુધ્ધે તેણીને આ દુનીઆની નાપાયદારીની સમજ આપી કે મોહત કોઇને મુકતું નથી. ભલા ભલા ચાલી ગયા તો આપણા શા ભાર? વીગેરે જેથી તેણી ધીરજ પામી ગઇ. મરણ વેળાએ શાંત મન, સબુરી અને હીમતની ખાસ જરૂર છે કે જેથી આપણા કુટુંબને પણ તેથી આપણે ધીરજ આપી શકીએ છીએ.

પ્લુટાર્ક કહે છે મરનારની યાદ શોકને બદલે માન અને ક્રીયાઓથી જાળવવી. કબીર કહે છે કે જો તું સમજુ હોય તો ચેતી લે કે ભલું કામ કાલપર નં રાખતાં આજેજ તે કરી લે કારણ આજ અને કાલની વચ્ચે મોહુત ઉભેલું છે. વળી સર્વેને મરતાં ફીકર લાગે છે પણ મને તો એમ થાય છે કે ક્યારે મોહુત આવે કે પરમાત્માને મલું. જેથી આપણેબી સદકામથી મોહુત માટે તૈયારી રાખીએ કે કબીરજી માફક ખુશાથી તે દાદારની દરગેહ સુરખરૂઇ ભરેલા ચહેરાએ જઇ શકીએ.

આપણા અવસ્તામાં મોહુતને ખુશાલી તરીકે જાહેર કર્યું છે. અશો પુરૂષો અને સાલેકોને મન મોહુત મીઠું, મધુર અને આશીષભર્યું છે અને તે વધુ ચગ કતું ભુવન બતાવે છે. મીનોઇમાંથી મળેલા સંદેશાઓ તરફ ધ્યાન પુગાડતા મરણ પામેલાઓ આ ફાની કરતાં મીનોઇ દુન્યામાં હજાર દરજ્જે સુખી રહે છે તે એટલે સુધી કે જોકે તેઓ ત્યાંથી પોતાના વ્હાલાઓ તરફ પોતાની મીઠી અને માયાળુ નજર ચાલુ રાખે છે છતાં એકંદર રીતે તો તેઓ આ ફાની દુન્યા તરફ, જેમ જેમ તેઓનું મીનોઈમાં આગળ વધવું થાય છે તેમ તેમાં દીન ઉગે બેદરકાર બને છે. અને એવાં મીનોઇ સુખનો વિચાર કરતાં તે એવું તો અનુપમ લાગે છે કે આપણે જીવતાં જાણે આ ઘડીએ મરવા તૈયારજ થઇ જઇએ!

મારી ઓલખાણના એક કુટુંબની એક ફીરેસ્તાઇ ખસ્લતની બેટી જુવાન વયે મરણ પામી જે પોતાની દરેક ખાનગી વાત પોતાની વ્હાલી બેનને કેહતી હતી; તે તેણીનાં સ્વપ્નામાં આવીને કહી ગઇ કે "જ્યારે તમો મારે માટે શોક કરતાં હતાં અને જ્યારે મારૂં શબ જમીન ઉપર હતું ત્યારે ફીરેસ્તાઓ મને ઉંચકી લઇ ગયા અને અત્રે હું પુરતી સુખી અને ખુશી છું" જે ઉપરથી જણાશે કે ભલાંઓ જેઓ આ અવનીમાં ભલાઇનાજ પમરાત ફેલાવી જાય છે તેઓ માટે તો ગમે તે ઉમરે મોહુત આશીર્વાદભર્યુંજ છે. મરણ એ ખુદા પાસે પુગવાનો દીન છે કે જેથી બીજો કયો દીન સુખી હોઇ શકે? આપણા મરણ બાદ આપણને તો બગલમાં કરણીની કીતાબ દબાવી તે દાદારે પાકની દરગાહમાં હીસાબ આપવા રજુ થવાનું છે અને બાકી બદનના બોજાથી સદાનું દુર થવાનું છે અને તે અશોનુરમાં આપણું નુર આમેજ કરવાનું છે. તો વ્હાલાં વાંચનાર, તમોબી ભલીજ કરણી કરી આ અવનીમાં અમર નામ મુકીને તે દાદારે પાકની દરગાહમાં સુરખરૂઈ ભરેલા ચેહરા સાથે જવા માટે આજથીજ તૈયારી કરો કે જેથી આયંદે પસ્તાવું ન પડે અને હંમેશાં તમારાં વ્હાલાંઓના આત્માને મીનોઇમાં શાંતી ઇચ્છજો.

# સંસાર—શિક્ષણ—માળા.

ગજલ—પિલુ.

(રાહ) "ખુદા કરે ન કોઇને બુરો પતી મળે."

હઝાર શુક્ર ઓ ખુદાય! તાહરાં કરૂં,
ખાઈ રઝખ તાહરૂંજ પેટ આ ભરૂં, ૧.
આપેછ મને નિત્ય રોજ ન્યામતો ભલી;
ન હોય ન્યામતો ખરે ભુખે બુરી મરૂં. ૨.
નિશદિન હતો, નિત છે અને તું નિત્ય રહેશે,[1]
નિત રોજ કરૂં સાહેબા હું સ્મરણ તાહરૂં! ૩.
મજ ફર્જ તણું કર્જ કરૂં કેમ હું અદા?
ખુદ હુંજ તાહરો—નથીજ કાંઇ માહરૂં! ૪.
ન ન્યામતો હતે ખુદાય તાહરી કશી—
જન કુલ થતે વિક્રાલ વાઘ જંગલી વરૂં. ૫.
"દિલજાન" તણો એક તુંજ પાલનાર[2] છે;
તાહરાંજ ચરણ ઉપર શીશ આ ધરૂં. ૬.

(દોહરો.)

અન-જલનો દેનાર તું, અહુરમજ્દ દાદાર!
મુજ ગરદનપર તાહરા, અપાર છે ઉપકાર.

(દા. એ. તારાપોરવાળા.)

---

૧. દુઆ નામ સેતાયશને. ૨. હોરમજ્દ યશ્ત, ક. ૧૨.

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ મુના કાવસશાહ ઈરાની.

## પ્રકરણ ૧૪ મું.

### માઠા સમાચાર.

દુબાસ લોડજ પરોણાઓની ગરબડથી આજે દિવસો થયાં ગાજી વાજી રહયો હતો. આવતી કાલે ધામધુમથી જરનાં લગન બરજોર દાવર સાથે થનાર હતાં. દરેક ચેહેરાપર ખુંશાલી અને સંતોષનો છાપ ખુલ્લો જણાતો હતો, જ્યારે ફક્કત ખોરશેદજ, બધો વખત વિચારમાં દીલગીર જેવી ફર્યા કરતી હતી. જેમ દિવસ જતા હતા તેમાં સર જેહાંગીર જરૂરજ તેણીના હાથની માંગણી કરશેના ધડક ધુજારાભર્યા ખ્યાલમાં તે બાપડીનો જીવ ઉગયો સુકયો જતો હતો. તેને શું જવાબ આપવાના અચોકકસ ઠરાવ વચ્ચે તેણી બધો વખત એબલી, એબલી દીલગીરજ ફર્યા કરતી હતી.

આખો દિવસ ઉંધી મુડીએ શેઠના કામકાજનાં કાગળોનાં જવાબ વાલી એદી હમનાં પોતાના ઓરડામાં એક રોકીંગચૅર પર આંખે હાથ દઈ કંઈ ઉંડા વિચારમાં બેઠેલો નજરે પડતો હતો

કોણ જાણે તે કેટલો એક વખત એમ બેસી રહયો હોતે, પણ તેટલાં એક તાર સાથે તેનો નોકર તેનાં ઓરડાનો અલગો દરવાજો ઉઘાડી તેની સામે આવી ઉભો.

"સાહેબ, આય તમારે નામનો તાર છે. તમુને બહુ મોડો પોહોંચાડવાને માટે દીલગીર છેવું."

"પણ એ કયારે આવ્યો?"

"સહવારે નવ વાગે સાહેબ. મેં એક બીજા છોકરાને તે તમુને પોહોંચાડવા આપ્યો હતો પણ, તેણે, તમે કેઠેબી નહિ મલવાથી તમારી લાઈબ્રેરીમાંની ડેસ્ક

પર મુકયો ને હમના જ્યારે હું લાઈબ્રેરીમાં કંઈ કામે ગયો ત્યારે એ તાર, તમારી ડેસ્કપર ઉઘોડયા વિના જેમને તેમ પડેલો જોઈ લઈ આવ્યો."

તેણે ઝટ તે તાર ખોલ્યો અને તે વાંચતાંજ તેનો ચેહેરો ફીકકો પડયો. તે મેહર તરફથી હતો.

"જલદી આવો, કાકાજી ઘણા ધાસ્તી ભરી હાલતમાં છે, વખત ખોહતા ના" તેમાં લખાયલું હતું.

તે કાગળનો પટલો તાવ તેના હાથમાંથી સરી પડયો. અને તે નીસોસ જેવો ખુરસીપર અઢેલઈ પડયો તે નોકર શેઠની આવી હાલત જોઈ ગભરાઈ ગયો.

"શું કંઇ માઠા સમાચાર છે કે સાહેબ?" તેણે પુછવાના હિમત કીધી.

"હા, માહરા બાવા ઘણાજ બીક છે. મને એકદમ ઉપડી જવુંજ જોઈશે. આય એક કાગળ હું શેઠને માટે લખી જાવુંચ તે તું તેવણ બાહારથી આવે ત્યારે તુરત આપજે" અને તેણે દાદાભાઈ પર તે શા માટે એકાએક દુગાશ લોડજ છોડી જતો હતો તે ટુકમાં લખી તે ચીઠ્ઠી નોકરને આપી. એક કલાકમાં તો તે, ત્યાંથી રાતની ટ્રેન પકડવા દોડયો.

હવેજ તેને પોતાની હાલતનું પુરે પુરૂ ભાન આવ્યું. ખોરશેદ તે મીઠી છોકરીની સંગતમાં, શેહેર, ઘેર, બાપ અને પોતાની અંદરાયસી મોહોરદાર વરીકને તમામ ભુલી ગયો હતો. તે હવે બીજીને પોતાનુ દીલ આપી પાછો ફરતો હતો તે વિચારે ખરે મને કમકમયો.

પોતાનાં બચગીનાં વ્હાલાં ઘેરને જોતાજ તેનાં જીવમાં એક જાતની ખુશાલીની લાગણી ફરી વલી રખે તે વ્હાલા બાપનાં જીવને કંઇ હાની પુગી હોય। રખે તેને આવતાં ઘણું મોડુ થયુ હોય તે વિચારે તેનુ જીગર ઠરુંગાર થઇ ગયું અને તે ઝડપથી બાગના દરવાજામાં દાખલ થયો.

'ઓ પરવરદેગાર! તુ અતે આયો ખરો એડી" એક,નરમ હાથ તેનાં ખભાં પર આવી પડયો અને તે મીઠા જાણીતા અવાજથી, તે ચમકી ઉભો રહી ગયો.

"પપા કેમ છે? મેહેરાં જલદી કહે?" તેણીનો નાનો હાથ પોતાના ખભાં પરથી નાખુશીથી છટકાવી મેલનાં તેણે બારે ઈંતેજારી વચ્ચે સવાલ કીધો.

અજાયબીથી, બે દગલાં તેણી પાછલ હઠી. એક ઠંડીનું જીનું લખલખું તેણીનાં આખાં આંગમાથી પસાર થઇ ગયુ. છતાં તેની એકજ પળમા પાછી સાવધ થઇ

"હમના બેટર છે." તેણીએ ખોખરે સાડાદે જવાબ કર્યો. "ઓ એડી, જ્યારે પેલું દરદ ઉભરી આવ્યું ત્યારે હું સમજી કે એવણ મરેચ ને કાકાજીએ તુને ત્યારે મલવા માંગ્યું તેવો મે તારી પર તાર મુકયો. ડાકટર કહેચ કે એવણ શાંનીથી પુરતા ઉઘસે તો જીવશે. હું ધારચ કે જ્યાંસુધી તુને એવણ જોશે નહિ ત્યાં સુધી ઓતપુ ઉઘશે નહિ. કાલના બસ એવણ તાહરીજ ટગર કરેછ."

તેની છાતીમા દુઃખનો એક ચમટો તુટો.

"તાર મને જરા જલદી મલ્યો હોતે" તેણે અતવત કીધી. અને નોકરની બેદરકારીથી તાર તેને કેવી રીતે મોડા મલવા પામ્યો તે બધું મેહેરને તેને કહી સંભલાવ્યું.

"હું જાણુતીતીજ કે તું આવ્યા વગર રેહેશે નહિ. એવણ હમનાં તો સારી કાની છે એડી. પણ તું જરા થોડા દિવસ થોભશે તો એવણુની હાલત જલદીથી સુધરશે."

તે હવે ત્યાંથી ચાલી જવા ફરતો હતો પણ વળી પાછો તેને મેહેરે થોભાવ્યો.

"તું કેટલો બદલઈ ગીયોચ, એડી! તું જાણે અગાઉનો એડી છેજ નહિ."

"વખત આપુને સઉને બદલેચ, મેહેરાં" તેણે શું બોલવું તે સમજ નહિ પડવાથી ઉડાવ્યું. પણ તે ચગોર છોકરીએ તેની વધું નજીક જઈ તેના ખભાંપર બધે હાથે મુકી તેની આંખ્યોમાં સીધ્ધું જોયું.

"એડી," તેણી નરમાસથી બોલી "તું જાણેચ કે તેં મને જુદાઈએ એક કીસબી નથી લીધી. તેં માહરી ખબરબી નથી પુછી તો પુછી પણ, તેં મને એટલુંબી નહી કહયું કે તું મને જોઇને ખુશી થયોચ ને હું તાહરી પ્રોમીસ્ડ વાઇફ તુંને પાછી મલવાની તરસમાં કલાકે કલાક ને મીનીટે મીનીટ ગણુંચ."

તે ગભરઈ ગયો. આ પાધરી અપીલ સામે તે ઝંખવાનો થઈ ગયો; ને તે ખરયાનો જેવો બે દગલાં આગલ વધ્યો ને વાંકો વલી તેણીના બરફ જેવાં કપાલપર એક કીસ લીધી.

"એડી, તાહરી કીસ ઠંડી છે. બસ તાહરી રીતભાતજ માહરી તરફ ઠંડી છે." તેણી એક ગમગીન હસ્વાં સાથ બોલી.

"હું એટલો તો ગભરઈ ગીયોચ વ્હાલી કે જાણે મને માહરૂં પોતાનુંબી ભાન નથી રહયું. પપાની ધાસ્તીભરી હાલતની ખબર વાંચતાંજ, હું દીવાનો જેવો થઇ ગીયો. મને પેહેલે પપાને મલવા દે ને પછી આપરે નીરાંતે વાત કરશું."

"પણ એડી, બસ તું મને એટલુંજ કેહે કે તું મને જોઇને ખુશી છે. બોલની તું ખુશી છની!"

"અલબત. હું તુંને જોઇને ખુશી છેવું મેહરાં" તેણે તાનીતોડીને ખુશાલ દેખાવાની કોશીશ કીધી.

"આહા! એડી!" તે ગરીબ છોકરીના મુખમાંથી એક નીસાસો નીકલી પડયો "તોબી તાહરી આંખો માહરી તરફ જોતાં ઠંડી માલમ પડેચ. તાહરા હાથો માહરાને લાગતાંજ ઠંડા ગાર જણાયચ. બોલની, એડી તુંને શું છે?"

"તું તો ગાંડી છે ગાંડી! ચાલ હવે મને જવા દે. હું પપાને મલી આવું પછી આપરે નિરાંતે વાત કરશું."

તે ગીયો અને તેણી તેના જતા આકારને ગમગીન જોતી ઉભી.

"ઓ! ખુદા! એના દીલમાં માહરા સિવાય બીજી કોઈનેબી ના જગ્યા લેવા દેતો!" ગરીબ તે છોકરીનાં મોઢાંમાંથી દુઃખનું દચકું નીકલી પડયું."

## પ્રકરણ ૧૫ મું.

### તુટેલું જીગર.

ડામાભાઇ કાંગાનો સફેદ પુણી જેવો ફીકકો ચેહેરો અને ખાડા પડેલી આંખયો જોઈ એડી ગભરાઈ ગયો

એડીનો માનીતો અવાજ સમજી તેવણ અર્ધ બેફામીમાંથી સાવધ થયા. અને તેવણે પોતાની ઝાંખી પડી ગયલી આંખ્યો એડીનાં ચેહેરાપર ઠેરવી. ઘણે મહિને તે વ્હાલા દીકરાનો ખુબસુરત ચેહેરો જોતાં તેવણની આંખ્યોમાં ખુશાલી પ્રકાશી નીકલી

"તું આયો કે એડી!" તેવણ જહેમતથી બોલી શકયા "ચાલ, હવેજ હું જલદી સારો થવસ. તું મને જલદીથી છોડી તો નહિ જશેની!"

એડીના હિંમત આપનારા સખુનથી તેવણને ઘણે વખતે શાંતી મલેલી લાગી અને ત્યારે તેવણ તેનો સોબાઈતો હાથ પોતાનાં હાથમાં લઈ ઘણે વખતે શાંત ઉઘમાં પડયા.

જરાકબી હાલ્યા ચાલ્યા વિનાં તે તેવણની બાજુમા વિચારમાં બેસીજ રહયો. મેહેરની ઘણીબી સમજાવત છતા તે આરામ લેવા ત્યાંથી ઉઠયો નહિ. કલાકો પાછલ કલાકો એવીજ હાલતમાં તે શાંત ઉઘમાં પોઢેલા બીમારને ટીકતો વિચારમાં બેસીજ રહયો

કલાકો પછી જ્યારે તે બીમારે આંખ્યો ખોલી પોતાનાં બચ્ચાંને પોતાની નઝદીક બેઠેલો જોયો ત્યારે તે આંખ્યોમાં ઉપકારભરી લાગણી પ્રકાશી નીકળી

"તું હજુર આરામ લેવા નથી ગીયો એડી!" તેવણે ભારી કાળજીથી પુછયુ. "તું જો જલદી નહિ આયો હોતે એડી, તો હું હમણાં કદાચ જીવતો હતે નહિ. તું હવે મ્હારી આગલથી જલદી પાછો તો નહિ જશેની!"

"નહિ પપા, તમે તદ્દન સારા થશો ત્યારેજ હું હયાંથી જવશ. ત્યાં લગી નહિ."

તેણે સધ્યારો આપ્યો ખરો પણ અરે! મીઠી ખોરશેદને જોયા વિના તેના જીવને કેવી રીતે કરાર થશેના બિચારે તે દીલગીર થયો. વળી મેહેરની ઠપકો આપતી કાંટીલ આંખ્યો સામે તે કેમ ટકશે? તે હવે ઘણોજ થાકી ગયલો હોવાથી આરામ લેવા જવા તે ઓરડો છોડી ગયો.

આખા દિવસની ઠાકે તેનું દીલ અને હઝારો બલકે લખ્ખો જાતના વિચારોએ તેનું મગજ સુસ્ત થઈ ગયું હતું. તે થોડીક પલ આરામ લેવા પોતાના નાનકડાં ડ્રોઈંગ રૂમમાં જઈ ત્યાંના એક સોફાપર અલેતાયો પણ થોડીજ પલમાં તો તેની ઠાકેલી આંખ્યો વીંચઈ ગઇ અને તે ભર ઉંઘમાં પડયો.

ભાગ્યે પાંચેક મીનીટ તે એખલો પડયો હશે કે મેહેર ત્યાં કાંઇ કામે આવી લાગી અને તે વ્હાલા જવાનને ઉંઘતો જોઇ કંઈ સંતોષના હસવા સાથ તેણી તેની નઝદીક જઈ ટીકવા લાગી.

તે ચેહેરો તમામ બદલઈ ગયો હતો અને તેમાં કઈ અજબ ફેરફાર થતો તેણીએ જોયો.

હમેશંના જેવો, બલકે વધારે તે સોહામનો તો લાગતો હતોજ પણ, અગાઉનો તેનો ખુશાલ, બેદરકાર ચેહેરો ને મસ્તીથી ચળકતી આંખ્યોમાં ગંભીરાઈ અને ગમીએ જગ્યા લીધી હતી. તેણી તેની બાજુમાં ગુંઠણુ મંડયે પડી, તેને પ્યારભરી નજરે ટીકવા લાગી.

"ઓડી!—મ્હારા વ્હાલા, તું મ્હારી તરફ જરાક ઠંડો છે ખરો." તેણી એક નિસાસો નાંખી મનમાં પટપટી "પણ કદાચ તું કંઇ બીજી રીતે અગવડમાં હોશે! કે જેથી તું આટલો બધો ફેરવાઇ ગીયોચ. બાકી, તું મને જુઠો નીવડી દગો દે તે હું કદી, કદીબી માનુ નહિ." અને હયાં તેણીએ પોતાનું માથું ગમીથી તેની બાજુમાં નમાવ્યું અને વિચારમાં પડી.

એકાએક તેણી ચમકી અને ટટાર થઈ તે ઉંઘનારના આકાર ઉપર વાંકી વળી ધ્યાન દઇ સમજવા લાગી, કારણ, તે ઉંઘમાં કંઈ બબડતો સંભલાયો.

તે દેખાવ એક જોવા જેગજ પીકચર રજુ કરતો હતો. મખમલી સોફાપર લાંબો છર થઈ બેફામ જેવો ઉંઘમાં પડેલો તે જવાન, અને તે ઉંઘતા જવાન ઉપર વાંકો વળેલો તે નાની છોકરીનો ચળકતી, પ્યારભરી આંખ્યો સાથનો તેને ટીકતો આકાર. આહા! એ સામતો ચીતાર જોનારને એક સુંદર પીકચરજ રજુ કરાવે એવો હતો.

"ઓ ખોરશેદ મારી ડાર્લીંગ, એકજ બોલ. ફક્ત એકજ બોલ" તે ઉંઘનાર છેલ્લા શબ્દો પાછો ને પાછો બબડયો.

જાણે વીજળીનો એક મજબુત આંચકો લાગો હોય તેમ તેણી તેની બાજુમાંથી ચમકી પાછળ હઠી ગઇ.

"ખોરશેદ, માઈ ડાર્લીંગ, એકજ બોલ." તેણે તેજ શબ્દો પાછા બોલવા માંડયા.

મેહેર એક પલમાં સઘળું ચેતી ગઇ. અરે! ત્યારે અંતે તો તેણી ઠગાઈ હતી. તેને સચ્ચો ને વફાદાર ધારવામાં તેણી ઠાપ ખાઈ ગઈ હતી. ગરીબ છોકરી! દુઃખના દચકાં તેણીની ગુંગલાતી છાતીમાંથી બાહાર પડયા. અજાણપણે, ઉંઘમાં તેના મુખમાંથી બાહાર પડેલાં શબ્દોથી તેણીનું આશાવંત જીગર તુટી ગયું.

હવે શું રસ્તો લેવાના વિચારે તેણી થોડીક મીનીટ તેની બાજુમાં જમીનપર બેમીજ રહી. શું તેને તેની આવી ચાલ માટે ઠપકો આપવો? એકને વરવાનું વચન આપી બીજાને તે પંડ્યા દીલ આપવું તે શું ગુનાહ નહિ હતો? પણ—તેણી ભલી, દયા અને સખાવતનીજ મુર્તી હતી અને ખરો પ્યાર એવોજ હોય છે.

જેમ એક માતા પોતાના બચ્ચાંને પગવારે તેમ, તેણીએ પોતાનો નાજુક નરમ હાથ તેના પોહોળાં કપાલ પર પ્યારથી ફેરવ્યો અને ખોરશેદનોજ સ્વપનો જોતો હોવાથી તે ઉંઘતા જવાને, તે તેણીનોજ સમજી હાથમાં પકડી પોતાને હાથે દાબ્યો.

"ખોરશેદ, મ્હારી બ્હાલી" તે સુંદર નાજુક હાથ હજુરખી પોતાના હાથમાં મજબુત પકડીજ રહયો.

ન તો તેણીનો પોતાનો હાથ ગુસ્સાથી છટકાવી મેલ્યો કે ન તો તેણીએ તેને ધીકકાર્યો આ જીગર કચડી નાખનારૂં ભારી દુઃખ કોઈનેબી નહિ જાણવા દઈ, તે જવાનને તેનાં વચનથી મુકત કરવાનો તેણે મનથી મજબુત ઠરાવ કીધો.

હવે તેણી તેની બાજુમાથી ધીમેથી ઉઠી ઉભી થઇ અને તેને માટે ચાહે તથા ખોરાક તૈયાર કરવા તે ઓરડામાથી બાહાર પડી.

થોડીક પલમાં તેને માટે જોઇતી તૈયારીઓ કરી, તે જવાનનાં ઉઠવાની રાહા જોતી તેણી બારી આગલ આવી ઉભી.

પા એક કલાક તે બાપડી, એમ વિચારનાં વમલમાં ઉભી હશે કે તેણે એક મોટી આલસ ખાઇ પોતાની આંખ્યો ખોલી.

"મેહેરા! તેં મને ઉઠાડયો કાય નહિ? મને એટલો બધો વખત સુવા કાંય દીધો?" તેણે તેણીના ફીકકા ચેહેરાપર નજર નાખ્યા વિનાં પુછયું.

"પુરતા ઉંઘ્યા તે સારૂંજ થયુ. તમે તદન થાકી ગયલા હતા" તેણીએ જેમ તેમ અવાજ ઠેરવી જવાબ કર્યો.

તેણીનો ધીમો, ખોખરો અવાજ સમજી તેણે તેણીનાં ચેહેરામાં જોયું તો તે તદન ફીકકો માલમ પડયો.

"શું છે, મેહેરા? તાહરો ચેહેરો, ને અવાજ એટલો બંધો બદલઇ કેમ ગયો?" તેણે કાલજીથી પુછયું.

તેણી હસી. પણ તે હસ્વુ તદન ફીકકું ને ગમગીન હતું.

"હું તાહરીજ માફક બીલકુલ થાકી ગઇચ, એદી" તેણીએ ઉડાવ્યું.

પાછી ત્યાં પાંચેક મીનીટ ચુપકીદી પથરઇ રહી.

"તુ ઉંઘમાં આજે કેટલો બબડતો'તો એદી?' તેણીએ તે ચુપકીદી તોડતાં ધીમેથી ચલાવ્યું "હું ધારૂચ કે તાહરી નવી લાઇફ ઘણીજ માફક અવેચ. ખરૂ કેની! પણ પછી તાહરી નવી વાર્તાનું શું થયુ?'

તે ગભરાયો, રખે તેનેથી કંઈ ઉંઘમાં ખોરશેદનું નામ દઈ થીંટાલો થયો હોય? રખેને તેનો ભેદ, તેનો ગુનાહ, મેહેરે પકડી પાડયો હોય. પણ નહિ વાતની વલણ ફેરવાયલી જોઇ તે પાછો શાંત થયો.

તે કેવી રીતે સુંબાઈના દુબાશ લોડજમાં પોતાનો વખત પસાર કરતો હતો તે બધું તેને મેહેરને સમજાવ્યું: અગાઉનીજ માફક તેઓ પોત પોતાની માનીતી જગ્યાઓ પર તૈયાર બનાવેલી ચાહ પીતાં હતાં. હમેશનીજ માફક, હમણાબી તે ભલી છોકરી કાળજીથી તેની મેનીજ કરતી હતી.

"મને હમનાં આપરો અગાઉનો વખત કેવો યાદ આવેચ?" તેણે કંઈક ગમગીનીથી તે આગલી યાદ તાજી કીધી.

અગાઉનો વખત! તે વખતે તો તેણી તેનાં પ્યારમાં પુરતી સુખી હતી! અને આજે તેનો ભેદ જાણ્યા પછી તેણીની જવાન છાતીમાં શુંબી દુઃખ થતું હતું તે તેને કયાંથીજ ખબર હોય?

"દાદી દુબાશની વરી છોકરી ખુબસુરત છે કે?" તેણીએ તેને ચુપ બેઠેલો જોઇ ખરી વાત જાણવાની મકસદથી શુરૂ કીધું.

"હું! નહિ ઘણી ખુબસુરત તો નહિજ કહેવાય, તેમજ બદસુરતબી નહિજ, પણ જરા, ઘણીજ તોરવંતી, મગરૂર ને દાહી છોકરી છે".

"હું ને પેલી નાહ્લી છોકરી! તે તો કેહેજે ઘણીજ ખુબસુરતમાં ગણાયચ ખરું કે?" એક બારીક નજર તેની પર ફેંકતા મેહેરે સવાલ કીધો.

વ્હાલી ખોરશેદનું નામ સમજતાં બેડીના ચેહેરાપર કંઈ અજબ જેવી લાગણી પ્રગતી નીકળી. અને તે ચતુર છોકરી તુરત ચેતી ગઇ કે તેણીનાં પ્યારની હરીફ કોઇજ નહિ પણ લક્ષાપતિ દુબાશ શેઠની નાની ને લાડકી છોકરી ખોરશેદ હતી જેણીની સુંદરતા દરેક મોંઢે વખણાતી હતી.

"જોનારને ચકીત કરી નાંખે એવી તેણીની સુંદરતા છે" તેણે જેમ તેમ પોતાના મનપર કાબુ રાખી ટુંકમાંજ પતાવ્યું:

"મીસીસ બાટલીવાલાને તો તુ ઓલખેચની! બેડી! હું! તેજ. તેવણ ગીયે અઠવાડયે આપરે ત્યાં કાકાજી બીમાર સમજીને મલવા આવેલાં, તેવણને કેહેજે દુબાશ ફેમીલી સાથ ઘણુંજ સારૂં છે. તેવણ કેહેતાંતાં કે દાદાભાઇ દુબાશની નાની દીકરી ખોરશેદની ખુબસુરતીની જોડી મલવી મુશકેલ છે. ને કેહેજે એના હાથનાં ઘણા મોટે મોટે ઘેરનાં ઉમેદવારો છે પણ એ કોઇને મચક આપતીજ નથી." ખોરશેદ માટે કંઇ વધુ સાંભલવાની ઉલતથી તેણીએ વાત આગલ ચલાવી.

"તે ખરૂંજ છે," તેણે ધડકતાં જીગરે જવાબ કર્યો "જે એને જોયચ તે એને વખાણ્યા ને ચાહયા વગર રેહેતુંજ નથી. ખરેજ મેહેરાં, એ પ્યાર કરવા લાયકજ એક પુતલી છે." તે છેહલો વાકય ધ્યાનમાં અને ધ્યાનમાં બોલ્યો ખરો પણ તેનું ભાન થતાંજ તેને પોતાનો હોઠ મજબુત કરડયો.

મોટે ઘરના જવાનો ઓઢઇ પંહરઇ જતા હતા, તે શું તેણીના આ ગરીબ કઝીન માટે વરસો વેર થોભશે?

હમણાં સુધીમાં કય કઇ વખત, તેણીએ એ સવાલ પોતાનાં દીલને કર્યો પણ, મન માનતો જવાબ તેણીનું અંતઃકરણ દઇ શકયુંજ નહિ.

"મને તેની મુદ્દલ ધાસ્તી નથી." તે ખાત્રીભર્યા જોશથી જવાબ કરતો "હું એને જીતશ ને ગમે તેવાબી ભોગે એને માહરીજ બનાવશ. જે છોકરીને હું માહરા જીવ કરતાંબી આલે ગણુંચ, તેણીને અને મને મોત સિવાય કોઇબી છુટાં પાડી શકશે નહિ. ઓહો! હું માહરાં બેહેસ્તન માયજીના સોગંદથી કહેવુંચ કે એજ છોકરીને હું માહરી બનાવું તોજ ખરો ને નહિ તો મને તેવી કોશેશ કરતાં મરવું પડશે!"

ધીરે! અરદેસર કાંગા ધીરે! મોટી મોટી દફાંસ તો સહેલઇથી મારી શકોચ ખરા, પણ તે, પેલી છોકરીનું કેમ! તેણીની મરજી વિરૂધ કંઇ તમારાથી પરણાવાતુ છે!

આટલાં બધા જોશથી તેને બોલતાં સમજી મેહેરાં બીહી ગઇ. કેવા સાચ્ચા જોરાવર પ્યારથી તે પેલી મગરૂર છોકરીને ચહાતો હતો. આનુ સેવટ શું આવશે? શું ખોરશેદ દુબાશબી તેને એવાજ સાચ્ચા પ્યારથી ચાહાતી હતી? શું તેણી પોતાના બાપને ઘરની સઘળી જાહોજલાલી પડતી મુકી આય ગરીબ નાના કોટેજમાં ઠદીબી પોતાનો પગ મુકશે? મેહેરે શકથી પોતાનું ડોકયું વિચારમાંજ નકારમાં ધુણાવ્યું. (સાંધણુ છે.)

## સત્ય વિષે.

### છપ્પા.

સત્યે શત્રુ હોય, વળી કડવાસ ભરેલું;
સત્યજ મોંઘુ હોય, અસભ્યતા ભરેલું;
અસત્યે મીઠાશ, મિત્રો બહુ આવે;
સસ્તું સભ્ય અસત્ય, સત્યને લલચાવે;
દુશ્મન અસંખ્ય સત્યના, ભીરુ સત્યના ગણાય છે;
"ધનસુખ" સત્ય પ્રભાવથી, હરીને પાછા જાય છે—૧

સત્ય સદાય અભય, સત્ય શ્રી હરિની શક્તિ;
સત્ય તેજ પરમેશ, અસત્ય શયતાની-વ્યક્તિ;
સત્યમાં કડવાશ; સત્ય બાતે નહિ કડવું;
અસત્ય પીડે સત્ય, પણ કંઈ શુભ ન જડવું;
અનહદ પ્રપંચ અસત્યમાં, જીવન ડામાડોલ છે;
સત્યે આત્મા સ્વચ્છ છે, "ધનસુખ" નિત્ય કલ્લોલ છે—૨.

## લુક હીયર પ્લીઝ!

આંજે દેખાવના પઈસા છે. તમારા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી છે; અને પગ દીપી રહે એવાં ફાંકડાં અપ-ટુ-ડેટ સ્ટાઇલના બુટ યા શુઝની એક જોડી તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવાં ક્યાં જશો?



ધી ઓરૂએ ગુડ લક બુટ એંડ શુ માર્ટ,

દુકાન નં૦ ૭, લાલસીંગ બીલ્ડીંગ,

લુહારચાલ ક્રાફર્ડ મારકીટ, મુંબઈ.

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપર્સોનું એક મોટું સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે. જોઈ જઈ ખાત્રી કરો.

માલેકઃ—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."

---

આખા હિંદુસ્તાનમાં વખણાયલો

વાળ કાળા કરવાનો

## પક્કા કલપ.

આ કલપ મુછોનાં તથા દાઢીના સફેદ વાળને લગાડતાં, તે પાંચજ મિનીટમાં સુંદર કાળા થઇ જાય છે. વાળના શોખીનોએ યાદ રાખવું કે, એની બરોબર આજ કોઇપણ **કલપ** નથી. આ કલપ વાપરવામાં સહેલો છે, સોડમમાં ગમતો છે, ગુણમાં અકસીર છે, રંગમાં પાકો છે અને કિંમતમાં સસ્તો છે. કિંમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ જુદું.

બાહરગામ માટે એજન્ટો જોઇએ છીએ.

મેસર્સ નવરત્ન એન્ડ સન,

૧૯૯, કાલબાદેવી રોડ—મુંબઇ (૨)

૧ ઉત્તમ સ્મરણ શક્તિ.
૨ શ્રેષ્ઠ શરીર સંપત્તિ.
૩ દીર્ઘ જીવિત સુખ.
૪ અખુટ ઉત્સાહ વૃત્તિ.

## ચાર અલભ્ય લાભ

અને

## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

☞ જો તમો વિદ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શક્તિ ચાહતા હો, જો તમો ઉદ્યોગમાં આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આંતકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સ્ત્રીઓની દુર બેસવાની કોઇપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શક્તિની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ, એટલે કુલ પાંચ ડબી આપવામાં આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો.

બ્રાંચ ઓફીસ.
કાળબાદેવી રોડ, મુંબઇ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

પુરાણ પ્રસિધ્ધ.

# જાળંધર અને સતી વૃંદા.

(ત્રીઅંકી નાટક.)

## પ્રવેશ ૭ મો.

—:o:—

સ્થળ:માર્ગ.

પાત્રઃ—બે નાશતા હાંફતા બ્રાહ્મણો ને પાછળથી ભુખરૂ

બ્રા૦ ૧ લોઃ—(બીજા પ્રતિ હાંફતો) ભાઇ ઠીક થયું જો પેલી બાઇએ ચેતાવ્યા તે.

બ્રા૦ ૨ જોઃ—હા ભાઇ મારા ઉપર એક સપાટો પડતે તો હું તો ભોંય ભેગો જ થઇ જતે.

બ્રા૦ ૧ લોઃ—અરેરે મારો પણ જીવ જતે.

બ્રા૦ ૨ જોઃ—અરેરે મારો પ્રાણ જીવ જતે.

ભુખરૂઃ—(સાંબળુ બતાવતો દોડતો) એ . ...એ...ઉભા રહો મહારાજ ઉભા રહો. લ્યો આ સાંબેલું. મારા સમ. મારી ઘરવાળીના સમ. રીસાઇ ના જાઓ-એ-લ્યો-આ-

બ્રા૦ ૧ લોઃ—જોદેવભટ્ટ જો. રાંડનો ઓલો તો આવ્યો. નાસરે બાપ.

બ્રા૦ ૨ જોઃ—નાશ બાપ............રે............(નાસાનાસ કરે છે)

ભુખરૂઃ—(આખરે હાથ નહીં આવવાથી) હ-તારીની (કપાળે હાથ ઠોકતો) કરમ વગરના કરરીનીયા, તે જાને તે શાં જવાં! કરમમાં લખ્યું ઉગીયું. તો ઘી કયાંથી ખાવાં? ફોણુ. જાણે રાંડે શી જુકતી જમાવી કે એ અમારા બેટા વગ્રાણાજ માપી ગયા. એક મરદ કરતાં ઓરતની અકકલ ચઢી? નહિ બસ હવે ફીકે મોંઢે ઘેર ફરવા કરતાં પરભારુંજ યુધ્ધમાં ઘરવરવું ઉતમ છે. (ત્યાંથી પરભાર્યો યુદ્ધસ્થાન તરફ જાય છે.)

—:o:—

## પ્રવેશ ૮ મો.

સ્થળઃ—લશ્કરી છાવણી.

પાત્રઃ—જાળંધર સહીત લશ્કરી ટુકડી, છડીદારો, અનુચરો, ને પાછળથી ગરૂડ ગામી લક્ષ્મિજી, વગેરે.

અનુચરઃ—(દરબારમાં પ્રવેશી) જાળંધરજી મહારાજનો જય થાઓ (નમન કરી ઉભો રહે છે.)

જાળંધરઃ—(ઉગ્ર શબ્દે) બોલરે, શું કહેવા આવ્યો છે ?
અનુચરઃ—(નમ્રભાવે) પ્રભુ ! બારણે આપના ભગીની પધાર્યાં છે ને તે આપ શ્રીને મળવા ચાહે છે.
જાળંધરઃ—(આસન ઉપરથી ઉઠવાનો સહર્ષિત) કોણ પુજ્ય ભગીની લક્ષ્મિજી; જા જા આનંદપુર્વક આવવાદે (અનુચર જાય છે.)
લક્ષ્મિજી—(ગદગદ કંઠે પ્રવેશી ઓવારણાં લેતાં) બંધુ !
જાળંધરઃ—(સામે જઈ સત્કારતાં) પધારો બેન ! આજે કંઇ આ ગરીબ બંધુ ઉપર અચાનક કૃપા.
લક્ષ્મિજી—(વધારે સ્પષ્ટ ગદગદિત સ્વરે) વિરા..........,

તેં યુદ્ધ કરવા અમર સંગે, સાહસ કર્યું છે જ્યારથી,
મુજ ચિત્ત ચળવળતુ થયુ, સંતાપમાં છું ત્યારથી;
ત્રીપુટી ભુંડી ત્રણ દેવની, ત્રેવડ ત્રિપે તારી ફરે,
એ કાળ હળ આગળ વિરા, તુ શા પ્રકારે ઉગરે.
મહિયર મહિં એક દીવડો, તુજને દીઠે મનમાં ઠરૂં,
તુંજ વાળ વાંકો માંભળી, મુજ જીવને પાછળ કરૂં;

(ખુબ વળગી નિશ્વાસબધ્ધ શબ્દે.)

રત્નો બન્યા છો લઇ ગયા, શું પ્રાણનીજ અધીક છે,
આ યુધ્ધ કરવું દ્યો તજી, વિરા શિખામણુ ઠીક છે.

જાળંધર —(બળેથી લક્ષ્મિજીના હાથ દુર કરી કુદતો) ભગિની ભગિન આ શું બોલો છો ? ભય શું કામ પામો છો ? હું એ દુષ્ટોથી ક્યારે ડરૂં તેમ છું ? તમારા પતિનો તમારી દયાની ખાતરજ જીવતો જવા દિધો છે. એ ત્રણ દેવની ત્રીપુટી ? આવવા દ્યો આવવા દ્યો એ દેવત્રિપુટી સાથે આખું સુર બ્રહ્માંડ કાં નથી ઉતરી આવતું ?

રે જ્યાં સુધી બાજી તમારાં સીભાગ્ય સજનાર છે,
એ ત્યાં સુધી કોઇ મને, કશુંએય શું કરનાર છે !

સમજ્યાં ? (કંઠની પુષ્પમાળા બતાવી) જુઓ બેન આ પુષ્પમાળા એ સૌભાગ્ય કુમુદિનીએ આપેલી છે, મજબુત સાક્ષી સ્થાપેલી છે. જ્યારે તેનું શીયળરત્ન તુટશે, ત્યારે એ પુષ્પનું યૌવન ખુટશે, જ્યારે તે બરમાશે, ત્યારેજ આ કુસુમો કરમાશે જો જો પણ આ વાત કોઇને કહેતાં નહિ. જાહેરમાં ચરચાય તો બાથી મુધી ખુલી જાય.

લક્ષ્મિજી—અરે વિરા એ શું બોલ્યા ? તમારી હિતચિંતક થઇ ખરાબીનાં દ્વારો કેમ ખોલી શકું. તમારા શિરોના સુર મંડળના જક્ષગી વિચારો જાગી મારા પતિથી છુપાં રીતે નીકળી આવી છું મારે હવે મને રજા આપો, હું જાઉંછું.

જાળંધરઃ—અને એક લોહી ન તપે તો પછી પોતાનાં પરાયાંનો અંતરજ કેમ ઓળખાય ? બેન મારે દ્વારે પટેલ ચઢેલા આવી ખાલી હાથે પાછાં વળો તે ઠીક નહિ. લ્યો આ રત્નહાર સ્વીકારી આભારી કરો.

લક્ષ્મિજીઃ—વિરા તમારૂં ભલું થાઓ (જાય છે.)

## પ્રવેશ ૯ મો.

—:o:—

સ્થળઃ જંગલ.

પાત્રઃ—વિષ્ણુ, લક્ષ્મિજી, ગુરૂડજી વગેરે.

લક્ષ્મિજીઃ—(પ્રવેશતાં આક્રંદ સહીત) હાય વિપરીત દશા. બ્હેનના કાવતરાંથી ભાઇનું મોત? કેવું કઠોર પરિણામ? આહાઃ જાળંધર ભાઇ જાળંધર, તારો મારા ઉપર કેવો પ્રેમ ને મારો તારા પર કેવો પ્રપંચ? પતિએ પુછાવ્યું છે એટલે એ તો એગના દાવપેચમાંજ હોવાના, અને હું હિન અભાગિનીનીજ કારણરૂપ બનવાની. રે પિયરમાં પાધર કરાવનારી મારા જેવી અભાગણી બીજી કોણ હશે? માડી જાયાની મૃત્યુસૈયા પાથરનારી મારા જેવી પાપણીને પૃથ્વીમાતા કેમ ગળી જતી નથી? કુટુંબમાંથી આળખાગણી ધરાશ, દુનિયાંની દ્રષ્ટિએ દુષ્ટ મનાઇશ, ને ઉત્તરતાં જમપુરી જોઇશ, હાયરે હાય..........(મુર્છાગત થાય છે.)

વિષ્ણુઃ—(પ્રવેશી ગંભીરપણે) અહાહાહા લક્ષ્મિજી ભાઇના પ્રેમમાં કેવાં ગરકાવ થઇ ગયાં છે!. શું કરે બિચારી સ્ત્રીજતીનો સ્વભાવ છે કે પિયેરીઆં ઉપર પણ પ્રેમ બતાવવો ને સાસરીયાં સાથે પણ સ્નેહ જોડવો, આવા પ્રસંગે આવી એમની દયામણી સ્થીતિ જોઇ દેવને પણ દયા આવે. શું કરૂં? હું જાણું છું કે આવી કોમલાંગનાઓ પર આવા પ્રહારો દુઃસહ છે પણ લાચાર (વચારે ગમગીન થઇ.) જો યુક્તિ શોધી કાઢી જુલમીઓનો સંહાર ન કરૂં તો ગૌબ્રાહ્મણનું રક્ષણ કેવી રીતે થાય? (પવન દેઇ લક્ષ્મિજીને જાગ્રત કરતાં) પ્રિયા ક્યારે આવ્યાં? સમાચાર શા લાવ્યાં?

લક્ષ્મિજીઃ—(નમન કરી સનમ્ર શબ્દે) પ્રભુ હમણાંજ આવી, ભળવને કુંચી બતલાવી.

વિષ્ણુઃ—કેવી રીતે?

લક્ષ્મિજીઃ—અણછુટકે બોલતી હું અથી આખરના શબ્દો આ કહ્યા કેઃ—

રે જ્યાં સુધી ભાભી તમારાં, શીયળવ્રત સજનાર છે;
એ ત્યાં સુધી કોઈ મને, કશુંએય શું કરનાર છે?

વિષ્ણુઃ—કશું એય શું કરનાર છે કે? જોઉં છું. (ગરૂડ પ્રતિ જોઇ) ગરૂડજી જાઓ લક્ષ્મિજીને સ્વસદને લેઇ જાઓ.

લક્ષ્મિજીઃ—(જતાં જતાં ગદગદ કંઠે) મારાં નેત્રમણિ; આ તમારી અર્ધાંગના ને નણંદની; કુખ લજાવનારી ન કહેવરાવશો.

વિષ્ણુઃ—(સગર્વ) ફિકર નહિ.

લક્ષ્મિજીઃ— ગાયન ૨૭ મું.

મારા પીરાની વા'ર, કરજો ભરથાર;
કાંતિ મનની. સર્વે વિસારી—મારા.
આંધળાની આંખને, પંખિની પાંખને;
કુળ તણી ખાપને આપ પાળનાર—મારા.

વિષ્ણુઃ—નિશ્ચિંત રહો, જાઓ. (લક્ષ્મિજીના ગયા પછી સ્વગત) હવે ઉપાય હાથ લાગ્યો છે. જેટલી વાર લગાડીશું તેટલું વિપરીત પરિણામ વેગરવું પડશે. માટે જે બને તે સત્વરજ ઠીક. (નેત્ર મીંચી તાળી બજાવે છે.)

શંકરઃ—(પ્રવેશી આધિન દ્રષ્ટે) નમસ્તે પ્રભુ નારાયણ.

વિષ્ણુઃ—(મલકતે મુખ અતિથ્યે) નમસ્તે યોગિરાજ. પધાર્યા;

શંકરઃ—કંઈ સમાચાર.

વિષ્ણુઃ—તૈયાર. જાળંધરે તો કહયું કે જ્યાં સુધી બાજી તમારાં શીયલવ્રત સાજનાર છે, રે ત્યાં સુધી કોઇ મને કશુંએય શું કરનાર છે. કહો હવે કેમ કરવું.

શંકરઃ—(ભવાં શાંત કરી) ઓહોહો એમાં શું કરવું છે શું? વૃંદાનું વ્રત હું મુંકાવું પછી કાંઇ છે.

વિષ્ણુઃ—જો એમ થાય તો તો માર ખાતા બચીયે. પણ તમારા જેવા, ભોળાથી એ નહિ ભોળવાય; કોઇ પ્રપંચી પુરૂષ જાય તો કંઇક કામ થાય. તમે બીજી ત્રેવડમાં રહો તો એ કામ હું બજાવું.

શંકરઃ—નહિ તમારે જવાની જરૂર નથી. ભામાઓને ભોળવવી એમાં તે શું અઘરૂં કામ છે?

વિષ્ણુઃ—તો ભલે. મોટે ઉપાડે જાઓ છો ખરા પણ જોજો પાછા ઝંખવાઇને ન આવો.

શંકરઃ—(હાસ્ય કરી) અરે પ્રભુ એ તે શું બોલ્યા? હું તે ઝંખવાઉ; કરૂં વિચાર કે બેડો પાર.

વિષ્ણુઃ—(સ્વગત) ભોળાનાથ ભભુતિ ચોળી ભામાને ભોળવવા ચાલ્યા. (પ્રકાશ) તો ભલે. શંકર આપ એ તરફ પધારો, હું જાળંધર તરફ જાઉં. (બંન્ને પરસ્પર) નમસ્તે. નમસ્તે. (જુદી જુદી દિશાએ વિદાય થાય છે.)

જાળંધરઃ—(પ્રચંડ ગર્જતો) અફસોસ. હાથેહાથ મેળવવાનો પ્રસંગજ આવતો નથી. લુચ્ચા દેવો દુરથીજ ત્રાસે છે; ત્યારે યુધ્ધ માટે શાને ઉલ્લાસે છે?

નારદઃ—(પ્રવેશી) નારાયણ. નારાયણ. નારાયણ. (જાળંધર સામે જોઇ) શુરવીર સુભટરાજ, ઠીક થયું કે આપ અહીંજ મળ્યા. હમણાં હું રૂબરૂમાંજ આવતો હતો. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધરઃ—(આશ્ચર્ય ચકિત થઇ સામે જોતો) ઉફ્ઃ આપ કોણ છો?

નારદઃ—મને ના ઓળખ્યો. હું બ્રહ્માનો પુત્ર નારદ છું.

જાળંધરઃ—ઠીક મને મળવા આવવાનું કારણ?

નારદઃ—(એક આંખ મારતાં સ્વગત) ઠીક લાગ આવ્યો છે. (પ્રકાશ) આપના ઘરના માઠા સમાચાર જણાવવા. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધરઃ—(ચોંકતો) મારા ઘરના વળી માઠા સમાચાર કેવા?

નારદઃ—ને તો આપ સાંભળશો ત્યારેજ જાણશો. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધરઃ—(આંગળીથી ચપટી વગાડને.) તો જલદી કહો.

નારદઃ—(સગોકિત ભાવ દર્શાવી.) શું કહું? કહેતાં જીભ ઉપડતી નથી. તમે અહિં સંગ્રામમાં સિધાવ્યો છો; ને તમારે ઘેર સતી વૃંદાને છળવા શંકર સિધાવ્યા છે.

જાળંધર—(રોમ રોમ ફરકતો) ઓહ શુ મારી છબીલીનૂ છળવાને ? મારો નાશ કરવાને ?

નારદ—હાજી. એમણે આપનું રૂપ લીધું છે, ને કપટનું કામ કીધુ છે. પણ એ ભોળાના ભાર નથી, ને સતી સત ચુકનાર નથી.

જાળંધર—(મનસ્રપણે) મુની મને તમે આભારી કર્યો છે. કહો એને ભોગો કોણ કહે ? હાથેહાથ મેળનતા હાર્યો ત્યારે પ્રપચની જાળ પાથરવા પડ્યો. ઠીક છે ઠેકાણે લાવું છું, બળનરા બુઝાવુ છુ

નારદ—જો આપ બદલો લેવા ધારતા હો તો એક યુક્તિ બતાવુ.

જાળંધર—વાહ તે તો બહુજ ઉત્તમ બદલો લેવાને તો બાપવાજ સુઝે, શી યુક્તિ છે સત્ય કહો.

નારદ.—જુઓ ત્યારે શકરે જ્યારે આપને ઘેર જવાનું અધમ પગલુ ભર્યું છે ત્યારે આપને તેને ઘેર જવામાં શી અડચણ છે, એ જાતનો જોગટો છે. પણ તરૂણી તો તેજનો અબાર છે, એ કાગની કોકે મધાવવા મણીને હરી લાવો; છળથી છળી લાવો પણ જોજો આ વાતની કોઇને જાણ થાન નહિ. નહિ તો હુ હવકા લોહીનો હણાઇ જઇશ સ્વર્ગમાથી તમારી દયાની ખાતર આવ્યો છુ માટે જોજો દયાની માને ડાકણ ન ખાય નારાયણ નારાયણ, નારાયણ.

જાળધર—અરે એ શું બોલ્યા ? જાણે શુ જાણે, મહારાજ ગને કેવો જાણો છો વાત બીજે કાને ન જાય પછી કાઇ સારુ સિધાવો. (જાય છે)

નારદ—(આનદતા) વાહ કપટ વાહ ? ત્હારો જ્યા નિવાશ છે, ત્યાજ આનદ અને ઉજાશ, નારાયણ. નારાયણ નારાયણ

ગાયન ૨૮ મું.

વાહ ! દોપટ કળા, આપે કપટ, બળ કાયે જગતમા
ધ્યાની ને ધર્મી, ચ્યકકરમી... .ઉદાશી
ખાગી રતિરમ, સુભટ, સુખરામી
હળી મળી સહુ ભેટે . . નેહ ધરીને નેહે
છટકે ના કો છેટે ...ભળેલ પણ દીસે જગતમા—વાહ૦

(કરતાલ બજાવતા જાય છે)

---

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ-પાર્વતી સદન.

પાત્રઃ—પાર્વતિ, વિજ્યા, જ્યા, ને પાછળથી કૃતિમશંકર (જાળંધર) વગેરે.

પાર્વતિઃ—(અશોક) ગાયન ૨૯ મું.

ડોડીલા કપર્દિહરિ આવશે આ તરફ કયારે ?
દળી દુષ્ટ—રાક્ષશી દળ, કાંવશે એ કુશળ છે કયારે ?—ટેક.

કૃપાળુ કોઇ બનો, ફરમાતું જોઇને કલ્પતરૂ;
પ્રીતિ નૌકા તારશે, એ સ્નેહના સાગર ક્યારે ?—કો૦

સ્વરોદય જોઇ સખી, જાણુતી હું તો કે તું જીવન,
ફીતિના કિરિટ બની, કાપશે આ દુ:ખ કયારે ?—કો૦

જયા—(પવન ઢોળી આશ્વાસન આપતી) દેવિ શાંત થાઓ, શાંત થાઓ.

પાર્વતિ—(સવેશય અફસોસમાં) દાસી જ્યા: કેટલા દીવસ થયા. જે ને જટા ધારી જાળંધર સામે જુદ્ધ કરવા વળ્યા; ત્યાર પછી તેમના કંઇ પણ સમાચાર ન મળ્યા. હવે તો ધીરજ ધરાતી નથી, શાંતી થતી નથી.

જ્યા—માતુશ્રી ! આમ કલ્પાંત, કરવાનું કારણ શું છે ? આપના અજરામર પતિનું અખંડ આરોગ્ય કોનથી છીનવી શકાય તેમ છે ?

પાર્વતિ—તે ખરૂં છે. પણ આપણને સમાચાર આવી ન મળે ત્યાં લાગી તર્ક કેમ બુઝાય ? વિતર્કો કેમ સમાય;

જાળધર—(શીવનું-કૃતિમ સ્વરૂપ ધારણ કરી નેપથ્યમાંથી) સતી દ્વાર ઉઘાડો.

પાર્વતિ—(ચોંકતાં) વિજ્યા વિજ્યા, વારૂં જો જોઇએ કોણ બોલ્યું એ ?

વિજ્યા—(હાજર થઇ હાથ જોડતી) માતુશ્રી મને તો ત્રિપુરારિના જેવોજ સાદ સંભળાયો.

પાર્વતિઃ—હોય નહિ હોય, જા તપાસ કર.

વિજયાઃ—(નિપથ્ય તરફ દોડતી સહર્ષ પાછી ફરતી) માતુશ્રી પ્રભુએ મને સાચી ઠરાવી (હાથ લંબાવતી) લાવો. વધામણી. મહાશીવ પોતેજ જુદ્ધમાં જય મેળવીને આવ્યા છે, ને સાથે દુષ્ટ જાળંધરનું મસ્તક પણ લાવ્યા છે.

પાર્વતિ—(અદિરીય આશ્ચર્ય ચકિત) આ તું શું કહે છે ? શું શંકરજ આવ્યા ? (હૃદય તરફ ગતિ કરી, મને તો નથી લાગતું કે માગ સુગરમણી એ હોય. ચાલ આપણે એક યુક્તિ રચીએ, જેથી ભેદ જણાઇ જશે. લે જ્યા આ તું માગે પોશાક પહેરી બેસ, અને એ પ્રવેશતી પ્રભુને લટકા કરી લોભાવ, જોઇએ શું થાય છે ?

જ્યાઃ—(પાર્વતિ રૂપે સજ્જ થઇ) વારૂ આ. (પાર્વતિ સંતાય છે.)

જાળંધર—સતી દ્વાર ઉઘાડો.

વિજયા:—(સામે સાદે) એ......આવી પ્રભુ. (ઓવારણાં લેઇ પ્રવેશાવતી) સારૂં થયું પ્રભુ આપ આ સમયે આવી પહોંચ્યા મારા માતુશ્રી તો મુઝાઇ મરતાં હતાં. આપના દર્શન વગર એમના નેત્રો નિઃસ્તેજ થઇ ગયાં હતા. એમની વિચાર વીજળી દુઃખ વાદળમાં ડુબી ગઈ હતી.

જાળંધર:—(આનંદતો) હા–હાં–હા–એમ જાણીનેજ યુદ્ધમાથી પરભાર્યો આ તરફ વળ્યો છુ. (જયા તરફ વળી) પ્રિયે......... ..

જયા:—(ભેટ સ્વીકારતી) આવો મારા જીવન. આપના વિના મારી તો ઘણી માઠી દશા થઈ. વેરણુ દીવસ વહી ગયા. પાપણી પળોએ તો મને પૂરણ પીડી. આજે જ્યારે આપને મે જોયા ત્યારે જીવને જરા ઠંડક વળી (ભેટવા હસ્ત લંબાવે છે.)

જાળંધર:—(ભેટતા સ્વગત) હાસ શંકર, તારો બદલો વળ્યો, સતીનો પ્રેમ મળ્યો (ખભા ઉપર ઉપર હાથ નાંખતો પ્રકાશ) પ્રિય, તમારૂં કહેલુ સર્વ સાચું છે. સ્ત્રીનું જીવન સ્વામિ છે. પતી વગરની પ્રેમદાઓ પાણીથી પણ મોંઘી છે. સ્ત્રીઓ તો સંસાર સાગરનું નાવડું છે, પણ તેનો ખરો આધાર તો ધણી રૂપી ધ્રુવ ઉપર ધરાવયો છે. ચંદ્ર જેમ રાત્રીને રંગે છે. સ્ત્રી તેમ સ્વામીની સંગે છે. શીયળવંતિ સ્ત્રીઓ સંસારનો સાર છે, ભવનગૃહનો શણગાર છે. (પુન ભેટવા જાય છે)

પાર્વતિ:—(ક્રિયાભ્રષ્ટ જોઇ સ્વગત) અરે આ તો કોઇ જરૂર કૃત્રિમ વેશ ધારીજ છે. (પ્રકાશ પ્રવેશી) બોલ દુષ્ટ તું કોણ છે ? સાચું કહે નહિ તો હમણાં બાળીને ભસ્મ કરીશ (સક્રોધ) ઓ કુલાંગાર વ્યભિચારી શુ તુ પ્રપંચ પાસમા નાખી મને સત્ય ચુકાવરાવવા ધારે છે ? જાણતો નથી કે પાપ પાતાળમા પુરેલું પણ બોલે છે. અરે પ્રપંચી પતંગીયા તુ આ દીપક ઉપર પ્રેમ રાખે છે પણ જાણતો નથી કે દીપક શરમ ક્યારે રાખે છે ? જાણતો નથી કે તેનું વ્હાલ જોઇને વરે છે કે બાળીને ભસ્મ કરે છે ?

જાળંધર.—(સ્વગત ચોંકતો) અરરર આ શું ? મારી બાથમાં છે તે કોણ ? (બે ડગલાં પછો હઠી) ને આ પુર જોશમાં બળતી નક્ષત્ર માળા કોણ ? (વિચારી) ખરાબર આજ પાર્વતી હશે લાવ હવે તો ખરીજ વાત બોલી દઇ તેને મારી મહત્તાથી લોભાવુ. (પ્રકાશ) કૃશોદરી કઠોર વચનો ન કહો હુ શંકર નથી પણ ચૌદ લોકને ચાક ઉપર ચઢાવનાર જાળંધર જોધ્ધો છું, ને તમારી દયાની ખાતર અહીં આવ્યો છું. વડવાઇની માફક વધી ગયેલી જટાવાળા, રાખોડીથી રંગાયલા અરણ્યમાં આથડનારા સ્મશાનને સેવનારા, અને ફળફુલને ખાનારા વિરૂપ શંકર ક્યાં, અને ચંદ્રથી પણ ચાર ગણા તેજવાળા યૌવનરૂપી અમૃતથી ઉભરાતા શરીર વાળા ને ડોલરની કળી જેવા દીલવાળાં તમે ક્યાં ? ક્યાં કળી ને ક્યાં કરમાયલું ફુલ ? ક્યાં મણિ ને ક્યાં રસ્તાની ધુળ ? ક્યાં કેતકી ને ક્યાં કાંટાની શુળ; રે ક્યાં પદ્મણી ને ક્યા જોગટાનું મુળ?

## કાયમની શકતી મેળવી જીંદગી પર્યંત સુખ ભોગવવા માટે.

### રાજરસ મકરધ્વજ વઇભવ ટોનીક પીલ્સ.

આ અજબ દવા નપુંસક જેવા બનેલા પુરૂષોને ખરૂ પુરૂષત્વ આપવામાં સઉથી પહેલો નંબર મેળવે છે.

સ્વપનામાં તથા પેસાબમાં જતી ધાતુને અટકાવી ધાતુને વધારી ઘટ્ટ કરી વીર્ય વીકારના દરેક દરદો સારા કરે છે. લોહીનો જથ્થો વધારી શરીરના દરેક અવયવોને શકતી આપે છે. નાશ પામેલી યાદશકતીને સજીવન કરી મગજને બળવાન બનાવવાને વીજળી રૂપે કામ કરે છે. માથાનો દુખાવો, મનની દીલગીરી, સાંધાઓમાં થતી કળતર, આંખે ચકરી આવવી, ભુખનું કમી થવુ, કમરનો દુખાવો વીગેરે દરદોને જલદીથી દૂર કરે છે. શરીરની સુસ્ત પડેલી નસોને તાકાત આપી વૃદ્ધને જુવાની હાલતમાં લાવી ફીકા પડી ગયેલા ચહેરાને કાંતીવાન બનાવી શરીર મસ્ત જેવુ બનાવે છે.

મનુષ્ય જીવન સુધારીને વધારનાર આ છેલ્લો અમૃતમય ઉપાય છે.

**કીં૦ ગોળી ૪૦ નંબર પહેલાના રૂ. ૧૦.**

## જીવન વગરની હાલતને નવું જીવન આપવા માટે વૈભવ ચાર્મીંગ તીલાઓનો ઉપ્યોગ કરો.

**તેના ગુણો નીચે વાંચો.**

વાપરીને અજાબ થશો.

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૧.**

કમજોર પડેલી નસોના લીધે દુનીઆનુ સુખ ભોગવવાને બાતલ થયેલા પુરૂષોને નસોમાં વીજળીની માફક પાવર પેદા કરી નવી જીંદગી આપે છે. જીંદગીનું નપુસકપણું દુર કરવા માટે દુનીયામાં આ દવાની જોડી નથી. કીં. ઔંસ ૧. નાં રૂ. ૨૫,

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૨.**

હાથરસ અગર કોઇપણ જાતની કુટેવોથી તેમજ અત્યંત વીલાસથી નબળી પડેલી નસોને પોતાની અસલ હાલતપર લાવી નસોમા નવું જીવન આપે છે. કી. ઔંસ ૧ ના રૂ. ૧૫)

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૩.**

આ તીલાનો ઉપયોગ કરવથી જીંદગી સુધી નસો કમજોર પડતી નથી. જુવાનીમાં નસોને ચારગણી તાકાત આપે છે અને વૃધ્ધાવસ્થામાં પણ જુવાનીની હાલતને ટકાવી રાખે છે. કી. રૂ. ૫)

દરેક પત્ર વ્યવહાર ખાનગી રાખવામાં આવે છે સઘળો વ્યવહાર નીચેનાં સરનામે કરવો.

**ડો. વલેરા,**

ફોકલેન્ડ રોડ, મુંબઈ નં. ૪

WHY LOOK "OLD?"

Persian Hair Dye

RESTORES

"GREY HAIR"

To b had from the Army and Navy, Kemps, Phillips Thomson and Taylor, Leach and Weborny, Treacher, and also from all known Chemist & Druggists. SOLE AGENTS.

HORMUSH DOSABHOY & Co.

BOMBAY NO 4. TEL. NO 511.

# ડોંગરેનું બાલામૃત.

મધુર હોવાથી
છોકરાંઓ ખુશીથી પીએ છે.
અને આ પીવાથી
છોકરાંઓની તાકાદ વધી
તેઓ હૃષ્ટપુષ્ટ થાય છે.
શીશીની કી. ૧૨ આના. ટ. ખ. ૬ આના.

**કે. ટી. ડોંગરેની કં૦,**
ગીરગામ–મુંબઈ.



---

# એક અમુલ્ય લાભ.

## નવરંગની ચોથાં સાલની કંપ્લીટ ફાઈલ.

નવરંગના નવાં ઘરાક થયલાં સંગીન વાંચનના સેંકડો શોખીન સજ્જનના માટે આ એક કિંમતી તક છે. હાલમાં ચાલતી અને મોટા ઉમળકાથી વંચાતી Miss H. K. J. ની પહેલે પ્રકરણથી વાંચવાની મોજ મળશે.

વળી સંયોગ સાથ આલ્ફ્રેડની કલમથી લખાયલી અને અતિ લોકપ્રિય થઈ પડેલી 'પાક સંસારની સાચી ગુમાસ્તી' તેટલી પણ પ્રારંભથી અંત સુધી અંદર આવેલી છે. આ વાર્તા ન વાંચી એ એક મોટી ટ્રીટ ગુમાવવા બરાબર છે.

બીજું દમદાર વાંચન ટુંકી વાર્તાઓ અને કવિતાઓ, નિબંધો, સંવાદો ઇત્યાદિનું બહુ પ્રમાણમાં મોજુદ છે.

**કીંમત રૂ. ત્રણ.**

નોંધ:—આ ફાઈલ સાથ ભેટની ચોપડી મળશે નહી.

બાનુઓને ખબર.
લેશીશ, ઇનસરસન, રીબન્સ, ત્રીમીંગ્સ, ભરત કામના ઉંચા નમુનાઓ, સાડીની કોરો કોગ્રેસ કેનવાસ, ઇત્યાદી અમારી દુકાને એક ફેરો મારી જોઈ જશોજી: બધુ એ-વન છે.

# આદમજી નુરભાઇની કું.

૩૪૬, ઉનવાલા બિલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ.

ભરત કામ માટે રજીસ્ટર્ડ
નં. ૧૦૩૯
રેશમ સર્વોતમ છે.

રેશમોનો રાજા
# ગુલેનુર

---

ફેશનેબલ બાનુઓ કાજે ફાંકડું પ્રદર્શન.

## ફાઇન આર્ટ નીડલવર્ક ડીપાર્ટમેન્ટ

અલબેલી મુંબઇ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને ભારતની અનેક રાણીઓમાં બેહદ પંકાયલું ખાતું.

જીક કસબ, રેશમ, સીકવન્સ, જાલી તથા આરીના કામમાં બીનાહરીફ છે.

અમારાં ખાતાંમાંથી ભરાયલા સાડીઓ, અને બ્લાઉઝોનું ઉમદા કામ, તેની મનખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે. બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની ફોકટની કોશેશ કરે છે એજ હમારા ઉતમ કામની સાબેતી છે. અમારા ભાવો અમારી નાદરકારીગીરી તરફ જોતાં કીફાયત છે. અમારા ખાતાંમાં થયલું ભરત કામ નીચલાં ઠેકાણા સીવાય બીજા કોઈની દુકાને મલશે નહીં.

ધનબાઈ ફરદુનજી બનાજી,

નાં. ૫, આલનામોંટ રોડ, ખંભાલા હીલ, મુંબઇ.

ટેલીફોન નીં. ૪૩૧૪.

# વરમા એન્ડ કું૦

## પરફ્યુમર્સ

ના બનાવેલ ઓટો ડીરોઝ કોકોનટ, જેસમીન, રેડરોઝ વાહીટરોઝ, ઓરીમ્બા હેર ઓઈલો ચોખ્ખા કોપરેલ તેલ અને ઉમદા સુગંધી વસાણામાંથી બનાવેલાં છે. વાહીટ ઓઇલ બીલકુલ વાપરવામાં આવતું નથી, બાલને વધારી નરમ સુંવાળા કાળા ચળકતા બનાવે છે. વધારે પ્રશંસા કરવા જરૂર નથી કારણ તેની પ્યોરીટી ઉપર મોહિત થઈ હજારો સ્ત્રી, પુરૂષો અને વિદ્યાર્થીઓ પોતાના બાલ ઉપરના હેર ઓઈલની સહાયતાથી અપ ટુ ડેટની ફેશનમાં શણગારે છે.

દરેક સ્ટોર અને રેસ્ટોરાંમા વેચાય છે.

કીંમત દર બાટલી દીઠ રૂ. ૧ પોસ્ટેજ જુદું.

સોલ એજંટ-

## ટી. એચ. ઠક્કર. સેન્ટ સાબુના વેપારી.

નાં૦ ૭ ડીસોઝા, સ્ટ્રીટ, ચકલા ક્રોસ લેન, મુંબઇ નાં૦ ૩.

અમારે ત્યાં દરેક જાતનાં લંડન અને પેરીસના સેન્ટ, સાબુ, ટોઇલેટ પાવડરોનો મોટો જથો હમણાંજ આવી પુગો છે. જથાબંધ વેપારીઓએ પોતાના લાભને ખાતર એક વખત પ્રાઈસ લીસ્ટ મંગાવવા ખાસ અરજ કરવામાં આવે છે.

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩ા  છુટક નકલ આના ૮.

" " પ્રદેશમાં રૂ. ૪

પાંચમાં સાલના ગ્રાહકોને મી૦ બ. ન. કાબરાજીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૫ મું. જુલાઇ, ૧૯૨૦. અંક ૧૧ મો.

### અનુક્રમણિકા.



## તમેં વાંચી કે?

'નવરંગ'ના અધિપતિની કલમથી લખાયલી દીલપઝીર વારતા

# અભણાનો કીનો!

કીમત રૂ. ૧ા પોસ્ટેજ જુદું.

બાટલીવાળાનો અસલ ક્વીનાઇન ટેબ્લેટ ૧ ગ્રેનઃ દરેક બાટલીમા નગ ૧૦૦.

બાટલીવાળાની અસલ ક્વીનાઇન ટેબ્લેટ ૨ ગ્રેન; દરેક બાટલીમાં નંગ ૧૦૦.

બાટલીવાળાનું એગ્યુમીક્ષચર મેલેરીઆ તાવ, ઇનફ્લુએનઝા વગેરે માટે દવા.

બાટલીવાળાની ટૉનીક પીલ્સ શીક્કા માણસો અને મજ્જાતંતુની નબલાઇ માટે ગોળી

બાટલીવાળાનો તુથ પાઉડર, દાંતના રક્ષણનું મન્જન.

બાટલીવાળાનો રીંગવમ ઑઇન્ટમેન્ટ, દાદર, ધોબી ઇચ વગેરે માટે મલમ.

સઘળા દવા વેચનારાઓ પાસેથી મળશે અથવા લખો.

**ડા. એચ. એલ બાટલીવાળા સન્સ એન્ડ કુાં૦ લીમીટેડ.**

નં. ૮૭ વરલી મુંબઈ નં. ૧૮.

તારનું સરનામું ડાક્ટર બાટલીવાળો દાદર.

**Dr. H. L. Batliwalla Sons & Co., Ltd.**

No 87, WORLI, 18 BOMBAY.

Telegraphic Address: "DOCTOR BATLIWALLA, DADAR."

---

## ગ્રાંટરોડ વેરથી તમારે મારકીટ વેર ધકેલા ખાતા જવાની કંઈજ જરૂર નથી.

જામ, જેલી, બીસ્કીટ, સારડીન, કોકો, ચૉકલેટ, ઇ. વેલતી ખોરાકી; સેન્ટ, લવન્ડર, કોલોનવૉટર, સાબુ, તેલ, હેરઓઇલ, જાતજાતના મેકરોના; જેપાનીઝ અને ચાઇનીઝ કટલરી, તથા ભેટ સોગાટને લાયકની હમા ચીઝો; પેટન્ટ મેડસીનો, અને પરફ્યુમરી, મારકીટ ભાવે અમો વેચ્યે છીએ.

# પીરોજશા નશવાનજીની કું

શેઠના ચૉલ, ગ્રાંટરોડ, મુંબઈ.

માલેકઃ—પરિશા શાપુરજી ભેસાનીયા.

---

## જે. ખરશેદજીની કુાં૦

(આ કંપની વીશ વરસનાં જુનાં અનુભવીની જાતી દેખરેખ હેઠલ ચાલે છે.)

હમારે ત્યંથી તવમારીની કસ્તી, ઘી, ખાંડ, મેવો, દરેક મસાલો ચાહ, કોરી, કાગળ, લોબાન, અગર, બચ્ચાંના રમકડાં, નવાં વરસનાં ત્યા બર્થડે કાર્ડ, ભેટ આપવા લાયક ચીજો; ત્યા દરેક જાતનો વિલાયતી માલ, પેટંન્ટ દવાઓ, વિગેરે. કીફાયત ભાવે મલશે.

તાપ્યા બીલ્ડીંગ, રેલ્વે હોટલની સાંમે, ચનીરોડ જંકશન મુંબાઇ.

# નવરંગ.

પુસ્તક ૫ મું. જુલાઈ, ૧૯૨૦. અંક ૧૧ મો.

# મદિરાની મોહકાણ!

(યુરોપ્યન સંસારની એક મોટી વાર્તા.)

## ૨૦.

આનંદ, વૈભવ અને સુખનાં સમયમાં એક સ્રીનું મગજ કાંઈ અજબ પ્રકારની વીલક્ષણતા ધરાવે છે. તેણી કાંઈ વિચિત્ર ફાંટાઓને વશ રહે છે, કે જે ફાંટા તેણી પોતામાં શાથી આમેજ કરે છે તે કાંઇ કહી કે કલ્પી શકાતું નથી. તેવી પળોમાં તે જેનાં ઉપર સદકે હોય છે તેને કાંઇ કાંઇ નજીવી પજુએહોથી પજવવામાં મોજ માને છે અને ગમત મેળવે છે અને તે કોઈક વાર તો આશ્ચર્યચકિત કરનારા તેમજ આનંદમય પણ હોય છે. તે દેખાડે છે કે સ્રીનું મન, ચંચળ, અથાક અને ઈર્ષાથી ભરપુર રહે છે. કીંતુ દુઃખની વેળાએ—મરદ ઉપર જ્યારે વિપત્તીઓનો વરસાદ વરસતો હોય છે અને તેનાં નાની દોસ્તો તેનો પડખો ચુપચુપ છોડી ગયેલા હોય છે ત્યારે જેમ એક મધમાખ કરે છે તેમ એક ફુલ ઉપરથી બીજાં ફુલ ઉપર ઉડી તેનો મધુર રસ ચુસી લઇ તે સુકાઇ જવે તેને તરછોડી દઇ કોઇ બીજાં ખીલતાં ફુલની તરફ.. આકર્ષાઇ દોડે છે તેમ કરવા બદલ આફતોને સમય સ્રીનું મન પોતાની સાધારણ ચંચળતા અને ગમત થાંને વધારે શ્રેયસ્કર વળણ ધારણ કરે છે અને તેની ઉમદા મનોવૃતીઓ, દયા, લાગણી અને નમ્રતાનાં ઉમદા સદગુણો તેનાં પુર બાહારમાં પ્રકટી રહે છે.

લુઇઝને લાગી આવ્યું કે તેણીને હજી ઘણી ફરજો બજાવવાની હતી અને તેથી હીંમત પકડી તે પોતાનાં બેટા સાથ કૉટેજમાં પાછી ફરી અને તે બધું વેચી સાટી નાખી બને એટલું રોકડ નાણું એકઠું કરી વિક્ટરનું દેવું અદા કરવાનાં શુભ નિશ્ચય ઉપર આવી. તેણીએ તત્કાળ તેની વ્યવસ્થા કરી નાખી અને તે રાત તે કૉટેજમાં તેનાં બેટા સાથ છેવટની ગુજારી બીછાણાં ઉપર નિદ્રાગ્રસ્ત થવાનાં ખ્યાલથી પડતી

વેળા તે દુઃખી યાદો તેણીને પુનઃ થઈ આવી અને અશ્રૂઓનો પ્રવાહ તેણીની મનોહર ચક્ષુઓમાંથી નિકળ્યો. તે બાપડીએ પોતાનાં બેટાને જોશથી પોતાની ગોદમાં દાબ્યો. તેમાં તેણીનો માત્ર એકલો દિલાસો હતો અને તેથી તેણી કાંઇક અંશે શાંત પણ થઈ. દોલત અને વૈભવ ગયો હતો તો શું થયું? તેનો પ્રીય પતિ અને તેણીનું વાહાલુ બાળક તો તેની પડખે હતું કેની? જો કે તે ગરીબ જુવાન પરણેતરનું આશાવંત જીગર ગરીબાઇનાં બુરા ડખથી દાઝી ગયું હતું છતાં પોતાનાં પતિ અને બેટાનો પ્યાર તે દાઝયાંનાં ઘા ઉપર મેલમપતા સમાન હતો. ફક્ત એક વિચારજ તેણી દુઃખ કે ધીરજ વગર કરી શકતી ન હતી અને તે પોતાની પ્રીય પુત્રીનાં આગમાં બળીને ભસ્મ થવાનો હતો, કે જે દારૂણ બનાવની સાથેજ તેઓની ખાનાખરાબીનું મંડાણ પુર વેગમાં શુરૂ થયું હતું.

બીજી સહવારે તે અભાગણી અબળા સક્કાળેથી ઉઠી અને પોતાની થોડીક જરૂર જોગી ચીજો એકઠી કરવામા ને બાધવામાં ગુંટાઇ. તે એકઠી કરવામાં આવેલી જણસોમાં તેની મરનાર માદરનાં થોડાંક નજીવાં ઝહવેરાતો હતાં, જે તેનાં પાળણહાર કેપટન ડૉવેલ્યરે તેણીને સપુર્દ કર્યા હતાં; ને તેણીએ વેચાઇ જતાં અટકાવ્યાં હતાં. તે કમનસીબ મહિલાએ છેક છેલ્લી ઘડી વેર ધીરજ ને શાંતી રાખી હતી, પણ હવે તે પોતાની લાગણીઓ ઉપર વધુ વાર કાબુ રાખી ન શકી અને તેણી રડી. આંસુઓનાં ધોધમાં તેણીને ઘણો સધ્યારો ને દીલાસો મળ્યો, અને જ્યારે તેનો સરસામાન જે તેણીએ ગઈ સાજનો વેચી નાખ્યો હતો તે લેનાર ધણી આવ્યો ત્યારે તેણીએ જરાક હસીને તેને આવકાર આપ્યો. તેણે બધું ગાડાંમાં ભરાવ્યું અને પછી લુઇઝને નાણાં ચુકાવી આપી સલામ કરી ચાલતી પકડી. લુઇઝે હવે તે વાહાલું ઘર દુઃખથી ચીરાઇ જતાં હૃદયે પોતાનું થોડુંક રાચરચીલું લઇ છોડી જવા તૈયારી કરવા માડી, તેટલાં એક પોસ્ટચેઝ આવીને દરવાજા પર થોભી અને અંદરથી ટાઇટસ ટીબત્સ બાહાર આવ્યો.

લુઇઝનાં હૃદયમાં તેને જોતાંજ કાંઇ આશા સ્ફુરી આવી અને તેણી તેથી તેને આવકાર દેવા સાંમી થઈ.

"વેલ, મ્હારાં વાહલાં મેંડમ," તેણે અંદર આવી એક ટ્રંક ઉપર ગોઠવાતાં લગાર મગરૂર અવાજે કહ્યું, "ત્યારે તમારો ધણી ફ્લીટ જેલમાંજ અંતે છે કે?"

' અફસોસ," લુઇઝે ગમથી કહ્યું; "બીજો ઇલાજ શું છે?"

"પણ તેને મદદ કરનાર એક મિત્ર હતો, મેંડમ," ટીબત્સે કહ્યું, "એને સાહ્ય થવા એક મિત્ર હતો કે જે રેમન પાઇથીયસને વળગી રહ્યો હતો તેમ એની સાથ વર્તતે. બીજા શબ્દમા કહીએ તો ઇંટ ને ચુનાની માફક."

"મિત્ર? કોણ?" લુઇઝે અત્તયબીથી પ્રશ્ન કર્યો.

"હા, મિત્ર અને તે ગાફરામાં, ટાઇટસ ટીબત્સ, એમક્વાયરમાં." ટીબત્સે છાતી ઠોકી કહ્યું.

"ઓહ, સાહેબ, ત્યારે તો હું તમને ફરીથી કરગરીને વિનવું છું કે તે ભયંકર કારાગૃહમાંથી માહરા નાથને છોડવો અને હું તમારી જીંદગી ભરની ઋણી રહીશ."

"હું એજ તો કરવા ચાહું છું," ટીબત્સે પોતાનાં ઘડીઆળનાં છેડા સાથે રમત કરતાં નીચી નજરે કહ્યું, "પણ જો પાહાડ મહુમદ આગળ જઈ ન શકે તો મહુમદે પાહાડ આગળ જવું જોઇએ."

લુઈઝે કશો ઉત્તર વાળ્યો નહિ, જે જોઇ ટીબત્સે સમજી ગયો કે તેનાં બોલવાનો ભાવાર્થ તેણી સમજી શકી ન હતી.

"સમજ પડતા શબ્દમાં કહું તો જો માંગનાર અત્રે ન આવે તો તમારે માંગનાર પાસે જવું જોઇએ."

"પણ હું તો ધારતી'તી કે માહરા પતિનાં કીસમતની દોરી તમારાજ કરમાં છે," લુઈઝ બોલી.

"નહિ, ખુબસુરત બાનુ," ટીબત્સે લુઈઝ તરફ બારી નજરે જોઇ ચલાવ્યું, "મેં હુંડી એક ત્રીજા ધણીને પાસ કરેલી છે ને તે તમારા પતિની હાલની હાલતનું મુળ છે. તે કાંઈ ઘણો કુર કે પત્થરનાં હૈડાનો માણસ નથી અને તે જોશે કે તમારાં જેવાં પરીસુરત બાનુ એ બાબતમાં લાભ ધરાવે છે. તો——"

"ઓહ, હવે મને તમે કાંઇ ધીરજ ને આશા આપી," લુઈઝે વચમાં પડી કહ્યું, "કહો હું તે ગૃહસ્થને કયાં મળી શકશ? હું એકદમ તેને ત્યાં દોડી પોહચું."

"એ ખરી વાત છે. પણ તે અત્રેથી થોડેક દુર રહે છે અને——"

"જો તે સેંહકડો માઇલ દુર બી રહેતો હોય તો બી શું મુઝાકો છે?" લુઈઝ જુસ્સાથી બોલી, "હું ગમે તે કરી તેને શોધશ અને મળશ, પછી તેમ કરવા માટે મને ઉઘાડે પગે તીક્ષણ અણીઓવાળા ખીલાઓવાળી જમીન ઉપરથી જવું કાં ન પડે."

"એ ખચ્ચીતંજ ઘણું મજાકનું, લાગણીભર્યું અને હૃદયધાવક છે," ટીબત્સે કહ્યું, "પણ તેમ કરવાની અહુણા આવશ્યકતા નથી. પોસ્ટચેઝો આજનાં જમાનામાં મુસાફરીનું અચ્છું સાધન છે."

"પણ તેનું ગાડીભાડું? તમે તો જાણો છો કે હમણાં એક ગીની પણ ખરચવી માહરે માટે લાભદાયક નથી."

"અરે પણ તમારી પાસ ગાડીભાડું માંગે છેજ કોણ?" ટીબત્સે બેપરવાહીથી કહ્યું, "મને બી સાથે તો આવવુંજ પડશે કેમકે માહરી ગેરહાજરીમા પેલો માંગનાર કશું સારું કરી શકે નહિ. એટલે આપણે સાથેજ જઇએ. મને ગાડીભાડું જોઇતું નથી."

"ઓહ, ત્યારે તો મોટી મેહેરબાની!" લુઈઝે ખુશાલીથી ઉછળતાં કહયું.

"ચાલો ત્યારે આપણે વખત ખોહવા વગર બિકળી પડયે," ટીબત્સે સુચવ્યું "આ સામાન હોટલમાં અંહીજ રહેવા દો ને બુચાને ટ્રંક ઉપર ચીક કેક આપી બેસાડો ને કહો કે આપણે આવ્યે ત્યાં વેર બેસી રહે."

"નહિ," લુઈઝ બોલી. "વિકટરને તો માહરી સાથેજ લેવશ. તે એખલો બેસશે નહિ."

"જેવી તમારી મરજી," ટીબત્સે કહ્યું અને પછી તે ઉઠયો. લુઈઝે કૉટેજ અંદર સામાન હોવાથી બંધ કર્યું.

તેઓ તે જે ગાડીમાં આવ્યો હતો તેજ ગાડીમાં ગોઠવાયાં અને ગાડી ત્યાંથી હંકરાઇ ગઇ.

તે ગાડી ઘણી ઝડપમાં જતી હતી. મોહલ્લાઓ પછી મોહલ્લાઓ વટાવીને તે શહેર બાહાર નિકળી. લુઈઝ વિચારોમાં ગરક થએલી હોવાથી તે જાણી શકી નહિ. અ તે તે ગાડી એક ઉજ્જડ એકાંત ભાગમાં એક તેવીજ ઉજ્જડ ઝુંપડી આગળ આવી ઉભી.

ટીબત્સ અંદરથી ઉતર્યો અને લુઈઝને ઉતારી. ગાડી તેના કહેવાથી તુરત પાછી ફરી. લુઈઝ તે બીઆબાન જગા ને મકાન જોઈ અતી વિસ્મય પામી. શું તે કોઇ માંગનાર આવી એકાંત જગ્યાએ રહેતો હતો? આજુબાજુ વસ્તીનું નામ નહિ હતું.

ટીબત્સ તે એકાંત ઝુંપડીમા તેઓને લઇ ગયો અને પોતે ત્યાં મૂકેલી એક ખડીયા ખડખડ ખુરસી ઉપર ગોઠવાયો.

"આવો, બેસો." તેણે લુઈઝને સંબોધીને કહયું

ન્હાનો વિકટર તે એકાંત જગા જોઇ ગભરાયો અને બીહીકથી પોતાની માને વળગી પડી રોવા લાગ્યો. લુઇઝને પણ શક પડયો અને તેણીએ જે વગર વિચાર્યું પગલુ ભર્યું હતું તે માટે તેણીને પશ્ચાતાપ થયો. ટીબત્સ તેની તરફ કાંઇ વિચિત્ર અને બેઅદબ રીતે જોતો બેઠો હતો.

મી૦ ટીબત્સ ખુદાને ખાતર કહો કે આપણે કયાં છીએ?" લુઈઝે ગભરાતથી પૂકાર્યું.

"કયાં છીએ?" ટીબત્સે હસીને ઉત્તર દીધો. "એક ઘણીજ મજાહની ખુશનુમાં જગ્યામાં કે જ્યાં હું થોડા દીવસ મોજમાં પસાર કરવા માંગું છું."

"અને મેળવિલનો પેલો માંગનાર?" લુઇઝે પુછ્યું.

"મેળવિલનો માંગનાર? શ-શ! શું તુ એમ ધારે છે, ડીયર, કે મેં તેને માટે આટલી બધી વેધ કરી? તે બિચારો જેલમાં સબડે છે તેને છોડાવવાની કાંઇ બી જરૂર નથી. તે બડો નાલાયક છે. તું વાહાલીનાં પ્યાર માટે તો તદ્દનજ. તે છાકટો, ઉદાઉ, અનીતિવાન—"

'ખામોશ સાહેબ." લુઇઝે તરારો કર્યો અને તે હીચકારો બે ઘડી તેથી દબાઇ ગયો. "માહરા પ્રાણેશ્વર માટે એવા અપશબ્દો વાવરૂવાની હીંમત કરતા ના."

"માહરી વાહાલી," ટીબત્સે શરૂ કર્યું. "હું—"

"ઓહ. હવે હું તમારી લુચ્ચાઇ, તમારી નિચતા કળપી શકું છું.", લુઈઝે, ફીકકી મારતાં કહયું. "પણ તમારી હીચકારી ઠગાઇ ફાવનાર નથી. તે માટે તમને

યોગ્ય શીક્ષા થશેજ. હું કહું છું કે એકદમ મને જવા દો." એમ કહેતાં તેણીએ ન્હાનાં વિકટરને પોતાનાં હાથમાં ઉપાડયો અને બારણા તરફ ગઈ. તુરતજ ટીબંસ ઉઠીને આડો થયો.

"ધીમે, માહરી મટુકલી, ધીમે. નરમ હૃદય તાહરા જેવી છેદી ખુબસુરતીએ કદી જીતી શકતા નથી. અને સેવક ટાઈટસ ટીબંસ, એસકવાયર કાંઈ પોચી મટોડીનો માણસ નથી."

"બદમાશ તું મને રોકી શકશે નહિ," લુઈઝે મોટેથી કહયું.

"ડીયર, જરા વિચારીને બોલ. તું વખતનાં વહેવા સાથ આપોઆપ ઠંડી થશે!"

"હું બુમ પાડશ, મદદ બોલાવશ. આંએ જુલમ હું સાંભનાર કે માફ કરનાર નથી." લુઈઝે દમથી કહ્યું, જો કે તેની છાતી તો ગભરાતથી ગોયા ઉડી જતી હતી.

"તાહરે જોઇએ એટલી બુમ પાડ. અંહી કોઇ તે સાંભલનાર નથી. કોઈ તને મદદ આપે તેમ નથી." ઠંડો જવાબ મળ્યો.

"મને એકદમ જતી મૂક, લુચ્ચા" લુઇઝે બાહાર જવાની ખેંચતાણ કરતાં કહયું.

"અરે માહરી મટુકલી, એ તે કાંઈ બને ?" અને એમ કહેતાં ટાઈટસે એક બાળકને બાજુ કરે તેમ લુઇઝને પકડી પાછી ખુરસી ઉપર બેસાડી. તેણી ણાપડી લગભગ બેસુદ્ધ જેવી ખુરસીમા ધણી પડી.

"મમાં, રડો નાં," ન્હાનો વિકટર પોતાની માવિતર ગમ જોઇ બોલ્યો. લુઈઝે તેને પોતાની ગોદમાં દાબ્યો અને રડી પડી. ગોયા લોહીનાંજ આંસુઓ તે તે વેળા રડી. તેણીની ઉશકેરાત ને ગુસ્સાથી ચાલુ જોશમાં ઉંચકાતી છાતી તેણીનો ગમ કેવો અગાધ ને અસહ્ય હતો તેની સાહદત આપતી હતી.

૨૧.

હવે આપણે પાછા પેલા શરાબના સોબતી (કે ભોગ?) વિકટર મેળવિલની ખબર લઇશું. આપણે તેને છેલ્લો મદિરાપાનમાં ચકચુર અને ત્યારકેડે મદિરા જેવાજ બુરા ને જાલેમ જુગારની રમતમાં પોતાનાં જેલખાનાનાં જોડીયાઓ જોડે હમશરીક બની પોતાનાં થોડાક પાઉન્ડને ગુમાવી બેઠેલો અને તેની બીજી સહવારે જાગતાં તે કુંજે પોતાના સદાના સરેસ્તા મુજબ ગણહદ પસ્તાતો અને પોતાનાં મનને અસંખ્ય શ્રાપો દેતો જોઇ આવ્યા છીએ.

સહવાર પસાર થઇ હતી. બપોર પડી અને બપોર પણ પુરી થઇ ગઇ અને વિકટરની અજાયબી વચ્ચે લુઈઝ આવીજ નહિ. પેહલ્લે તેણે ધાર્યું કે ઘરનું ફરનીચર આદિ વેચતાં તે રોકાઇ ગઇ હશે, પણ કલાકો વહી જવા છતાં તે આવી નહીં. તેણે ફીકર કરી કે તેણીને કદાપી અકસમાત નડયો હશે. તેના મનને એવો કોઇ ખતરો કે ભ્રાંતી બીલકુલ ન થઇ કે તેણી તેનો બુરા મિત્રનાં બસમાં તેની લુચ્ચાઇથી ફસી હતી. તેની બેકરારી વધી ગઇ. તેણે નાસ્તો કીધો ન હતો. બપોરે

તે પોતાનાં ગઈ કાલનાં મિત્રોને જઈને મળ્યો. અને તેઓ સાથ મદિરાપાનમાં પુન: ચકચુર બની પોતાની સર્વ ચીંતા ભૂલી ગયો. સાંઝજ પણ પડી, પણ લુઈઝની આમદ થઈ નહી. પરંતુ હવે તે પોતાનાં નવા ગોઠીઓ અને મદીરાનાં મોહમાં એટલો તો ગુંટાએલો હતો કે લુઈઝની ગેરહાજરીનો ખ્યાલ તેને મુદ્દલ થયો નહિ. તે પોતાનાં મિત્રો જોડે દારૂ અને બીડીનું નખ્ખોદ વાળતો કરાગ્ને જીવે બેઠો. તે રાત્રે તે બીછાણા ઉપર કેમ ગયો તે તે બીજી સહવારે કલ્પી કે કહી શકયો નહી. બીજે દીવસે પણ લુઈઝને ન આવેલી જોઈ વિકટર ખરે મને ગભરાયો. તેણે પોતાનાં કોટેજ ઉપર તેઓ વિષે પુછપરછ કરાવી તો ત્યાંથી જવાબ આવ્યો કે તેઓ ચાલી ગયા હતાં. વિકટરને તે ખબર અજાયબીથી આભેજ કરી મેળનારી નિવડી. એક બે પળ વિકટર અતિ શોકાગ્રસ્ત બની ગયો. પછી પોતાના મીત્રો સાથે ભેળાઈ મદિરામાં નાહવાથી તે બે પળ અગાઉ વ્યાપી રહેલો શોક સાવ વિસરી ગયો. અને એવીજ રીતે તેનાં દીવસો જેલખાનામાં ગબડવા લાગ્યા. તે તમામ ઉખડી ગયો, દીવસે દીવસે લેવાતો લુટાતો ગયો અને પોતાનાં દારૂડીયા, ઉખેડેલ અને નિતિભ્રષ્ટ દોસ્તોની બુરી સગતમાં પડી તે તેઓ જેવોજ ગુનેગારી બન્યો.

દીવસો ગબડી ગયા, પણ લુઈઝ તેને મળવા ન આવી અને ત્યારે તે તેને તજી ગઈ હતી એ જ્યાટી તે વધારે વિખડેલ ને કુછંદી થયો. તંબાકુ અને દારૂ એજ તેનાં વિખુટા ન પડે એવા સોબતીઓ બન્યા. ખચ્ચીતજ, ખરૂં કહ્યું છે કે એક દેશનો નાશ કરવો હોય તો તે દેશનાં વતનીઓને મદિરાપાનમાં તલ્લીન થતા કરો અને તેઓનો નાશ સત્વર થશે અને એક આખ્ખા દેશ માટે જે સીદ્ધાંત સત્ય પુરવાર થાય એમ છે તે બાપડા વિકટર જેવા એકલડોકલ માણસના બાબમાં તેનો નાશ કરનાર નિવડે તો તેમાં અતીશયોકતી કે અજાયબી શી છે?

દિવસો કેમ જતા ને કેટલા જતા તેની પણ હવે વિકટર દરકાર કરવા લાગ્યો નહિ. તે સહવારે ભારી દુ:ખતે માથે ઉઠતો અને ગઈ રાતે કરેલા કુકર્મો ને મદિરાપાનનાં મોટા આહારનો વિચાર કરતો ને તે માટે કાંઈ જરાસરતી પસ્તાતો કે ખીજવાતો ને બપોર પછી પોતાનાં મિત્રો જોડે જઈ જુગાર આદી રમી વખત ગુજારી પાછો મદિરાનો સચવાન્વન મોહમાં ગહાલતો ને રાત્રી થતાં અર્ધ સુદ્ધીમાં કે સુધ્ધી વિનાજ બીછાણે જતો. હવે શરાબ તેની લાગણીઓ ઉશકેરી શકતો પણ ન હતો. તે તેમાં મસ્ત બની હેવાન મીસાલ બની જતો. તેની તમામ લાગણીઓ—તે બુરા લખમાંથી છુટવા કે સુધરેવા માટેની આશાઓ-તેની કેરહાજર પત્નીનર અને બાળક પ્રત્યેનો પ્રેમ—વર્તમાન કાળનો કોઈ વિચાર-ભુતકાળનો સહજ્જબી ખ્યાલ, ખુશાલી, ગમી બધું મૃત્ય પામી ગયું હતું. તે એક યંત્ર પેઠે કામ કરતો હતો. નીયમસરે નિત્ય ઉઠતો. પોતાનાં રૂમનાં એકાંતમાં સહવાર ગુજારી, બપોરનાં દોસ્તો સાથ મળી દીવસ ગાળી વખતસર બીછાણે જતો. તે કોઈ સાથ ઝાઝું બોલતો કે બોલાતો નહિ. કોઈ પુછે તોજ ઉત્તર દેતો. કોઈ તરફ ઝાંખીને જોતો પણ નહિ ટુંકમાં તે કારાગૃહમાં તે એક અજબ પ્રકૃતીનો કેદી થઈ પડયો હતો.

પણ દીવસે દીવસે તેના શરીરમાં ગજબ ફેરફાર થતો હતો. તેનો તંદરોસ્ત બાંધો ઝડપથી નખાઈ જતો હતો. તેણે જે કુટેવો ધારણ કરી હતી તે કુટેવોનાં હદ વિનાનાં પ્રચારથી તે નબળો પડતો જતો હતો. તેની આંખોમાં ખાડા પડયા હતા, હાથો ધ્રુજતા થયા હતા, શરીરનાં દરેક અવયવો ઢીલાં અને નબળાં થઇ ગયાં હતાં. એ તો પ્રત્યક્ષ હતું કે એક વેળાના ફેશનેબલ વિકટર મેળવિલને છાકપણુ પોતાનો શીકાર બનાવી બેસી તેને મનુષ્યનાં બુધ્ધી બળનાં દેવાળાનો ભોગ બનાવવા તૈયાર હતું.

તેને કારાગૃહવાસી થયાંને એક વરસ વિતી ગયું હતું. દાહડાઓ બલ્કે અઠવાડીયાંઓ થયાં તે પોતાની ગેરહાજર-બલ્કે ગુમ થયેલી પરહેતર કે બચ્ચાંનો ખ્યાલ કરવાને પણ વિસરી ગયો હતો. તેની પ્રકૃતી દિન પ્રતીદિન વધતી ખરાબ થતી હતી. તે નબળો, કાહિલી ને તમામ બરેહાલ થઇ ગયો હતો. એક દીવસે તે સખ્તી બીમાર થયો અને પોતાનું બીછાણું પણ છોડી ન શકે એમ જોઇ તેને ઘણું દુઃખ થયું. તેને પાણીનો એક ગોટ પણ લાવી આપે એવો એક પણ મિત્ર ત્યાં ન હતો અને ત્યારે તેને પોતાની પરહેતરની પાછી યાદ થઇ. તે અજબ થયો. તે કાંય એટલો સમય સુધી ગેરહાજર રહી હતી અને તેને એ ગેરહાજરી કેમ લઇ ચલાવી હતી? બલ્કે તે ખમીજ કેમ શકયો હતો? અને એ ખ્યાલના દુઃખમાં તે ખ્યાલ સાથ જોડાયેલી અનેક દુઃખી કેફીયતો તેનાં મગજમાં સ્ફુરી આવી. તેણે લુઇઝને મળવાની હવે ટગર કરી. તેને લાગ્યું કે માત્ર તેજ તેની સારવાર કરે કે દીલાસો દે એવું આ અવનિમાં હતું.

"ઓ લુઇઝ, લુઇઝ, તું કયાં છે?" તે નબળા સાદે તે કયાં હતો તે ભુલી જઈ પુકાર્યો. "તું મને કાં છોડી ગઈ? મ્હારૂં બચ્ચું કયાં છે? અરે તું શું મને આમ તરછોડી ગઈ?"

તે શબ્દો તેનાં હોઠમાંથી બાહાર પડયા કે તેજ વેળા એક અજબ સંજોગથી કે જેવા સંજોગો આપણી જીંદગીમાં આપણે જયાર ત્યાર બનતા જોઈએ અને અનુભવ્યે છીયે તેમજ વારતાઓમાં વાંચ્યે છીયે તે રૂમનું બારણું ઉઘડયું અને લુઇઝ અંદર ધસી આવી. તેણીની પાછળ એક બુઝર્ગ ગૃહસ્થ પોતાનાં હાથમાં વિકટરનાં બચ્ચાનાં હાથની પાંખડી પકડી તેને દોરવતો અંદર આવ્યો.

## ૨૨.

કુટેવો અને કુકર્મોથી લવખડેલ થઈ ગયલો મેળવિલ પોતાની મોહરદાર અને બાળકને જોઇ એક બાળક પેરે રોયો. તેના ગમનો ફુવારો ફુટયો અને તેની આંખો કે જે આજે દીવસો બલ્કે મહિનાંઓ થયાં આંસુઓ વરસાવતી ન હતી તે હવે એકદમ આંસુઓનો દરીઆવ રેડવા લાગી. તેણે વારાફરતી પોતાની પત્ની અને પુત્રને પોતાની છાતી સરસાં જોશથી ચાંપ્યાં. તેની મંદ અને ઠંડી થઇ ગયેલી નમ્ર લાગણીઓ હવે પાછી સજીવન ને સચેત થઇ. તેણે પોતાનું માથું

પોતે ગુજારેલી કુછંદી જીંદગીની યાદોનું વાદળ પોતાનાં દીમાગમાંથી વિખેરી નાખવા લાગ્યું. નવી આશા તેનાં અંતરમાં પ્રકાશી નિકળી.

"ઓહ, માહરી વાહલી, વાહલી, લુઇઝ" તેણીનો એક હાથ મજબુત પકડી રાખી તેણે પૂછ્યું. "આ કંગાળ કારાગૃહમાં તેં મને કેટલો લાંબો વખત સુધી એખલો છોડયો? એ વખત કેમ અને કેટલો પસાર થયો તે હું જાણતો નથી. પણ મને લાગે છે કે આપણે ઘણાં મહિનાઓ તક વિયોગ સેહ્યો છે."

"અફસોસ.", લુઇઝ પોતાનાં ભરથારનાં હાલહવાલ અર્ધા મૃત્ય શરણે જઈ ચુકેલા આકાર તરફ જોઈ ગમનાં આંસુઓ વરસાવતાં બોલી. "શું બન્યુ છે તે તું જાણતો નથી મેં ઘણું ખમ્યું છે—ઘણુંજ. પણ એ બધો વખત દરમીયાન મને માહરી સ્થિતિનું ભાન ન હતું, નહિ તો મને તાહરે મને ઘણુંજ લાગતે. માહરી ગેરહાજરી——"

"તાહરી ગેરહાજરી?" ગોળવિક્ર અચરત થતાં પોકાર્યો અને પોતાનાં માથાં ઉપર હાથ ફેરવ્યો. તે પાછો ગુચવાતો હતો. "ત્યારે શું એ ખરૂં છે? એ સ્વપ્નો નથી? તું મને એ બધો વખત છોડી ગઈ? મને અત્રે સબડતો, રીબતો છોડી ચાલી ગઈ? ઓહ લુઇઝ! તાહરે માટે મેં એ કદી માન્યું ન હોતે! પણ હું જાણું છું કે મેં તાહરો ગંભીર ગુન્હો કર્યો છે. હું જાણુછું કે મેં તાહરી મોટી દોલતનો દાટવાટલો કર્યો છે અને તાહરી સાથ ઘણી વાર કઠોર વર્તણુંક વટીક ચલાવી છે. તાહરા મોટા પ્યારનાં બદલામાં મેં જે દુષ્ટ વર્તણુક તાહરી સાથ ભુતકાળમાં ચલાવી હતી તે હવે હું કલ્પી શકું છું. ખચ્ચીતજ મેં મ્હારી ખરાબ ચાલથી તને ઘણી રડાવી છે. તને માહરે વાસ્તે ઘણાં હાય સોસારા કરવા પડયા છે. હું એક ભુંડો ભરથાર અને બુરો બાપ નિવડયો છુ ઉડાઉ, છાકટો, નીતિ શુન, દયાહીણ આદી દુર્ગુણોથી ભરેલો ને તે વાસ્તે મને સખ્ખત શીક્ષા થઈ છે. ઓહ જોઈએ તે કરતાં બી જાસ્તી સખ્ખત."

તે કમબખ્ત કંગાલ જવાન એટલુ બોલતાં પોતાના બીછાણાં ઉપર પાછો ધબી પડયો અને પોતાનાં અંતરનો ઉભરો આંસુઓ વાટે કાઢવા લાગ્યો. લુઇઝ તેનાં પાપોના એ એક સામટા એકરાર દરમીયાન ખામોશ ઉભી. તેણી વચમાં બોલી કે તેને બોલતો અટકાવી શકી નહી. કેમકે તેની મરણતોલ હાલત નિરખી તેણીની છાતી દુઃખ અને ગમથી અની ભરાઈ આવી હતી.

"હું તને ઠપકો આપતો નથી, ડીયરેસ્ટ લુઇઝ," વિન્ટરે થોડે વારે પાછું ચલાવ્યું. તે ધણી ધણીઆણીની વિપરીત દશા દેખી લુઇઝ, સાથ આવેલા બુઢ્ઢા અદ્રમ્ય અને ન્હાના વિક્ટરની આંખમાં પણ પાણી ભરાઇ આવ્યાં. "હું તને ઠપકો આપતો નથી. લુઇઝ, તેં મ્હારે માટે ઘણો ભોગ આપ્યો છે—બધો. માહરી સાથ તાહરૂં કીમત ને દોલત જોઈ તું સુખની આશા રાખતી'તી પરંતુ મેં તો તને માહરી સાથ આ દુન્યાનાં ખાડા ખબોચ્ચ‌વાળા કડવા રસ્તાઓમાં ઉઘાડે પગે ઘસડાવાની ફરજ પાડી છે. પણ અરે! જ્યારે મારો આત્મા આ ક્ષણભંગુર અવની મહાને માટે

ત્યાગી જાય ત્યારે તાહરા ધણી કે જે કાંજે તેં ઘણું ખમ્યું છે ને ભોગવ્યું છે તેની દેહ મટ્ટીમાં મળી જાએ ત્યારે વહી ગયલાં વરસોની યાદ ગુસ્સા કે કચવાત સાથ કરજી ના, પણ તે તાહરી સરેસ્તાની મોટી ભલાઈથી વિસરી ને ભૂલી જજે. મને માફ કરજે-મને કે જેહેે પોતાની જીંદગીનાં સર્વથી સરસ વરસોનો ભોગ પલીદ છાકટપણાંનાં દૈત્યને ચઢાવ્યો છે ?"

"વીકટર, વિકટર," લુઈઝે આજુજીથી માંગી લીધું. "હું તને શાંત થવાની અરજ કરૂં છું."

"શાંત ?" તે કડવાસથી પોકાર્યો. "ઓહ ! નહિ તે બનવાજોગ નથી, પણ આહ, મને કહે, લુઈઝ, મને કહે." તેહે એકાએક કાંઈ યાદ થઇ આવતાં પુછયું. "તુંને પેલું ચિત્ર યાદ છે ? પેલું ભયંકર ચિત્ર કે જે મેં માહરા સારા વખતમાં ખરીદયું હતું અને તેને લાગુ પડતી એક કવિતા મેં ખાસ જોડી હતી-કહી તે તું યાદ કરી શકી હશે-પેલી કવિતા કે જેનું વેચાણ બહુ મોટું થયું હતું—"

"એ તે ચિત્રને શું કામ યાદ કરે છે ?" લુઈઝે ધ્રુજતાં પૂછયું.

"શું તે બાબત ભયંકર નથી" મેળવિલે પણ ધ્રુજતાં પૂછયું. "'મનુષ્યનાં આત્માં માટે શયતાન તેની સાથ ખેલે છે' વેલ લુઈઝ." તે કંગાળ જવાને કહ્યું. "હું પોતે પણ માહરા આત્મા માટે નાપાક શયતાન સાથ ખેલ્યો છું."

"વિકટર, તું મને દીવાની બનાવી મેલશે—ફરીથી દીવાની." લુઈઝે કહયું.

પોતાનાં ધણીનાં છેલ્લા શબ્દો સાંભળી લુઈઝને ઠંડીનું લખલખું ભરાઇ આવ્યું.

"ફરીથી દીવાની ?" વિકટરે તે શબ્દોનો પડઘો કર્યો. તેને લાગ્યું કે તે બોલીમાં કાંઇ ઉંડો ભેદ હતો. "ફરીથી દીવાની ? તું શું કહેવા માગે છે, લુઇઝ ?"

"હું એમ કહેવા માંગું છું કે હું તમને છેલ્લી મળી ત્યારે પછી પાછી બાહાદુરવલે મળવાની ઉમેદ રાખતી હતી. ખુદા સાહેદ છે કે મેં તનેં તરછોડી દીધો નથી. પણ એક લુચ્ચો બદમાસે મને હાગાથી એક એકાંત જગામાં ઘસડી ગયો અને ત્યાં-પોતાનાં મનની બુરી નિષ્ઠા તેહે મને જાહેર કરી, કે જેની સામે હું બળત્કારીથી થઇ. તે ક્રાણિ-માનસાઈ ખાસ્યાતથી નીચો અને રાક્ષસથી ક્રૂર બદમાસ માહરી ઊપર બળાત્કાર ગુજારવા જતો હતો તેટલાં-તેટલાં-"

"તેટલાં," હવે પેલા બુર્જ્ઞેર્ગ અહરથે વચ્ચે પડી તે અધુરી હકીકતને આગળ લંબાવી. "તેટલાં તે રસ્તેથી માહરૂં પસાર થવાનું થયું. મેં લુઇઝની મદદ માટેની ચીચયારીઓ સમજી અને હું તે ઝુંપડાનું બારણું ભાગી અંદર દાખલ થયો. મેં તમારી ધણીઆણીને નીતિભ્રષ્ટ થતી તે બુરા બદકારનાં હાથમાંથી છોડાવી અને તે મુઝી કીનો લેવાની ધમકી આપી, કે જેની મને સહજ પણ પરવાહ ન હતી ત્યાંથી દાયબાય થઇ ગયો. હું તેની પુઠે જઇ તેની કરણીનો સ્વાદ ચખાડતે, પણ લુઇઝ બેશુધ્ધ થઇ ગઇ હતી એટલે માહરે તેની સંભાળ લેવાની હતી તેથી હું અટકી ગયો."

"અને તે બદમાસ શુ તેજ હતો કે જેણે મને લલચાવીને આજની અધોગતીએ આણ્યો છે?" મેળવિલે ગુસ્સામાં બબડ્યું.

"હા, તેજ." લુંઇઝે કહ્યું. "તેજ કે જેણે પોતાની દુષ્ટ ફંદાની જાળ તમો ઉપર નાંખી તમને ફસાવ્યા હતા, પણ હવે તે તમને લલચાવશે કે હેરાન કરશે નહિ."

"કારણ? શું આપણી બદબખ્તીઓ ને ગમોનું મુળ કુદરતના હાથની વાજબી શીક્ષા પાંમી ચુકયો છે?"

"હા," લુઇઝે ગંભીર નાદે કહયું "ગયા મંગલવારે ન્યુગેટનાં કારાગૃહનાં દ્વાર ઉપર એક મનુષ્યને દેહાંત દંડની સજા કરવામાં આવી હતી. ખોટી સહીઓનાં અપરાધ બદલ તેને ફાંસી દેવામાં આવ્યો હતો એમ છાપાદ્વારા વાત બાહાર આવી હતી."

"અને તે માણસ કોણ હતો?" મેળવિલે તે કોણ હતો તે તે જાણતો હતો છતાં પોતાની ખાત્રી કરવા પુછયુ.

"તે ટીબત્સ હતો." જવાબ મલ્યો.

"ખુદાનાં હજારો શુક્ર કે તે પોતાની કરણીને ફેજે પુગ્યો." મેળવિલ પુકાર્યો. તેના ચેહરા ઉપર એક ભયંકર ખુશાલીનું ચીન્હ ફરી વળ્યું. "પણ કહે હવે લુંઇઝ, અથવા તો તમે માયાળુ સાહેબ, તમે જેબી હોવ તે–મને કહો કે ત્યાર પછી શું થયુ. તમે માહરી ધણીઆણીને તે બુરાનાં બસમાથી છોડવી તે માટે હું તમારો ઘણો આભાર માંનું છું, પણ પછી શું થયું? ત્યાર કેડે લુઇઝ કાંય એટલો બધો સમય સુધી ગેરહાજર રહી?" અને ટીબત્સનો ફેજ જાણવાથી અને તે યાદગાર દીવસે ઉપરા સાપરી બનેલા બનાવોથી ઉશકેરાયલો બાપડો વિકટર મુશ્કેલીથી શ્વાસ ખેચતો બીછાણા ઉપર ઢળી પડયો. લુઇઝે ઠંડા પાણીથી તેનું ગરમ દેમાગ ભીંજવ્યું અને તે થોડેવારે શાંત થયો અને પુનઃ પોતાની ઔરીને બચાવનાર બુજોર્ગ ગ્રહસ્થ તરફ આતુરતાથી જોવા લાગ્યો.

"માહરી હકીકત ટુંકી અને ઝટ કહેવાય એવી છે." તે બુજોર્ગ ગ્રહસ્થે દયાળુ અને લાગણી ભર્યા અવાજે જવાબ દયો. "ફાંસીને લાકડે ચઢેલા પેલા બુરાનાં ફંદામાંથી લુઇઝને છોડવ્યા પછી કેટલીક મદદ મેળવી હું તેણીને અને ન્હાના વિકટરને માહરે ઘરે લઇ ગયો કે જે ત્યાંથી થોડેજ દુર આવેલું હતું. ત્યાં તે જાગી ત્યારે તમામ ડીલીરીયસ હતી. તેણીનાં મગજ ઉપર તેણીએ જે દુઃખ સેહ્યું હતું અને ગમ મેહલ્યો હતો તેની અસર થઇ હતી. પણ તેણીને આંગળીની એક વિંટી ઉપર માહરી નજર પડી કે તુરતજ માહરાં હ્રદયમાં કાંઇ ઉથલ પાથલ થઇ. મેં તેણીનાં ચહેરાનું ઘણી સુક્ષમ રીતે અવલોકન કર્યું અને મને લાગ્યું કે તે જાણે તેજ ચેહરો હતો કે જે વરસો અગાઉ મેં બાપીકા વાહાલથી નિરખ્યો અને ચાહયો હતો. માહરી આખી છીંદગી દરમીયાંનનાં એ છેલ્લાં બાર

માસો મેં કેવા ગુજાર્યા છે તે કહેવાને માહરી પાસે પુરતા કે જોઇતા શબ્દો નથી. એક ન વર્ણવી શકાય એવી આતુરતાથી હું જળી જતો હતો. આશા, ડર અને ન ખમાએ એવી તીવ્ર ઇચ્છા વચ્ચે રખે માહરી ઉમીદો ખોટી હોય તે બીહીકે હું રાત અને દીન વિચારગ્રસ્ટ રહેતો હતો. અને બીજા હાથ ઉપર માહરી તે હાલતમાંથી મને છોડવી શકે એવુ એકજ જણ તમામ સુદ્ધ વિનાનું લવારો બકારો કરતું બીછાણે પડયું હતું."

"ઓહ, ખુદા! લુઇઝ શુ એ તાહરાં ગજબ દુઃખનો મુળ હુંજ કમબખત ત્યારે હતો?" વિકટરે એક બચ્ચાં ચીસાસ રડી દેતાં કહયું. "ઓ તે માટે ચીંતા ના કર, માહરા ધણી. ને માટે તું પોતાને ઠપકો ન આપ. હું તને માફ કરૂંછું ખુદા જાણે છે કે કેટલાં મોટાં દીલથી હું તને માફ કરૂં છું," લુંઇઝે ગદગદીત કંથે વિકટર ઉપર વાંકી વળી કહયું. તેની આંખોમાંથી પણ અશ્રૂઓનો પ્રવાહ વરસી રહ્યો હતો.

"એક વરસ સુધી તમારી ધણીઆણી પોતાનાં વિચારો એક ચીત્તે એક સરખા કરી શકી નહિ." તે બુજોર્ગ શહસ્થે આગળ ચલાવ્યું. "ફક્ટ થોડા દીવસ આગાઉ તેણીની યાદદાસ્ત શકિત સજીવન થઇ અને તેણીનાં ગુમરાહ થયેલાં મગજમાં ભુતકાળનાં બનાવો પાછા સજીવન થયા. એ બધા અરસા દરમીયાન રંજ અને ગંજની જરા બી ગણુના કર્યા વિના મેં તેણીની દરેક સારવાર કરાવી હતી અને આયંદા માહરી મેહનત, જર અને ઉમીદનો બદલો મળ્યો. એક વરસ પછી તેણીની કલ્પના શકિત પુનઃ સજીવન થઇ અને માહરી પણ બડી મુશકેલીથી ચોલેલી અચરતી તુરત ભાંગી. મને માલમ પડયું કે તે માહરી દીકરીની દીકરી હતી—માહરી દીકરી, કે જેણીની નામોશી માટે મેં લોહીનાં આંસુઓ રેડયાં હતાં ને પાછળથી મેં તેને તેની તે ભુલ માટે માફી બક્ષી હતી અને તેણીનાં બાળક સાથ જે ભેદી ચુપકીદી આજે વરસો થયાં વિટલાયલી હતી તે હવે ખુલી ગઇ. વિકટર, પાક પરવરદીગારની એ એક અમુલ્ય બક્ષેસજ હતી કે તાહરી બાયડીને તેની સખ્ખત મુશીબતનાં વખતમાં તેને માહરા હવાલામાં સોંપી આપી, કે જે તેનો મમાવો નિકળ્યો અને તેણીને પોતાની દીકરીને ખાતર પોતાની દીકરી સુઆફેકજ ચાહનાં શીખ્યો. ફ્રાંન્સની મોટી રાજ્યક્રાંતીનાં કાળા કાળમાં મેં માહરી સ્વદેશ ભુમીને રાજદ્વારી સબબોસર ત્યાગી હતી અને છુટાપણાંનાં આ દેશનાં કીનારાનો આશરો શોધ્યો હતો. તે વખતનો હું અત્રેજ રહું છું અને અત્રેનાં એક એકાંત ગામડાંમાં આજે વરસો થયાં હું સાદી એકાંત જીંદગી બસર કરતો હતો તેટલાં દૈવયોગે માહરી પુત્રીની પુત્રીનો ભેટો થયો. ખુદ ખુદાએ પણ માહરા પરનાં મોટા ગજબોનો બદલો આપ્યો. અને હવે તમે પહેલીજ વાર જાણશો કે તમારી ધણીઆણી ફ્રાંન્સનો એક મોટા ઉમરાવ મારકવિસ ડ સેન્ટ ઓવરેની પુત્રીની પુત્રી છે." તે બુજોર્ગ ઉમરાવે તે કેફીયત પુરી કરી ત્યારે વિકટર તેથી હદ વિનાનો આશ્ચર્યચકિત થયલો ને ઉશકેરાયલો પાછો બીછાણામાં ઢળી પડયો અને તેણે જે ઉડવેડ હમણા થોડા અરસાનાં દરમીયાનમાં કરી હતી તેથી અને

પોતાની બાયડી છોકરાંને મળવાનો ઉશકેરાટ અને તેણીના જન્મ વિશેની કાહાણી એ બધાંની અસર તેના પર થઇ. તે નબળો પડી ગયો. મોટા ઉશકેરાટ પછી હંમેશાં નબળાઇ પુર જોશ સાથ ગાલેબ આવે છે અને તેમ વિકટરની ઘટનામાં થયું. તેનાં ગાટો વધુ ફીક્કા મારવા લાગ્યા, તેની આંખોનું તેજ ઝાંખુ પડવા લાગ્યું તેણે ઈશારતથી ન્હાના વિકટરને પોતા પાસે બીછાના ઉપર લાવવા લુઇઝને કહ્યું. તે ન્હાનું ભુલકું રડી પડયું. શું કારણસર તે તે સમજી શકયો નહિ. વિકટરે તેને પોતાનાં હાથોમાં લીધો અને તેનો ન્હાનો ચેહરો ચીસીઓથી ભરી મૂકયો. આભારથી ભરપુર ચશમ તેણે ત્યારપછી પેલા મારકવીસ ઉપર ફેંકી અને ત્યારબાદ લુઇઝને સબોધીને તે કાંઇ કહેવા ગયો. પણ તેનો અવાજ ખુટી ગયો અને તેણે નીરાશાથી ડોકું ધુણાવ્યું. લુઇઝે વાંકી વળી તેનાં હોઠો ચુમ્યા; અને તે હેતની નીશાનીનો તેવોજ હેતથી પ્રતિઉત્તર તે કરી શકયો નહિ. તેણી બાયડી તેને ખરાં જીગરે માફ કરી જયારે તેનો પુરાવો પુરો પાડવા તેને વાહાલથી બકી લેતી હતી તે વેળાએજ તેનો આત્મા આ અવનીનો વાસો સદાને માટે છોડી પરલોકવાસી થયો !

દેણદારોની જેલમાં! એક કંગાળ રૂમમાં! દરીદ્રતા ને નિરધનતાના અનેક કષ્ટો વેઠી તે મૃત્યને શરણે ગયો. દિલાસો માત્ર એટલોજ હતો કે તેનાં વાહલાંઓ તેની મરણ શય્યા સાચવવા તેની નજદીક હતા. અને તેઓને ભવિષ્યમાં મોહતાજમંદ કે રખડતા તે ન છોડી જતો હતો.

તે મૃત્ય પામ્યો. અને તે હેતવંતી મોહરદાર, પેલો બુર્જોર્ગ ઉમરાવ અને નિર્દોષ નાદાન બાળક તે રૂમની સરદ ફરસબંદીઓ ઉપર ગુંથણ મંડીએ પડી ખરાં અંતઃકરણથી તેના આત્માને શાંતી ઈચ્છવાં પડયાં. અફસોસ! છાકટપણાંનાં રસ્તા સાથ જોડાયલાં ભયંકાર પરીણામોનું તે એક ભયંકાર દશ્ય હતું; મદિરાની મોહકાણ કેવી, કેટલી અનહદ જાલેમ રહે છે તેનું તે એક ધડો લેવા જોગ ઉદાહરણ હતું.

હવે વધુની કાંઇ જરૂર નથી. પણ અમારી કલમને લાંબે અંતરે વિશાંતી આપતાં અમો એટલુંજ ઇચ્છીશું કે મદિરાની મોહેકાણની આ ન્હાની વારતા મદિરાપાનમાં ખસતેખુહાર થતા થોડાક કમબખ્તોને માટે એક ચાનકમય શીખામણ પુરી પાડશે અને મીતાહારપણાંને વળગી રહેનારાઓને મદિરાપાનથી સદા અલગ રહેવાનો રૂડો ધડો બેસાડશે તો અમો અમારો આ અલ્પ પ્રયત્ન કીચીત દરજ્જે સફળ થયલો સમજીશું.



# જરા વાંચશોજી.

ધમધમ કરતા બાર માસ પુરા થવા આવ્યા છે અને સુજ્ઞ વાંચક વર્ગ હજુર આવતાં સાલનું બજેટ રજુ કરવાની આવશ્યકતા પુનઃ ઉપસ્થિત થઇ છે. એ બાર માસો કેવા ગયા છે તેથી દાનેશમંદ વાંચનારાઓ અજ્ઞાન તો નથીજ, પણ છાપખાનાને લગતી અણહદ મુશ્કેલીઓનો તેઓને પુરાં પ્રમાણમાં ખ્યાલ આવવો કેવળ કઠણ છે. મજુરોની હડતાળ તો આજકાલ સાધારણ થઇ ગઇ છે. વાતવાતમાં હડતાળો પડે છે અને વળી મજુરોને ચઢાવી આપનારા મહાત્માઓ (?) પણ ઉરપુર છે. માણસો મોંઘવારીનો બાહુ આગળ ધરી વધતો પગાર માંગે છે તે કેટલેક અંશે વાજબી છે, પણ તેજ વેળા એ ભુલાવું જોઇતું નથી કે વધતો પગાર મેળવતાં થતાં તેઓની સત્ય ફરજ કામ વધુ પ્રમાણમાં ઉતારી શેઠોના ખર્ચના બોજમાં સાહ્ય થવાની છે. પરંતુ તેમ કર્યું છે? તેઓ વધારે પગાર મેળવતા થયા છે, પણ કામ ઉતારવાની બાબતમાં તો તેઓ લડાઇ અગાઉ હતા તેથી ઘણે દરજ્જે પછાત પડયા છે. આ અનુભવ કંઇ આ દેશનોજ નથી કીંતુ અખીલ વિશ્વનાં મજુર વર્ગનો છે, કે જેથી મોંઘવારી દરેક દીશામાં બહુ વેગથી ફાટી નિકળેલી જોવામાં આવે છે.

કાગળ, સાહી, ટાઇપ આદી છાપખાનાની દરેક વસ્તુઓ ભયંકર હદે મોંઘી થઇ છે, અને તેમાં મજુરીનો હીસ્સો પણ કોઇ રસ્તે કમતી ઉતરતો ન હોવાથી વિદેશી છાપા અને અને ચોપાન્યાવાળાઓ પોતાનાં લવાજમમાં પચાસથી સો ટકાનાં વધારા કર્યા છે અને તોબી તેઓ ચીંતાગ્રસ્ત છે. આંહે પણ તેજ સ્થિતિ છે. 'કયસરે હીન્દ' જેવાં ધરખમ જાહેર ખબરોનાં સાધન ધરાવનારાં સાપ્તાહિકે પોતાનાં લવાજમમાં વર્ષની અર્ધે ગાળે રૂપીઆ એકનો વધારો માંગવાની જરૂર જોઇ છે. મી૰ મશરેકે પોતાનું અઠવાડીક પત્ર મુંબઇ સમાચાર હાલ તુરત માસીકમાં ફેરવી નાંખ્યું છે. વિસમી સદીવાળા મી૰ શીવજીએ પોતાનાં માહવારીનાં લવાજમમાં ૩૩ ટકાનો વધારો કર્યો છે. 'સમાજ જીવન' નામના એક બીજા હિન્દુ માસિકે પણ પોતાના લવાજમમાં ન છુટકે રૂપીઓ એક વધાર્યો છે; બીજા કેટલાક સાહેબોએ અંકો કાઢવાની મજબુત દીલો કરવા માંડી છે અને એક અધીપતિ સાહેબે તો પોતાનાં વાંચક વર્ગને તરી પા પાવ ઉપર આવી જઇ જણાવી દીધું છે કે તેઓ ચોપાન્યાં માટે છે; ચોપાન્યુ તેઓ માટે નથી, માટે જે મળે છે તે ઉપર શુક કરી લઇ ચલાવવું. દરેક દીશામાં વ્યાપી રહેલા ભયંકાર દુષ્કાળની આ મોહકાણ છે. તેની અસરમાંથી અમો કાંઇ મોકળા રહી શકયા નથી. તે સામે ટકવાનો ભાગીરથ પ્રયત્ન અમોએ માસો તક આદર્યો છે અને નવરંગ સીત્તેર સફાનું વાંચણ હજીઓ પુરૂં પાડતું રહ્યું છે.

પુખ્ત વિચાર પછી લવાજમમાં કશો પણ વધારો ન કરવાનું અમોએ નક્કી કર્યું છે અને બનતાં સુધી હાલના જેટલાજ સફાનું બરચક વાંચણ નવા સાલ દરમીયાન પણ રજુ

કરવામાં આવશે. અમારા ગુજરાતી વાચક વર્ગના ઉદાર આશ્રયનો અમને અનુભવ છે અને તેથીજ પ્રેરાઈને અમોએ એ નીશ્ચય કર્યો છે.

'મદિરાની મોહકાણ'ની અમારી ઇંગ્રેજી સંસારની વારતા આ અંકમાં ખતમ થાય છે. એ વારતાએ ઘણી મજબુત પ્રશંસા મેળવી છે એ જાણીને અમને ઘણો આનંદ થયો છે. 'બાપના ભોગ' જેટલીજ મોટી ઉલટ અને ઉતસાહથી એ વંચાઇ છે એમ અમને મળેલાં અનેક સીફારસપત્રો ઉપરથી સીદ્ધ થાય છે. અમો એ માટે તે માહન મી પીતાનાં આભારી છીએ. નવાં વરસનાં પ્રારંભથી એક બીજી નવી દીલપઝીર વારતા અમારી કલમથી ચાલુ થશે અને તે અંગ્રેજ સંસારી રહેશે, કેમકે હાલમાં મીસ સુના ઇરાનીની કલમથી એક પારસી સંસારી મનહર વારતા ચાલુ છે અને તે બીજું એક વરસ ચાલવાની વકી છે. એ વારતા લોકાદરને પ્રાપ્ત થતાનું જણવાનો અમને સંતોષ છે.

'ખુદાની શોધમાં' અને 'શું માણસ ખુદા થઈ શકે?' એ નામના આ સાલનાં નવરંગમાં રજુ થયેલા વિદ્વતાભર્યા વિષયોએ વાંચનારાઓમાં એક 'સેનસેશન' કરી મેલ્યું છે અને તેની સીફારસમાં અમને ઘણુ લખાઈ આવ્યું છે. એજ વિદ્વાન બાનુ મી૦ જે૦ એમ૦ હોરમસજીની કલમથી લખાયલો એક બીજો મોટો નિબંધ નવાં વરસથી ચાલુ કરવાની અમો ગોઠવણમાં છીએ અને તે વિષેનો નક્કી ખુલાસો આવતા અંકમાં કરવાની અમને ઉમીદ છે.

નવા ભેટના પુસ્તક સંબંધી હાલ અમો ગોઠવણ ચલાવી રહયા છીએ અને તે વિષે પણ આવતા અંકમા મોટા ભાગે જાહેર કરવામાં આવશે.

ઉપરમાં એક અતી જરૂરી બાબત ઉપર 'નવરંગ'ના મેહેરબાન ગ્રાહકોનું ધ્યાન ખાસ ખેંચવાની અમો રજા લઇએ છીએ. જે બાનુ યા ગૃહસ્થોએ 'નવરંગ'નાં ઘરાક તરીકે આવતા સાલ દરમીયાન ચાલુ ન રહેવું હોય તેઓએ કૃપા કરી તે મતલબનો એક પોસ્ટકાર્ડ અમો ઉપર અવસ્ય લખી નાખવો, એમાં અચકાવા કે શરમાવાનું કાંઇ નથી. પાછળથી ભેટની ચોપડીનુ વી પી. નામંજુર કરવાથી અમો ગરીમને નાહક નુકશાન થાય છે અને વળી કડવાસ વધે છે, જે કોઇ પણ રીતે પસંદ કરવા જોગ નથી. જે મેહેરબાનો તરફથી એવી લખાવટો ન મળશે તે સર્વ કદરદાનોનાં મુબારક નામો આવતા વરસનાં ગ્રાહકોનાં લીસ્ટમાં નોંધવામાં આવશે અને તેઓ ઉપર ભેટની ચોપડી મામુલ મુજબ વી. પી. પી. થી મોકલી આપી આખા વરસનું લવાજમ વસુલ કરી લેવામાં આવશે.

અંતમાં એકાદ બે ગ્રાહકો મેળવી આપવાની અને નવરંગ ખુદબખુદ વાંચવા ન વેંચવાની એક મજબુત અપીલ સાથ અમો વિરમીશું.

# ખુદાની શોધમાં.

## (ચર્ચા પત્ર.)

"નવરંગ" માસિકના તંત્રી જોગઃ—

સાહેબ,

આપના લોકપ્રિય મહાવારીનાં ગયા ઓકટોબરના અંકમાં મારા લેખ—"ખુદાની શોધમાં"—ઉપર ટીકારૂપી એક ચર્ચાપત્ર વિદ્વાન મી० માદને આપ્યું જે જોઇ બેનેહાયત ખુશીશુંછે અને જેનો જવાબ આપવો એ ગોયા આ કમતરીનની ફરજ છેછ. ખુશી એટલા માટે કે સાહિત્યને લગતા વિષયો ઉપર વિદ્વતાભરી તકરાર ચાલે તો તેથી આપણને ઘણું નવું જાણવાનું મળે છે, અને તેથી હું આ વિષય ઉપર કંઇક લંબાણથી ખુલાસો કરીશ જે છેવટનોજ જાણવો.

પહેલું તો એ કે મી० માદન ગંભીર બાબનો ઉપર વિવાદ કરતાં નીચ અને અધમ વિનોદ (Vulgar humour) ઉપર ઉતરી પડે તો તે તેવણની વિદ્વતાને લેશ માત્ર પણ શોભા આપનું નથી. દાખલા તરીકેઃ "મી० હો० 'ખુદાની શોધમાં' નીકળ્યા છે!" પણ એ ભાઇએ આખો લેખ વાંચી જોઇ લીધું હશે કે "મી० હોરમસજી" નો 'ખુદાને શોધવા' ન નીકળ્યા હતા પણ બીજાંઓજ નીકળ્યા હતા—મી० હો० ને તો ખુદા આપતા પાયા હતા! એવણ વધુ કહે છે કે "એ ભાઇ........દલીલને વળગી રહેતા નથી," અને આ કહેવુ કઇ તદન ખોટું નથી. એના જવાબમાં હું એટલુંજ કહીશ કે આ લેખ "નવરંગ" ના અધિપતિના હાથમાં કેવા વિચિત્ર સંજોગો વચ્ચે આવ્યો હતો તે એઓને પુછવાથી જણાશે, કારણ મને અમુક સંબઓસર લેખ જેમ બને તેમ હું કોજ કરવો હતો એટલે કોઇવાર "એક" બાબદથી બીજી પર કુદકા મારવા" પડયા હોય તો તે બિલકુલ સંભવિતજ છે. એઓ વધુમાં કહે છે કેઃ—"એ લેખકે..........ભેળી નાખ્યાં છે!" આ આરોપ મૂકવામાં ભણેલા ટીકાકાર કંઇક ગેરવાજબી છે; એઓ જે જે વિષયોને "નાસીપાસ હદ તક" મેં ભેળી નાખેલા જણાવે છે, તે વિષયો તો ખાસ મેં બનતાં સુધી સમજ પડે તેવી રીતેજ લખેલા છે અને કોઇને નહી ને મી० માદનનેજ Confusion લાગે છે એબી ગાંરી એક મુંજવણ છે! હવે "ગ્રીકસુરીમાં ખુદા કેવો છે?" તે જોઇએ,—પ્રથમ પશ્ચિમની અને પછી પૂર્વ તરફની.

પશ્ચિમના મુલકોમાં 'ખુદા' માટેનો એક શબ્દ "God" છે, જે ગ્રીક ભાષામાં "Agath" (સંક્ષેપમાં "Gath") છે જેનો અર્થ "ભલો" (Good) થાય છે. એનો ગૉથીક શબ્દ "Goth" (યાને Good) છે. જર્મન ભાષામાં તે "Gott" તરીકે, અને સૅક્ષન ભાષામાં "God" કિવા "Good" તરીકે મળે છે. એ ઉપરથી આપણ સહજ સમજી શકીએ છીએ

કે યુરોપની પુરાતન પ્રજાઓમાં "ખુદા ભલો છે" એવો વિચાર સર્વત્ર ફેલાયો હતો. હાલની યુરોપીઅન ફિલસોફી પ્રમાણે "ફિલસોફી"ની ખુદ પોતાની વિદ્યા (Philosophy) માં ખુદાઇ વિષયો ઉપર વિવાદ કરતાં ચાર શબ્દો મુખ્યમાલુમ પડે છે:

"Theism; Deism; Atheism; Agnosticism."*

(૧) "Theism" (ગ્રીક theos=God.) યાને સામાન્ય ઈશ્વરવાદ. તે એમ કે "ખુદા પોતાની મેળેજ પેદા થયો છે, અને તેણેજ એકલાએ આ સૃષ્ટિને સરજી છે અને તેની ઉપર હકુમત ચલાવે છે," ઇત્યાદિ, અત્રે જે કોઇ આ મતમાં આસ્થા રાખે છે તે "Theist" કહેવાય છે. ત્રિમૂર્તિના સિદ્ધાંત (Doctrine of Trinity) યાને ખ્રીસ્તી ધર્મનાં "Father, son, & the Holy Ghost" ને આ "Theism" નાં તત્વજ્ઞાનમાંથી બાતેલ કરવામાં આવ્યાં છે.

* એ વત્રોગે બીજાં ઇશ્વર માટેનાં અનેક સિદ્ધાંતો છે જે હું નીચે જણાવું છુઃ—

Pantheism (ગ્રીક Pan=all, & theos=God) યાને જગદિશ્વર મત. આખું જગત્ એજ ઇશ્વર છે એવું મત.

Polytheism ગ્રીક Polys=many, and theos) યાને ઇશ્વર એક નહી પણ અનેક છે એવું સિધ્ધાંત.Monotheism (ગ્રીક monos=alone) એક ઇશ્વરવાદ,

Anthropomor-phism (ગ્રીક anthropos=man, & morpheus=God) એટલે ખુદાને મનુષ્યની માફકજ હાથ પગ ઇ૦ હોવાનું મત, ઇત્યાદિ, ઇત્યાદિ.

વળી પ્રાચીન ગ્રીસમાં પૅરસૅલ્સસ (Paracelsus) નામે એક વિદ્વાને એક ઘણુંજ વિચિત્ર સિદ્ધાંત કાઢ્યું હતું. તેના વખતના ગ્રીક લોકો આ જગતને એક માણસના આકારની હોય એમ માનતા હતા. ચંદ્ર અને સુર્ય તે જાણે જગતરૂપી મનુષ્યની બે આંખો જમીન તે જાણે તેનું શરીર, સૂક્ષ્મવાયુ (Æther) તે તેનું બુદ્ધિચાતુર્ય, અને આકાશ ગોળ તેની પાંખો, હતું. આ ઉપરથી માણસ કે જે જગત્‌નાજ બરોબર બાહ્ય આકાર જેવો, પણ જે કદમાં સરખાવતાં બેશક અતિઘણો ન્હાનો હતો તે "Microcosm" યાને "ન્હાની દુનિયા" કહેવાતો. જ્યારે જગત પોતે જે બહારથી માણસનો આકાર ધરાવતું હતું પણ જે વિસ્તારમાં અતિઘણું મ્હોટું હતું તે "Macrocosm" યાને "મ્હોટી દુનિયા" કહેવાતું. આ તુલના પરથી એવું ધારવામાં આવતું કે માણસની તેમજ કુલ જગતની હાલચાલો એકેકને બરાબર મળતી આવતી હોવાથી, જો મનુષ્યની હાલચાલ ઉપર બારીક નજર રાખવામાં આવે તો જગતની હાલચાલ તુર્ત માલુમ પડી આવે, અને આજ સિધ્ધાંત ઉપરથી જ્યોતિષશાસ્ત્રની શરૂઆત થયલી કહેવાય છે. આવી રીતની જો આ ફિલસુફી હોય તો લોકોમાં ખુદા વિશેનો વિચાર કોણ જાણે કેવો હતો! આ અને એની ઉપરના ફકરામાં એક ગળતાપણું માલુમ પડશેઃ પહેલામાં જગતને માણસોરૂપ આપવામા આવ્યું છે જ્યારે બીજામાં (યાને anthropomor-phism વાળામા) ખુદાને આપવામાં આવ્યું છે.

પીથાગોરાસ સૃષ્ટિને ચેલ્ડસ આઠ ચક્રો (જે આઠ ચક્રો છે તે)ની બનેલી ધારે છે. અને પહેલાં, ત્રીજા, પાંચમાં અને આઠમાં ચક્રને કાપતા એક કાપા (chord) રૂપી સંયોગને મનુષ્યનું નામ આપે છે. આ સિધ્ધાંત "Theory of Diapason" તરીકે જાણીતો છે.

(૨) Deism "લેટીન deus=God, જે ઉપરથી ફ્રેંચ Dieu નીકળ્યો.) એટલે કેવળ ઇશ્વરમત, યાને "ખુદા હસ્તી ધરાવે છે અને તેણેજ સઘળું બનાવ્યું છે, જો કે તે કંઇ જગત્ ઉપર નેગાહ રાખતો કે હકુમત કરતો નથી. સર્વ વસ્તુઓમાં ઇશ્વરે ચોક્કસ ન ફેરવી શકાય તેવા કુદરતિ કાયદાઓ (Immutable Laws of Nature) મુકેલા છે જે, જેમ એક ઘડયાળ તેના બનાવનારની દેખરેખ વગરજ ચાલ્યા કરે છે તેમ, પોતાની મેળેજ (*Perse*) કાર્યો કરે છે. ત્રિમૂર્ત્તિ કે ધર્મ જેવું કંઇજ નથી!" આ સિદ્ધાંતમાં જે માન્યતા રાખે છે તે 'Deist' કહેવાય છે.

(૩) "Atheism" (ગ્રીક a-not, & theos-God,) એવું છે કે, તે ખુદાની હસ્તીજ સ્વીકારતું નથી. "કોઇ પણ પદાર્થ (matter) કદિ પણ નાશ પામતો નથી, અને આ પૃથ્વિ કુદરતી કાયદાઓથીજ ઉત્પન્ન થઇ છે." આ મત ઘણીક વાર "Materialism" તરીકે ઓળખાય છે. સાધારણ રીતે નાસ્તિકપણું.

(૪) "Agnosticism" [ગ્રીક a=not, gnomi=સંસ્કૃત જ્ઞા=અવસ્તા "જન્"=જાણવું to know] આ સિદ્ધાંત માનનારાઓના બે ફિરકા છે. એક ફિરકો જે ચોથી સદીમાં થઇ ગયો તે એવું માનતો હતો કે: "ઇશ્વર સઘળુંજ નહી જાણતો હતો!", બીજો ટોળો જે છઠ્ઠી સદીમાં થઇ ગયો તેનું કહેવું આ હતું કે: ક્રાઇસ્ટ કેઆમતના વખ્ત (Day of Judgment) વિષે કંઇ પણ જાણતો ન હતો!" આ સિદ્ધાંતમાં માનનાર "Agnoist" કહેવાય છે.

એવી રીતે આજની પશ્ચિમાત્ય ફિલોસોફીમાં ખુદાને માટે ભિન્ન ભિન્ન પ્રકારના ખ્યાલો આપવામાં આવ્યા છે જેની ઉપરથી સાર શું ખેંચવો તે અમને વાંચકની મુનસફી ઉપર છોડીશું, પરંતુ એટલું તો ભુલવું નહીજ જોઇએ કે ખુદાને કોઇપણ ફિલસુફીએ ખુરો તો નથીજ ચિતાર્યો.

તેરી ગત અપાર મોપે બરની ન જાત, નિરંજન નિરાકાર!
સપ્તદ્વિપ, સપ્તસાગર, અષ્ટ કુલ પર્વત, મેરૂ સેગો સપ્તદ્વાર.—તેરી.
તું જળ થળ પવન તેજ, તું ધરતરી આસમાન, તુંહ ઉડવન સર્વ આહાર,
તાનસેનને પીયા ઘટઘટમે દિસે ગ્યાન ધ્યાન અગમ નિગમ સકળ અપંપાર!—તેરી.

હવે આપણે જોઇએ કે પૂર્વ તરફની ફિલસુફીમાં ખુદાને કેવો ચિતારવામાં આવ્યો છે. પ્રથમ ખુદ "ખુદા" એ શબ્દનો મળાર્થ શું છે તે આપણ જોઇશું. ઘણાકો એમ ધારે છે કે ફારસી "ખુદા" તે "ખુદ" યાને 'પોતે'+"આ"—'આમદન' યાને 'આવવું' ઉપરથી નીકળ્યો છે અને તેનો અર્થ "પોતાની મેળે આવેલો કિંવા પેદા થયેલો" થાય છે! પણ ખરૂં જોતાં તેમ નથી. ફારસી 'ખુદા' શબ્દ પહેલવી "ખુતા" ઉપરથી નીકળ્યો છે જે અવસ્તાના "ખ્વએત" (સરખાવો સંસ્કૃત "स्वत्व") યાને "પોતાપણું" (Ego-ism)* કિંવા "સ્વજ્ઞાન" (Self-Existence) ઉપરથી નીકળ્યો છે, પરંતુ ઍરવદ શેહરીઆરજી ભરૂચા

*અહીં "Ego-ism" "હુંપદ" ને અર્થે મેં નથી વાપર્યો, પરંતુ લેટીન "Ego" યાને "self" તે ઉપરથી મેં એનો અર્થ અહીં પોતાપણું (self-ness) કીધો છે.

કહે છે કે અવસ્તા "ખ-ધાત" (યાને ધણી અર્થાત ભરથારના કાયદ વાળું*) એ ઉપરથી પહેલવી "ખુદાદ" થયો, જે ઉપરથી ફારસી શબ્દ "ખુદાય" નીકળ્યો. ગમે તે હોય પણ એટલું તો ખરૂં કે ફારસી, પહેલવી અને અવસ્તામાં "ખુદા"ને પોતાની મેળેજ પેદા થયલો જણાવ્યો છે. હવે પૈર્વાત્ય તત્વજ્ઞાનમાં ઇશ્વર કોણ અને કેવો છે. મનુષ્યનો જીવાત્મા શું અને કેવો છે, જીવાત્માનો પરમાત્મા સાથે કેવો સંબંધ છે તે આપણે જોઇએ.

(૧) જ્ઞાન, આનંદ અને ચૈતન્ય (spirituality) સ્વરૂપ બ્રહ્મ (આદિ કારણ) છે, તે ગુણ રહિત, આકાર રહિત, હોઇને પુરૂષ વિશેષ (Personal) નથી, એવું શંકરાચાર્યનું તેમજ કેટલેક અંશે ગૌતમબુદ્ધનું અદ્વૈત મત છે,

(૨) આ સકલ જગત ખાકી (Material) તેમજ નાખાકી કિંવા આત્મિક (spiritual) તેજ બ્રહ્મ એટલે પરમેશ્વર છે. આપણે જે દેહાદિક સુખો ભોગવ્યે છીએ તે પરમેશ્વરજ ભોગવે છે. આપણ, જગત અને પરમાત્મા કંઈ જુદા નથી એવું શ્રી વલ્લભાચાર્યનું તેમજ પુષ્ટિમાર્ગનું સિદ્ધાંત છે. એની સાથે સરખાવો "Pantheism."

(૩) પરમેશ્વર એક પુરૂષ વિશેષ (Person), સગુણ, જગત્કર્તા, અને મુક્તિદાતા છે, મનુષ્યનો આત્મા પણ સગુણ છે, અને તે જો મુક્તિ પામે છે તો બધી રીતે ઇશ્વરતુલ્ય થાય છે; ફકત એકજ બાબતમાં ઓછો હોય છે, તે એ કે માત્ર જગત ઉત્પન્ન કરવાની શક્તિ તેમાં હોતી નથી એવું રામાનુજનું વિશિષ્ટાદ્વૈત મત છે.

(૪) પરમેશ્વર એક પુરૂષ વિશેષ, જગત્કર્તા, જગત ચલાવનાર, અને આપણી સેવાને યોગ્ય છે, આપણો આત્મા કદાપિ પણ તેની બરાબર થનાર નથી, પણ આપણા આત્માનો અધિકાર એજ છે કે સર્વદા વિશ્વેશ્વરની સેવા કરવી. એવું માધ્વાચાર્યનું દ્વૈતમત છે. એની સાથે સરખાવો "Monotheism" (કંઇક અંશે.)

(૫) જરથોસ્તી ધર્મ અને ફિલસુફીમાં જે એકજ ઇશ્વરને ભજવાનું ફરમાવ્યું છે તેને "અહુરમઝદ" યાને 'બળવાન જ્ઞાની' એ ખાસ નામ આપ્યું છે.† તે અનાદિ, અનંત,

* અવસ્તા "ખ"=સ્વ=પોતે, અને "ધા" એટલે પેદા કરવું તે ઉપરથી "ધા-ત" એટલે "પેદા થયેલો" આ ઉપરથી "પોતાની મેળે પેદા થયેલો" (self-created) એવો બી અર્થ થઇ શકે. શહેરીઆરજીએ "ધાત"=ફા૰ "દાદ"='કાયદો' એવો અર્થ કર્યો છે.

† જરથોસ્તી ધર્મ પ્રમાણે ઇશ્વર ("અહુરમઝદ") સર્વોપરિ છે; તેનો કોઈ હરીફ કે જોડો નથી, છતાં પણ આપણાં ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કરતાં કેટલાએક પાશ્ચાત્ય આલમાઓએ "અહુરમઝદ" અને "આહુરેમન" ને ઉત્પન્ન કરવાની તેમજ નાશ કરવાની શક્તિઓમાં બરોબર જણાવ્યા છે, પણ તે ગેરવાજબી છે. એઓ કહેવા માગે છે કે ૧૮ મી સદીમાં થઇ ગયલા જર્મન વિદ્વાન જ્યૉર્જ વિલ્હેલ્મ ફ્રેડરીક હીગલનાં સાર્વજનિક પ્રતિકારના કાયદા (Haegelianism, or the Law of Universal Parism) પ્રમાણેજ "અહુરમઝદ" અને "આહરેમન" એકેકની સામે થનારી શક્તિઓ છે, પણ ખરૂં જોતાં તેમ નથી. "આહરેમન" કંઇ ખરેખરી શક્તિ નથી; તે માત્ર એક ભાવવાચક વિચાર (abstract conception) છે. "આહરેમન" માટેનો અવસ્તા શબ્દ "અંગ્રોમૈન્યુ"

સર્વથી મ્હેટો, સર્વથી ભલો, સર્વ શ્રેષ્ટ, સાનો પેયદા કરનાર, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વસમર્થ, સર્વવ્યાપક, સર્વનિયંતા, સર્વપાલક, રાસ્તઈન્સાફી, ઇત્યાદિ સદ્‌ગુણોમાં સર્વથી શિરોમણી છે. તે બધામાંથી ભિન્ન પણ બધાંમાં જો કે તિરોભૂત છતાં હાઝેર છે. પદાર્થો અને ગુણોએ તેને ચરજ્યો નથી, પણ તેણે પદાર્થો વગેરેને ઉત્પન્ન કીધા છે. સર્વ કારણોની પછવાડે એકલું કારણ તેજ છે. તે જગતનું ઉપાદાન (material cause) નથી, પણ નિમિત્ત (efficient cause) છે. તેને જગત્‌ રૂપે કે કોઇ પણ રૂપે આવિર્ભાવ નથી પણ સર્વદા તિરોભાવજ છે. આકસ્મિકતે પ્રસંગ કિંવા નીસ્તીમાંથી કોઇ ચીઝ હસ્તીમાં આવવી એ માનુષિક જ્ઞાનને ભિન્ન અનુસરતું છે, તેથી કંઇ નહી હોય તેમાંથી કંઇજ નહી બને (*ex nihilo nihil fit*) એવું જે ડાહ્યા માણસોનું સિધ્ધાંત છે તે જો કે બીજી બાબતોમાં લાગુ પડે તોપણ તે કિર્તારની શકિતને લાગુ પડતું નથી. તે નિસ્તીમાંથી હસ્તી અને હસ્તીમાંથી નીસ્તી કરી શકવા સામર્થવાન છે. ટુંકમાં જરથોસ્તી ધર્મે શીખવેલું ઇશ્વરનું સ્વરૂપ નહી નાસ્તિક (atheistic), નહી માનુષિક રૂપી (Personal), નહી દેહાત્મવાદિક (material) નહી જગતઇશ્વરવાદિક (Pan theistic), કે નહી પ્રતિમાપૂજક (idolatrous) છે, પણ તે અતિશય નિર્મલ, સર્વોત્તમ, અતિ પવિત્ર, અને પુષ્કળ તેજસ્વી છે. તેનો આકાર કોઇને ખબર નથી, તેની શકિત અને ઇચ્છા તેનાં કામો ઉપરથી અનુમેય છે.

(૯) હવે ઇરાન અને અર્બસ્તાન તરફની મોહમેદન ફિલસુફી ખુદા કિંવા અલ્લાહનો આવો ચિતાર આપે છે કેઃ—

**"અનલ્લાહ તઆલા વાહેદુન અહદુન લયસ કમીસ્લેહી શયઉન......... લાયુસરો બે જવહરીન વલા જીસ્મીન વલા સુરતીન વલા આરઝીન વલા ખત્તીન વલા સતાહીન વલા સીકલીન વલા ખીફ્‌ફતીન વલા લવનીન વલ કવનીન વલા હરકતીન વલા સકુનીન વલા ઝમાનીન વલા મકાનીન."**

મતલબ કે: "અલ્લાહોતઆલા એક અને એકતા છે, અને તેના જેવી કોઇ ચીઝ નથી કે તેને કહી શકાય કે તે ફલાણા જેવો છે.........આપણે તેને કહી શકતા નથી કે તે ઝવેર

---

છે. જેનો શબ્દસઃ અર્થ "દુષ્ટ મન" (evil mind) છે, યાને આપણાં મનમાં પેવશ થતા બુરા વિચારો તેજ "આહરેમન" છે. આહરેમન કંઇ "અહુરમઝદ" નો હરીફ નથી, પણ ખરેખરી રીતે જોતાં "અંગ્રોમૈન્યુશ" અને "સ્પેન્તોમૈન્યુશ" એક બીજાના વિરોધિઓ છે. અહુરમઝદ પોતે "સ્પેન્તોમૈન્યુશ" (ભલી પેદાયશ)... તેમજ "અંગ્રોમૈન્યુશ" (બુરી પેદાયશ) ને પેદા કરનાર છે. આ બન્ને એક બીજાને તેનજ સકળ સૃષ્ટિને સમતોળપણામાં રાખનાર શકિતઓ (counterbalancing forces) છે, અને એઓને આપણી "યસ્ન હપ્તંગ હાઇતી"માં યાદ કરવામાં આવે છે કે: "પાયુચા થ્વોરેસ્તારા યઝમઇદે," યાને "તે બન્ને રક્ષણ કરનારા તેમજ ઘાટ ઘડનારાને હમો વખાણે છીએ!" હવે આખા અવસ્તાનાં ધર્મશાસ્ત્રમાં એક પણ જગાએ આહરેમનને વખાણવામાં નથી આવ્યો, તો અંહી બન્નેને વખાણવામાં આવે છે તે ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે "આહરેમન" જેવી "અહુરમઝદ"ની સામે થતી કોઇ ખરેખરી હસ્તી નથી, પણ અહુરમઝદે પોતેજ "ભલી પેદાયશ" તેમજ "બુરી પેદાયશ"ને જગતના નિભાવ માટે ઉત્પન્ન કીધી છે.

છે, તેમજ ન તેને અંગ છે અને ન સુરત છે, અને ન તેને અર્ઝ (યાને લંબાઇ, પહોળાઇ, ઉંડાણ, પ્ર૦) છે, અને તેને ખત્ત (યાને ગોળ) છે અને ન તેને ગીરદ છે, તેમજ ન તે ભારે છે, ન તે હલકો છે, અને ન તેનો રંગ છે; તેમજ આપણુ નથી કહી શકતા કે તે સ્થીર છે, અને નથી તેને માટે કંઈ ઝમાનો કે નથી તેને માટે કોઈપણ મકાન માલૂમ પડયું." ઇત્યાદી, "મોઅઝઝમ" એટલે "માન આપવા લાયક." એવી રીતે પૂર્વ પચ્છિમની ફિલસોફીઓમાં 'ખુદા'ને કેવો ચિતારવામાં આવ્યો છે તે સુજ્ઞ વાચકવૃંદ સહેલ જોઇ શકશે. શેખ સાદી, સાહેબ "બોસ્તાન"માં કહી ગયા છે કેઃ

ન ગર્દનકશાનરા બેગીરદ બ ફોર,
ન ઓઝર આવરાનરા બેરાનદ બ જોર;
અગર બા પેદર જંગ જુઇયદ કસી,
પેદર બીગુમાન ખશ્મ ગીરદ બરી;
વગર ખેશ રઝીકાન ન બાશદ શરીક,
બ ફરસંગ બગુરીઝદ અઝ વય રફીક;
વગર તર્કે ખેદમત કુનદ લશ્કરી,
શવદ શાહે લશ્કર કશ અઝ વય બરી;
વ લેકીન ખુદાવદે બાલા ઓ પસ્ત,
બ આસીઆન દરે રેઝક બરકસ ન બસ્ત!
અદીમે ઝમીન સુફરએ આમે ઉસ્ત,
ચે દુશમન બરીન ખાને યગમા ચે દુસ્ત!
મેહેયા કુને રોઝીએ મારો મૂર,
વગર ચદ બીદસ્તો પાયદો ઝૂર!
બ અમ્રશ વુજૂદ અઝ અદમ નકશ બસ્ત,
કે દાનદ જુઝ ઉ કર્દન અઝ નીસ્ત હસ્ત?
કસાની કે ઝીન રાહ બરગશ્તે અન્દ,
બેરફતન્દો બેસ્યાર સરગશ્તે અન્દ!

આ ઉપરથી આપણુ જોઇ શકયે છીએ કે ખુદાની ઉપર આસ્થા રાખવાથી અને તે જે સુખદુઃખ આપણી ઉપર પાડે તે ચુપચુપ સહન કરવમાંજ આપણી મોટાઈ અને જવાબદારી સમાયલી છે. આપણા વડવાઓ જેવી રીતે ઇશ્વરે માટેના વિચારો રાખતા આવેલા હોય આપણાં ધર્મશાસ્ત્રમાં જેવી રીતે "ઇશ્વરને ચિતારવામાં આવ્યો હોય—તેવીજ રીતે પરમકૃપાળુ પરમેશ્વરની આગળ સર નમાવવું એમાંજ આપણી ખરી શોભા છે. આજના જમાનાની નાસ્તિકપણા તરફ દોરવતી સલાહો. તરફ આપણે લેશ માત્ર પણ ધ્યાન આપવુંજ શા માટે જોઇયે? જેઓ આજના કહેવાતા સુધારા(?) ઉપર મુસ્તકીમ છે—જેઓ તેને સાતમે આસ્માને ચઢાવે છે— તે તેઓને પોતાને ક્યાંથીજ ખબર હોય? આજની વિદ્યા—પછી તે વૈદક વિદ્યા હો, વિજ્ઞાન હો કે ગમેતે જાતની વિદ્યા હો—તે મજબુત જમીન પર ઉભેલી છે એમ કોણ કહી શકશે? દાખલા તરીકે લો. અત્યાર સુધી સાધારણ રીતે વૈદક વિદ્યામાં એમ મનાતું આવતું હતું કે જંતુઓ (જર્મ્સ)થી દરદ ઉત્પન્ન થાય છે,—પરંતુ હાલની સદીનાં

અમેરીકાના એક અનુભવી અને વિદ્વાન ડૉકટર—નામે આર. સૅલ. ઍાલ્સેકર, ઍમ. ડી,—એ એવી શોધ કાઢી છે કે દુઃખદર્દોને **લીધે** જંતુઓ ઉત્પન્ન થાય છે—નહી કે જંતુઓ**થી** દુઃખદર્દો થાય છે! આ મહાભારત શોધથી અર્વાચીન વૈદક વિદ્યાનાં એક સર્વથી મોએતેબર સિદ્ધાંતનો ચૂરેચૂરો થઇ ગયો છે (Pulverized!) ત્યારે આપણે આજનાં વૈદક જ્ઞાનની પૂરાતન જ્ઞાનની સાથે કેમ સરખામણી કરી શકયે? આગળ ચાલો. મનુષ્ય જાતની ઉત્પત્તિની તવારીખ (anthropology) કે જેની ઉપર નાસ્તિક વિદ્વાનો મૂખ્ય મદાર બાંધે છે તે પોતે કયાં સાબુત મુદ્દાઓ ઉપર રચાયલી છે? ચાર્લ્સ ડાર્વિને પોતાની "Origin of species" માં પૂરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે કે માણસો વાંદરાઓ ઉપરથી ઉતરેલા છે, આ વિદ્વાનનું આ સિદ્ધાંત "Darwinism" ને નામે સુપ્રસિધ્ધ છે, પરંતુ આજ મુરતકીમ કરવાનું ખંડન કરનાર એની વિરૂધ્ધ "Antidarwinism" નામનો નવો પક્ષ ઉભો થયો છે, અને તેનો સાહસિક યોધ્ધો ડાર્વિનનો પોતાનોજ દીકરો છે! હવે આપણે આવી ઉથ્થાસક્રદી ધુરકાધુરકીથી શું માનવું અને શું ન માનવું? આ બને વિદ્યાઓ (વૈદક અને મનુષ્યની તવારીખ સંબંધી) કે જે **"નવી શોધી કહાયલી"** કહેવાય છે તેમાંજ આવી ગંભીર ગફલતો માલુમ પડે છે એટલુંજ નહી પણ બીજી હરેક વિદ્યામાં એવું છે. અને ઇન્ફલુએન્ઝા, પ્લેગાદિ માટે તો જેટલું ઓછું બોલ્યે તેટલું શોભા ભરેલુંજ છે!!

સદ્ચિદ રૂપ સનાતન ઇશ્વર-કર્ત્તા સર્વનો એક,
સ્થાવર જંગમ જાતિ રચી છે-ધન એ પ્રભુનો વિવેક!
એની અદ્ભૂત ચતુરાઇ રે-શકે કોણ એને ગાઇ? સદ૦
અચરજ મોટું-ગાખની આંખે-ડોળા આઠ હજાર,
સુક્ષ્મદર્શક યંત્ર જોઇને-કોઇએ કર્યો નિર્ધાર!!
ભંગુરાની આંખમાં જાણ્યા રે-૨૫૦૦૦ પરમાણુ રે! સદ૦

* * * *

નાસ્તિક મતના જીવ નઠારા-કહે સૌ સ્હેજે થાય!
અદ્ભૂત રચના ઇશ્વર કેરી-તે નવ જાણે જરાએ!
અધમ અપરાધી પ્રાણી રે-પ્રભુની જુગિત ન જાણી રે! સદ૦
માનુષ દેહ સર્વથી મ્હોટો-તે માંહી રચના અપાર,
કર્ત્તા વિના એ કેમ હોય સ્હેજે-તે નથી જોતા ગમાર!
મૂર્ખ પ્રભુને નવ માને રે-ચાલે અવળા જ્ઞાને રે!! સદ૦
સ્થાવર જંગમ જેણે રચ્યું છે-તે સમર્થ કર્ત્તાર,
"છોટમ" તેને ભાવે ભજતાં-મનના મટશે વિકાર;
પાપ સહુ પર લે જાશે રે-સદા સુખ તેને થાશે રે! સદ૦

પણ અજાયબી એ છે કે હું મારી સાહદતમાં કવિઓ, સંતો, ઋષિ મુનિઓ, પયગંબરો આદિના ફકરા ટાંકું છું તે મી૦ મારતને ભાવતું નથી, અને તેઓ "એકાદ કવિનો ફકરો" આવા શબ્દો લખી ગયા પોતાને તેમજ બીજા નાસ્તિકોને આ સર્વોત્તમ મહા પુરૂષો કરતાં પણ અધિક સમજે છે!! હવે આવા વાહીઆત ધખારાઓ માટે આપણે રદીઓ

ને એઓની સામે જાય છે તે સૃષ્ટિરચનાનો ઇતિહાસ (Palaeontology) તેમજ મનુષ્ય જાતિની અતિશય પુરાતન તવારીખ (anthropology)માં દૃષ્ટિપાત થતા વાંધા ભરેલાં ખાંચાઓ છે, જેઓ પોતેજ પોતાના પક્ષીઓ (Partizans)ની દલીલોને ઘણીકવાર તોડે છે, અને તે બાબે હું ઉપર ઉદાહરણો આપી ગયો છું. એવી રીતે એક વિદ્યા, કે જે સદોષપણાથી ઉરફર છે, તેમજ જેનાં વિનાશકારકપણાં વિષે યુગો અગાઉની પૌર્વાત્ય તેમજ પશ્ચિમાત્ય ધર્મશાસ્ત્રોમાં ચેતવણીનાં રણશિંગડાં ફુંકવામાં આવ્યાં છે, તે વિદ્યા કિવા તે શાસ્ત્ર ઉપર સાદી અક્કલ એતેબાર કે એતેકાદ તે કયાંથીજ રાખી શકે? ઉકત પાંખડી મતનો એક ઉપાધ્યો એક કાવ્યમાં "Poor God! poor God!!" કહી જગદીશ્વરની ક્રુર ઠઠ્ઠા કરે છે તેમાં ખરેખર "દયા"ને પાત્ર આ જોડકણાં જોડનાર છે યા સકળ બ્રહ્માંડ ઉપર રાજ્ય ચલાવનાર પરમપુજ્ય પરવરદિગાર છે તે કોઇપણ સુજ્ઞવાંચક ઘણીજ સહેલાઇથી જોઇ શકશે. અરે પણ દુર કયાં જાઓ છો; વિશ્વ વિખ્યાત વિજ્ઞાની સર ઑલીવીર લૉજ તેમજ Review of Reviews'નો મરહુમ અધિપતિ વિલ્યમ ટી. સ્ટેડ (જે "ટાઇટેનીક"ની હોનારતમાં ડુબી સ્વર્ગવાસી થયો હતો) એ બંને વિદ્વાનો પ્રથમ હડહડતા નાસ્તિક હતા, પણ પુખ્ત અભ્યાસ ઉપરથી બંનેએ પોતાની ભૂલ જોઇ પશ્ચાતાપ કર્યો હતો, અને ખુદાની મહેરથી સર ઑલિવર લૉજ હજી પણ હૈયાત છે! આ બંને અર્વાચીન મહા પંડિતોનો દૃષ્ટાંત નાસ્તિક ફિલસુફીને ઝમીનદોસ્ત કરી નાખે છે! આ ઉપરથી અઝર કયવાનનો જગત પ્રસિદ્ધ સિદ્ધાંત "નીસ્ત હસ્તી મગર યઝદાં". યાને 'ખુદા સિવાય બીજી હસ્તીજ નથી' એ વધુ અને વધુ આંતર્ચક્ષુ સમિપ ખડો અને ખડો થતો જાય છે.

જો કે નામે હકક ન લીઆ, ભલા!-વોહ જીયા તો કયા, ન જીયા તો કયા?
કે જો કામ યા ન કિયા જરા-વોહ કિયા તો કયા, ન કિયા તો કયા?

યે જો શાદાં તુજસે યું કહેતા હે-કે ખોદાકી રાહ ન તું ભુલીઓ!—
જો સેવાયે રાહે ખોદા ચલા-વોહ ચલા તો કયા, ન ચલા તો કયા?

હે ભાઇ! જો "રામાયણ"ના કર્તા વાલ્મિકિ, કે જેઓ પ્રથમ તો એક લુટારાનો પેશો કરતા હતા તેઓ જો "રામ" બોલવાને બદલે તેથી ઉંધું વગર અર્થનું "મરા"—"મરા" બોલતાં અભયપદને પામ્યા તો શું તે "રામ"ની હસ્તી વગરજ છે? હિરણ્ય-કશ્યપ જેવા એક ઝનુન નાસ્તિક રાક્ષસનો દીકરો પ્રહ્લાદ માતાના ઉદરમાંથીજ પરમેશ્વરનાં નામનું રટણ કરતો આવે, અને ધ્રુવજી ઠેઠ બાલ્યાવસ્થામાંજ ઇશ્વરનાં નામનું જપતપ કરી પથ્થરની મુર્તિમાંથી પ્રત્યક્ષમાન મહેશ્વર ઉત્પન્ન કરે, શિયાવક્ષ અને પ્રહ્લાદજી અગ્નિની જ્વાળામાંથી ક્ષેમકુશળ પસાર થાય, આદરબાદ મારાસ્પંદ નગ્ન છાતી ઉપર તાવેલું કાંસુ રેડે અને કરણઘેલાનો પ્રધાન માધવ ધગધગતાં લાલચોળ સાંકળી ચાંપે આસાનીથી ઉપાડી પોતાની ગરદનમાં ઓળવે,—એ સર્વ બધું ખુદાઇ બાશાન વગર માત્ર મનુષ્યની અલ્પ બુદ્ધિથીજ બને કે? આ સમયે લૅટીન કવિ "સીસેરો"ના શબ્દો પ્રસંગોપાત યાદ પડશે કે:

"Nulla gens tam fera, nemo omnium tam est immanis, cujus mentem non imbuerit deorum opinio. Multi de dis prava sentiunt,

omnes tamen esse vim et naturam divinam arbitrantur," યાને "કોઇપણ પ્રજા એટલી બધી નિઠ્ઠુર, કોઇપણ મનુષ્ય એટલો બધો જંગલી, નથી હોતો, કે જેનાંમાં પ્રભુ વિષેનો કિંચિત પણ વિચાર ન હોય! ઘણાકો તે માટે મૂર્ખાઇ ભરેલા વિચારો રાખે છે, છતાં પણ સર્વ કોઇ કબુલ રાખે છે કે ઇશ્વરી શકિત અને દઇવિ કુદ્રત જેવું કંઇક છે તો ખરૂંજ!" શાયર શેખસાદી પોતાની દૃઢ પવિત્રાઇને લીધે ઘણા નાસ્તિકોને રાહપર લાવ્યો હતો. એક નાસ્તિક જે સાદીના ચમતકારોમાં આસ્થા ન રાખનો હતો તેને એકવાર એવું સ્વપ્ન આવ્યું કે ફરેસ્તાઓનું એક ટોળું આકાશમાંથી તેની નીચલી કવિતા માટે તેનાપર આશિર્વાદ વરસાવતું હતું;

"બર્ગે દરખ્તાને સબ્ઝ દર નઝરે હુશ્યાર.
હર વરકી દફતરીસ્ત મઆરેફતે કેરદેગાર!"

યાને "હોસ્યાર માણસોની નજરમાં ઝાડનું હરેક પાંદડું ખુદાની ઇશ્વરી કુદ્રત માટે પોથી ભરીને હેવાલ આપે છે!" ભક્ત **કુમારિલ ભટ્ટ** મરવાની તૈયારીમાં હતા ત્યારે **શંકરાચાર્ય** ત્યાં આવી લાગ્યા. કુમારિલ ભટ્ટે કહ્યું! "મેં વેદના કર્મમાર્ગનો બોધ કર્યો છે, પણ જો તમો જ્ઞાનનો ઉપદેશ આપવા માગતા હોતો મારા શિષ્ય **મંડનમિશ્રને** જીતજો!" આ ઉપરથી શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ આવ્યા, અને તે વિદ્વાનનું ઘર શોધી તેની સાથે વિવાદ કર્યો જેમાં મંડનમિશ્રનાં સુશિક્ષિત સ્ત્રી મધ્યસ્થ થયાં. મંડનમિશ્રનું એમ કહેવું હતું કે વેદનાં કર્મ એની મેળે ફળ આપે છે, પરમેશ્વરની જરૂર નથી, અને એ કર્મ મરતાં સુધી કરવાંજ જોઇએ. શંકરાચાર્યનો મત એવો હતો કે ફળ પરમેશ્વર આપે છે, મન શુદ્ધ થતાં સુધી કર્મ કરવાને અડચણ નથી, પણ પરમાત્માને ઓળખવા માટે જ્ઞાનનીજ જરૂર છે! આ વિવાદમાં શંકરાચાર્ય જીત્યા અને મંડન એમના શિષ્ય થયા! પરંતું બધી તકરાર બાજુએ મૂકતાં ઇશ્વર ભક્ત **નઝીર** તો કહે છે કે:

જહાંમે કયા કયા ખિરદકે અપને હરેક બજાતા હય શાદિયાને,
કોઇ હકીમ ઔર કોઇ મહંદિસ, કોઇ હો પંડિત કથા બખાને;
કોઇ હય આકિલ, કોઇ હય ફાઝેલ, કોઇ નુજુમી લગા કહાને,
જો ચાહે કોઇ યેહ ભેદ ખોલે, યેહ સબ હૈ દિલે યેહ સબ બહાને;
પડે ભટકતે હૈં લાંખો દાના કરોડો પંડિત હજારોં સિયાને,
જો ખૂબ દેખાં તો યાર આખિર ખુદાકી બાતેં ખુદાહી જાને!!

અનિવર્ય લખાણ થવા માટે દરગુઝર ચાહતો સેવક,
**જે. એમ. હોરમસજી.**

હમેશ પુરતો સંતોશ
જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલા,
સસતી, અચુક, વનસ્પતીની ફક્ટ

# ડો૦ બે૦ મોતીવાલાનીજ

# દવાઓ.

પડવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી થી મગાવી શકાશે પણ પેકીંગ ફી. ટપાલ ખરચ વિગેરે ના પૈસા દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનું લીસ્ટ તથા તેને મળેલી

**ફઝારો સર્ટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો**

થીના થોડાક જે હેન્ડબીલોમાં છાપ્યાં છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર વાના કરવામાં આવશે. હેઠળ આપેલી દવાઓની વીગત વાંચી કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી.

૧. "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થડો ગુણકારક મલમ-
કીંમત ડબી ૧) ના રૂ. ૦।।

૨. તાવની ભુકી તથા ગોળીઓ-દરેક પ્રકારની તાવ માટે-કીં૦ ભુકીની ડબી ૧) ના રૂ ૦।।। તથા ગોળીની શીશી ૧) ના રૂ. ૦।। અને રતલ ૧) ના રૂ. ૧૦

૩ તોનીક ઓફ લાઈફ-તાવ યા કોઈ પણ બીમારી ગયા પછી લાગતી નાટ્વાણી, થાક, નબળાઇ માટે-એથી શરીરનું લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે. કીં. શીશી ૧) ના રૂ. ૧। તથા રૂ. ૨.

૪. મીઠી પીશાબની દવા-એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે.
કીં શીશી ૧) ના રૂ.૧। તથા રૂ. ૨.

૫. લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, અંધીવા, રૂમેટીઝમ, ચાલુ પેટનો દુખાવો નેસોની કળતર, વિગેરે માટે કીં. ડબી ૧) ના રૂ. ૦।।।

૬ પલમોનીક પાઉડર-જુની ખાંસી, દમ, હાંફણ, ખડી માટે—કીં ડબી ૧) ના રૂ ૦।।।

૭. રીંગવર્મ પાઉડર-ચામડીના દરદો માટે કીં શીશી ૧) રૂ. ૦।=

૮ હરસની ભુકી તથા મલમ-અંદરના કે બાહરના, નવા યા જુના. લોહીઆર કે મસાવાલા હરસ સદા માટે દૂર કરે છે. કીં ભુકીના રૂ ૦।।= તથા મલમના રૂ. ૦।।

એકલા બનાવનાર-

ડો૦ બે૦ મોતીવાલા

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબની પાસે,
મુંબઈ,

# એકજ ભૂલ જીંદગીની ધૂલ.

## એક વારતા.

લખનારઃ—Queer Airis.

## પ્રકરણ ૧ લું.

### મેડ હાઉસ.

ઈંગલાંડના એક જાણીતા પરગણામાંનું એક શહેર, કે જ્યાંના દેવળોને માટે ત્યાંનું એકેએક રહેવાસી મગરૂર હતું, તેને આપણે ફ્રેકલોસફર્ડના નામથી ઓળખીશું ત્યાં એક લાલ ઈંટોથી બંધાએલું ગંજાવર મકાન કે જે જાણે બકીંગહામ પેલેશની બાંધણીને મળતું આવતું હતું, તે મૂખ્ય કરી સઘળાંનું ધ્યાન ખેંચતું હતું. રસ્તેથી જેણી કોઇ મુસાફર પસાર થતો, તો તે ઘર તરફ અજાયેબીની નજર નાખ્યા વિના રહેતોજ નહિ. તેનું ગંજાવર કદ, નાની બારીઓ, અને ઘણીખરી બધીજ બારીઓ લોખંડના સળીઆથી જડી લીધેલી, તેની આસપાસની ઉંચી ભીતોથી જડી લીધેલો બગીચો, એ સઘળું એવોજ ખ્યાલ આપતું હતું, કે તે મકાન રહેવાના ઘર તરીકેતો ખીલકુલ વપરાતું હોયજ નહીં.

સાંજનો સમય હતો. એક અઘોર ઉમરનો પુરૂષ તે મકાનને લગતા બગીચામાં ફરતો હતો, તેટલાં ત્યાંથી એક મુસાફર પસાર થતાં, તે ઘરને થોડાક વખત અજાયેબીથી ટીકી, તેને પેલા અઘોર પુરૂષને તે મકાન કોણને લગતું હતું, તે બાબે સવાલ કર્યો. તેના જવાબમાં પેલા શખશે કહ્યું; કે તે એક ખાનગી દીવાનશાળા હતી, અને ત્યાં નવીજ ધપની ટ્રીટમેન્ટથી દરદીઓની સારવાર કરવામાં આવતી હતી, અને તે પોતે ત્યાંનો વડો સરજ્યન હતો.

થોડાક સવાલ જવાબ પછી પેલા સરજ્યને તે મુસાફરને દીવાનશાળા દેખાડવાની માંગણી કરી, કે જે તેણે મોટી ખુશીથી કબુલ કરી. તે સરજ્યને પોતાના નોકરને હાંક મારી તે મુસાફરના ઘોડાને તબેલામાં બાંધવાનો હુકમ કર્યો, અને તેઓ બન્ને અંદર દાખલ થયા.

જે ધપ પર ત્યાં સારવાર થતી હતી. તે ઘણી સંતોષકારક હતી, એમ તે મુશાફર જો કે પોતે એક ડોકટર નહિ હતો, તોપણ સમજી શક્યો. સ્ત્રીઓ

અને પુરૂષો જુદા જુદા ખંડમાં એક બીજાં સાથે ખુશ વોતો કરતાં ફરતાં હતાં, અને પોતાનો વખત ગાળતાં હતાં. કેટલાંકો વાંચવામાં, કોઇક સ્ત્રીઓ ભરવા ગુંઠવા અને જાર્વા વજાડવામાં જેમ ભેજામાં ફાંટા આવે તેમ વર્તતા હતાં. તેઓ પોતે તદન છુટાપણું ભોગવતાં હોય તેમ દેખાતું, પણ ખરી રીતે જોતાં તો તેઓ ઉપર મજબુત દેખરેખ રાખવામાં આવતી હતી.

નીચલા ખંડના એક ઓરડામાંની ચીનાઈ બનાવટની એક નાની સોભાયમાણ ટેબલ ઉપર તરતના તોડેલાં તાજા સુંદર પુલોથી લચી પડેલી એક બાસકેટ પડી હતી, કે જેમાંથી એક જવાન નાર ત્યાં ઉભી ઉભી એક હાર બનાવતી હતી. તેણી સુફેદ ઝભ્ભામાં દબદબાભરી ખુબસુરતીથી દીપી નીકળી હતી. જેવા તે બને ગ્રહસ્થો અંદર દાખલ થયા કે તેણી ગંભીર હસ્વા સાથ તે ડોકટર તરફ ફરી, અને પોતાના હાથમાંનો હાર દેખાડતાં બોલી. "હવે એ લગભગ પુરો થવા આવ્યો છે."

તે મુસાફર તેણીને જોઇને પોતાની ટોપી ઉઠાવી માનથી નમ્યો, અને વિચાર્યું કે તેણી તે દીવાનશાળાના વડાની અથવા તો જે ગ્રહસ્થ તેની સાથે હતો તેની દીકરી હોવી જોઇયે. તે સરજ્યને તેણીના હાથમાંથી તે હાર લીધો, અને બેદરકારીથી તપાસી તે બોલ્યો "મરાયા, તેં પુલોને બરોબર ગોઠવ્યાં નથી તારે આ સુફેદ ચંપેલીના પુલોને ગુલલાલાને રાતા ગુલાબની વચ્ચે મૂકવાં હતાં.

તેણીએ તેના કહેવા પ્રમાણે કર્યું, જે દરમ્યાન તે મુસાફર તેણીની ખુબસુરતીની વખાણ કરતો ઉભો હતો. તેણીનો ચેહરો નીરદોષ, નાજુક અને રૂપાળો, વાળો કાલા ભમર જેવા ગુચ્છળા વળી ગયેલા હતા, અને તેણીની સુંદર બ્લુ આંખ્યોમા એક અજબ જેવો ગંભીર મીઠાશ ભર્યો છાપ પ્રગટતો હતો.

"કેમ હવે તો બરોબર છેની?" તેણીએ પૂછ્યુ, અને સરજ્યને ડોકું ધુંનાવી હા કહયું.

તેણીએ તે હાર મુસાફર તરફ ધરતાં મીઠાસથી હસીને પુછયું. "કેમ તમને પણ એ પસંદ પડેચની? હજી કાંઇ એ બરોબર પુરો થયો નથી."

"અલબતાં, પુલો ઘણાં સુંદર છે, અને ગોઠવવાની ધપ પણ સુંદર છે." તેને કહયું. "હું ધારૂંચ તેમ તમો એ હાર તમારા કોઇ કમનશીબ મીત્રને માટે બનાવતાં હોવાં—"

જેવા આ બોલો પુરેપુરા તેના મોઢાંમાંથી બહાર પણ પડયા નહી, કે તે સરજયન તેની તરફ ઝડપથી ફર્યો, અને તેને ચુપ રહેવાને ઈશારત કરી. પણ તે છોકરી પણ તેટલીજ ચપલ હતી, જેથી તરત જવાબ વાળ્યો, "અરે, એ તો મારા લગનને માટે છે તેઓ હવે મને લેવા આવતાંજ હશે." અને પછી તેણીએ પોતાના સુફેદ પોશાક તરફ આંગળી કરી બતાવતા કહ્યું. "તમે જોતા નથી હું લગનના પોશાકમાં તૈયાર છું તે? ફકટ હવે જાલી અને પુલોનીજ ખોટી છે." અને આ સઘળું બોલતી વખતે તેણીનો સાદ દયા ઉપજાવા જોગ દુઃખી હતો

"ઓ ખુદા!" તે મુસાફરની મરજી ઉપરાંત આ શબ્દો તેના મોઢાંમાંથી નીકળી પડયા. "તેણી એક ભોળ! આટલી સુંદર અને વળી દેખાતી રીતે તદન સાવધ!"

પણ સરજ્યને તેને ત્યાં વધું થોભવા દીધોજ નહી, અને તેને ત્યાંથી લઇ ગયો. જતાં જતાં તેને પેલી છોકરીને કહયું "મરાયા. તું તારૂં કામ આગળ ચલાવ, હું હમણાં પાછો આવું છું." અને તેણે તે દરવાજો બંધ કર્યો.

"તમે તો સજ્જડ ઠગાયા" તેણે તે મુસાફર તરફ ફરી હસીને કહયું.

"ખરેખર! મેં તો ધાર્યું કે તેણી હયાંના વડાની અથવા તો તમારી દીકરી હશે. તેણી એટલું તો સાવધપણે બોલી, અને તેણીની સુંદર આંખ્યોમાં પણ મેડનેસ જેવું લાગ્યું નહીં. એવો તે શું બનાવ બન્યો. કે તેણીને હયાં લાવવામાં આવી. આટલી જુવાન અને વળી હદ વગરની સુંદર?"

"ફકત તેજ કારણ, કે જે તેણીની જાતને ઘણું ખરૂં લાગુ પડેચ તેણીના લગ્ન એકાએક ભાંગી પડયાં. અને તે દુખથી તેણીએ પોતાની મગજ શકિત ખોઇ દીધી છે."

"શું કદીણી તેણી પાછી સુધરશે નહી?"

"કદાચ નહીણી" તેને જવાબ વાળ્યો. "પણ વખતના વહેવા સાથ સારીણી થાય, કાંઇ કહેવાય નહિ. તેણી હયાંના પાડોશમાનાં પાદરી ડોવ રેમરનીજ છોકરી થાય છે."

"કોણ ડોવ રેમર!" ગઇ કાલે અત્રેના દેવળમાં જે સુફેદ વાળવાલો પાદરી વાયઝ કરતો હતો તે? પાટલો ઉંચો અને ફીકો તેનો દેખાવજ અજાયેબ જેવો હતો. તેના વાલ તેની ઉમર અગાઉજ સુફેદ થઇ ગયા હોય એવું લાગતું હતું."

"હા, તેજ તેણીનો બાપ." તે સરજ્યને કહયું. "બાચીતજ તે કાંઇ જઇફ નથી. બે વરસની ઉપર આ બનાવ બન્યાની અગાઉ તેના વાળ મારા જેવાજ ભુરા હતા. તેની સ્ત્રી હમણાંજ એક વરસ થયું મરણ પામી છે. આ મરાયા તેમનું એક પુરૂં બચ્ચું છે."

"પણ હું નહિ ધારતો કે લગ્ન તોડવાથીજ તેણીએ પોતાની મગજ શકિત ખોઇ દીધી હોય, અને—પણ લગ્ન તોડવાનું કાંઇ કારણ?"

"હું તે ખરોબર જાણતો નથી, એમ સંભળાયુંચ કે લગ્નની એક દિવસ અગાઉજ તે જવાનની આગલી નાલાયેક ચાલ જાહેર થઇ. વળી તે પોતે પણ એક પાદરીજ હતો."

ત્યાર પછી તે મુસાફરે તે ડાકટરે તેને માટે જે તકલીફ લીધી હતી, તે માટે તેનો આભાર માન્યો અને ત્યાંથી રૂખસદ લીધી, અને પોતાની મુસાફરી દરમ્યાન આખો વખત તે સુંદરીનોજ ખ્યાલ મનમાં લઇ ઘેર ગયો કે તેણીને શા સબબ સર ત્યાં લાવવામાં આવી હશે.

અને વાંચનાર તમો પણ તે ડાકટરે અધુરી મુકેલી ખબર પુરી જાણવા માટે આતુર હશો, માટે હું તમને તે બનાવ તરફ દોરવીશ.

## પ્રકરણ ૨ જું.

### મી. અને મીસીસ ગ્લાઈન.

ઘણા વરસોની વાત ઉપર ઉનાળાની એક ગરમ બપોરે નોરફોકના પરગણામાં આવેલા એક સુંદર નાના મકાનમાં એક બાનું અને ગ્રહસ્થ વાતો કરતાં હતાં. તે ઘરની આસપાસના લીલાં મેદાનો અને સુંદર પાકથી લચી પડેલા અનાજના ખેતરો આંખને ટાઢક આપતાં હતાં. હવે જે ઓરડામાં તેઓ બેસી ટાહેલાં ચલાવતાં હતાં, ત્યાં એકાએક એક છ વરસની ઉમરનું બચ્ચું ધસી આવ્યું અને તેની પાછળ તેની નર્સ હાથમાં એક પીખાયેલી ટોપી સાથે ઘસડાતી આવી. તે બચ્ચું ગુસ્સાથી અને રડતાં લાલ ભુંડ જેવું થઈ ગયું હતું.

"લેવેન્યા!" તે માતા તે બચ્ચાંને જોઈ પુકારી ઉઠી, "હું તો ધારતીતી કે તું કયારની ફરવા ગઈ હશે. પણ અરે! શું છે, રડેચ કાંય ?"

તે ગ્રહસ્થ કે જેણે આપણે મી० ગ્લાઈનના નામથી ઓળખીશું, તે પણ પોતાની દીકરીને રડતા જોઇ વીહલો પડેલો છલાંગ મારી ઉઠયો, કે જેવી રીતે ઘણાક મૂર્ખ મા-બાપો પોતાના બચ્ચાં પાછળ હદ વગરના ઘેલાં બને છે કે જે ઘેલું વ્હાલજ બચ્ચાની ખરાબી ને નાશ કરે છે.

તે નર્સે તેણી બાબદ ખુલાસો કર્યો. પણ તે બચ્ચું તેણીના કરતાં ચાર ગણી જાસ્તી હતું. અને ગુસ્સાથી પગો અફાળી મોટે મોટે પુકારવા લાગ્યું.

મીસીસ ગ્લાઈને પૂકાર્યું "નર્સ! તેં એને શું કર્યું છે?"

"બાઇ સાહેબ, મેં એને કાંઈપણ કર્યું નથી, કે જરા આંગળી વટીક લગાડી નથી. હું તેણીને તૈયાર કરતી હતી, તેટલાંજ એકાએક તેણીએ પોતાનો સૌથી સુંદર પોશાક પેહરવા માંગ્યો, અને જ્યારે મેં ના પાડી ત્યારે એ આટલી બધી ઉસ્કેરાઇ ગઇ. જુઓ આ એની બોનેટ, એને કેવી પીખી નાંખી છે? જો હજીણી મેં એના હાથમાંથી લીધી નહી હતે તો એના તુકડે તુકડા કરી નાંખતે."

તે નાની શેહતાનઝાદીએ નર્સને લાતો મારતા પોકાર માર્યો, "હું તો મારો સર્વથી સરસ પોશાકજ પહેરશ. હા, અલબત પેહરશ એ કોણ ના કહેનારી, એ કાંઈ એના નથી."

"આ આવી રીતે તો બચ્ચું ઘડી ઘડી ઉશ્કેરાતાં ખચીતજ સીક પડશે." મી० ગ્લાઈને કહ્યું. "હું નહીં ધારતો કે—પણ નર્સ એમાં તારોજ વાંક છે. હજી તને બચ્ચાં રમાડતાં અને રાખતાં આવડતાંજ નથી જોની બીજાઓના બચ્ચાં કેટલાં શાંત રહેચ!"

"નર્સ, મે તુને વારવાર કહ્યું છે કે તારે કાંઇબી ભોગે મારા બચ્ચાંને શાંત રાખવુંજ પડશે." મીસીસ ગ્લાઈને ટહુકો કર્યો. "તું જાણેચ તો ખરી, કે ડોકટરે

એ બચ્ચાંને હંમેશ શાંત રાખવાજ કહ્યુ છે, નહી તો એમ ઉશ્કેરાતાં જરૂરજ સીક પડશે. અને તારી આવી હેવાન્યત ભરી ચાલથી કરી મારા બચ્ચાંની તંદરોસ્તી જરૂરજ નાશ પામશે."

નર્સ, કે જેને વારંવાર આવા બનાવમાંથી હંમેશ પસાર થવું પડતું હતું. તેને ટીકા રૂપે કહ્યું. "પણ તેણીનો તે ડ્રેસ તો આતવારને માટે તમે મને ઉંચો મુકવા કહેલો હતો, એટલે પછી એમાં મારો વાંક કેમ થયો? વળી તમો જાણોજ તો ખરાં કે તેણીને હંમેશ કાદવ કીચલ અને ખાબોચ્યાંમાંજ રહેવાની ટેવ છે."

"લેવેન્યા, મારી વ્હાલી બેટી," તે માતા બોલી. "આ તારો ફ્રોક તે રેશમી ફ્રોકથી પણ સુંદર છે!"

"નહી, નહી, એ તો તદન મેલો ને એબીઅલ છે." તે નાની વીછણે વધાર મોટેથી બુમાબુમ કરતાં પુકાર્યું. "મને તો મારો નવોજ ફ્રોક ને ટોપી જોઇયે. હા. ને જો તમો મને આ જબરીથી પહેરાવશો તો હું ફાડી તોડીને ચીરીઆં કરી મૂકીશ."

"મારૂં ગરીબ બચ્ચું! મારી વ્હાલી દીકરી!" તે બાપ દુખી સાદે બડબડયો. "તું આવી ભયંકાર રીતે ઉશકેરાઇ ના જા. ઓ ખુદા! મીસીસ ગ્લાઇન, આવી રીતે તો, બચ્ચાંને ભેજાંની તાવ લાગુ પડશે. તું તેણી જે માંગેચ તે આપતી કાં નથી?"

તે માતાએ તે ઉછાછલી છોકરીને વ્હાલથી કોટી કરી બોલી, "જા મારા અમુલ્ય ખજાના, તુંને જે ગમે તે પહેર. એમાં નર્સનોજ વાંક છે. એને તુંને ના કહેવાને કાંઇબી હક નથી."

તે નાની રડતી બંધ પડી, અને નાચતી કુદતી ઓરડાની બહાર નર્સ સાથે ગઇ. મી૦ ગ્લાઇને ઉદ્દગાર કાઢયો "એ બધો વાંક નર્સનોજ છે."

"અલબતાં, તેણીનોજ તો" મીસીસ ગ્લાઇને ટેકો આપ્યો. "જો તેણીને શાંત રાખવામાં આવે તો અચીતજ તેણી એક નાનો ફ્રેસ્તોજ છે."

હવે પેલી તરફ જેવાં નર્સ અને તે છોકરી ચાલમાંથી પસાર થતાં હતાં, તેટલાંજ બાબરચીએ રાંધણીમાથી ડોકું બહાર કાઢી પુછ્યું, "કેમ! પછી શું ચુકાદો મળ્યો?"

"હમેશ મૂજબજ, તેઓજ તેણીની મમતને આધીન થાયેચ, પણ જોજે. પાછળથી એ લોકને કેવું ખમવું પડશે તે."

"જો એ મારૂં બચ્ચું હતે તો હું એને બે દિવસમાં સુધારી મકતે." તે ગનુનથી બબડયો.

કોઈના મનમા એમ તો સવાલ આવતોજ હશે, કે શું એ બનાવા જોગ છે, કે કોઇ મા બાપો એટલાં બધાં મૂર્ખ હોય? હા બનવા જોગ તો શું, પણ ઘણે ઠેકાણે એવા બનાવો બને છે, મૂખ્ય કરીને આ વાર્તાની છોકરી લેવેન્યાંની માફક જો તે બચ્ચુ એકપુરૂં હોય તો.

તે બચ્ચું કુદરતીજ મજબુત જુસ્સાવાળું હતું. તેણીનામાં પ્યાર, ધીકાર, ઉમદા ખવાસ, કીનો એ બધળું જ પુર જથામાં હતું. અને દરેક બાબદમાં પોતાનીજ જીદ પુરી પાડતું હતું. આ તેણીના અવગુણો નાનપણથીજ દાબી દેવા જોઈતા હતા તેને બદલે બ્હાલથી વધુને વધુ પોશાતા જતા હતા.

વખત વહેવા લાગ્યો, અને હવે તેણી એક બચ્ચાં પરથી ૧૪, ૧૫ વરસની છોકરી બની હવે તેણીએ તોફાન કરવાનુ છોડી દીધું હતું, કારણ દરેક ચીજ તેણીની મરજી માફકજ થતી હતી. તેણીના માબાપને તેણીના દરેક બોલોને તાબે થવાની તબેહ પડીજ ગઇ હતી અને તેઓને સામે થવાનો ચાન્સજ રહેતો નહી.

પણ નહી, એક દીવસે તેઓએ તેની મરજી નહી પુરી પાડવાની હીમત કીધી ખરી તે એમ કે તેઓને એક ડાકતરની સલાહ લેવાને લન્ડન જવું પડયું, હવે તેજ અથવાડીઆમાં ડરબીની સરત રમાવાની હતી અને મીસ લેવેન્યાએ પોતાના બેચાર અજાણ્યા ફ્રેન્ડો સાથ જવા માંગ્યું. મી૦ ગ્લાઇને તેણીને જવા દેવા ના પાડી.

બસ થઈ ચુક્યું. શું મીસ લેવેન્યાને તે કાંઇ ના કહેવાય? તેણીએ પોતાની અસલી ખાસીએત પ્રમાણે બુમ બરાડા પાડવાનું અને તોફાન કરવાનું શરૂ કર્યું. આખરે તેણીથી આજેજ થઈ મી૦ ગ્લાઇને તેણીને પોતાની સાથ લઈ જવા કહયું પણ નહી તેણીને તો પોતાના ફ્રેન્ડસની સાથેજ જવાનું હતું. અને છેવટે બીજી સવારે તે માબાપે તેણીને તેના અજાણ્યા ફ્રેન્ડસ સાથ ઉપડી જતી જોઈ.

આહ! આખરે તે અભાગ્યાં મા બાપને તેઓની મૂર્ખાઇનું ફ્લ ચાખવું પડતું હતું. અરે! જો ખુદાએ તેણીની નીરદોષ બચગીથીજ લઇ લીધી હોત, તો આજે તેઓને આટલુ બધું દુખ ખમવુ પડતે નહી.

---

## પ્રકરણ ૩ જું.

### તોફાન.

તોફાન લગભગ બંધ પડવા આવ્યુ હતું; સુર્ય અસ્ત પામવાની તૈયારીમાંજ હતો, અને તેનાં છેલ્લાં કીરણો પાણીથી તીપાતાં ઝાડના પાંદડાં ઉપર પડી મોતીના દાંણા જેવો ચલકાટ આપતા હતાં. દુર આવેલી ટેકડીના મથાળાઓ અસ્ત પામતા સુર્યના કીરણોથી સોનેરી બન્યા હતા. દેખાવ અતી રળીઆમણો લાગતો હતો. વાદળાંઓ શાંત રાત્રીની આશા આપતાં ગુમ થતાં હતાં. એક કલાક અગાઉ દેખાવ તદન જુદોજ હતો. વાદળો ચઢી આવ્યા હતા, વરસાદ ધોધમાર પડતો હતો, તેજ સમયે એક જવાન અધીરાઈથી એક ચોકસ જગાએ એમથી તેમ ફરતો હતો. તેને પોતાની તોપી કાઢી નાખી કપાલપર પડેલાં વાલના ગુચ્છલાને ઉંચા કર્યા. તે એક

ત્રેવીસ ચોવીસ વરસનો, ખુબસુરત ચેહરાનો ઉધરતો જવાન હતો. તે જગા તદન ઉજડ હતી, કે જ્યાં તે અધીરાઈથી બરણડતો ફેરા ફરતો હતો.

આખરે તેની અધીરાઈનો છેડો આવ્યો કેમકે સામેની ઝાડીઓમાં કાંઈ ખડખડાત થયો, અને તેની પાછળથી એક સુંદર આકાર બાહાર આવ્યો, કે તે જવાન આતુર કદમે આગળ ધસ્યો. તે લેવેન્યા ગ્લાઈન હતી. તેણી હવે એક સુંદર કુવારીકા બની હતી, ઉંચી દમામદાર, પણ ફીકી એક સંગેમરમરમાંથી કોતરી કાઢેલાં સ્ટેચ્યુ જેવી લાગતી હતી.

વખતના વહેવા સાથ મી૦ ગ્લાઇન બીમારીથી પટકાઈ પડયો હતો. અને તેના ભેજામાં બરા એવોજ ધખારો આવ્યો કે નોરફોકની હવા તેને સદતીજ ન હતી. જેથી પોતાનું સઘળું વેચી સાટીને છ મહીનાને ખાતર દરીઆ બાજુના પરગણા નામે સસેક્ષમાં આવી વસ્યો હતો. હયાં લેવેન્યાને પેલા જવાન મી૦ ડરહેમ સાથ ઓળખાણ પડી.

આ જવાન પોતે કોણ હતો, તે લેવેન્યાને પણ ખબર ન હતી. ફકત દરીએ ફરતાં તેની સાથ તેણીને ઓળખાણ પડી હતી. તે ગામડાંમાં તેણી લાયેકનું કોઇ સાથી હતું નહી, જેથી તે જવાન સાથ તેણીને પીછાન પડી, ત્યારે તેણી બહુ ખુશ થઇ. એવી રીતે તેઓ દરરોજ મળતાં હતાં. તે દરરોજની મુલાકાતે આગળ વધુ રૂપ લીધું.

તેણી તેને ચાહવા લાગી, અને તે પણ એટલી હદે કે તેણીની સઘળી દુન્યાજ તેનામાં હતી. તેના ફકત એકજ સખુનને માટે બેહસ્તનું સુખ પણ તજી દેવા તૈયાર હતી. માબાપ સગાંવહાલાં એ સઘળાં હવે તે અજાણ્યાના એંચાણ આગળ તુચ્છ હતાં. લેવેન્યા ગ્લાઈન જેવી એક છોકરી તરફથી આપણે એવી નહી તો બીજી શું આશા રાખી શકયે?

મી૦ ડરહેમે તેણીને પોતા વિષે કાંઇપણ કહ્યું હતું નહી. ફકત તેણી એટલુંજ જાણતી હતી, કે તેનું નામ આરથર ડરહેમ હતું. તેના માબાપ મરણ પામ્યાં હતાં, અને તે કેમબ્રીજ યુનીવરસીટીમાંથી તરતનોજ બાહાર પડયો હતો.

એક દહાડો તેણીએ તેને પૂછયું કે તે શા માટે તે ગામડાંમાં આવ્યો હતો? તેને જવાબ દીધો, કે તેને બોટીંગનો ઘણો શોખ હોવાથી તે ત્યાં મજાહને માટે બે દિવસ ઉતરી પડયો હતો. પણ તેને તેણીને જોઇ હતી, અને તેથી તેણીને છોડીને જવા તેને બુદલ ગમતું નહી હોવાથી તે ત્યાં થોભી ગયો હતો. લેવેન્યા માટે આટલુંજ બસ હતું.

તેણીનો બાપ તે દરમ્યાન સખત સીક હોવાથી બહાર જતો આવતો નહી હતો, અને આ રીતે લેવેન્યા તદન છુપીથી દરરોજ બેચાર કલાક જંગલોમાં કે દરીઆના કીનારાપર ખુશ વાતચીતમાં કાઢી નાખતી.

પણ લેવેન્યા, તને થોડીજ ખબર છે કે આનો અંજામ પાછલથી શું આવવાનો છે? તને જો ભવિષ્યની ખબર હતે તો આ ચોરીછુપીની મુલાકાતો મોકુફજ કરતે, અને આવા ધંગધડા વગરના બેદરકાર માણસને તારૂં અંતકરણ સોપતે નહી.

જ્યારે તેણીની ગેરહાજરી ઘરમાં જણાઈ આવતી અને તેનો સબબ પુછવામાં આવતો ત્યારે તરતજ જવાબ મળતો કે, "ઓ મમા ડીયર, હું શું કરૂં; ઘરમાં મુદ્દલ સોવાતું નહી, ત્યારે જંગલમાં મારી માનીતી જગાએ જઈ બેસી વાંચું છું." અને આ તેણીનું બહાનું કાંઈબી શક વગર ખરૂંજ માનવામાં આવતું. ફકત આ તેણીનો ભરમ તેણીની એક દાસી ડોબસનનેજ ખબર હતો, કે જેણીને તેણીએ વીશ્વાસમાં લીધી હતી.

હવે આપણે તે બે જવાનોને મળતાં છોડી આવ્યાં છે ત્યાં વળશું.

"મારી વ્હાલી લેવેન્યા, હું તો ધારતો તો કે તું આવશેજ નહી"

"અરે આરથર," તેણી બબડી. "હું તો તને જોયા વગર ઘેલીજ થઇ જાવું. પપાએ મને પોતા આગળ વાંચવા બેસાડેલી તેથી જલદી અવાયું નહી."

"મેં તો એમજ વિચાર્યું કે આવા તોફાનથી ડરી તારેથી અવાશેજ નહી, ડીઅર."

"તોફાન!" તેણીએ મનમાં વિચાર્યું. "અરે, આતશનો વરસાદ કાંય નહી વરસતો હોય તોપણ તને મળવા દુન્યાના છેડાવેર ખુશીથી આવું." પછી તેણી મોટેથી બોલી. "મમા પપાની તબીઅત આજે મુદ્દલ ઠીક નથી."

આમ વાતોમાં થોડોક વખત નીકળી ગયો, કે જ્યારે મી૦ ડરહેમની તોફાન માટેની ભવિષ્ય વાણી ખરીજ પડી વીજળીના ધડાકા અને કડાકા વચ્ચે તોફાન તો વધતુંજ ગયું, અને વરસાદ જોરથી પડવા લાગ્યો. આખરે તેઓને એક ઝાડ નીચે આશરો લેવો પડયો, કે જ્યાં તેઓ ખુશ વાતચીતમાં એટલાં તો લીન થયા, કે તોફાને પછી કેવુ રૂપ લીધું, તેની પણ તેમને ખબર પડી નહી,

---:o:---

## પ્રકરણ ૪ થું.

---o---

### એક કેરડો હુકમ.

રાત પડી ચુકી, કે જ્યારે લેવેન્યા ઘેર તરફ પાછી ફરી. તે ઘર ગામડાંની બહાર ઘણુ એકાંતમાં આવ્યુ હતું, અને તેની આસપાસ એક સુંદર બાગ કરી લેવામાં આવ્યો હતો, કે જ્યારે તેની પાછલી બાજુ એક કાંટાની ઝાડીથી ઢંકાએલી હતી. લેવેન્યા તે તરફ ગઇ, અને ત્યાંનો દરવાજો ધીમેથી ઉગાડી ચોરની અદાથી અંદર દાખલ થઇ, પણ ખભાંમાંથી કોઇના એકાએક પકડવાથી તેણી ખુબ ચોંકી. તે તેણીની દાસી ડોબસન હતી.

"તું ક્યાં હતી લેવેન્યા ?" તેણીએ લગભગ ઠપકાભરી અદાએ પુછ્યું. "શેઠ શેઠાણી બધાં તારી ગેરહાજરીથી લગભગ દેવાના જેવાં—એ, પણ શું છે ? ચાલી ક્યાં જાયેચ, સાંભળની ?" તેણીના બોલવાની કાંઇ દરકાર નહી કરતાં તેણી ચાલી જતી હતી, તેને થોભાવતાં તેણી પુકારી.

"મારી તબીઅત ઠીક નથી." તેણીએ જવાબ આપ્યો: "હું ધારૂંચ કે હું ઉતાવળથી વરસાદને લીધે આવતી હતી, તેટલાં બેસુધ્ધ થઈ પડી ગઈ હતી. મને મારા ઓરડામાં જવા દે, હાલ તો હું નીચે આવવાની નથી. તું તારે જા."

"નહી, તારેથી પહેલે મમા પપાને મળ્યા વગર જવાશેજ નહી." તેણીએ કાંઇક સત્તાથી કહ્યું, "તેઓએ તને બધેબધ શોધાવી અને મને ફરજ્યાત અહી ભરાંઈ રહેવું પડયું. તને સાફ કહુંચ લેવેન્યા, કે તું જો એમ વધુ વખત બહાર રહેશે, તો હું તારો ભરમ વધુ વખત ચાલવા દેવશ નહી. આવા સખત તોફાનમાં બહાર રહેતાં મારી તબીઅતબી બગડી આવી."

"સખત તોફાન !" લેવેન્યાએ અજાયબીથી પૂછયું.

"શું ત્યારે તું ઉંઘાએલી હતી, કે બહેરી હતી !" ડાબસને તેણી તરફ અજાયબીથી જોતાં પુકાર્યું "આવા સખત તોફાનને લીધે તો શેઠ શેઠાણી બીધાં કે રખે તું દરીઆની રેતીમાં દબાઇ ગઈ હોય."

"ઠીક, ઠીક, મને હવડાંતો જવાદે મારૂં માથું સખત દુખેચ."

"પણ હું તને કેહુંચ કેની કે તારેથી તેઓને મળ્યા વગર નહીજ જવાશે," તેણી ચીરડાઇને બોલી "શેઠાણીએ લગભગ વીસ વખત ઘંટ વજાડી પુછયું, કે આપણે આવ્યાં છીએ કે નહી. મને હયાંથી બધી ગરબડ સંભલાઇ. અરે જો, જો, પાછો પુછવાનો સાદ આવેચ તે. પણ તારૂ મી૦ ડરહેમ ક્યાં છે ?"

"હું તો ધારૂંચ કે ઘર ગયા હશે. કારણ હું ઘણોવાર થયો તેમણે છોડી આવીચ. શું પપાબી નકામો 'ફસ' કરેચ. જા, ડોબસન અંદર જા ને કહે, કે હુંગે દરીયે કિનારે હતાં, ને હું થાકી ગઇચ તેથી મારા ઓરડામાં છું."

"કિનારો ! અરે તે બો કાંઇ ચાલશે નહી. કારણ બાવરચી ત્યાં જઈ આવ્યો તે બોલતો હતો કે ત્યાં તો એકબી માણસ જાત દેખાતું નથી."

"હવે જાની, કાંઇબી જોડી કહાડજેની, ને કહેજે કે તોફાનથી કરી મારી તબીઅત બગડી આવી છે, જેથી મારા ઓરડામાં સુઇ ગઈ છું." એટલું કહેતાં તેણીએ પોતાના ઓરડા તરફ ચાલુ મુકયું.

હવે આપણે કલાઇનના કુટુંબને થોડાક વખત પડતું મુકીશું, અને આરથર ડરહેમ કોણ છે તેની તપાસ લઈશું, તે જવાન્યાએ પોતાનું જે નામ આપ્યું હતું તે કાંઇ ખરૂં નહોતું. તોપણ હાલને કાજ તો આપણે તેને એજ નામે ઓળખશું. તે કેમબ્રીજ યુનીવરસીટીમાં અભ્યાસ કરતો હતો. તેની મા તેને ચાર વરસનો મુકી મરણ પામી હતી, અને તેનો બાપ જે એક પાદરી હતો, તે પણ બે

વરસ થયાં મરણ પામ્યો હતો. તે પોતા પાછળ એટલો તો મહાભારત વારસો. દીકરા માટે મુકી ગયો હતો કે ભવિષ્યમા તેને એક પાદરી તરીકેનો પોતાનો મોભો જાળવવાને પ્રણ ભારી પડી જાય. તે પાદરીપણાનો હક તેની પેઢી દર પેઢી ઉતરી આવેલો હોવાથી તેને પણ તેજ ધંધો અખત્યાર કરવાનો હતો. યુનીવરસીટીમાં દાખલ થયાને હજી તો ત્રણ મહીના નહી થયા તેટલાંજ, તે સઘળી બદીમાં પડી ચુકયો હતો. તેને તેની માતા તરફથી ખુબસુરતીનો વારસો મળ્યો હતો અને તેથી ખુબરૂ જવાન સોબાયટીના ઍંતારા જેવોજ બહારના દેખાવ પરથી લાગતો હતો. તે થોડા વખતમા તો પોતાના ગોઠયાઓનો માનીતો થઇ પડયો હતો, અને વધુને વધુ બદીમાં સબડતોજ ગયો.

તેની એવી ખરચાળુ બદીથી આખરે તેને ઘણું કરજ વધી ગયુ, અને તેનો એક કાકો કે જે પૈસાવાળો હતો, અને જેને ફકત એકજ ફરજંદ, એક દીકરો હતો, તેની પર પોતાની કરજની વાત લખી વાળી, કે જો તે ભરપાઇ નહી થશે, તો ચાચડાં માગ્વા જવાનોજ સોદો હતો. કાકાએ આ બધુ અત્યંત ગુસ્સા સાથ વાચ્યુ, અને આખરે પોતાની આબરૂને ખાતર એક લાબાં લેકચર સાથે તે શેશ તેને માથે ભરી

એક વખતની તે શરમથી આરથર થોડો વખત તો એકલોજ રહયો. કારણ તેનો જાતી સ્વભાવ ઘણો ઉમદા, પણ જ્યા એવી બે પાંચ ચોટે ખુશાલ કપની મળી ત્યાં પછી એક એકલવાયો જીવ કેમ થોભે? તેજ પ્રમાણે આરથર બે પાંચ મહીના પછી તે ભુડા કોલેજ્યનોની ફુમલવણીથી પાછો બદીમા સપડાયો અને બીજે વરસ તો અગાઉ હતો તેના કરતાં પણ જાસ્તી કરજમાં પોતાને ડુબેલો જોયો હવે કયે અવતારે તે પોતાના કાકા આગળ જાય, અને તેથી બેલીફોની પુઠથી છુટવા તે સસેક્ષમાં આવી ભરાયો, જ્યાં આપણે વાંચ્યુ તેમ લેવેન્યા સાથ તેને દોસ્તી પડી પણ એમ ભગાઇ રહેવાનુ પણ કયાં સુધી ચાલે? કારણ તે ગામડામા તેનુ કોઇ પણ ઓળખીતુ નહી હતું, અને જેથી તે કોણના આધાર પર રહી શકે? આખરે તેને એક દિવસે હીમત એકઠી કરી તેના કાકા પર એક બીજુ કાગજ લખ્યુ તેમાં તેને તેમને ખાતરી પર ખાતરી આપી, કે તે કદી પણ એવુ પગલું ભરશે નહી, અને તેવણ કહે તેમ વરતવાની કબુલાત આપી

જવાબ આવ્યો પણ તે કેવો કે જેથી તેની અકળામણનો પાર નહી રહયો તેવણે લખ્યુ કે એકદમ તેને તેમની તરફ ઉપડી આવવુ, અને જો ઠેરવેલા વખત કરતાં બે કલાક પણ જાસ્તી થયા તો જીંદગી સુધી તેનુ મોહુ નહી જોશે, અને ખચ્ચીનજ તે પોતાનુ બોલેલૂ પાળે તેમાંનોજ આસામી હતો, એમ આરથરને ચોકસ ખબર હતુ

તે કાગળ તેને તોફાનવાળી રાતના બનાવની દશમે દિવસે મળ્યુ હતુ અને તેમાંના સખત હુકમને જો તાબે નહી થાય તો શુ ફેજ આવે તે તે જાણતો હતો, અને તેટલા માટે તેને એકદમ ઉપડવાનો ઠરાવ કર્યો. પણ અરે! લેવેન્યાનુ શુ!

જ્યારે લેવેન્યા ધારા મુજબ તેને સાંજે દરીએ મળી, ત્યારે હીંમતથી તેને તેણીને કહ્યું કે તેની પર કોલેજમાંથી કાગળ આવ્યો હતું, ને તેમાં તેને જલદીથી ઉપડવાનો સખત હુકમ થયો હતો.

"ઓ! પણ તુ ના જતો! તું મને એકલી છોડીને જઈ શકશેજ નહી. ઓ આરથર? હું દીલગીરીથી મરી જઈશ." તેણીએ આ એકાએકના જુદાઇના દુખથી ભાંગી જતાં અંતકરણે કહયું.

"લેવેન્યા મારી વ્હાલી! ના ફરમાની આ બાબદમાં અશકય છે. જો હું નહી જાઉ તો મારૂં આખું ભવિષ્ય નાશ પામે. મને રજા મળતાંજ હું તરત પાછો ફરશ." તેને પતાવટની ધપે કહયું.

"અને આપણા લગન?" તેણીએ હળવેથી પુછયું.

"હું પણ તારા જેટલોજ એને માટે આતુર છું, વ્હાલી, મને આ તેડાંને તાબે થવા દે, ને પછી તે તૈયારી કરતાં કાંઇ પણ વાર લાગશે નહી." તેણે કહયું.

"પણ મારે તુને કાગળો કયાં લખવા? તારૂં શરનામું? હું તો દરરોજ લખશ, અને તારી તરફથી પણ એટેકું મેળવવાની આસા રાખીશ."

આરથર જરા ગુંચવાયો, કારણ તેને તો તેણીને એમ કહયું કે તે કેમબ્રીજ જતો હતો, જ્યારે ખરેખર તો તે પોતાના કાકાને ત્યાં લંડન જતો હતો.

"મારૂં શરનામું! હું પોતેજ તને કાગળમાં જણાવીશ. વ્હાલી, કારણ મને કદાચ કેમબ્રીજની બહાર પણ મોકલવામાં આવે, અને તેથી તારૂં કાગળ કોઇના હાથમાં જાય તે મને બીલકુલ પસંદ નથી. હું તારી પર ત્યાંથીજ લખીશ."

"અરે જો, તું ના જા વ્હાલા." વળી તેણીએ ઉભરો કાઢયો. "કારણ ગઇ રાત્રે મેં સ્વપ્નું જોયું, કે તું ગયો તે પાછો ફર્યોજ નહી. અરે ખુદા! તે સ્વપ્નાથી હું એટલી બીધીચ, કે આખો દિવસ થયો તે ખ્યાલો મારા મનમાંથી જતા નથી. ઓ આરથર તું ના જા. ખોદાને ખાતર મને એકલી મૂકી ના જા." અને તેણી તે વીયોગના ખ્યાલથી ડચકાં ખાઈ રડવા પડી. પણ નહી, તે તો મક્કમજ રહ્યો, ને આખરે તેણીને સમજાવી પટાવીને છુટો પડયો.

બીજે દિવસે આરથર ડરહેમ બહુજ અસુરેથી સાંજના પોતાના કાકાના રૂમમાં દાખલ થયો. તે સખ્શ તેનીજ રાહ જોતો અધીરાઇથી એમથી તેમ લાયબ્રેરી રૂમમાં ફેરા ફરતો હતો. તેનાં મોઢાં ઉપર સખતાઇની કરચલીઓ ફરી વળી હતી. જેવો તે રૂમમાં દાખલ થયો, કે કાકાએ ઘુરકતા ડોળાએજ આવકાર આપ્યો. અને તેની પાછળ એક જબરાં લંબાણ લેક્ચરે જગા લીધી, અને આરથર ખુબ ઝટકાઇ ગયો. આખરે એકજ લોહી, એટલે તે કાકાના અંતકરણથી બહારના દેખાવ જેટલું સખત થવાયું નહી, અને પૈ એ પૈ કરજ ચુકવી આપ્યું. જે આરથરે ઘણી પસેમાનીથી ફરીથી કરજ નહી કરવાના વચને કબુલ્યું, અને પાછી કોલેજની જીંદગી શરૂ થઈ.

ખચીતજ મીસ ડ્લાઇનનું સ્વપ્નું ખરૂંજ પડયું. આરથર તેણી તરફ ફરી પાછો ગયોજ નહી. તેણીને ફકત એક કાગજ તેના ગયા પછીના પહેલો અઠવાડી-

આમાં મળ્યું. જેમાં તેને લખ્યું હતું, કે તે કેમબ્રીજ પોતાના સગાને ત્યાં જવા માટે છોડી જતો હતો, અને ત્યાંથી તે બીજુ કાગજ લખશે, પણ તેને ત્યારે પછી એક પણ હરફ તેણીને દેખાડયો નહી.

દહાડાઓને અઠવાડીઆઓ તેની નામ નીશાન વગર પસાર થયા. તે જીવતો છે યા નહી તેની પણ સાબેતી હતી. નહી લેવેન્યાના મગજની સ્થીતી આથી ભયંકાર થતી ચાલી તેણી આખો દિવસ ભટકતી. કોઇ વખત તે જુની મેળાપની જગાએ, તો કોઇ વખતે પોસ્ટ ઓફીસમાં પોતાના કાગળ માટે તરેહવાર સવાલો કરતી જણાતી. તેણી પોતાની અસલી એકાંત જગાએ જઈ દીવાની અદાએ તેનું નામ પોકારતી, પણ તે કદીબી પાછો ફર્યોજ નહી.

(સાંધણ છે.)

# જીવ પ્રત્યે બે બોલ.

(વિમળા નવ કરશો ઉચાટ.)

હે પામર પ્રાણી? અવસર આવો વહી જશેરે,
ચેતવું હોય તો ચેતજે રે. હે પામર પ્રાણી ૧
હું કોણ છું ક્યાંથી આવ્યો કીયે રસ્તે છું જાવાનો,
ત્હેનો કર વિચાર સદા મન મહીંરે, હે પામર પ્રાણી ૨
આધિ વ્યાધિ ઉપાધિ વળગી, તે કર તું સહુને અળગી,
નહિ તો દુઃખ તને મ્હોટું આપશેરે, હે પામર પ્રાણી ૩
કાળ આવી પકડશે જ્યારે, પસ્તાવો અન્તે થશે ત્યારે,
તે કષ્ઠ ત્હારાથી ન્હેવાશે નહિરે, હે પામર પ્રાણી ૪
સગા સમ્બન્ધી જે કોઇ ત્હારાં, અન્ત સમે અળગાં રહેનારા,
સ્વાર્થ સુધી તુજ પાસે આવશેરે, હે પામર પ્રાણી ૫
ઉત્તમ આ માનવ ભવ પામી, તરવાની શોધ કિનારી,
નહિ તો ફોકટનો આ ફેરો થશેરે, હે પામર પ્રાણી ૬
સેવક કહે છે દ્દીકર જોડી, જા નહિ દદિ પાપમા દોડી,
નીતિ તરફ વૃતિઓ સદા દોરજેરે. હે પામર પ્રાણી ૭

(શા૦ એમ૦ એમ૦)

# ચીનની કેટલીક કહેવતો.

[ લખનારઃ—રમણલાલ નાનાલાલ શાહ. ]

દુશ્મનને એક પણ ફટકો માર્યા સિવાય જે તેને જીતે તેજ ખરો વીર કહેવાય.

ખવાઈ ગયેલા લાકડા ઉપર નકસી કામ ન થાય.

જ્યાં મહેલો ભપકાદાર હોય ત્યાં અનાજનાં ખેતરો અને દાણાની વખારો ખાલી હોય.

જે જાણે છે તે બોલતો નથી અને જે બોલે છે તે જાણતો નથી.

જે બીજાને માનતો નથી તેને કોઈ પણ માનતું નથી.

જેવી રીતે ખાલી મકાનમાં દરેક જાતનો પડઘો પડે છે તેવી રીતે રોકાણ વગરના મનમાં અનેક પ્રકારના વિચારો આવે છે.

દુશ્મન યોદ્ધાઓ સામે જે દયા બતાવે છે તેજ જીતે છે.

ઉત્તમ સૈનિકો લડવઈયાઓ જેવા નથી દેખાતા.

જેમ કાયદા વધારે તેમ ચોર વધારે.

મહાન રસ્તો ઘણો સ્હેલો છે પણ બધાંને ગલીકુંચીઓમાં ભટકવા ગમે છે.

ઘરની બહાર ગયા સિવાય પણ આખી દુનિયાનું જ્ઞાન મળી શકે.

ઈશ્વરનો અપરાધ કરે તે કોની પ્રાર્થના કરે?

જીભ વાળી વળે છે ત્યારે તે લાંબો વખત રહે છે. દાંત મજબુત અને કઠણ રહે છે ત્યારે તેનો વહેલો નાશ થાય છે.

નિમકહરામ છોકરો બાપના મ્હોં ઉપર ચાઠા સમાન છે.

થોડી દોલત વાપરીએ નહિ તો વધારે દોલત કયાંથી આવે?

હજાર માઈલની મુસાફરી એક એક પગલે થઈ શકે.

જ્યારે ઈશ્વર માણસને ઉછેરે ત્યારે તે જાડો થાય છે. જ્યારે માણસ માણસને ઉછેરે ત્યારે હાડકાં અને ચામડી સિવાય બીજું કશુંજ હોતું નથી.

સો રસ્તામાં સો અડચણો આવે.

બરફ ઉપર ચાલો તો તમારાં પગલાં છુપાવ્યાં છુપે નહિ.

એક ખેલાડીથી નાટક ન ભજવાય.

સોયનો એકજ છેડો અણીદાર હોય.

આરસપહાણને ખુબ ઘસે તો પણ તે તેની કઠણતા અને ઠંડાપણું છોડતો નથી.

ઉત્તમ ઘોડેસ્વારોને સૌથી વધારે અકસ્માતો થાય.

પોતાની જાતને જોવી એમાંજ દીર્ઘદ્રષ્ટી સમાયલી છે.

વાતો કર્યાથી ભાત ન રંધાય.

એક વસ્તુ જ્યાં સુધી તમને જડે નહિ ત્યાં સુધી તેને શોધ્યાંજ કરજો, એમ કરવાથી તમારી મહેનત નકામી નહિ જાય.

અપ્રમાણિકપણે મેળવેલું ધન ઉન્હા પાણી છાંટેલા બરફ જેવું છે.

બહુ દુર જઈને ધુપ કરીને દેવને પ્રસન્ન કરવા જવું તેના કરતાં ઘેરજ ભલું કામ કરોને.

જંગલ નજીક રહેતા હોઇએ પણ બળતણ વિના કારણ બગાડવું નહિ.

ઉંદરના રસ્તા ઉંદરડા જાણે.

બહુ હોય ત્યારે થોડાનો વિચાર કરજો. થોડું હોય ત્યારે બહુનો વિચાર કરવાની જરૂર નથી.

જે વાઘ ઉપર મુસાફરી કરે તેને નીચે ઉતરતાં બીક લાગે.

દુરનાં રહેતાં સગાં કરતાં પાસે રહેતાં સારા પડોશીઓ વધારે સારા

દીવામાં તેલ ન હોય તો બત્તિ નકામી બગડે.

આગ બુજાવવા જઇએ ત્યારે પાંદડાંનાં કપડાં ન પહેરાય.

રસ્તામાં વાત કરતા જાઓ ત્યારે ઘાસમાં પણ માણસ હોય છે તે વાત યાદ રાખજો.

માણસનાં ભલાં કામ માત્ર તેના ઘરમાંજ જણાયલાં હોય છે. તેનાં ભુંડાં કામ આખું જગત્ જાણે છે.

ગુન્હેગારો જેમ ફાંસીને લાકડે જાય છે, તેમ ધન જુગારખાનામાં જાય છે.

એકલા બેઠા હો ત્યારે તમારા અવગુણોનો વિચાર કરજો. વાતચિત કરતા હો ત્યારે બીજામાણસની નિંદા ન કરશો.

ચોમાસા પહેલાં છાપરૂં ચઢાવવું અને તરસથી જીવ જવા બેસે તે પહેલાં કુવો ખોદાવી રાખવો,

પર્વતની ઉંચામાં ઉંચી કઠણ ઉપર તમારો ઘોડો આવી લાગ્યો હોય ત્યાર પછી તેની લગામ ખેંચવી નકામી છે.

બીજાના ઉપર લોહી ઓકવા જાય તે પહેલાંતો પોતાનુંજ મ્હોં બગાડે.

માણસ સો વર્ષ સુધીમાં સંપુર્ણ ન થઇ શકે. અધમ થતાં તો એક દિવસ પણ ન લાગે.

માણસ જીવતો હોય ત્યારે આત્માને નથી ઓળખતો. મર્યા પછી પોતાના દેહ (શબ) ને નથી ઓળખતો.

કુમારિકાના સદ્‌ગુણોનો પાર નથી અને સ્ત્રીના પશ્ચાતાપનો સુમાર નથી.

વાંસના પોલાણમાં સાપ પેસે પણ પોતાની વાંકા વળીને ચાલવાની ટેવ ન છોડે.

રૂપાળું પક્ષી વહેલું પાંજરે પુરાય.

એક ઘોડો ચાલે નહિ ત્યારે એકસો ઘોડા ગોટાળામાં પડી જાય છે.

મદિરાનો એક ઘુટડો ત્રણ ચિંતાઓને મારી કાઢે છે,

મૂર્ખ કુતરો ઉડતા પક્ષીને પકડવા દોડે.

ઉનાળાનું જીવડું બરફની વાત ન જાણે; કુવાના દેડકાએ આકાશની વાત કરવી ન જોઇએ.

બહુ શિયાળવાંના પગની એકઠી કરેલી રૂવાંટીનો છેવટે પણ ઝભ્ભો બનશે.

બજારમાં વેચાતો હોય એટલો બધો દારૂ એક જણાથી ન ખરીદાય.

બહુજ તીવ્ર સ્મરણશક્તિ હોય તે કરતાં ઝાંખામાં ઝાંખી સાહીનું લખાણ ઘણું સારૂં.

સારા શબ્દો મોતીના હાર સમાન છે.

કાફિન તૈયાર કરાવો અને માણસ મરશે નહિ.

ઝાડ ખોદવું હોય ત્યારે પહેલાં મૂળીયાંથી શરૂઆત કરવી જોઇએ.

ઉપકાર કરીને બદલો મેળવવા આશા રાખવી તે કરતાં ઉપકાર ન કરવો વધારે સારો.

ચોરોને મીજબાની ઉડાવતા ન જોવા પણ તેમને સજા થતી જોવી.

બળદને પાણી પાવા લઈ જાય તેણે પોતાના પગ ભીંજાય તેની ચિંતા ન કરવી.

હીરાને ઘસ્યા વગર પાલીસ ન થાય, અને આફતો સિવાય માણસ સંપૂર્ણ ન કહેવાય.

મીઠા શબ્દો અને દેખાવડો ચ્હેરો જ્યાં હોય ત્યાં સદ્‌ગુણ ભાગ્યેજ ઉભો રહી શકે છે.

વિચાર કર્યા વગર ભણી ગયા તે નકામી મહેનત કરવા જેવું છે; અને ભણ્યા વગર વિચાર કરવો એ નુકશાનકારક છે.

નજરે જોયલું શંકાભરેલું હોય છે, ત્યારે આપણી પીઠ પાછળ જે શબ્દો બોલાયા હોય તે આપણે કેમ કરીને માની શકીએ?

માણસોમાં ડુબી જવું તે કરતાં દરિયામાં ડુબી જવુ વધારે સારૂં.

વિદ્યાના શોખીન થવું એટલે તાનના દરવાજા-આગળ ઉભા રહેવા બરાબર છે.

જે ઉતાવળ કરે તે રૂવાબથી ચાલી ન શકે.

બોર વેચનાર પોતાના બોર બહુ મીઠાં છે એમજ જણાવે છે.

માછલા પકડવાને પણ અમુક વખત હોય છે અને જાળ મુકવવાને પણ અમુક વખત હોય છે.

અપ્રમાણીક ત્રાંજવાં અને પુરેપુરૂં માપ કોઇ પણ માણસને ઈજા નથી કરતાં.

સુકી આગળી વડે મીઠું ચાટવાનું ન બને.

હજાર પછીથી લેવા તે કરતાં આઠસો રોકડા લેવા બહુ સારા.

સદગુણને અમલમાં મુકવા તે વાતો કરવા જેટલુ સારૂં નહિ.

જે નવો સવો બાદશાહી અનાજની વખારનો રખવાળ નીમાયો હોય તે દર-રોજ રાતે પોતાનો ભાત પોતાની જાતે રાંધેવા બેસે.

મોટી થયેલી દીકરી દાણ ચોરીથી આણેલા મીઠા સમાન છે,

બહારના ચોર સામે સહેલાઈથી રક્ષણ થઇ શકે. કુટુંબમાં જે ચોર હોય તેમના સામે રક્ષણ કરવું બહું મુસ્કેલ છે.

નોકરીમાં ન હોય તે માણસે સરકારી કામ કાજમાં માથું ન મારવું.

મોટા સૈન્યનો સરદાર કદાચ માર્યો જાય પણ ગરીબ માણસની ઇચ્છાને કોઇ લુટી શકે એમ નથી.

ખાવાને માટે હલકો ખોરાક, પીવાને પાણી અને ઓશીકા તરીકે વળેલો હાથ એટલું હોય તો પણ સુખ મળી શકે.

એકાંતમાં સદગુણ રહી ન શકે, તેના પડોશીઓ આજુબાજુ અવશ્ય થવાનાજ.

ઘોડાને પકડવાને ઘોડેસ્વાર થાઓ.

મોટી માછલી નાની માછલીજ ખાય છે.

નાની માછલીઓ જળનાં જીવજંતુઓ ખાય છે. જળના જીવજંતુઓ દરિયાની વનસ્પતી અથવા તો કાદવ ખાય છે. (અર્થાત જીવ જીવ કે આશરે, જીવ કરત હે રાજ.)

જે લોકો હદ ઉપરાંતની માગણી કરે તેઓ બધુ ગુમાવે છે.

જ્યાં માછલાં ન હોય ત્યાં તમારી જાળ ન પથરાશે.

તારાની ગમે તેટલી મરજી હોય પણ તે ચંદ્રને મદદ કરી ન શકે.

દરિયો વહાણથી કાંઈ બગડી ન જાય અને મુસાફરી કરવાથી રસ્તો ખરાબ ન થઇ જાય

ધીમા હાથે કરેલું કામ ઘણું સારૂં થાય છે.

(અપૂર્ણ.)

## વખતની કસોટી

માંથી પસાર થએલી, હઝારો ઉંચા ગટો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદ્યોએ વટીક તારીફ કીધેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેલવાલી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક જુનાં, કઠણ દરદો માટેની વનસપતીની ડૉ૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

**ખાંસીની ગોળીઓઃ**–ખાંસી, ખઈ, દમ, હાંફણ, માટે–કી૦ રૂ. ાા, ાા, ાાા તથા રતલ ૧) ના રૂ. ૬.

**પલમોનીક પાઉડરઃ**–ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે–ડબી ૧) ના, કી૦ રૂ. ાાા.

**જુલાબનો પાકઃ**–ગમે તેવી સખત કબજ્યાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ. ાાા.

**તાવની ભુકીઃ**–દરેક જાતની તાવ માટે, રૂ. ાાા.

**તાવની ગોળીઃ**–દરેક જાતની તાવ માટે, રૂ. ાાા. તથા રતલ ૧) ના રૂ. ૧૦.

તાવ ગયા પછી લાગતી થાક, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧) ની, કી૦ ૧ા તથા રૂ. ૨.

**ટોનીક ઓફ લાઇફઃ**–આ દવાથી શરીરનું બીગડેલું લોહી શુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીમાં વધારો થાય છે. થાક, નાટવાણી નબળાઇ દુર થાય છે. કી૦ શીશી ૧) ના રૂ. ૧ા તથા રૂ. ૨.

**દાંતનું મંજનઃ**–(રોજના વપરાસ માટે ફક્ત) દાંત મજબુત કરી સ્હેદ બનાવે છે. મોંઢાંનો ગંધ દુર કરે છે. કી૦ રૂ. ાાા તથા ાાાા. તથા રતલ ૧) ના રૂ. ૪.

**દાંતનું મંજનઃ**–ફક્ત દુઃખના દાંત તથા દાઢ માટે. દાંત દાઢનો દુખાવો તથા લોહી પડવું જતું નરમ પાડે છે, કી૦ ાાા તથા રૂ. ાાા, તથા રતલ ૧) ના રૂ. ૬.

**દાયરીઆ,** કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧) ના રૂ. ાાા તથા રૂ. ાાા.

**દરાજ,** કીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧) ના, કી૦ રૂ. ાાા

દરેક જાતના જખમો માટેનો મલમ, કી. રૂ. ાાા.

**નબળી પાચન શકતીથી પીડાતાઓ માટેની હજમીતની ગોળીઓ,** કી૦ રૂ. ાાા. તથા રતલ ૧) ના રૂ. ૮.

**હરસની ભુકીઃ**–બાહેરના કે અંદરના, લોહીઆર કે મસાવાલા, નવા કે જુના, હરસ તુરત સદા માટે નરમ પડે છે, કી૦ રૂ. ાાા.

**હરસનો મલમઃ**–ઉપલી ભુકી સાથે વાપડવા માટે ડબી ૧) ના, કી૦ રૂ. ાાા.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવાઃ,** શીશી ૧) ના, કી૦ રૂ. ાાા, ૧ા ને રૂ. ૨.

**મીઠી પીશાબની દવાઃ**–થોડા વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧ા ને રૂ. ૨.

**લેપઃ**–રસ, ગાંઠ, લચક, રૂમેટીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે, ડબી ૧) ના, કી. રૂ. ાાા.

હઝારો સર્ટીફીકેટોમાંથી ફક્ત એકજ અત્રે છાપી છે.

૧. ડૉ૦ સર ભાલચંદર કૃષ્ણ, કે.ટી., જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરકેથી વડા દાક્તર, લખે છે, "મોતીવાલાની ખાંસીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે. શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એ ગોળીઓ મેં અતી ઘણી ફતેહમંદી સાથે વાપરી છે. એ ગોળીઓથી ખઇના પણ એક દરદીની ખાંશી નરમ પડી ગઇ અને તેની પીડાકારી મટી ગઇ એવું મેં જોયું છે."

**એકલા બનાવનારઃ–ડૉ૦ બે૦ મોતીવાલા.**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે–મુંબઈ.

## લુક હીયર પ્લીઝ!

આજે દેખાવના પઈસા છે. તમારા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી છે; અને પગ દીપી રહે એવાં ફાકડાં અપ-ટુ-ડેટ સ્ટાઇલના બુટ યા શુઝની એક જોડી તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવા કયા જશો?



**ધી બોમ્બે ગુડ લક બુટ એંડ શુ માર્ટ,**

દુકાન નં૦ ૭, લાલસીંગ બીલ્ડીંગ,
લુહારચાલ ક્રાફર્ડ મારકીટ, મુંબઈ

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપર્સોનું એક મોટુ સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે જોઈ જઈ ખાત્રી કરો.

**માલેક:—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.**

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."

---

આખા હિંદુસ્તાનમાં વખણાયલો

વાળ કાળા કરવાનો

## પક્કા કલપ.

આ કલપ મુછોના તથા દાઢીના સફેદ વાળને લગાડતા, તે પાચજ મિનીટમા સુંદર કાળા થઇ જાય છે. વાળના શોખીનોએ યાદ રાખવુ કે, એની બરોબર આજ કોઇપણ **કલપ** નથી આ કલપ વાપરવામા સહેલો છે, સોડમમા ગમતો છે, ગુણમા અકસીર છે, રંગમા પાકો છે અને કિમતમાં સસ્તો છે કિમત રૂા. ૧-૪-૦. ટપાલ ખર્ચ જુદું.

બાહરગામ માટે એજન્ટો જોઇએ છીએ.

મેસર્સ નવરત્ન એન્ડ સન,
૧૯૯, કાલબાદેવી રોડ—મુંબઇ (૨)

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ સુના કાવસશાહ ઇરાની.

## પ્રકરણ ૧૭ મું.

### એક અગમચેતી !

દિવસો પાછલ દિવસો ગમેડતાજ ગયા. વખત કોણુને માટે થોભે છે? તે તો પોતાનું નેમી આપેલું કામ કરતો આગળ વધ્યોજ જાય છે. તેમ ડોસાભાઈ કાંગા વખતે જતાં તદ્દન ટટાર થતા ગયા. હવે એડીની હાજરીની તેવણુને જરૂર હતી નહિ. શું કરવા તેને ખાલી કામકાજમાંથી રોકી રાખી હુબાશ શેઠને નાખુશ કરવા જોઇએ? તેવણે એડીને હવે જવાની ખુશીથી રજા આપી, ને તે દીકરાનાં દીલમાં ખોરશેદને જોવાની તક માટે ખુશાલીની ઝઝની ફરી વળી.

એક વાતની તે બંને પીત્રાઇઓને બીહીક હતી અને ડોસાભાઇને તેઓ બંનેના છુટા પડવાની ખબર કેવી રીતે જણાવવાના ખ્યાલે તેઓ શુંચવઇ જતાં; પણ એક દિવસ ગોહેરેજ હિમ્મત પકડી તેવણુને સઘલું જણાવી દેવાનો ઠરાવ કીધો અને તેવી તકણી તેણીને જલદીજ મલી ગઇ.

એક સહુવારે, ડોસાભાઈ કાંગા હોલમાં એક મોટી આરામચેર પર લેટી પારસી વાંચતા હતા, તેવામાં જમીનપર કોઇ નરમ નાજુક પગલાનો અવાજ સમજી સામે પકડેલું ન્યુસપેપર બાજુમાં કરી તે કોણ હતું તે જોવા માટે ડોકું વાકું કીધું. માનીતી મેહેરને જોતાંજ તેવણે પ્યારથી હસી પાછું વાંચવા માંડયું.

તેણી નરમ પગલે તે વ્હાલા મુરબ્બી નજદીક આવી, તેવણુની બાજુમાં એક નાનું સ્ટુલ ખેંચી બેઠી અને તેવણનું સફેદ બાલોવાલું માથું પ્યારથી પસવારવા માંડયું.

"કેમ દીકરી કંઇ આજે તુંને માહરી આગલ આવવાની પુરસદ મલી, એડી તુંને એખલી મુકીને કયાં ગયો?"

તેવણે ન્યુસપેપર હવે બાજુમાંની ટીપઇ પર મુકતાં એક અવાચી ખાઇ પુછ્યું.

"એડી!" તેણી એક પલ કેમ શુરૂ કરવાના વિચારે ગુંચવઈ ગઈ. "કાકાજી, હવે એડી કામ ધંધે સીધારશે પછી કોણ વરી મને એટલી કાલજીથી ફેરવવા હેરવવાનું છે. બે દહાડામાં તો એ સિધારસે પછી વરી આપરે કેવાં બે જણ ગુરસુ હું; કાકાજી!" તેણીની નરમ આંખોમાં એટલુ બોલતાં પાણી આવી ગયા.

"ધીરજ ધર, દીકરી ધીરજ ધર." તેવણે તેણીનો બરડો પ્યારથી પસવારતાં દીલાસો દીધો, "આખરે તો એ તાહરોજ છે. એની હોંશ છે કે દુન્યામાં બાહર પડવુ પણ, યાદ રાખજે કે ઓ જલદીજ એવી મોટે ચેરની ધધુખરથી કટાલી જશે ને તાહરી પાસે આવશે. માહરો વિચાર તો—" પણ હાથની એક અછાતથી મેહેરાંએ તેવણને આગલ બોલતાં અટકાવ્યાં. તેણીના નાજુક ગલામાંથી દુખનું દચકું બાહાર પડયું. અરે ખોદાય! તેવણ બધી વાત જાણતાં કેવાં દુઃખી થશે? આય બંધેને એક કરવાની કેવી કેવી આશાએ તેવણે તેઓના બચપણથીજ તેઓને ઉછર્યા હતાં.

"કાકાજી" તેણીએ હીમત એકઠી કરી ટટાર થઈ બેસતાં ધીમેથી ચલાવ્યુ. "કાકાજી, એડી હવે માહરો નથી. માહરો એ રહયો નથી. હમે બંધે હમારી મરજી ખુશીથી છુટાં પડયાંચ ને હવે પછી ભાઇ બહેન તરીકે રહીશુ."

'શુંઉઉઉ?" તે બુઢાજી થરથર ધ્રુજતા તે આરામ ચેર પરથી ઉછલ્યા "છોકરી તાહરૂં ભેજું તો નથી, ખીસ્કું ની! તમે બે જણાં છુટાં પડયાં? કોણના હોકમથી? જવાબ દે?" અને તેવણ ઉશકેરાવલા પાછા ધપ કરતા કે તે ખુરસી પર ફસડઇ પડયા. તેવણનું જઇફ માથુ ગમીથી છાતી ઉપર ઝુમી પડયું અને તેવણની બુઢી આંખોમાંથી આસુની રેલ જવા લાગી.

માયાલુ મેહેર ગભરાઈ ગઈ. આવી હદ સુધીની નાસીપાસી જોતાં તેણીનું દયાલુ દીલ દુઃખથી દાઝી ગયું તે વ્હાલા મુરબીનો બરડો તેણી પસવારવા લાગી. "કાકાજી, માહરા વ્હાલા કાકાજી, તમે એટલા નાસીપાસ ના થાવો. શું તમે તમારા બચ્ચાઓને પ્યાર વિના પરણાવી દુખી થયલાં જોવા ઇચ્છોચ? નહિ! અને ત્યારે હું માન્યુંજ કેહુંચ કે એડી. મને પરણી કદી સુખી થતે નહિ"

"પણ તુને શુ છે, મેહેરી?" તેવણ નબાઈ ગયલા અવાજે બોલ્યા. "એક રાજાનો બી મેહેલ દીપાવે તેવી તું માહરી ગરીબ ગાય દીકરી છે. એ દુકતાએ તુને ના કહ્યુ? જ્યારે એને તું પસદજ નહિ હતી ત્યારે એને પહેલાંથીજ કહી દેવુ હતુ. એને મને ઠગ્યો. અરે ખોદા! એ દુકતાએ માહરી મોટી મોટી આશાઓનો માહરા બુઢાપામાં નાશ કીધો!" અને નાસીપાસીનાં દચકાંઓ બેઅટકાવ તેવણની જઇફ છાતીમાંથી બાહાર પડયાં

"નહિ કાકાજી, તમે આપરા એડીને ના બદલામ કરો. જે બી કઈ થયુચ તે માહરી મરજી મુજબ બન્યુચ. મને માફ કરો માહરો વ્હાલો એડી દુઃખી થાય એ માહરાથી કેમ જોવાય? ઓ કાકાજી! તમે મને માફ નહિ કરો!" અને ભરી

તે છોકરી, વધુ વખત દુઃખ તામોશ નહિ થતાં તેવણનાં ખોલામાં માથું મેલી ઇચકાં ખાવાં લાગી.

તે નાના ભાઇની દીકરીને તેવણ કંઈ અજબ હેતથી ચાહતા હતા. તેણીને દુઃખી થતી જોઇ આય બાપ તોલના, મેહેરબાન મુરબ્બીનું હેતવંતુ જીગર બહુજ દુઃખી થયું. તેવણે તેણીને પોતાના પાસામાં ખેંચી ઘણુંજ હેતથી દીલાસો દેવા માંડયો.

"ના રડ, માહરાં ગાયે બચ્ચાં!" તેવણ એક નીસાસો નાંખી બોલ્યાં "હું બધું સમજુંછ. એ છોકરાની નજર હવે ફરી ગઈ હોશે. જેબી હોય તે; હું તે પર હવે વધુ બોલવા માંગતો નથી. તાહરા જેવાં એક નાદર મોતીને જતું મુકવા જેવો એ બેવકુફ બન્યોય તો ખેર, પણ તું માહરી ભલી ડાહી દીકરી એમ ના સમજતી કે તાહરો કાકો કંઈ સમજતોજ નથી. નહિ તેં—માહરાં ભલાં બચ્ચાં—જે તાહરાં સુખનો ભોગ, તે નાકદર છોકરાને ખાતર આપ્યોય તે હું કદી ભુલશ નહિ. જા છોકરી, એનો બદલો તુંને તે પાક પરવરદેગાર બ્યાજ સીકકે આપશે" અને તેવણ આંખમાંથી પાણી ટપકાવતા તેણીને ત્યાં એકલી છોડી ચાલી ગયા.

× × ×

ત્યાર પછી એડીએ જલદીજ અમદાવાદથી ઉડાંગરી કરવા માંડી. તે દહાડોણી આવી લાગ્યો. તે બાપ બેટા બંધે ઘણાજ હેતથી ભેટયા. ડોસાભાઈ કાંગાએ એડીને ઘણી શીખામણો દીધી અને તે હમેશના તાબેદાર દીકરાએ શીખામણ પ્રમાણે ચાલવાનું વચન આપ્યું.

તે મેહેરને એક વ્હાલી બેહેનનાંજ હેતથી ભેટયો. તેઓ બંને દુઃખી હતા. જો કે તે જવાન, ખોરશેદને જલદીજ મલવાની ખુશાલીમાં હતો પણ પોતાના વ્હાલા બાપ અને આય ભલી કમીનને છોડી જતાં તેને ઘણું દુઃખ થતું હતું. તે ભારી પગલે બંગલાની સીડીઓ ધપધપ ઉતરી ગયો અને ઝડપી કદમે બાગના ગેટ આગલ આવી પુગ્યો. હજી તો તે પોતા પાછળ તે નાનકડો ગેટ બંધ કરે તે પહેલાં તેના ખભાં પર નરમ હાથ આવી પડયો.

"ઓ એડી! થોભ!" મેહેર હાંફતાં હાંફતાં બોલી.

"હું એક ચીજ તાહરી પાસ માંગુંચ તે આપશે!"

"વ્હાલી બહેન તે ચીજ શું છે? તુંને જે જોઇએ તે માંગ. માહરી પાસ નહિ હોશે તો"—પણ તેને આગલ બોલતો તેણીએ અટકાવ્યો.

"નહિ નહિ, લેવા જવું પડે તેવું કંઇજ નથી. હું ફકત તાહરી પાસે એક વચન માંગુંચ." તેણીએ ધીમેથી પંતામણે અવાજે કહયું.

"વચન?" તેણે અજાયબીમાં ડોળા ફફડાવ્યાં.

"હા એક વચન. સમજ તું એટલા જોશથી, જોરાવર પ્યારે પેલી ખોરશેદ દુબાશને ચાહેચ કે મને લાગેચ કે એનું પરીણામ કંઇ સારૂં આવશે નહિ. જો તુંને કદાચ તાહરા પ્યારમાં હાર મલે તો મને વચન આપ એડી, કે તું ઉતાવલો

થઈ કાંઈ ગંભીર પગલું ભરી તાહરાં ઝલકતાં ભવિષ્યનો એક ઓરતને ખાતર નાશ નહિ કરતાં ધીરજ અને ખંતથી નાસીપાસીને છુતશે. બોલની બેડી! ખુદા ન કરેને તાહરી પર કંઈબી દુઃખ પડે તો હિંમત રાખસેની!

"હા! હા! હા! હા!" તે એક ખુશાલ હસ્વું હસી પડયો "મેહેરાં; તાહરી એ બીહીક નકામી છે. તુને એટલી બધી ફીકર કરવાનુ કંઈબી કારણ નથી. તે પરવરદેગાર એટલો ઘાટકી થઇજ કેમ શકશે? નહિ મેહેરા તું ફીકર ના કર. એવું કશું બનશે નહિ. મને તેમ કરવાનું કારણજ નહિ મલશે.-તે કરતા હું એટલો હીચકારો તો થવશજ નહિ. ચાલ હુવે મને જવા દે દીકરા." અને હવે કાંઇબી વધુ બોલવાનો વખત આયા પહેલા તે એક માયાભરી નજર તેવી પર ફેકી ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૧૮ મું.

"આખર પૈસા પરજ પરણુચ કેની!"

જર દુબાશ પરણી ગયા પછી દુબાશ લોડજની ધુમાલ કમતી થઈ હતી સર્વ પરોણાઓ વિદાય થયાં હતાં અને હાલ તે મકાનમાં વસ્તા ત્રણ જીવો પોત પોતાના કામમાં આખો વખત મશગુલ રહેતા હતા. બોહોલી રોકાનો અને માનીતા સેક્રેટરીની ગેરહાજરીને સબબે દાદાભાઇ દુબાશ આખો વખત બાહારના બાહાર રોકાયલા રહેતા હતા; જ્યારે માનીતી ભત્રીજી જરના પરણી જવાથી દીનબાઇ ઘણું એકાંત લાગવાનુ બાહાનું કાહાઢી ઓલખાન પીછાણમા આઆ ભેલાંતા હતા. ફકકત એકજ જીવ, આપણી માનીતી ખોરશેદ તે વ્હાલા જવાનના પાછા ફરવાની ટગરમાં સદા ઉદાશ રહેતી હતી. તે પાછો ફરસે ત્યારે સર જેહાંગીર સાથના અદરાવાની વાત તેણી કેમ તેની આગલ કરી શકશેના દુઃખી ખ્યાલમાં તે બાળા આખો વખત વિચારવંત ફરતી હતી. આય ચાલુ ઉદાશીથી તેણીના હમેશાના ગુલાબી ગાલો ફીકકા મારી ગયા હતા. જ્યારે ઘણીક વખતે બયાલી નજરે હવામાં ટીકતી તેણીને દીનબઇ પુઈએ પકડી પાડી હતી.

કમસમજ તે છોકરી! અતે તેણીએ પૈસાને વ્હાલો ગણી બાપ અને ફુઈની ચાલુ સમજાવત અને દબાણથી તે કરોડપતિ બેરોનેટને વરવાને કબુલી ચુકી હતી; પણ ભવિષ્યનાં ખ્યાલે તેણી દરૂજી પડતી હતી.

ઘણા ઘણાં દિવસો પછી રાહ જોવડાવીને બેઠી એક દિવસ સર્વની ખુશાલી વચ્ચે દુબાશ લોડજમાં આવી ચહડયો. ઘણે દિવસે તે વ્હાલી છોકરીનો ચેહેરો ફરી એક વાર જોતાં એક જાતની ખુશાલીભરી લાગણીથી તેનો પોતાનો ચેહેરો

"ખોરશેદ, તું મને પાછો ફરેલો જોઇને ખુશી છે કે ?" બે હાથો કમરે ટેકવી તેણીની બરાબર સામે ઉભો રહી, ચુંચી આંખે તેણીનો ચેહેરો ટીકતાં તેણે સવાલ કર્યો.

"ઘણીજ" મુશ્કેલીથી પોતાની લાગણીઓપર કાબુ રાખતાં તેણીએ જેમ તેમ ધીમો જવાબ કર્યો.

અને આય પહેલીજ વેળા એ તેણીનાં ઉદાશ અને ફીકકા ચેહેરાપર તે ભાન ભુલા જવાનનું ધ્યાન ખેંચાતાં તેને કંઇ બુરૂં હોવાનો ધરકો પડયો.

"ખોરશેદ, માહરા જાન, આટલા આટલા મહિનાઓ વેર, મુશકેલીથી દાબી રાખેલી વાત મને લાગેચ કે તુંને હું જો નહિ જણાવશ તો બચ્ચીત હુ ઘેલો થઈ જવશ" તેણે જોરથી દમ લેતાં ચલાવ્યું.

"ખતી, મારા જાન, સમજ, જે પલે મેં તુંને પહેલી જોઈ, તે પલથીજ હું તુંને ચહાતો આવ્યોચ. ઓ જીગર! મને લાગેચ કે હું હવે તાહરા વગર જીવી શકશ નહિ. તો બોલ ખોરશેદ, તુને માહરી દરકાર છે ? તુ માહરી વાઈફ થશે ?" અને કાંઈ અજબ જેવી લાગણીથી ખેંચાઇ તે તેની નજદીક ગયો અને જોરથી તેણીનો હાથ પકડયો.

ધાસ્તીથી ઉડી ઉંડી જતાં જીગર પર ખોરશેદે પોતાનો હાથ જોરથી દાબ્યો ! યા અલ્લાહ ! તે જવાન શું કેહેવા માંગતો હતો ? જયારે કે તેણી અત્યાર આગમજની બીજાની થઈ હતી.

"બોલની ખોરશેદ !" તેણીને ચુપ જોઈ તેણે આગલ ચલાવ્યું "જો કે હું એક ગરીબ માણસ છેવું પણ હું તુને દરેક રીતનું સુખ આપશ. ઓ ખોરશેદ ! માઈ ડાર્લીંગ તું માહરી વાઈફ થશે ?"

"એડી, તે કદીબી બનશે નહિ." ચીરાઇ જતાં જીગરે તેણીએ ધીમો જવાબ કર્યો અને ઉઠી ઉભી થઇ.

"કયાં જાયચ ? મને પહેલાં જવાબ આપ !" ત્યારે ઉશકેરાતમાં તે જવાને તેનો બરફ જેવો સફેદ હાથ પોતાની મુઠીમાં મજબુત પકડયો. "મને જવાબ આપ, કે જયારે તું મને ચાહેચ ત્યારે માહરી થવામાં તુને વાધો શું છે ?"

"કારણ, હું બીજાની મોહોરદાર થવાનું અત્યાર આગમજનું કબુલ થઈ ચુકીચ;" ગરીબ તે બાળા ! છાતીમાંથી નીકળી પડતાં દુ:ખનાં દચકાં જેહમતથી અટકાવતાં તેણી બોલી શકી.

"એડી, મને જવા દે !"

"જ્યાં સુધી મને બગબર; જવાબ નહિ મલશે ત્યાં સુધી તાહરાથી એકબી દગલું હયાંથી ખીસાસે નહિ" નાસીપાસીથી ફાટી જતાં જીગરે એડીએ તેણીને એક

નરમ આંચકાથી તે બેઠકપર ધપ કરતી કે બેસાડી દીધી, "તું કોણની મોહોરદાર થવાનું પ્રોમીસ થઈ ચુકીચ ? તું મને ચાહવાનાં ઢોંગ કરી શા માટે બીજાને પરણેચ ?"

"બેટી, ખુદા ખાતર તું માહરી તરફ ના એટલો ઘાટકી થા," તેણીની સુંદર આંખોમાંથી સટસડાટ આંસુઓ હવે નીકળી પડયાં. "ઓ! ખુદા જાણેચ કે મેં તુને માહરાં ખરાં જીગરથી ચહાયોછ અને જીગરથી ખરાં હજીબી ચાહુંચ! ઓ બેટી! હવે પછીની જીંદગીમાંબી માહરૂં દીલ સદા તાહરીજ તરફ સાચ્ચું રહેશે-પણ-પણ હું તને પરણી શકતી નથી.

તું ગયા પછી મને સર જેહાંગીરે પરણવાની ઓફર કીધી ને મેં તે માહરા પપા ને દીનબાઈ ફુઈની ચાલુ સમજાવતથી કબુલ રાખીચ. ને બેટી, ઓ, માહરા જાન! હવે હું તુંને હા કહી શકતી નથી!"

"ત્યારે તું આંખરે પૈસા પરજ પરણેચ કેની ?" તેનો ખોખરો અવાજ સંભલાયો "ઓ! તેં મને હગ્યો, ખોરશેદ! તું માહરા સાચ્ચા પ્યારને ઠોકર મારીને નીચ પૈસાને તાહરૂં અંતકરણ વેચેચ તો જા! ઓ છોકરી! માહરી હજીબી તુંને દુવા છે કે ખુદા તુને સઘલું માફ કરી તાહરો પરણ્યો સંસાર સુખી રાખે! જા!" અને તે એટલું બોલતાં ગરીબ બાપડો પાસેની બેઠકપર ધપ કરતો કે અફડાઇ પડયો.

ઓ! અંતે તે ભલી મેહેરની અગમચેતી બે દિવસમાંજ ખરી પડી હતી! ગઇ કાલેજ તે મેહેરની ફીકર પર મગરૂબીનું હસ્યો હતો! અને આજે? આજે-આજે તેની ઉમેદનો કોટ એકજ ઝટાકે જમીનદોસ્ત થઇ તેના આશાવંત જીગરને કચડી નાખ્યું હતું.

તદન સફેદ પુની જેવા ચેહેરાપર આંખે હાથ દઈ, મુશકેલીથી દમ લેતાં તે જવાનનો આ દુઃખદાયક દેખાવ તે મગરૂબ લોભી છોકરી દેખી શકી નહીં. દુઃખની એક ધીમી ચીસ પાડી તેણી તેના પગ આગલ જમીન પર ફસડાઈ પડી દુઃખના ઢચકાં ખેંચવા લાગી.

"બેટી માહરા જાન, મને માફ કર, હું તાહરા મોટા પ્યારને લાયકની છેવુંજ નહિ. જો તું મને સુખીજ જોવા ઈચ્છતો હોય તો માહરી હવે પછીની પેલા સાથની અનગમતી જીંદગીમાં તાહરા કરડા શબ્દોથી તાહરી આગલથી ના હડસેલી દે! ઓ બેટી! હું ઉઘાડી આંખ્યોએ ખાડામાં પડુંચ અને—અને-" હયાં તેણીનો અવાજ દચકાંથી ગુંગલાઈ ગયો અને બે પલ તેણી બેહોશ જેવી એવીજ હાલતમાં ચુપ બેસી રહી. "ઓ બેટી! માહરા જીગર, મને માફનો એક બોલ કહે! ઓ બેટી! મને કહે કે તું માહરો સાચ્ચો ફ્રેન્ડ થઇ રહેશે!"

ઓ એકલપેતી લોભી ખોરશેદ! તેં બિચારા તે ગરીબ જવાનનું જીગર ફ્રેકટનું તોડી નાખ્યું, તેના ભવિષ્યને જવાનીમાં સિહા બનાવ્યું, અને હજુરૂબી તું તે જવાન તરફથી સારી વર્તણુંકની તે કેવી રીતે આશા રાખી શકેચ?

પણ સાચ્ચા પ્યાર પર અંતે જીત થઈ. તેના પગ પાસે ફસડઈ પડી, હુ ખના દચકાં ખેચતી તે સુંદર છોકરી તરફનુ બે મીટ પર, તેનું ઘાટકી બનેલું જીગર પાછું પીગલ્યું.

"ઉઠો બ્હેન અને શાંત થાવો" તેણે તેણીને જમીન પરથી ઉઠવામાં મદદ આપતાં કહયું "જો કે તમે માહરૂ જીગર તમામ તોડી નાખ્યુંચ છતાં હું તમુને કઇબી દોષ દેતો નથી તમારા જેવી, એક માલેતોઆર બાપની મગરૂબ પૈસાવાલી છોકરીપર આશા બાધવામા માહરીજ ભુલ થઈ ભલે તમે તે કોઇ બીજાના પૈસા અને પદવીને પરણો, પણ યાદ રાખજો કે જયારેબી તમુને કોઈ સાચ્ચા દોસ્તની જરૂર પડે ત્યારે હુ એક ગરીબ માણસ, તેજ પને તમારી ખીદમતમા માહરો જાનબી આપવા તૈયાર થઈશ હું તમુને માફ કરી શકુચ કારણ હજુરણી, તમુને હુ માહરા જીગરથી ચાહુચ અને સદા ચહાવશ ખુદા તમુને સુખી કરે," એક લાંબો દમ ખેંચી એક દયા ભરી ઉતાવલી નજર તે છોકરી તરફ નાંખી તે જવાન ત્યાંથી ચાલતો થયો.

(સાધણુ છે)


## મુંબઇની જાણીતી ડેરી
## પેરીશીયન ડેરી કું.

વગર ભેલનું ચોખ્ખું દુધ, માખણ, સ્વચ્છ ઘી, શ્રેષ્ટ ક્રીમ, મેળવવાનું તમામ ભરૂશાપાત્ર એકલું મેઠક છે. એકવાર ત્રાયલ લેશોજી?

ટેમરીંડ લેન, કોટ, મુંબઇ.

૧ ઉત્તમ સ્મરણ શક્તિ.
૨ શ્રેષ્ઠ શરીર સંપત્તિ.
૩ દીર્ઘ જીવિત સુખ.
૪ અખુટ ઉત્સાહ વૃત્તિ.

## ચાર અલભ્ય લાભ
અને
## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

☞ જો તમો વિદ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શક્તિ ચાહતા હો, જો તમો ઉદ્યોગમાં આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આંતકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સ્ત્રીઓની દુર બેસવાની કોઇપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શક્તિની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામાં આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઇસ લસ્ટ મંગાવો.

બ્રાંચ ઓફીસ.
કાળબાદેવી રોડ, મુંબઇ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

કોણ કહેછ કે હુકા વાળ લાંબા થતા નથી? કોણ કહેછ કે ખરી ગયલા બાલ પાછા આવતા નથી? કોણ કહેછ કે ખરબચડા વાલો નરમ રેશમ જેવા થતા નથી?

એ બધુ બોલવુ સદતર હંબગ છે

# મધરાસ હેર ઑઇલ.

એ બધા વાધાઓનો ખોટા પુરવાર કરે છે. એ વિખ્યાત તેલ બાલને રેશમ જેવા નરમ, સુવાળા ને ચલકતા કરે છે તેનો કાળાસ ટકાવી રાખે છે, માથાને ઠંડક આપે છે. મગજને આરામ તેમજ શક્તિ બક્ષે છે શીશી એકના આના બાર

**સોલ એજન્ટ:—સોહરાબજી ડી. પટેલ.**

પ્રોવીઝન એન્ડ પેટન્ટ મેડીસીન મરચન્ટ,

પારસી બજાર, કોટ, મુંબઈ.

## ધ્યાન રાખજો આ તમારા લાભ માટે છે!

કારણ કે

આ વખતમાં બજારમાં ભાવના ઠેકાના નથી પણ અમે એકજ ફીક્ષ્ચત ભાવ રાખેલો છે માટે જો તમુને દરેક ચીજ જેવીકે દરેક કંપનીની પેટન્ટ મેડસીન,




પ્રોવીઝન, પરફ્યુમરી વીગેરે વીગેરે જોઇતી હોય તો નીચલા ઠેકાણે આવી ખાત્રી કરો.

બહારગામના ઓરડરપર પુરતુ ધ્યાન આપવામાં આવશે

પુરાણ પ્રસિદ્ધ.

# જાળંધર અને સતી વૃંદા.

(ત્રીઅંકી નાટક.)

## પ્રવેશ ૧૧ મો.

સ્થળઃ વૃંદા નિવાસ.

પાત્રઃ—વૃંદા, નંદા, સહચરિણિયો, નોકરો ને પાછળથી કૃતીમ વેશે શંકર વગેરે.

વૃંદાઃ—(શપ્તેદગ્રસ્ત નંદા દાસી પ્રતિ) નંદા, સૌભાગ્યરક્ષક ગયાને સમય ઘણો વિતી ગયો, પણ કંઇ સમાચાર મળ્યા નહિ. કંથજીની કોણ ખબર કહે? જો જો આ મારાં આભૂષણોએ મને તજી દીધી છે. આંસુડાંઓએ પણ આંખ બ્હાર નિકળી ચાલવા માંડયું છે. અરેરે ધીરજ હરાઇ જાય છે; છાતિ ચીરાઇ જાય છે. પતીનો વિયોગ રે હાય; સતીથી કેમ સેહેવાય? (મુર્છિત થાય છે.)

નંદાઃ—(પવન ઢોળી સાવચેત કરતી) બા બા. આપના જેવાં ગંભીર ને ગુણવાન ગોથાં ખાશે; તો પછી અમારા જેવીઓનું તો શુંએય થાશે? આપને તો એક નિશ્ચય ઉપર ઠરવું જોઇએ; કે આમ કરવું જોઇએ? યુદ્ધના મામલા છે. બે દીવસ વધારે પણ થાય ને ઓછા પણ થાય. તેમાં આમ વ્યગ્રતા સંભવે બા?

શંકરઃ—(જાળંધરના કૃતિમ વેશમાં નેપથ્યમાંથી) સુજાણ સુંદરી! દ્વાર ઉઘાડો.

વૃંદા—(પુરૂષ શબ્દનો ભાસ થવાથી કાનમાં આંગળી ઘાલતી) નંદા નંદા, કોઇ પુરૂષ સરખો સાદ સંભળાયો. તપાસ કર કોણ છે? પિછાણી લેઇ પાછી વળ, મારી આજ્ઞા વિના પ્રવેશ કરાવતી ના.

નંદાઃ—વારૂ બા. (નમન કરી નેપથ્યમાં જઇ પાછી વળતાં) બા બા લાવો વધામણી. જય મેળવી, જાળંધરજી આવ્યા ને હાથમાં ગણપતિનું મસ્તક પણ લાવ્યા. કહોઃ આપની આજ્ઞાની વાટ જોઉં કે દોડની જઇ ઓવારણાં લેઉ?

અત્તરોનો ઝરો

રેણીનીર્યા

હેર ઓઇલ



બજારૂ તેલો વાપરી કંટાળી ગએલા નીરાશીઓ માટે માત્ર અમારા રેણીનીર્યા ઓઇલનો નમુનો વાપરી જોવાની ભલામણ કરવામાં આવે છે. જેમાત્ર અર્ધા આનાની ટીકીટ મોકલવાથી ફોકટ મોકલવામાં આવશે.

કી. બા. ૧ રૂ. ૧.

મોહિની એજંસી

જુમા મસજીદ, મુંબઈ.

તમારૂં માનીતું સેંટ.




(રજીસ્ટર્ડ.)

જેનાં માત્ર થોડાં ટીપાં રૂમાલપર

ચંબેલીના ફુલોની ખુશ્બો કેટલાક દીવસ સુધી આપે છે.

કીં. રૂ. ૨-ાાા-ાા

મોહીની એજંસી

જુમા મસજીદ મુંબઈ.



આ "નવરંગ" માસિક બજારગેટસ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના માલેક અને અધીપતી મી૦ અરદેશર ખેરશેદજી દેશાઈ એ છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

અત્તરોના ઝરો
## રોબીનીયા
હેર ઓઇલ



બજારૂ તેલો વાપરી કંટાળી ગએલા નીરાશીઓ માટે માત્ર અમારા રોબીનીયા ઓઇલનો નમુનો વાપરી જોવાની ભલામણ કરવામાં આવે છે. જેમાત્ર અર્ધા આનાની ટીકીટ મોકલવાથી ફ્રીકટ મોકલવામાં આવશે.

કીં બો. ૧ રૂ. ૧.

## મોહિની એજંસી
જુમા મસજીદ, મુંબઈ.

તમારૂં માનીતું સેંટ.

## ઑટો મોહીની
(રજીસ્ટર્ડ.)

જેના માત્ર થોડાં ટીપાં રૂમાલપર ચંબેલીનાં ફુલોની ખુશબો કેટલાક દીવસ સુધી આપે છે.

કીં. રૂ. ૨-૦ાા-૦ાા

## મોહીની એજંસી
જુમા મસજીદ મુંબઈ.

આ "નવરંગ" માસિક બનારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના માલેક અને અધીપતી મી૦ અરદેશર ખરશેદજી દેસાઈએ છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

બાનુઓને બરનું.

લેરીશ, ઇનમરસન, રીઅન્સ, ત્રીમીંગ્સ, ભરત કામના ઉંચા નમુનાઓ, સાડીની કોરો કોગ્રેસ કેનવાસ, ઇત્યાદી અમારી દુકાને એક ફેરો મારી જોઈ જશોજી. બધુ એ–વન છે.

# આદમજી નુરભાઇની કું.

૩૪૬, ઉનવાલા બિલ્ડીંગ. ગ્રાંટ રોડ, મુંબઇ.

ભરત કામ માટે રેજીસ્ટર્ડ
નં. ૧૦૩૯
રેશમ સર્વોતમ છે.

રેશમોનો ગજા

# ગુલેનુર

---

ફેશનેબલ બાનુઓ કાજે ફાકડુ પ્રદરશન

## ફાઇન આર્ટ નીડળવર્ક ડીપાર્ટમેન્ટ

અવબેત્રી મુંબઇ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને ભારતની અનેક રાણીઓમા બેહદ પ્રકાયલું ખાતુ

ઝીક કસબ, રેશમ, સીકવન્સ, જાલી તથા આરીના કામમાં બીનહરીફ છે.

અમારા ખાતામાથી ભરાયલા સાડીઓ, અને બ્લાઉઝોનુ ઉમદા કામ, તેની મનખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે. બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની ફોકતની કોશેશ કરે છે એજ હમારા ઉતમ કામની સાબેતી છે અમારા ભાવો અમારી નાદર કારીગીરી તરફ જોતા કીફાયત છે અમારા ખાતામા થયલુ ભરત કામ નીચલા ઠેકાણા સીવાય બીજા કોઇની દુકાને મલશે નહીં

## ધનબાઇ ફેરદુનજી બનાજી,

નાં. ૫, આલનામોંટ રોડ,

# વરમા એન્ડ કું૦

## પરફ્યુમર્સ

ના બનાવેલ ઓટો ડીરોઝ કોકોનટ, જેસમીન, રેડરોઝ વાહીટરોઝ, એગીબ્બા
હેર ઓઈલો ચોખ્ખા કોપરેલ તેલ અને ઉમદા સુગંધી વસાણામાથી બનાવેલા છે
વાહીટ ઓઇલ બીલકુલ વાપરવામા આવતુ નથી, બાલને વધારી નરમ
સુવાળા કાળા ચળકતા બનાવે છે વધારે પ્રશસા કરવા જરૂર નથી કારણ
તેની પ્યોરીટી ઉપર મોહિત થઈ હજારો સ્ત્રી, પુરૂષો અને
વિદ્યાર્થીઓ પોતાના બાલ ઉપરના હેર ઓઇલની સદા
યતાથી અપ ટુ ડેટની ફેશનમા શણગારે છે
દરેક સ્ટોર અને રેસ્ટોરામા વેચાય છે

કીંમત દર બાટલી દીઠ રૂ. ૧ પોસ્ટેજ જુદું.

સોલ એજંટ-

## ટી. એચ. ઠક્કર. સેન્ટ સાબુના વેપારી.

ના૦ ૭ ડીસોઝા, સ્ત્રીટ, ચકલા ક્રોસ લેન, મુંબઇ ના૦ ૩.

અમારે ત્યા દરેક જાતના લંડન અને પેરીસના સેન્ટ, સાબુ, ટોઇલેટ પાવડરોનો
મોટો જથો હમણાજ આવી પુગો છે. જથાબધ વેપારીઓએ પોતાના લાભને
ખાતર એક વખત પ્રાઇસ લીસ્ટ મગાવવા ખાસ અરજ કરવામા આવે છે

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩॥  છુટક નકલ આના ૮.

„ „ પરદેશમાં રૂ. ૪

પાંચમાં સાલના ગ્રાહકોને મી૦ બ. ન. કાબરાજીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૫ મું. ઓગસ્ટ, ૧૯૨૦. અંક ૧૨ મો.

અનુક્રમણિકા.



જી તમને વાંચનનો શોખ ખરો કે ?



દીલે આરામ.



માસિક ચોપાનીયું એક વાર વાંચશો, તો તમારા દીલને આરામ થશે. તેની ઝારાપીછીવાળી રમુજી ફૅશન, ચાલુ ચર્ચાઓના ચાબકા તમને અજબ મોહ પમાડશે. માસ સપટેમ્બરથી એક નવી મોટી શીરીયલ સરજતનો શીકાર! ચાલુ થનાર છે. વાર્ષિક ઘરાકોને એક સુંદર વાર્તાનું પુસ્તક ભેટ મળે છે. પતેતી ટાંકણે ચિત્રોથી ખચખચતો મોટો ડબલ નંબર નીકળે છે. વારસીક લવાજમે રૂપીઆ ૪. આજેજ યાદે માટે લખો:—

મેનેજર, દીલેઆરામ, કાફર્ડ મારકિટ, મુંબઇ.

# વખતની કસોટી

માંથી પસાર થએલી, હઝારો ઉંચા મટો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદ્યોએ વદીક તારીફ કીદેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેલવાલી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક બુરાં, કઠણ દરદો માટેની વનસંપતીની ડો૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનુ લીસ્ટ અત્રે છાપ્યુ છે.

**ખાંસીની ગોળીઓ**–ખાસી, ખહી, દમ, હાફણ, માટે–કી૦ રૂ. ૦।, ૦॥, ૦॥। તથા રતલ ૧) ના રૂ. ૬.

**પલમોનીક પાઉડર**–ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે–દબી ૧) ના, કી૦ રૂ. ૦॥।.

**જુલાબનો પાક**–ગમે તેવી સખત કબજીઆત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ ૦॥

**તાવની ભુકી**.–દરેક જાતની તાવ માટે, રૂ. ૦॥।.

**તાવની ગોળી**–દરેક જાતની તાવ માટે, રૂ ૦॥ તથા રતલ ૧) ના રૂ. ૧૦.

**તાવ** ગયા પછી લાગતી થાક, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧) ની, કી૦ ૧। તથા રૂ. ૨.

**ટોનીક ઓફ લાઇફ**–આ દવાથી શરીરનુ બીગડેલુ લોહી શુધરે છે. ભુખ વધે છે. ખાધેલુ જરે છે. લોહીમા વધારો થાય છે. થાક, નાટવાણી નબળાઇ દુર થાય છે. કી૦ શીશી ૧) ના રૂ. ૧। તથા રૂ. ૨.

**દાંતનુ મંજન**–(રોજના વપરાસ માટે ફકત) દાત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાનો ગંધ દુર કરે છે કી૦ રૂ. ૦। તથા ૦।=. તથા રતલ ૧) ના રૂ ,૪.

**દાંતનુ મંજન**.–ફકત દુખના દાંત તથા દાઢ, માટે. દાત દાઢનો દુખારો તથા લોહી પરનુ જવું નરમ પાડે છે, કી૦ ૦।= તથા રૂ ૦॥।. તથા રતલ ૧) ના રૂ. ૬.

**દાયરીઆ**, કોલેરા, સગ્રણી માટેની દવાની શીશી ૧) ના રૂ. ૦।= તથા રૂ. ૦॥।.

**દરાજ**, કીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧) ના, કી૦ રૂ ૦।=

**દરેક** જાતનાજખમો માટેનો મલમ, કી રૂ. ૦॥

**નબળી પાચન શકતી**થી પીડાતાઓ માટેની **હજમીતની ગોળીઓ**, કી૦ રૂ ૦।= તથા રતલ ૧) ના રૂ. ૮

**હરસની ભુકી**–બાહેરના કે અંદરના, લોહી આર કે મસાવાલા, નવા કે જુના, હરસ તુરત મદા માટે નરમ પડે છે, કી૦ રૂ. ૦।=

**હરસનો મલમ**–ઉપલી ભુકી સાથે વાપરવા માટે દબી ૧) ના, કી૦ રૂ. ૦॥.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવા** શીશી ૧) ના, કી૦ રૂ. ૦॥।, ૧। ને રૂ. ૨

**મીઠી પીશાબની દવા**–થોડોક વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ ૧। ને રૂ. ૨.

**લેપ**–ગસ, ગાઢ, લચક, રૂમેતીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે, દબી ૧) ના, કી. રૂ ૦॥।.

**હઝારો સર્ટીફીકેટોમાંથી ફકટ એકજ અત્રે છાપી છે.**

૧ ડો૦ સર બાળચંદર કૃષ્ણ, કે.ટી., જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા દાકટર, લખે છે, "મોતીવાલાની ખાશીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એ ગોળીઓ મેં અતી ઘણી ફતેહમંદી સાથે વાપરી છે એ ગોળીઓથી ખહીના પણ એક દરદીની ખાશી નરમ પડી ગઇ અને તેની પીડાકારી મટી ગઇ એવું મે જોયુ છે."

એકલા બનાવનાર:–**ડો૦ બે૦ મોતીવાલા.**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે–મુંબઈ.

# નવરંગ.

પુસ્તક ૫ મું.　　　　આગસ્ટ, ૧૯૨૦.　　　　અંક ૧૨ મો.


# પ્યારનો ભોગ !

( એક વારતા. )


લખનારઃ—દારાં ડાક્ટર.


કુદરતનો તે અલૌકિક દેખાવ આંખને જાણે જાદુથી બાંધી લે એવો હતો! પશ્ચિમ ભણી આથમતા રવિરાજના નમ્ર કીરણો વચ્ચે ઝગઝગતી સેંટ કોરીનનાં કીનારા ઉપર પથરાઇ રહેલી રેતીઓનો મસમોટો ઢગ, પશ્ચિમ ભણી નભોમંડળમાં છવાઇ રહેલાં રંગબેરંગી દેખાવો, તમામ સ્વચ્છ ભુરૂં આકાશ અને તેની ઉપર છવાઇ રહેલાં બરફ જેવા સફેદ અને કલ્પીત દેખાવો લેતાં પોચાં વાદળાંઓ, દૃષ્ટિમર્યાદા આગળનાં પાણીનો રૂપેરી ઝગઝગાટ અને તમામ સ્વચ્છ આકાશની હેઠળ ઝળકઝળક થતાં પાણીની સપાટી ઉપર સઢ ચઢાવી ઉભેલી, તો કોઇ પાછી ફરતી નાહની—જાણે પંખી પેરે ઉડતી દેખાતી—'ફીશીંગ બોટસ' ઇત્યાદી તે, સાંજે સેંટ કોરીનના કીનારા ઉપરનો તે રળીઆમણો દેખાવ આંખને ખુશ કરે અને દીલને ખુશાલીની લાગણીથી ધ્રુજાવે એવો હતો.

ત્યાં તેઃછતાં બીલકુલ શાંતી હતી; માત્ર નાના, નબળાં મોજાંઓ નાઇલાજીથી ફસડાઇ પડતાં થતો એક સરખો અવાજ અને કેટલીક ઘરે પાછી ફરતી 'ફીશીંગ બોટસ'માંથી મરાતાં હુડસેલાંઓનો સાદ સીવાય ત્યાં સઘળું તમામ શાંત અને સુંનું હતું. તે બહેસ્તમાંજ જડતી શાંતી જેવી શાંતી અને સાંજના તે દીલખુશ દેખાવની મોજ ચાખતો એક શખ્શ રેતીનાં પોચાં બીછાણા ઉપર, તેની બાજુમાં ઉભેલા એક નાહના ખડકનાં ઓથા હેઠળ, પડયો હતો. તેની ભુરી, ચતુર આંખોમાં એ સર્વ અદ્‌ભુત દેખાવે આનંદ અને સંતોષને ઉતપન્ન કરેલાં દેખાતાં હતાં.

તે એક અંગ્રેજ બચ્ચો હતો. મજબુત કાઠીનો, બેદરકાર દેખાવનો, ચંચળ

ચક્ષુઓ, ઉચ્ચા કપાળ, કર્લી વાળ અને ખુબસુરત ચેહરા સાથનો તે એક જવાન અગ્રેજ બચ્ચો હતો. તેના ચહેરા ઉપરથી તે પોતા માટે ઘણો બેદરકાર હોય તેમ દીસ્તું હતું. તેને એકાદ ડગલો કે નેકટાઇ પહેરવાની કાળજી લીધેલી લાગતી ન હતી; છતાંબી તેને માત્ર પેહરી લીધેલાં શર્ટમાં—કે જે તેણે ગળાંની નીચેથી અંગ્રેજી 'વિ' શબ્દ માફક વાળી લીધું હતું અને જેથી તેની અંદરની શોહામણી ચાંમડીનો થોડો ભાગ દેખાઇ શકાતો—ને, ઘણો શોહામણો દીસ્તો હતો.

તેની નજદીક, તેની બાજુમાં ઉભેલા સીદ્ધા ખડકને અઢેલીને, એક જવાન બાળકી ઉભેલી હતી, કે જેણીને આંખો જે જે ઢબે તેના મજબુત આકાર ઉપર મુકાયલી હતી તે ઢબ ઉપરથી તેણીનાં બાળક જીગરની લાગણીઓને ખુલ્લી પાડતી હતી.

તેણી, સેંટ કોરીનની બીજી માછીમારની છોકરીઓ માફક, એક ચળકતા રંગના બ્લાઉઝ અને ઘેરમાંજ વણેલાં સ્કર્ટમાં સજ્જ થઈ હતી; પણ તેણીની મારબલ જેવી સફેદ ગરદન ઉપરથી નીચે તેણીની થોડીક ઉઘાડી બરફ જેવી છાતી ઉપર લટકતા રેશમી રૂમાલ અને તેણીનાં ઉઘાડા ખુબસુરત પગ ઉપરથી તે બીજી 'રફ' 'ફીશર—ગર્લ્સ' કરતાં જ્યાદા નાજુક અને જ્યાદા શોહામણી હતી એવું કહી શકાતું હતું.

પણ મેરી કોનટીનેલ કાંઇ સેન્ટ કોરીન ગામડાની 'ફીશર—ગર્લ્સ'માંની એક નહિ હતી; તે તો સેન્ટ કોરીનથી થોડેક છેટે આવેલા પ્ટી કૉએ (નાનુ ખુણુ) નામના એક થોડાંક નાનાં મોટા ઝુંપડાઓથી વસાયેલાં ગામડાંની રહેવાસણ હતી. ત્યાં, એ પ્ટી કૉએ ગામડામાં, ફક્ટ થોડાક નામનાંજ વધારે ફ-તેહમંદ માછીમારો રેહેતા હતા, કેમજે ત્યાં સેન્ટ કોરીન કરતાં ઓછાં ઝુંપડાંઓ હતાં અને વળી તે ઝુંપડાંઓનાં ભાંડાંઓબી આકળાંજ હતાં—એટલે માત્ર-પૈસાવાળા ગણાના માછીમારોજ ત્યાં વસી શકતા હતા.

મેરીનો બાપ, બુઘ્ધો પીએર કોનટીનેલ, એક સૌથી જાણીતો અને સરસ માછીમાર લેખાતો હતો. માછલીના ધંધામાં તેણે કાંઈ અસાધારણ કરી બતાવ્યું હતું. તેણે એકેક પછી એક તે કીનારાની લગલગ સઘળી બોટોને પોતાની માલેકીની કરી મેળી હતી અને તે ઘણાં થોડા વખતમાં એક ગબ્બર માછીમાર લેખાવા લાગ્યો. તેને, તોબી, કશો ઝાઝો લોભ ન હતો. તે પોતાના ધંધામાંથી જલ્દીજ 'રીટાયર' થયો અને જ્યારે તેને તેની જગા બીજા ગામનાં જવાન અને અને ઉધરતા માછીમારોને લેવા દીધી અને પોતે ધંધામાંથી તમામ ફારેગ થયો ત્યારે તે પ્ટી કૉએનાં સૌથી સરસ ઝુંપડામાં પોતાના કુટુંબ સાથે જઈ વસ્યો.

મેરી ઘરનો સર્વ કારભાર કરતી હતી—માડામ કોનટીનેલ તો બીચારી દશ વરસ થયાં તે નાના ગામડાંની 'સીમેટરી'માં પોઢેલી હતી—અને ગામમાં એવી વાત ઉડી રહી હતી, કે જ્યારે તે નાની ખુબસુરત બાળા પરણશે ત્યારે તેણીનો બાપ લગનની રીત (કે એક સખ્ખત વખોડવાજોગ ભીખ?) તરીકે તેનાં જમા-

ઈને એક ગંજાવર રકમ આપનાર હતો. કુદરતી, તેથી, તે નાનાં ગામડાનાં જવાનોમાં તે કામનીને પોતાની પરણેતર બનાવવાની હરીફાઇ ચાલી રહી. તે સર્વને એક સરખુ ગાન અને ઇજત આપતી; પણ પછી જ્યારે તેઓમાંનો એકાદુ કોઈ તેણીનાં હાથની માગણી કરવાની હીંમત કરતો ત્યારે તેણી તેટલીજ હીંમતથી, એક દીલપઝીર હસવાં સાથે, કહેતી કે તે તો જન્મ સુધી કુંવારી રહેવાની હતી. તેણીને પરણવા ગમતુંજ ન હતું—અને એ રીતે તે ત્યાંનાં સર્વ જવાનોને તેણી સાથે પરણવાનાં સવાલ બાબે તો બાર કોસ દુરની દુર રાખતી હતી.

ત્યાર પછી આએ કોઈ ઈંગલીશમેન આવ્યો! સેંન્ટ કોરીન—કે જ્યાં તે ઉતર્યો હતો ત્યાંથી પાટલુનનાં ખીસામાં બંને હાથો, જાણે હવે તેઓનું કામ તેને બાકી રહેલું નહિ હોય તેમ, અને તેની ભુરી, ચપળ ચક્ષુઓમાં તે કરડો, કડવો હાકી ગયલો દેખાવ કે જેને પહેલ્લીજ પળે નિર્દોષ મેરીનાં જીગરને નહિ વર્ણવી શકાએ એવી લાગણીથી ધ્રુજાવ્યું હતું તે સાથે સ્ટી કાંએમાં માત્ર લટાર મારવાં તે નિકળી પડયો હતો, જ્યાં તેને તે ગામડેનાં મોટા કુવા આગળ બીજી તેણી જેવી છોકરીઓ સાથે તેણીને કપડાં ધોતી જોઈ. તેણીએ પોતાનાં કપડાં ઉપર પેહડી લીધેલું બીજું કપડું ભીનું થઈ ગયું હતું—તેણીનાં હાથો છેક કોણી સુધી ભીંજાઇને તરબોર થઈ ગયા હતા અને મોઢાં ઉપર પડતા છાંટાઓ તેણી કોણીથી ઉપર સેરવી લીધેલાં તેણીનાં બદીઆનની બાંહે લુછતી હતી અને ઉપરથી સરી પડતો અને ગાલો ઉપર તથા આંખો માંહે લુલચુકે પેસી જઈ તેણીને કંટાળો આપતો એકાદુ બાળને તે વારંવાર એક હાથમાં પાણીથી પચપચતું કપડું ધરી વાળનાં અંબોરામાં સરખો કરી મૂકી દેતી હતી. તે કપડાંને પાણીનાં ટબમાં બોળી દેતી અને પછી કુવા આગળની જમીન ઉપર ધમોધમ અફાળી અથવા તો જમીન સાથે દાબી પાણી નીચવી નાખી તેમાંનો મેળાશ કાઢી નાખતી હતી. ટુંકમાં તેણીએ તે પળોએ એક ઘણું મનોરંજક અને હૃદય વેધક ચીત્ર પોતાને રજુ કર્યું હતું.

તે ઈંગલીશમેનની આંખો, કે જે થોડી મીનીટો અગાઉ તેને થયેલી કાઇ છુપી ઇજાથી કરડી અને કૃર જેવી હતી, તેમાં મેરીનો તે દેખાવ જોઇ ખુશાલી વ્યાપી રહી અને તેનાં હોઠો ઉપર હસવું ફેલાઈ રહયું. તે ત્યાર પછી તરતજ એક બાજટ ઉપર બેસી ગયો અને ખીસામાંથી પોતાની સ્કેચ—બુક કાઢી, તેનાં ઉપર પેનસીલ વડે આમથી તેમ થોડાક લીસોટાઓ પાડી, તે નાના દેખાવનું એક ચીત્ર બોલ બોલવામાં દોરી કાઢયું.

"તહમને જોવા ગમેછ ?"

તેણે ત્યાર પછી મેરીને અંગ્રેજી ભાષામાં પૂછ્યું; પણ તેણીએ તે નહિ સમજ્યાનું ડાકું ધુણાવ્યાથી તેણે તે પ્રશ્ન ફ્રેન્ચમાં કર્યો.

"મે મ વાલા! તેણીએ એક બાળક મીસાળ ખુશાલીનો પોકાર કર્યો. "એ તો હુંજ છેઉં, કે જેનું મોંસ્ય એ ચીત્ર દોર્યું છે. આઓ તો પેલી નાની બીગોટ અને એલહેટ છે. ઓ! કેવું આબાદ—કેવું ખુશનુમાં—કેવું દીલપઝીર! અને તેણી વેણી

પેનસીલનાં એક બે લીસોટા વડે ? મોસ્ય તો ત્યારે એક ઘણા મોટા આરટીસ્ટ હશો ?"

"એક આરટીસ્ટ-હા," તે ઇંગ્લીશમેને જવાબ દીધો "પણ મોટો ? તે સવાલ તો ભવિષ્યની ઓલાદ નક્કી કરશે, ખરૂં કેની ? આએ 'સ્કૅચ' ત્હમારી પાસે રાખવાની ત્હમે દરકાર રાખશો, માડમુઆઝેલ ?"

મેરીએ આતુરતા અને ઉલટથી ડોકું ધુણાવ્યું, અને તેણે ત્યારપછી તે સ્કૅચ બુકનું પાણું ફાડી, તેનાં એક ખુણામાં પોતાનું નામ ક્રીસ્ટોફર કેવન—ઉતાવળે ચીત્રી આપી, ખુશાલીથી ખીલી રહેલી મેરીનાં હાથમાં મેલ્યું.

તે નામ, ક્રીસ્ટોફર કેવન, ચીત્રકારોની મંડળીમાં સૌથી વગવાળું અને સૌથી માનભર્યું હતું. પાંચ વરસ ઉપર તો તે બાપડો સૌથી કંગાળ અવસ્થામાં, કોઈ વખતે દીવસોનાં દીવસો સુધી ભુખો સુતો અને પીંછી તથા રંગ ખરીદવા માટે પોતાના કપડાંઓ ગીરવી મેલતો, એક ખુણાતી કોટડીમાં પડયો પડયો સણડતો હતો, જ્યારે તેનું નશીબ એકાએક ખુલી ગયું અને થોડા વખતમાં એક જાણીતા ચિત્રકાર તરીકે તે ઘણો વખણાઇ અને પંકાઈ ગયો.-તે એટલે સુધી કે હાલમાં એવું એકબી એકક્ષીબીશન 'સી. કયુ' ની સહીવાળાં ચીત્ર વગર પુરેપુરી ફતેહ પામેલું લેખાતું નહિ અથવા તો સોસાયટીની એક બી એવી બાનુ ન હતી કે જે તે ચિત્રકાર પાસે પોતાનુ ચિત્ર ઉતરાવ્યા વિનાં જીંદગીને પુરેપુરી મોજમજાહથી ભરેલી ગણતી. ટુંકમાં, એક ચિત્રકાર તરીકેની તેની વિખ્યાતી અતી બોહોળી હતી.

મેરી કોનટીનેલ, અલબત, એ સર્વ કશું જાણતી નહિ હતી. તેણી તો માત્ર પોતાનાં મનથી એટલુંજ જાણી અને સમજી શકી કે ક્રીસ્ટોફર કવેનનું નામ જાણે બેહસ્તમાં વાગતાં એક સામટાં વાજીંત્ર માફક તેણીના કાનને લાગતું હતું અને તેણીનાં સદાનાં શાંત જીગરને કાંઈ ન સમજ પડે એ રીતે ધ્રુજાવતું અને ગેલ ગમત કરાવતું હતું. તેણીએ તેની મોટાઇની વાત તો તે ગામડાંની ટાહેલાંખોરી અને ગીબતખોરીઓ મારફતે ત્યારેજ જાણી, કે જ્યારે તે તેણીનાં બાપને મકાને એક ઓરડો ભાડે લઇ આવી વસ્યો. તે એક ઘણો મોટો ચિતારો હતો, તેની નામનાં દુન્યાનાં દરેક ખુણામાં હતી, એવું એવું સરાહવાતી ભર્યું તેઓનાં ધીક્કારવાજોગ સરેસ્તા મુજબ તે કનવારખોરીઓ બોલતી હતી. પણ મેરીને તો તે સઘળું કાંઇ મધુર લાગ્યું નહિ; જે તેણીને મીઠું લાગી શકયું તે તો ક્રીસ્ટોફર કવેનનું નામ અને તેની હાજરી હતી.

ક્રીસ્ટોફરનાં મેરીનાં બાપને ત્યાં એક ઉતારૂ તરીકે આવી ઉતર્યાને આજે દશ દીવસ થયા હતા, જ્યારે આપણે આ એક રળીઆમણી સાંજે તેણીને સેન્ટ કૅારીનનાં દરીઆ કીનારેનાં સામેનાં એક ખડક કે જેની બાજુની રેતીનાં ઢગમાં તે બીછાનું કરી પડયો હતો તેને અઢેલીને તેનાં મજબુત ખુબસુરત આકારને ધારી ધારીને જોતી ઉભેલી જોઇએ છીએ. સાંજ ઘણી આગળ વધી ગએલી હતી અને છુટાછવાયા માછીમારો બોટને હલેસાં માર્યા કરતા જણાતા હતા. તેઓ ઘર ભણી

પાછાં ફરવા કીનારે આવતાં હતાં.

"બધી બોટો કેવી સરસ દેખાયછ?" તેણે પડયો પડયો બેદરકારીથી કહ્યું. "તું તો જાણતી હશે, એ કોણ કોણની બોટ છે તે, મેરી?"

મેરીએ ઘણી આનાકાની સાથે તેણીની તેનાં રેતીમાં અરડાઇ પડેલા આકાર ભણી ટીકાએલી આંખો ખસાડી પાણી તરફ જોયું.

"પેહલ્લી પીએર પુગારડની બોટ છે," તેણીએ કહ્યું. "તેવણ કાંઈ રોજ એમ મોડાં પાછાં નથી ફરતા. આજે જાળી માછલીથી ખુબ ભરાએલી હશે; અને પેલો તેવણની પછવાડે આરમાન્ડ બીગત આવેછ. એબી માછલાં પકડવામાં એકકો છે!"

"પણ હારૂં છગર છતી જવામાં તે એકકો નથી દીસ્તો, હું મેરી?" તેણે ટકોર કીધી.

તેણીનો સફેદ ચેહરો બધો લાલલાલ થઈ આવ્યો. તેણી તેણીની ગોળ હડપચીથી તે છેક તેણીની આંખોની ઉપર એક મોટાં પંખીની ઉઘાડી પાંખ માફક ઝુકી પડેલાં રેશમ જેવાં ભવાં સુધી બધી કીરમજી મારી આવી!

"નહિ, મોંસ્ય." તેણીએ શરમાળપણાંથી દબાયલા ધીમા સહાદે જવાબ દીધો.

તેણે તેણીનાં ચેહરા ઉપરથી નીચે તેણીનાં ઉઘાડા, ખોલ્લા પગો ભણી જોયું, કે જે તેણીનાં ચેહરા અને છાતી જેવાજ સફેદ અને ખુબસુરત હતા. તેણી વાત કરતી જતી હતી અને બંને પગોનાં અકેક બબે આંગળાંઓ પોચ્ચી માટીમાં ખોસાડી માટી સાથે ગમ્મત કરતી હતી.

"એમ ના કર!" તે અર્ધી હોકમ, અર્ધી પતાવટ કરતી ઢબે બોલ્યો, "તું તાહરાં શોહામણાં આંગળાંઓને મેલાં કરેછ."

તેણે તેનો હાથ તે અશાંત પગો ઉપર મુકયો અને તેઓ તેનાં નમ્ર દબાણ હેઠળ સ્થિર થઇ ગયા; પણ જે મીસાળ એક હાથમાં પકડેલાં પંખીનું શરીર ધ્રુજતું અને ધબકારા મારતું આપણને જણાય છે તેજ મીસાળ તેણીનાં પગોમાં થતી ધ્રુજણી તેને તેનાં હાથોની હેઠળ માલમ પડયા વિનાં રહી નહિ. તેણે તે શેપદાર પગોનું એક સૌથી ઝીણું આંગળું પોતાની આંગળી વતી ઉખાડી બીજા હાથની હથેળી ઉપર મુકયું.

"કેવું નાજુક અને ઉમદા આંગળું!" તે જાણે પોતાનાં મનથી બોલતો હોય તેમ વખાણનાં જુસ્સાથી બોલ્યો. "સોસાયટીની સૌથી ખુબસુરત લેખાતી અબળાનું બી એવું આંગળું તો ન હશે. ખચીત, કેવું અદેખાઈ ઉપજાવાજોગ!"

મેરી તે વખાણની અસર હેઠળ બધી લાલચોળ થઈ રહી. તેણી તમામ સ્ટબ્ધ ત ખડકને જોશથી અટકીને એક શબ્દ બી ઉચાર્યા વિનાં ઉભી. તેણીની છાતીજ માત્ર તેનાં મજબુત હાથનો તેણીનાં પગને સ્પર્સ લાગતાં તેણીની રગેરગમાં આતશ પેરે ફેલાઇ રહેલી ઝઝણીથી ઉંચકાતી અને બંધ થતી હતી. પછી એકાએક તેણી તે શરમીંદગીથી રખે બીલકુલ આજેજ થઈ તુટી પડે એ બીહકે તેણીએ પોતાનાં

પગો તેનાં હાથોમાંથી ખસાડી નાખ્યાં.

"આહ! મને જવા દો—મને જવા દો, મોંસ્ય!"

અને તેણી તેજ પળે ત્યાંથી એક છીત ઉપર આવી નાહુસ્તી હુરણી પેરે રૂપેરી રેતીમાથી દોડી ગઈ. ક્વેન એક નાનો પુકાર કરી એક ઝટાકે પોતાનાં પગ ઉપર ઉભો થયો અને તે નાહુસ્તી નાહુની નાઝનીનની પાછળ એક શીકારીની તીક્ષણતા અને ચપળતાથી ધાયો.

તે અધુરી દોડાદોડ ટુંક વખતનીજ હતી. તે નાનાં નાજુક પગલાંએ જેટલી જમીન કાપી તેટલીજ જમીન તે લાંબા ખંધારી પગલાંએ અર્ધા વખતમાં કાપી કાઢી અને તેણી ઝડપમાં તેના હાથોમા સપડાઈ પડી. તેણે તેણીને પોતાની ગોદમાં ખેંચી અને તે બાળાએ પ્યાર અને લજ્જાથી લાઈલાજ જેવી બનેલી, પોતાનું રૂપેરી વાળનું માથું તેની પોહળી છાતી ઉપર નાખી દીધું તેણીનો ચેહરો એક તમામ પાકી ગએલાં ફળ પેરે ગુલાબી ગુલાબી થયો હતો અને તેણીનાં ગાલો તો બધા જાણે સળગેલી ચેહ માફક લાલ તૂટી જેવા બની રેહ્યા હતા.

તે વાંકો વળ્યો અને તેણીનાં હોઠો ઉપર એક ઘણું નેશાબંધ ચુંબન લીધું; અને પછી—તેણીને શરમીંદગીથી ધ્રુજતી પોતાના પાસામા ધરી રાખેલી રહેવા દઇ—તે બોલ્યો: "મેરી, હું તાહરૂં જીગર જીતી શકશ, કહે મને?"

જવાબ આપ્યા પહેલા મેરીએ એક ખાસ્સી મીનીટ લીધી, અને જ્યારે તેણીએ જવાબ દીધો ત્યારે જે ખુશાલીની નિર્દોષ લાગણીથી તેણીનો અવાજ ધ્રુજ્યો તે સીધો એક બાળકની અરજી પેરે તેનાં જીગરને વાગ્યો.

"આહ, મોંસ્ય—મોંસ્ય! તમે જાણોછ? માહરૂં જીગર—તે બધું તમારૂંજ છે!"

તેણે તેણીને વધારે મજબુતીથી ધરી.

"ત્યારે મને એક કીસી કર!" તેણે જુસ્સાથી કહ્યું. "એક સાચ્ચી, વફાભરી કીસી મને કર, મેરી!"

તેણીએ તાબેદારીથી તેણીનો ચેહરો ઉપાડયો, અને બીલકુલ નિર્દોષ જુસ્સાઓથી ભરેલી એક કીસી તેણીએ તેને આપી; તે સાથે ગોયા તેણીએ તેણીની જીંદગી, તેણીનો પ્રાણ, તેણીનો આત્મા તેને અર્પી દીધો.

"હું તમને કેવી વખાણુંછ!" તે બબડી.

૨.

"તમે મને આવી રીતે ચાહોછ એ ઘણું અજાયબીભર્યું લાગેછ," મેરી નરન અજાયબીની વચ્ચે બબડી.

કલાકો પસાર થઈ ગયા હતા. તે બંનેને વખતનું કશુંએ ભાન રહ્યું ન હતું; અને મેરી તો હજી તેને બગલગીરી કરી પડી રહી હતી. તે પ્યાર તેણીને એક નવાઈ લાગતી હતી અને પ્યારનો આલુ પટપટારો તેજ કરી રહી હતી, જ્યારે ક્રીસ્ટોફર કવેન ગાઢો વખત મુંગો અને વિચારવંત બેઠો હતો—જાણે તેણે એકદમ બોલી દીધેલા શબ્દોથી તે પસ્તાતો હોય તેમ.

"તમે, એક આવા જાણીતા ચિતારા, અને હું એક માટીગારની દીકરી! પણ અમો કાંઈ ઘણાં ગરીબ નથી; મેં બીઆનેમે.—" તેનાં ચેહરા ભણી જાણે રજા પૂછતી હોય તેમ જોઈ તેણીએ વધાર્યું—"અને રીતમાં હું એક ઘણી મોટી રકમ લાવશ."

તે કશું બોલ્યો નહિ; માત્ર તેણીનો રૂપાળો ચેહરો તેને ચુમ્યો.

"અને જ્યારે આપણાં લગ્ન થશે ત્યારે હું એક ઘણી નમુનેદાર ધણીઆણી પુરવાર થવશ—એક નાહની ભલી પરહેજગાર, માહરા ક્રીસ્ટોફર," એક દુધમળે બાળકનીજ નિર્દોષતાથી તે બાળક જેવી ભોળી નારે કહ્યું. "હું રાંધશ, ભરથ, સીવશ, કચરો વારશ અને તમે સરસ સરસ ચીત્ર પાડજો, કે જેથી હમણાં છેઓ તેથી જાસ્તી તમને વિખ્યાતી મળે."

લગ્ન! ધણીઆણી! તે શબ્દોએ ક્રીસ્ટોફર કવેનને જાસ્તી વિચારમાં નાખ્યો-તેનું જીગર તેને ડંખવા લાગ્યું. તેણીનો નિર્દોષ પટપટારો તેને કશા અર્થ વિનાનાં બકારા માફક લાગ્યો. તેને તેનાં ઉપર અત્યંત ક્રોધ અને ધિક્કાર છુટયો. અરે, કાંય—કાંય તેણે તેણીને જુઠી આશામાં રમાડી? જે બધો પ્યારનો તે પટપટારો કરી ગઈ હતી તેની વચ્ચે પડી તેણે તેણીને કાં નહિ ધોબાડી? તેને તેણી પાસે એક ફ્રીસી માંગી હતી—'હું તાહરૂં જીગર જીતી શકશ, મેરી?' તે સવાલ તેણે ફક્ત તેણી પાસથી એક ચુંબન-એક બાપ પોતાની બેટી પાસે અથવા તો એક ભાઈ પોતાની બેહન કને ચાહે છે તેવું એક નિર્દોષ, મીઠું ચુંબન લેવા કાજે કર્યો હતો, અને તેનો તે ભોળીએ કેવો ઉલટો અર્થ કીધો? તેણી તેને પેહલીજ નજરે ચાહતાં શીખી હતી એ તો ખરૂં; દુન્યાંની લીલી સુકી જોઈ વળેલો તે આદમી તે ઘણું આગાઉનું પામી જઈ શકયો હતો. પણ તેણીને તે 'પ્યારની જાહેરાત આપવાની એકબી તક નહિ આપવાનો તેણે દ્રઢ નિશ્ચય કીધેલો હતો; પરંતુ એક પળની ગાફેલીમાં—એક નિર્દોષ ભુલની મોહકાણે તેણે તેણીને એવુંજ માનવાનું કારણ આપ્યું કે તેઓ તેણીને ચાહતો હતો. ઓ, હવે તે આવા ગુંચવાએલાં જાળાંમાંથી કેમ છુટો થઈ જાએ?

તે એક દુન્યાનો હારેલો મારેલો મરદ હતો, જો કે તેની પ્રશંસા ઘણી મોટી હતી છતાં તેનું જીગર બી નાશીપાશીથી તેટલુંજ મોટું ભરેલું હતું. તેને પ્યાર જેવો શબ્દ એકજ વેળા જાણ્યો હતો અને તે પ્યાર તમામ તકલીફી નીવડયો હતો તોબી હજી તે-તે પ્યારને તો નહિ પણ-તે પ્યારની યાદને જોઈએ તેટલો મજબુતીથી વળગી રહયો હતો: તેનાં જીગરમાં મેરી માટે પ્યાર જેવું કશું હતું નહિ; ખુશનુમાં કુદ

રત અને તેણીની દીલપઝીર હાજરીએ તેની મંદ પડેલી લાગણીઓને ઉશકેરી મેલી અને પોતાની જીંદગીમાં મજાહ થોડીક પળ આંણવા થકી તેણે તેણી પાસે એક બકી માગી હતી. તે સીવાય, પ્રીય વાંચનારને ખાત્રી આપવાની સેહજબી જરૂર નથી કે, તેની બીજી કશીબી વાસના ખુરી ન હતી. તે એક રંગેરંગ શુદ્ધો, સાચ્ચો અને ગ્રહસ્થ આદમી હતો, એ ક્રીસ્ટોફર કવેન.

અને હવે—હવે આશા અને ઉમીદમાં રમી રહેલી તે મીઠી માહ્ણુબને એ બધું કહેવુ કેમ ? તેણીને કેવી રીતે કહેવું કે તેણે તેણી પાસે માત્ર ક્રીમીઓ કે જેની સાથે તે બાપડીએ તો તેણીનુ જીગર, તન, મન, પ્રાણ આદી તેને સોંપી દીધાં હતાં તે માગવા સીવાય બીજું તેણી પાસે કશું ચાહયું ન હતું. ઓ, તે ક્રૂર સચ્ચાઇ તેણે શબ્દો વાટે કેમ બાહાર કાઢવી ?

અને તોબી—કાંય નહિ ? તેનાં વિચારોની હારમાળાનો તેનાં મગજમાં એક સવાલ ધાઇ આવતાં, જેમ 'બ્રેક' દાબ્યાથી પુરઝ્રાટ મારી દોડતી ત્રેન થોબી જાએ છે તેમ, એકાએક અંત આવી ગયો. કાંય નહિ ? તે છુટો હતો. ઓહ, હા ! તેણે પાંચ વરસ અગાઉનું પોતાની મરજીમાં આવે એવું છુટાપણું મેળવી લીધુ હતું અને તેની કીમતબી તેને તેટલીજ ભારી આવી પડી હતી. ત્યારે કાંય નહિ તે આખરે મેરી કેનટીનેલને પરણે ? અલબટ, તે તેણીને તેની સાથે ઇંગ્લાંડ લઇ-નહિ જશે અને તે મોટાં ભપકાંભર્યાં ઘેર કે જેની મુલાકાતે આવવાનું ઘણાંજ ગણત્રીનાં આદમીઓનાં નશીબ હતું ત્યાં લઈ જઈ નહિ રાખશે; પણ તે તેણી માટે અહીંજ આ પ્ટી કૉંએમાં, એક ઘર લઇ તેણીને રહેવા દેશે અને જેમ જેમ તેને વખત ફાવતો જશે તેમ તેમ તે અહી તેણીની મુલાકાત લેશે. ખચ્ચીતજ તે તેણીને પુરતી સુખી અને સનોષી રાખશે.

તે બધુ જાણતો હતો કે આ બધું તે કરી શકશે, જો કે જે લાગણીને તે પ્યાર કહી બોલાવતો હતો તે તો તેનાં જીગરમાં વરસોની મુએલી પડી હતી. જો કે તે મેગીને તો, તેણી જેવાં અગાધ વાહાલથી તેને ચાહતી હતી તેવા પ્યારથી, કદીબી ચાહી શકવાનો નથી તોબી, તેની ખાત્રી હતી કે, મેરી તો તેનાં ઉપર પ્યારનો તમામ વરસાદજ વરસાવી દેશે—ગોયા મોહબતની સરીતામાંજ તેને ડુબતો રાખશે. પછી, તેણે તેનાં જીગરને સમજાવ્યું કે, તેબી ધીમે ધીમે પીગળશે અને તેઓ બને એકમેકનાં વાહાલમાં આ શાંત પ્ટી કૉંએમાં પ્યાર, સચ્ચાઈ અને સાદાઇ વચ્ચે વશી પોતાનો કાળ ગુજારશે.

વળી ત્યારપછી કદાચ તેઓનું ઘર નાનાં બાળકોની મીઠી પતપતથી ગાજી-વાજી રહેશે—ફ્રેન્ચ અને અંગલીશ ભાષાની નીર્દોષ ભેળમભેળથી તેઓનું તે સાદું મકાન હળીમળી રહેશે. એક પળ કવેનનાં મોંહ ઉપર છવઈ રહેલો વિચારવંત, કરડો દેખાવ ગુમ થયો અને એક પીમું હસ્વું તેનાં હોઠ ,ઉપર ફેલાઇ રહ્યુ. દુન્યાં તેને ગંભીર, કરડો, ઘાટકી, અને એખલો અટુલો, તેની મોટી વિખ્યાતી છતાં, અસ્તી હતી—અને તેમાં ઘણે દરજજે સચ્ચાઈ હતી—પણ તે બાળકોને

ઘણાં નમ્ર પ્યારથી ચાહતો અને વખાણતો હતો. તેને તેઓની નિર્દોષ હાજરી અત્યંત ગમતી હતી. તે ઘણાં વિશ્વાસથી માનતો હતો કે પેલી દુન્યાનાં ફરેસ્તાઓનો જો કોઈનો ખરેખરો ખ્યાલ આવી શકતું હોય તો તે નાના દુધમળ ભુલકાંઓ હતાં.

"ક્રીસ્ટોફર ત્હમે શું વિચારમાં છેઓ ?" તે મધુરીએ તેના ઉપર વાહાલથી વાંકી વળી પ્રશ્ન કર્યો-ઘણી અધીરતાથી, કેમકે તેણીને ઘણું કહેવાનું અને તેણીનાં પ્યારના અગાધપણાં વિષે તેને ઘણું સમજાવવાનું હતું અને તેથી તેણીને મીનીટો ફોકટ ગમેલી લેવા ગમી નહિ.

કવેનની આંખો તેણીનાં રૂપાળા ચહેરા ઉપર વિચારવંત અદાએ ફરી. "હું વિચાર કરતો હતો, મેરી," તે ધીમેથી બોલ્યો, "કે મ્હારે તને પરણવું કે નહિ. હું ખાત્રીપુર્વક નથી."

તે વધારે હેતથી તેનાં બાંહ્માંમાં વિશ્વાસથી દબાઇ. "મને, હું ખાત્રીપુર્વક છું—ઓહ, તદન ખાત્રી પુર્વક !"

"હું જાણતો નથી." તે ગંભીરાઇથી બોલ્યો. "હું જાણતો નથી."

"પણ—પણ કાંય ?" એક બાળકું રોય રડી પડે તેમ ધ્રુજતા અવાજે તે કોમળાંગીએ કહ્યું. તેનાં અવાજમાં સમાએલી ગંભીરતાએ તે બીચારીને સખ્ખત ગભરાવી મેલી હતી.

"કાંય ? કાંય જે તું આવી જવાન અને મીઠી અને વખાણવા જોગ છે, જ્યારે હું બુદ્ધો, ખચો ખવાઇ ચવાઈ રહેલો અને દુન્યાથી ઠાકી ગયલો છું."

તેણીએ એક ગમગીન હસવું હસી ડોકું ધુણાવ્યું.

"હું તો હવે આવી રહેલો છું," તેણે જારી રાખ્યું. "જ્યારે તું-તું તો એક ખીલતું પુલ છે. અને તું મને ઘણાં હેતથી ચાહેછ ?"

"હા, એ ખરૂં છે. હું ત્હમને ઘણાં વાહાલથી ચાહુંછ."

"અને મ્હારી કને," તેણે તેનાં અવાજને ધ્રુજતો નહિ કરવાની ઘણી કાળજી લઈ કહ્યું, "તને આપવા માટે કશોબી પ્યાર બાકી રહયો નથી. કાંઇ નહિ તો, તાહરા જેવો પ્યાર. એ આપણાં વચ્ચેનું સાટું કાંઇ વાજબી ગણાશે નહિ."

"હું કાંઇ જે માણસને હું ચાહુંછ તેની સાથે સાટું નથી કરતી," તેણીએ ગરમ હુસ્કાઓ વચ્ચે 'પ્રોટેસ્ટ' કીધો. "હું-હું ત્હમને ચાહુંછ." પછી ધાસ્તીથી જાણે તેણીને ઠંડી લાગતી હોય તેમ તેણીનાં બંને હાથોને એકમેકમાં જકડપકડ મુકી-ધસી આવતાં આંસુઓને મુશકેલીથી રોકાવી-તે બોલી. "શું-શું હું ત્હમને નથી ગમતી ?" તે યુવતીનાં સાહદમાં આજીજી, દયાજનક કાકલુદી હતી. "હું જાણું છ કે હું ત્હમારી પરણેતર થવા લાયક નથી, પણ ઓહ ! હું ત્હમને ચાહુંછ, માહરા ક્રીસ્ટોફર ! આહ, એમ ના કહેતા કે હું ત્હમને પસંદ નથી—કે હું ત્હમને નથી ગમતી !"

ક્રીસ્ટોફરનું કાળજું જાણે કપાઈ ગયું! તે કકલતો, કાકલુદીભર્યો નાદ સુણી તેનું જીગર દયા અને ગુસ્સાથી તમામ ભરાઈ ગયું. તે દયાજ હતી; નહિ કે પ્યાર, અને દયાનીજ લાગણીએ દોરવાઈ તેણે તે મીઠી છોકરીનાં ગાલો ઉપર એકેકું ચુંબન લીધું. તેણીની આંખોમાં એક સુખી હસ્વું ધ્રુજતું દેખાયું.

"નહિ, હું એમ નથી કહેતો," તે પટામણા અવાજે બોલ્યો. "અલબત, તું મને ગમેછ—અરે, તું કોણુને નહિ ગમે? પણ હું તને એક વાત કહી સમજાઉછ અને પછી—ત્યારપછી—માહરે તને પરણવું કે નહિ તે નક્કી કરવાનું તાહરે ફાળે આવશે."

તેણી તેનાં પાંસામાં સુખ અને ફરાગાતીથી ગોઠવાઈ બેઠી

"એહ બીઆં! મેં તો નક્કી કરી રાખેલુંજ છે."

કવેને તેણીના રોબસારો પ્યારથી પસવાડયા. "મને તાહરે પહેલાં સમજાવું જોઈએ," તેણે સહેજ હસીને કહયું. "હું વરસો અગાઉ—વધારે સંભાળથી કહું તો પાંચ વરસ અગાઉ-તું જે મને ખુશાલીથી હાલમાં કહેવડાવેછ તેવો-એક 'જાણીતો ચિતારો'—નહિ હતો. હું એક ફાફાં મારતો, બધેથી હીણાએલો, તરછોડાયેલો, બધેથી હસી કઢાતો ચીતારો હતો. અને હું એક જણ સાથે અદરાયો હતો, કે જેને માટે મને જાણીતો અને માનભર્યો જલદી થઈ જવાનું હતું, કેમકે તે એક એવા લોકની દીકરી હતી, કે જેનાં લગ્ન મેં કોઈ મોટે ખાંચરે થયેલાં જોવાની આશામાં હતા તેણીનાં માબાપ ખરેખર કાંઈ પૈસાવાળાં નહિ હતાં—પરંતુ બાહારનોજ ખોલી ઠાઠ રાખી ફરતાં હતાં. તેઓ પોતાની દીકરીને કોઈ ગબ્બર કુટુંબમાંજ-ગોઠવી દેવાની આશામાં હતાં"

"તેણી ઘણી ખુબસુરત હતી?" મેરીએ તેણીની જાતીની તીક્ષ્ણતાથી પુછ્યું.

તે સખ્સે જવાબ દીધો તે અગાઉ તેણે એક ખાસ્મી મીનીટ લીધી, જાણે તે ઉત્તર ગોઠવીને બોલતાં તેને મુસીબત નડતી હોય તેમ.

"ઘણી ખુબસુરત," તે સાદાઈથી બોલ્યો; "એક લીલી જેવું લીલી!"

"અને ત્હમે તેણીને ઘણા ચાહતા હતા?"

"હું એને દિવાના વાહાલથી ચાહતો હતો!" તેણે તપી આવી કહયું. "અને જ્યારે તેણીએ મ્હારા જેવા એક મુફલેસ, ફાફાં મારતા પેન્ટરને એક કોઈ માલદાર લૉર્ડ ડેલમોર્ન કાજે તજી દીધો ત્યારે મ્હારૂં જીગર તમામ શુષ્ક અને લોખંડ જેવું જડ બની ગયું. તેથીજ, હું તને કહુંછ કે ત્હારી સાથે મ્હારે પરણવું વાજબી નથી"

"તહમે એમ કહોછ-શું ત્હમે એમ કહોછ," જાણે તે માની શકિત નહિ હોય તેમ તેણીએ પૂકાર્યું, "કે આએ કોઈ ખુબસુરત બાઈએ ત્હમને તજી દીધા, કારણ કે ત્હમે ગરીબ હતા, કાંય જે મીલૉર્ડ ડેલમોર્ન તહમારા કરતાં ઘણાં વધારે પૈસાવાળા હતા?"

"ઘણો પૈસાવાળો," તેણે ટુંકમાં કડવાસથી જવાબ દીધો. "તું બરાબર બધું સમજી શકેછ મેરી, ઉંચે ખાંચડેની સોસાયટી એવીજ હોય છે."

"ત્યારે તો તેણીએ ત્હમને ચાહ્યાજ નહિ હશે!"

"વેલ, જેટલા વાહાલથી તેણી મને ચાહતી હતી એવું હું ધારતો તેટલાં બધાં વહાલથી નહિજ. મેં તેણીને મ્હારે માટે થોભવા ઘણું કરગરીને માંગ્યું. હું જાણતો હતો કે કોઈબી દીવસે મને જરૂર ફત્તેહ મળશે. પણ, ચુગી, તેણીબી મ્હારા જેવીજ તંગ હાલતની હતી. તેણી મ્હારે માટે થોભી નહિ. આએ મ્હારી કાહાણી છે!"

"અને ત્હમે-ત્હમે હજી એને ચાહોછ?" તે બાળકીએ માંડમાંડ સમજી શકાએ તેવા સાહદે કહ્યું.

"નહિ. હું હવે એને કે બીજી કોઈનેબી કદી ચાહી શકવાનો નથી. તેથીજ હું તને કહુંછ કે મ્હારે તને પરણવી નહિ જોઇએ. શું તને એક મરી ગએલાં જીગરનાં આસામી સાથે પરણવા ગમશે, મેરી?"

"યસ, પ્લીઝ." તેણીએ જવાબ દીધો, "કાંયજે મ્હારો પ્યાર એટલો તો મોટો છે કે તે જીગરને હું જરૂર પાછું સજીવન કરી શકીશ."

તે ગામડેમાં ઉછેલા વફાદાર્યા શબ્દો સમજી કવેન તેણી ઉપર ફીદા ફીદા થઈ ગયો. ઓ, તેણી તેને કેવાં અગાધ વાહાલથી ચાહતાં શીખી હતી! શું તે કદી કોઈ દીવસે તેણીને તેટલાંજ વાહાલથી ચાહી શકશે કે? તેને સૌથી મોટો સંશય તે માટે ઉતપન્ન થયો.

"ઑલ રાઇટ, ત્હારી મરજી અમાણેકર," તે બોલ્યો. "આપણે બંને જરૂર પરણશું, અને અંહીજ આએ પ્રી કૉંએનાં સુખી સાદા ખુણામાં રહી અમન ચમન કરીશું"

૩.

એક અડવાડીયું સુધી સર્વ ચીજ જેમની તેમ પસાર થઈ. રોજ મેરી, ક્રીસ્ટોફરને પ્રી કૅઑથી સેંટ કૅરીન આવેલા એક ગુફા-કાવરન ડુ ડીઑબ્લ-માં તેણીનાં બાપાની બોટમાં હંકારી લઈ જતી અને તે ત્યાં આખો દીવસ ગુજારતો. તેણે તે ગુફો ખાસ પસંદ કર્યો હતો. કેમજે તે દરીઆંનાં એક ખુણામાં આવ્યો હતો અને જ્યાંથી સેંટ કૅરીન અને પ્રી કૅઑનાં બંને ગામડાં ખુશાલ દેખાઈ શકાતાં હતાં. ત્યાંથી દખાતી રળીઆમણી કુદરતે અને તમામ શાંતીએ તે ચિતારાનાં આત્માને ગણહદ ખુશાલ કર્યો હતો અને તેથી તેણે તેને પોતાનો 'સ્ટુડયો' બનાવ્યો હતો.

અહીં તે ગુફાનાં મોંહમાં, સુરજ અને પવનથી એક સરખો બચતો, તે આખો દીવસ પડી રહી પોતાની કલમ અને પીંછીથી રમત રમતો હતો. કોઈ કોઈ વખતે મેરી આખો વખત તેની સાથે ત્યાં રહી તેનાં વિજળી વેગે કામ કરતા હાથોને વખાણની આંખે જોતી હતી; પણ ઘણું ખરૂં તો સહવારનાં સક્કાળે તેને બોટમાં ત્યાં હંકારી લાવી તેણી પાછી ઘરે ફરતી અને ઘરનું કામકાજ આટોપી લઇ સાંજ પડતાં ત્યાં પાછી જતી અને તેને લઈ આવતી.

તેણીજ તેને તે 'સેહતાનનાં ગુફા' માં લઇ જતી અને પાછી લઇ આવતી; કેમજે તે એખલી મેરીજ હતી કે જેણીને તે ગુફામાં જવાનો સૌથી સલામતી ભર્યો રસ્તો માહીત હતો. તેણીએજ પહેલાં તેને તે આરટીસ્ટની 'નોટીસ'મા આણ્યો હતો. ત્યાં કોઇબી માછીમાર જવાની હીંમત કરતું ન હતું અને તે બણબ-સરજ મેરીએ તે સુચના તેને કરી હતી.

એ 'કાવરન ડુ ડીઆબ્લ' (સહેતાનના ગુફા) વિષે ઘણી ભયંકાર વાતો કહેવાતી હતી. પેહલ્લી ચીજ તો એ હતી કે તે ગુફો બધા ભુતોથી ભમાયેલો હતો અને જેબી ત્યાં જતુ તે પોતાનાં જીવના જોખમેજ જતું એવી માન્યતા હતી. અને બીજું-અને તે કારણ ખરેખર ઘણુ વજુદવાળું હતું અને તે કારણે ત્યાં નહિ જવામાં તે અભણ, ગામઠયા માછીમારોનું વખાણવાજોગ ડાહપણ સમાયું હતું-તે એ કે તે ગુફામાં દાખલ થવાની જગાએજ એક ચોક્કસ બાજુએ ઘણાં નાના ખડકો, કે જેને મોહિતના ખડકો કરી બોલાવવામાં આવતા હતા, તેઓ ઘણાં તીક્ષણ ધારવાળા હતા. તેઓ આવ્યા હતા. તેઓની ધાર ઉંદરનાં દાંત જેવી હતી અને કમનસીબે જે બી બોટ તેની ઉપર ચઢી જવા પામતી તે જાણે ચાલતી છુરી જેમ કઠણ મરકો કાપી નાખે છે તેમ કપાઈને ટુકડે ટુકડા થઇ જતી. જ્યારે દરીઆમાં ભરતી થતી અને મોજાઓ ઘણા મોટા ઉછળતાં થતા હતા ત્યારે તે ગુફામા જવાનુ અતી ઘણું ધાસ્તીભર્યું હતું; તે વખતે તો ફક્ત તેજ ત્યાં જવાની હામ ભીડી શકતું હતું, કે જે તે ખડકોથી થોડેક છેટેથી પોતાની બોટ હડસેલી જવાની યુક્તિ જાણતું હતું.

સેન્ટ કૉરીનનાં માછીમાર લોકોએ જાહેર કર્યું હતું કે પટી કૉંએં અને સેન્ટ કૉરીનમાં એખલી ફક્ત મેરી કેનાડીનેલજ હતી કે જેને ભરતી વખતે તે ગુફામાં જવાનો સહીસલામતીભર્યો માર્ગ માહીત હતો, અને તેથી તેઓ તેણીને તે 'ઘેલા' ઈંગલીશમેન કે જેને આવા શ્રાપીત ગુફાને પસંદ કર્યો હતો તેને ત્યાં હંકારી લઈ જવા દેતા હતા.

તેઓએ એક આખ્ખું અઠવાડીયું તો સુખી મજાહમાં ગુજાર્યું. સહવારનાં સકકાળેથી તે બન્ને નિકળતા, ગુફામાં જતાં અને મેરી પાછી ઘરે ફરતી. વળી સાંજે તે તે ગુફામાં જતી-તેની સાથે બેસી પ્યાર કરતી અને તે બન્ને સાથે પાછાં ઘરે ફરતાં એ રીતે તેઓની દુન્યા સંતોષી અને સુખી એક આખ્ખુ અઠવાડીયું રહી; તેઓનાં તે સુખનાં તડકામાં દુઃખની એક આછી વાદળી પણ દ્રષ્ટિગોચર થઇ

નહી.-અને ત્યારપછી ક્રુર કીસમતનો તે ધડાકો થયો-કીસમત કે જે સઘળું જુએ છે, તપાસે છે અને જીંદગીનું સરીયામ સત્યાનાશ વાળી મેળે છે!

મેરીનાં બાપનું ઝુંપડું એક નાની ટેકડી ઉપર આવ્યું હતું. એક સાંજે કાવરન હું ડીઆબ્લમાંથી સાથે પાછાં ફરી ઘર ભણી તેઓ જતાં હતાં; તેઓ હાથમાં હાથ લઈ ઉપર ચઢતાં હતાં, એટલાં ક્રીસ્ટોફરનાં મુખમાંથી ગુસ્સા અને અજાયબીનો એક પોકાર થયેલો સમજી તે નાની માસુમ ઓચંબાથી ગભરાઈ ઉઠી-એક કોપાયમાન બુમ કે જે તેણે શા માટે પાડી તે તેણી પેહલ્લી પળોએ સમજી શકી નહિ.

તે ચાલતો અટકી જઈ તમામ સ્તબ્ધ થઈ ઉભો હતો; અને તેનો ચ્હેરો, સ્હાંજની ઝાંખી લાઈટમાં, મેરીએ સ્પષ્ટ જોયું કે, એકાએક બીલકુલ ઉજળો પુણી જેવો મારી આવ્યો હતો. તેણીએ તેનાં ઉપરથી આંખો ખસાડી, જે બાજુએ તે જોતો હતો અને જેને તેનામાં એમ એકાએક ચોંકાવનારો ફેરફાર કીધો હતો તે તરફ જોયું.-

એક જેવાન, ખુબસુરત ઈંગ્લીશ અબળા બીલકુલ લેવાઈ લુટાઈ અને ખવાઈચવાઈ ગએલા અવતારે એક ઝાડનાં ઓથા હેઠળ ઉભી હતી. મેરીએ તેણી ભણી દીઠું અને તે તરત પામી ગઈ કે તેણી તે ઈંગલીશવુમન હતી કે જેને ક્રીસ્ટોફર કવેન ચાહતો હતો.

તેણી ઘણી ખુબસુરત હતી. તેણીનાં રૂપેરી વાળ એક શોભતાં નાનાં માથાં ઉપર આંજી નાખતી કીસમે ગોથવાઈ પડયા હતા અને તેણીની હાથીદાંત જેવી ચામડી તેણીએ પેહડલાં સફેદ સુંદર ગાઉન જેવી લીસી અને ચળકતી હતી. ખચ્ચીત, જે તેણે કહયું હતું તે ખરૂંજ હતું કે તેણી 'એક લીલી જેવું લીલી'જ હતી અને તે સુધ્ધ સફેદી વચ્ચે કાળી ચમકચમક થતી આંખો કે જે તેની ભણી આતુરતાથી તલસતી ફેંકાઈ હતી તેમાં આજીજી, કકળાત અને આંસુઓનો ભીણાશ અદિપ્ત પ્રગટેલો દેખાતો હતો.

"ક્રીસ્ટોફર! ઓહ, ક્રીસ!" તે ઘણાં કાકળુદી કરતા અવાજે બબડી.

તેણીનાં અવાજમાં સમાએલી કરૂણોત્પાદક 'અપીલ' પત્થરનાં દીલને પણ પીગળાવે તેવી હતી; પણ કવેન તો તમામ આંધળો-સંગદીલનો બની ગયો હતો. તેણે તેની લાગણી ઉપર જરા વારમાં કાબુ મેળવી લીધો અને તે મેરીનો હાથ પોતાનામાં લીધેલો રાખી કશો જવાબ કર્યા વિનાં ચાલવા લાગ્યો.

"ક્રીસ, તમે મારી સાથે નહિ બોલશો?" એક વખતે ફરી તે નરમ, મ્યુઝીકલ અવાજે ગોયા હવાને દયાથી ધ્રુજવી.

તે મરદ એક પળ થોભ્યો.

"હું ધારૂં છે કે હવે આપણી વચ્ચે બોલવાનું કશું બાકી નથી રહ્યું," તેણે શાંતીથી જવાબ કર્યો; પછી એકાએક જાણે તેને કાંઇ વાહરૂં આવી ગયું હોય તેમ તેણે મેરીને તેણીની આગળ કીધી અને બોલ્યો, "આંગો બાનુ--મેરકુઆરૅલ કોનટીનેલ--માહરાં આદરાયેલાં વહીવાણી થાયછ."

તે અબળાએ તે સમજીને એક નાશીપાશીથી ભરેલી નજર, એક દગાએલી ગુંગળાયેલી ચીસ સાથે, મેરી ભણી ફેંકી. તેને મેરીનાં રમતીયાળ જીગરને—જાણે બાણુથી વિંધી નાખ્યું હોય તેમ—બધુ લોહીથી ગળતું કર્યું. ઓ, તે કેવી નાશીપાસ, નામુરાદ અને હતાશ થયેલી દેખાતી હતી! તે બંને હરીફ અબળાઓએ એક પળ ચુપકીદીમાં એકમેક ભણી જોયું અને પછી લેડી ડંલસુને સેકંડમાં તેણીનો હાથ લંબાવી મેરી આગળ આવી.

"હુ ત્હમને સુખ ઈચ્છુંછ," તે નમ્રતાથી બોલી.

એટલું બોલતાં તે ખુબસુરત છોકરીને જે અગાધ જેહમત વેઠવી પડી હતી તે મેરીએ કદીબી જાણી નહિ તેણીએ તે બાબે વિચાર પણ ન કર્યો. તે ગામડેની ગોરીના મગજમાં તો માત્ર તેણીની હરીફની ધબછબ, છટા અને નમ્રતાનોજ છાપ મજબુત બેસી ગયો—તે સર્વ ચીજ કે જે તે દુન્યાંનો અંશભાગ હતો કે જેને વિષે સાદી મેરીને કશીબી ખબર નહિ હતી. તેણીએ જાણ્યું કે તે બધું જે દુન્યામાં ક્રીસ્ટોફર વસ્તો હતો તે દુન્યાંને લગતુ હતુ, એ તેણીની 'ગ્રેસ' અને આકર્ષક લાયકી. મેરીને હવે તેણીનાં સાદાં લુગડાઓ કે જેમાં તે મગરૂરી અને મોજ લેખતી હતી તે, તેણીની સામે ઉભેલી લાવણ્યમય લલનાનાં ભપકાભર્યાં અને ઉચ્ચા ટેસ્ટનો ખ્યાલ આપતાં કપડાં દેખી, ખરબચડાં અને ગંદા લાગ્યાં; તેણીને ઘણી તીક્ષણ લાગણીથી લાગ્યું કે તેણી આ એક 'લીલી જેવાં લીલી'થી માઇલો દુર હતી અને તેણીની ખુબસુરતી અને સ્થિતિથી પુષ્કળ નીચી હતી.

ત્યાર પછી એક આખો દીવસ અને પછીનોબી બીજો દીવસ મેરીએ તે ભપકાભરેલી ઇગ્લીશ અબલાનોજ ખ્યાલ કર્યા કર્યો-અલબત, અબળા જાતીના સરેસ્ટા મુજબ તેણીને તે તીરસ્કારથીજ યાદ કરતી હતી. તે સાચ્ચું હતું કે ક્રીસ્ટોફરે ખુલ્લી રીતે તેણી સાથે વાત કરવા ના પાડી હતી—કે ઘણાં જોશથી, લગભગ ફ-તેહથી, તેણે તેણીને તેની ભવિષ્યની ભારજા તરીકે ઓળખાવી હતી; પણ તોબી મેરીએ તેણીના જીગરોનાં જીગરથી જાણ્યુ કે આએ બીજીજ અબળા હતી કે જેને તે ચાહતો હતો, અને જેને સદા તે ચાહતો રહેશે. તેણીએ તેને તે કરગરતી આંખોમા જોતા દીઠો હતો અને તે તેજ વેળાએ પામી ગઇ હતી કે તેની ગમે તેવી કથોરાઇ અને ક્રુરતા છતાં તેનો તેણી માટેનો પ્યાર તેનાં જીગરમાં હજી જોઇએ તેવો સજાગૃત અને બળતો હતો

બીજે દીવસે કનેત કાવરતુ ડુ ડીઆબ્લમાં ગયો નહિ. મહુવારનાં ટપાલમાં તેને માટે એક કાગજ આવ્યું હતું. તેણીએજ તે ટપાલચીનાં હાથમાંથી લીધું હતુ. તે એક નાનુ સફેદ ચોરસ એનવેલપ હતું. જે ઉઘાડી અને વાંચી તેણે જાહેર કર્યું કે આજે મેરીને છુટ્ટી હતી, તેને કામ કરવા ગમતું નહિ હતુ અને તેથી તે આજે સેફુતાનના ગુફા'માં જશે નહિ.

તે દિવસે બપોરના મેરી બજારમાં જઇ પાછી, ટુંકો રસ્તો લેવા થકી ખામ... લમાં થઇ ઘરે જતી હતી, જેટલા તેણીની નજરે ધીમાં ફુંકાતા પવનમાં એક

સફેદ ગાઉનનો થોડો ભાગને ઉડતો જોયો—તેની નજદીકમાંજ, તે જરા ચાલી એટલે જોઇ શકી કે, તેનો માનીતો ક્રીસ્ટોફર ઉભેલો હતો.

તેણી એક આંડની પછવાડે ભરાઇ ગઇ અને તેણીનાં કાને ક્રીસ્ટોફર કવેનનો વિલાપ અને આતુરતાથી ધ્રુજતો ખોખરો અવાજ પડયો.

"હવે તાહરામાં હું માનીજ નથી શકવાનો—તાહરા ઉપર પાછો ભરોસો મેલીજ નથી શકવાનો. વરજીન્યા, તેં મને ઘણી ઘાટકી રીતે એક વખતે થોકડ માર્યોછ !"

"હું જાણુંછ." તે નરમ, ખોખરા આંસુઓથી ભરેલા અવાજ જે તેણીએ એ દીવસ ઉપર ઘરે પાછી ફરતી વેળા સમજ્યો હતો તેણે જવાબ દીધો. "હું જાણુંછ પણ મને તેની સજા થયેલી છે, ક્રીસ ! ડસમોર્ન સાથની મ્હારી જીંદગી નહિ વર્ણવી શકાયે એવી દુઃખી હતી અને હવે—હવે જ્યારે તે મરી ગયોછ ત્યારે શું આપણે પાછાં સુખી નહિ થઇ શકશું ? તું અને હું, કે જે એક વખતે એકમેકની દુન્યાં હતા ! મને એક બીજી તક આપી જો ક્રીસ !"

તે દરદનાક પોચ્ચો, મીકડો સાહદ તે ચાતુરી જાસ્તી સમજી શકી નહિ—તે અવાજમાં સમાએલી નાશીપાસીનો વિલાપ, અને ભુલનો પસ્તાવો એવાં તો અગાધ પ્રમાણમાં સમાયેલો હતો કે મેરી તેને જાસ્તી સમજવાનું સેહવી શકી નહિ અને તેણી ત્યાંથી—પોતેણી એચંબો પામી કે કેવી રીતે-તેઓનાં જરાખી જાણ્યાં વીનાં સટકી ગઇ અને દોડતી, પડતી ખડતી, રડતી પોતાને મકાને ગઇ.

જ્યારે તેણી એબલી પોતાના રૂમમાં પડી ત્યારે તેણીની હમનણઈ માટેની નમ્ર લાગણીઓ તેણીનામાંથી દુર થઇ ગઇ; તેને બદલે તેણીનું હૈયુંબી તે બેવફા છોકરી માટે ધીટકારથી ભરાઇ આવ્યું અને તેણી તેણીને ખરાં દીલનાં નફરતથી ધીક્કારવા લાગી. ઓ, તેં બેવફાની ભણી દયા આણવીજ શા માટે જોઇએ ? ત્યાર પછી એક અટેખો, એકલપેટો વિચાર તેણીના મગજમાં ધાઇ આવ્યો. તે એક ઠગારી માટે તેણીએ શા સારૂ પોતાના બુલંદ પ્યારનો ભોગ આપવો જોઇએ ? નહિજ તેણી ઘણી મક્કમતાથી કામ લઇ ક્રીસ્ટોફરને તેણીનીજ બાર્દુમાં બેચેલો રાખશે.

જ્યારે કલાકો પછી કવેન ઘરે પાછો ફર્યો ત્યારે તેણે તેણીને આગલા ઓરડામાં એક સગડી આગળ એકલી ઝુરતી બેઠેલી નિરખી. તેને જોઇ તેણી ઉઠી અને આંખોમાં દુઃખ અને ક્રોધનાં ઝાંખાં બળતણ સાથે-તેની સાંમે થઇ.

"તમે તેણીને ચાહોછ-પેલી ઇંગલીશ અબળાને !" તેણીએ તેની ભણી તોહમતનું બાણ વગર અચકાવે ફેંક્યું.

"હા," સેહજ દબાયલા પરંતુ તમામ સાદા અવાજે તેણે કબુલ કીધું. "હું તેણીને ચાહુંછ ! હું જાણતો નહિ હતો કે હું હજીબી એને ચાહી શકશ. હું દલગીર છેઉં, મેરી."

ધાસ્તીથી મેરીનું જીગર તેને ગળે આવી અટક્યું.

"ઓ કેહો કે હવે તહમે એની આગળ પાછા નહિ જશો-મને તજીને એને પાછી નહિ વળગશો!" તે મનોહારિણીએ વિલાપ કર્યો.

"નહિ," તે શાંતીથી બોલ્યો "હું એની આગળ પાછો નથી જવાનો. તને બીહવાની જરાણી આવશ્યકતા નથી તું જાણે છે, હું, એને હજી સુધી ચાહું છું તેથી, એનાં ઉપર હવે સેહજની ભરોસો રાખી શકતો નથી?"

મેરી તેની ભણી દોડી ગઈ, અને તેણીનાં મણમલી કરો તેની ગરદન આસપાસ વિંટાળી તેને એક ચુંમી લીધી.

"હુ તહમને એ સર્વનો બદલો વાળી આપશ, પ્યારા." તે હર્ષથી ભરપુર નાદે બોલી "કોઈ દીવસે જ્યારે હું તહમને એક બાળક બેટાની ભેટ કરશ ત્યારે તહમે એ બધું ભૂલી જશો-તદન ભુલી જશો કે તહમે કદીગી એક ઈંગલીશવુમનને ચાહી હતી."

પણ તેણીએ તેણીનાં જીગરનાં છેક ઉંડા પડમાંથી એક અવાજ થતો સમજ્યો કે તે તેણીને કદીબી ભુલનાર હતો નહિ, એ તેણીની હરીફને; અને ધીમે ધીમે વખત જતા તેના જીગરમાં વસી રહેલો પ્યાર આખરે તેને તેણી ઉપર વિશ્વાસ રાખતા શીખવશે, અને જ્યારે તે વખત આવશે ત્યારે તેણીનાં પોતાના સુખનો તો મુસુળગો નાશ થઇ જવાનો હતો. ઓ! જીગરોના જીગરથી, એક મર્દ કે જેનું હૈયુ બીજીના પ્યારથી ભરાયેલુ હોય છે તેને ચાહવુ આજે વેળા કેવું ભયંકર, અકાજ અને દુખવેણ થઇ પડે છે પાક ખુદા તેવી સેવટ સુધી સાચવી રહેનારી સન્નારીનુ સદા રક્ષણ કરજો!

---

## ૪.

---

મેરી કોનટીનેલ ચુલા ઉપર મૂકેલાં તાબાના વાસણ ઉપર વાંકી વળી હતી અને તેમાનાં સ્વાદીષ્ટ સમાવેશને ધીમે ધીમે ફેરવ ફેરવ કરતી હતી. રાતનો ભોજનનો વખત થયો હતો—ઘરડા કોનટીનેલને ત્યાં રાતના જલદી જમી લેવાનો કાયદો હતો-અને મેરી ક્રીસ્ટોફરની કાવરેન ડુ ડીઆબ્લમાથી પાછા ફરવાની રાહ જોતી હતી.

આજે તે ત્યા એખલો ગયો હતો. મેરીએ તેને અત્યાર અગાઉનો ત્યાં જવાનો સહી સલામતી ભર્યો માર્ગ શીખવી દીધો હતો તેણીને આજે ઘેરમાં જગ્તી કામ હતુ અને તેથી તેણીએ તેને પુરતી સાવચેતી રાખવા કહી ત્યાં એખલો મોકલ્યો હતો.

પણ હવે ઘણું મોડુ થયું હતુ-ઘરે તેના પાછા ફરવાનો વખત કલાક થયો વહી ગયો હતો. પણ તેણીએ ફીકર કીધી નહિ, કેમકે તે આજે કહેતો હતો કે તેને એક ચીત્ર

પુરૂં કરવાનું હતું, અને તેથી કુદરતી તેને અસુરૂં થયું હતું. બનવાજોગ છે કે તે ચીત્ર પુરૂં કરવામાં તે રોકાયો હશે અને તેથી તેને વખતનું ભાન રહ્યું નહિ હશે. થોડીક મીનીટો પછી તેણીના બારણાં ઉપર એકાએક કોઈએ 'નોક' કર્યું—તે ઘણું કંતાળભર્યું ધસારો આણતું "નોક" હતું, કે જેને વિચારગ્રસ્ત થયેલી મેરીનાં જીગરમાં ભિત્તિને ઉપસ્થિત કરી. તેણી વિચિત્ર લાગણીઓ સાથે બારણું ઉઘાડવા ગઈ. એ અત્યારે એમ કોણે જોશથી નૉક કર્યું હશે?

જેવું તેણીએ બારણું ઉઘાડયું કે તરત એક અબળાનો આકાર અર્ધો પડી જતો, અર્ધો ગબડી ખાતો અંદર ધસી આવ્યો અને મેરીને તેણીને પડી જતી બચાવવા થકી પોતાનાં બંને હાથો લાંબા કરવા પડયા. પણ પછીની બીજી પળે મેરીએ પોતાના હાથો પાછા ખેંચી લીધા, કેમજે આવી રીતે લપેરા ખાતી આવેલી અબળા વરજીનીયા ડેલમુર્ન હતી—તે અબળા કે જેને ક્રીસ્ટોફર ચાહતો હતો!

તેણી અત્યંત હાંફી ગયેલી, અર્ધી નસોસ જેવી બની રહેલી હતી; તેણી પુષ્કળ હાંફતી હતી; અને જાણે દમબી મુશીબતે લઈ શકતી હતી. તેણીનો ચહેરો—તેણીનાં બંને રોખસારોની અધવચ્ચે પ્રજળતી ઉશકેરણીની લાલી સીવાય—મોહત જેવા ફીકકો અને ઉજળો સપ હતો.

"તમે અહીં શા માટે આવ્યાં છો?" મેરીએ કરડા, તોછડા અવાજે સવાલ કીધો. "તમે અહીંઆં એક અણગમતાં પહરોણાં છો, માડામ."

વરજીનીયાનાં ખવાયેલા ચવાયેલા મુખડા ઉપર અધીરતાનો એક દયા ઉપજાવે એવો દેખાવ ચમકયો.

"ઓહ, હમણાં તેની દરકાર કરવાની આવશ્યકતા નથી!" તેણીએ પોકાર કીધો.—પછી લગભગ ચીસ પાડી વધાર્યું—"સમજો! ક્રીસ્ટોફર ધાસ્તીમાં છે! તે તે ગુફામાં હજી છે—એક બોટ વગર! તેં તેને બાંધતાં ભૂલી ગયેલો લાગેછ; તે અહીં પાછી ઘસડાઈ આવીછ."

"પાછી ઘસડાઈ આવીછ!" એક અન્નારી આદમ પેરે મેરીએ પડઘો કર્યો.

"હા. શું તમે સમજી નથી શકતાં? ઓહ, મ્હારા ખુદા, બધું તમને જલદીજ સમજી જવું જોઈએ. દરીઆમાં ધીમે ધીમે ભરતી થાયેછ—મોજાંઓ થોડા વખતમાં ઘણાં ઉંચે ઉછળતાં થશે અને ક્રીસ્ટોફર તે ગુફામાં બોટ વગર સપડાઈ ગયેલો છે. લોક કહેછ કે રાત સુધીમાં મોજાંઓ એટલા તો ઉંચા અને મોટા ઉછળશે કે કાવરન ડુ ડીઆબ્લને છેક ઉપર સુધી પાણીથી ભરી નાખશે, અને ક્રીસ્ટોફર હજી સુધી ત્યાં છે!"

મેરીનાં હોઠો વાટેથી એક ચીસ ગબડી પડી, "મોટાં મોજા! રાતનાં વિકાળ, મોટાં મોજાં! હવે મને યાદ આવેછ. તે ઘણાં જીવલેણ છે!" તે બબડી.

"હા, હા," વરજીનીયાએ જાણે જીવ ઉપર આવી ગઈ હોય તેમ પુકાર્યું. "મોટી ભરતી, ગામડીયા લોક કહેછ તેમ, મોટી કોઈનોબી જીવ લેનારી ભરતી.

અને તેમાં હોમાવાની કોઇબી હામ ભીડી શકતુ નથી, કોઇબી બોટ લઇ ક્રીસ્ટોફરને બચાવા ત્યાં જવા માંગતું નથી તેથી હુ અંહી આવીછ. ત્હમારે જવું જોઈએ! તહમારે તેને બચાવા જોઇએ!" અને પછી તેણીની બાતેનર્તા ઉશકેરણીથી વરજીનીઆં તમામ આજેજ થઇ પડી હોય તેમ ભીંતને વધારે.જોશથી વળગી પડી સેવટનો દમ ભરતાં, એક આખેર થતાં. આદમી માફક તેણીની નાજુક ચાલતી કામ કરતી હતી.

"કોઇબી એવો શખ્શ નથી, કે જે ત્યાં જવાનું માથે લે!" તે બાપડીએ ગુગળાતા અવાજે જારી રાખ્યું; "બધા હીચકારા છે. તેઓ—તેઓ કહેછ કે—તે ગુફામાં વસ્તા ભુતથી બીહે છે. અને હુંબી એક બોટને હલેસાં મારી જાણતી નથી-મુંઇ હું અભાગણી!-" પછી ઘણી આજુજીથી-"ત્હમે જશો?"

"જશો? અલબત, હું આએ ચાલી!" મેરીએ તુરત પોકાર કીધો અને પછી તેણીની હમનર્બદને એક ખુણામાં નાઈલાજીની નાશીપાસીથી હાંફતી છોડી તે કુદકાઓ ઉપર કુદકાઓ મારતી પોતાનાં 'કૉટેજ' માંથી બહાર ધસી ગઇ.

પણ બીજીજ પળે તે બાહદુર છોકરી ઝડપથી ચાલતી પાછી આવી. તેણીનાં ચેહેરા ઉપરથી પસીનાનાં રેળાઓ ઉતરતા હતા અને તે પણ મોહત જેવો ફીકકો મારી આવ્યો હતો. તેણીની આખોમાં એક ઘણો વિચિત્ર, નવો દેખાવ વ્યાપી રહેલો હતો—એક કુર નિશ્ચય. તેણીનાં ફીક્કા હોઠો ઉપર ફ-તેહનો ઝળકાત પણ જોઇ શકાતો હતો.

તેણીને પાછી ફરેલી જોઇ ઢગલોપુંજે થઇ પડેલી વરજીનીયા એક ઝટાકે ટટણખાર થઈ ઉભી.

"ત્હમે હજી નથી ગયા!" તેણીએ પુકાર્યું, તેણીનો અવાજ જાલેમ ધાસ્તીથી કાનને બેહરા કરી મેલે એવો તીણો હતો.

"નહિ," મેરીએ કહ્યું "માહરે શુ કરવા જવું જોઇએ? માહરે શા માટે તેને તાહરે ખાતર-બચાવવો જાઈએ?"

"માહરે ખાતર—ત્હમે શું કહેવા માંગોછ? ઓહ, એવા ઘેલા ગાંડા બકવાટમાં ના સમય ગુમાવો. જાઓ—ઓ, જાઓ!"

"હું ઘેલો ગાંડા બકવાટ નથી કરતી. તુ જાણેછ-તું સારી રવેશે જાણેછ કે કોઇ દીવસે તે જરૂર પાછો તાહરી આગળ આવશે. તે તને ચાહેછ."

"મને ચાહેછ? અરે, તે જેનેબી ચાહતો હોય તેની હાલમાં વાતજ શાની કરવાની છે? ખુદા વાસ્તે જાઓ!" વરજીનીઆએ નાચારીનો પોકાર કરી કહ્યુ.

"માહરે તો હાલમાં તેનીજ વાત કરવાની છે," ઘણી દ્રઢતા, ઘણાં હુજ્જત પણાંથી મેરીએ ઉત્તર દીધો.

વરજીનીયાને તે પળે મેરી એક પત્થરનું પુતળુ હોય તેમ લાગ્યુ-એક લાગણી. દયા, આત્મા વિનાનું પુતળુ! દરેક પળે ધાસ્તી વધતી જતી હતી, ભરતી જાસ્તી

અને જાસ્તી ધાસ્તીભરી તથા જીવલેણ બનતી જતી હતી, અને, ઓ! તે એખલીજ હતી કે જે સેહતાનનાં ગુંફામાં સપડાએલા તે શખ્શને બચાવી લઇ શકનાર હતી તે એમ કીમતી પળો વિનાં કારણે ગુમાવી દેતી હતી. વરજીનીયાંનું જીગર ધાસ્તીએ બધું ઉડયું ઉડયું ગયું.

અને મેરી? તેણીનું બાતેન, જીગર, અરે, તેણીની રગેરગ બીહીક અને આતુરતાથી ધ્રુજતી, લખલખતી હતી! પરંતુ, તે તમામ દિવાનીજ બની ગઇ હતી. તે તેણીની હમનબર્દને તેણીનાં માર્ગમાંથી દુર કરવા માંગતી હતી; તેણી પાસે તેણીનાં પ્યારનો ભોગ લેવાં ચાહતી હતી અને તેથીજ તે સંગદીલની, પત્થરનાં હૈયાંની, લાગણી વગરની બની ગયલી દીસતી હતી.

"તે તને ચાહેછ, અને કોઈ દીવસે તે જરૂર ત્હારી પાસે પાછો આવશે," તેણીએ પાછું ભીડેલા દાંતો વચ્ચે કહયું.

વરજીનીયાંને તે દ્રઢ, દિવાની છોકરીને જાણે મારી પડવા જેટલો ક્રોધ ઉપજ્યો. તેણીની અધીરાઈનું દુ:ખ એટલું તો જાલેમ તે વખતે હતું કે તેણીને પોતાના કરો વડી બક્ષાતવાનોજ એક અચાનક ઝનુની ખ્યાલ થઇ આવ્યો—પણ તેણીએ હાથો ખાંચ્યા.

હા, તે પાછો મારી આગળ આવશે," તે ઝનુની અદાએ બોલી—"જો તું તેને ત્હારે હાથે મારી નહિ નાખશે તો!" પછી દીલની તીમ વેદના નહિ સહન થઈ શકાતાં તેણીએ ચીસ પાડી: "ઓહ, જાઓ! ખુદાનાં પ્યાર ખાતર, જાઓ!"

પણ તાબે થવાની હીલચાલ મેરીએ કશી કરી નહિ; તેને બદલે તેણી તે ધ્રુજતા, દુ:ખથી અધમુવા જેવા થયેલા આકાર ભણી એક પગલું જાસ્તી ગઈ.

"જો હું જાઉં," તેણીએ ધીમા અવાજે કહયું" તો તું તેને તજી દેશે?"

"તજી દેઉં!"

"હા. તેને એવું દેખાડી આપ—" હીંમતથી, જરાગી અચકાયા વગર—"કે તું હજી સુધી ફેરવાઈ નથી—કે જેવી રીતે પાંચ વરસ ઉપર તું હતી તેવી રીતે હાલમાંએ મુદ્દલ વિશ્વાસ મુકવા લાયક નથી. એને એમ કહેજે કે તું તો તેને મુર્ખો બનાવતી હતી—કે તું તો એક બીજાને વચને બંધાઇ ચુકેલી છે. નહિ તો હું નથી જવાની."

વરજીનીયાં તેણી આગળથી કમકમી બે ત્રણ ડગલાં પાછળ હઠી ગઇ. તેણીએ તેણીની પોહળી, ગાભરી પડેલી આંખો તે ક્રૂર દેખાતા ચહેરા ઉપર ટેકવી.

"શું તું એમ ખરેખર કહેછ?" તેણીએ સુક્કા, ગુંગળાતાં અવાજે કહયું; પછી કડવા તીરસકારે વધાર્યું, "શું તેની જીંદગીની એ કીમત છે?"

"હા," મેરીએ જવાબ દીધો. "જો તું તેને ચાહાતી હોય તો તે કીમત તું જરૂર આપશે."

વરજીનીયાએ તેણીનો ચહેરો પોતાના કરોમાં છુપાવી દીધો અને મેરી માત્ર તેણીનાં સોનેરી વાળોનો ઢગલો અને ઉજળા, પારદર્શક હાથોનાં આંગળાં જોઈ શકી;

અફસોસ! તે એક 'લીલી જેવુ લીલી' જાણે તેણીની જવાનીમાંજ ઝાડ ઉપરથી નીચે તુટી પડી ખરાબ થઈ ગયું—નાશ પામી ગયું!

એક મીનીટ પછી જ્યારે વરજીનીયાંએ તેણીનો ચેહરો ખોલી મેરી ભણી દીઠું, ત્યારે તેની ઉપર છવાઇ રહેલી અગાધ વેદનાની જાલેમ લીટીઓ નિહાળી મેરી ઓચંબાથી જાણે અકડી ગઈ! એક ફાંસીએ જતા બદીવાનનાં ચેહરાનીખી, એવી દયાજનક સ્થિતિ હશે નહિ

"જાઓ!" વરજીનીયાનાં હોઠો ધ્રુજ્યા "જાઓ અને તેને બચાવી લો-ત્હમારે માટે. હું જેમ ત્હમે કહ્યુંછ તેમ કરવા તૈયાર છેઉં."

એક બાણમાંથી છુટેલાં તીરની મીસાલ મેરી કુદકાભુસ્કા મારતી તે કૉટેજમાંથી બાહાર પડી અને ટેકરી ઉપરથી જાણે ગબડી ખાઇજ નીચે આવી, કીનારા ભણી ધસી ગઈ. કીંમતી પળો તો તે ઇંગલીશવુમનની સાથે તે મરદ કે જેને તે બને બાળાએ ચાહતી હતી તેને વિષેની તકરારમાં ખોહી દેવામાં આવી હતી. પણ હજી વખત હતો—તેને બચાવી લેવાનો હજી સમય હાથમાં હતો. અને તેણીએ તેને જીત્યો હતો—હવે ક્રીસ્ટોફર તેણી એખલીનોજ હતો. હવે તે તે અબળાનો કદીબી વિચાર કરવાનો નથી, કે જેને તે બએવાર જુઠ્ઠી પુરવાર થયેલી જોશે

કીનારે આવી તેણીએ એક નાનાં ટોળકાને કાવરન ડુ ડીઆબ્લ, કે જેમાં પાણી અત્યાર આગમચનાં ભરાવા પામ્યા હતાં તેની ભણી બીહીકથી ફાટી જતી આંખે નિહાળતુ ઉભેલુ જોયું. તે ટોળકામા કેટલાક જવાન મરદો અને સ્ત્રીઓ હતાં તેણીએ તે રૂષ્ટપુષ્ટ જવાનો તરફ એક ઝનુની ધીક્કારની નજરે જોયું.

"હીચકારાઓ! બાયલાઓ!" તેણીએ તીરસ્કારથી ગગડાટ કીધો.

પછી તે દરીઆ ભણી ધસી ગઇ અને ત્યાં પડેલી કેટલીક બોટોમાંથી પોતાની બોટ શોધી કાઢી તેનાં એક ઝટાકે ચઢી બેઠી અને ક્રોધે ભરાયેલા, ખોફજનક, ખુંનખાર દરીઆના પાણી ઉપર તેણીનાં નાઝુક બળ સામે લડત ચલાવવા ધમી આવતા પવન વચ્ચે, તે સેહતાનનાં ગુફામા ભણી હલેસાં મારવા લાગી.

* * *

જ્યારે મેરી કોનટીનેલ કાવરન ડુ ડીઆબ્લમાંથી કીનારે પાછી ફરી ત્યારે સુરજ આથમતો હતો, દરીઆમા ભરતી હદથી જ્યાદા હતી અને મોજાઓ ઝનુની અદાએ ઉછળતા હતા, તે નાનો મછવો મોજાઓના ઉછાળા સાથે આગળ ધસ્તો અને તેઓના પછડાઈ પડયા પછી પાછળ થતા ધમારાથી સેહજ પાછળ હઠતો, એમ કીનારા ઉપર ઉભેલાની હદ વિનાની આતુરતા વચ્ચે કીનારા આગળ આવતો હતો. તે મછવાની બરાબર વચ્ચે-અંદર-એક જડ લાકડાનાં ટુકડા માફક એક જોરેમંદ શખ્શ પડયો હતો.

'એવણુ માત્ર બેહોશ થઇ ગયા છે,' તેણીની બોટ નજદીક આવતાં આમપાસ ફરી વળેલાં લોકોને મેરીએ સમજાવ્યુ. "બીજું કાંઇ નથી. ગુફામાંથી ઉતાવળે

બાહાર નિકળવા જતાં જોઇએ તેટલા વાંકા નહિ વળ્યાથી એવણને પથ્થરનું છાપરું માથામાં સખ્ખત વાગ્યું છે."

માછીમારોએ કવેનને બોટમાંથી બાહાર કાઢયો.

મેરી ત્યારપછી કીનારે આવી અને નજર ઉંચી કરી જોવા લાગી. તેણીએ વરજીનીયાંને ઉભેલી જોઇ. પછી ઘણું વિચિત્ર બન્યું. માછીમારોએ ક્રીસ્ટોફરનાં શુધ્ધ વગરનાં આકારને જ્યાં વરજીનીયાં ઉભી હતી ત્યાંજ મુકયો અને મેરીએ ફાટફાટ થતી છાંતીએ જોયું કે તેણી ઘણી ઝડપથી પોતાના ગુઠણ ઉપર પડી ગઇ અને તેના માથાંને ઉપાડી અતી ઘણી નાજુકાઇ અને સંભાળથી, પોતાની છાંતી ઉપર ટેકવ્યું. તેણીના સોનેરી વાળ છુટા હતા અને તેઓએ જાણે સોનાના એક ઝગઝગીત પડદાએ તેનો ચેહરો દુર ઉભેલી મેરીથી છુપાવી દીધો.

વરજીનીયાં વાંકી વળી હતી, અને તેણીનાં વાળોને લીધે મેરી તે જવાનનો ચેહરો જોઇ શકી નહિ. તે બાળાને, મેરીને, આથી દીલમાં ઘણું લાગી આવ્યું; તેણીએ જાણ્યું કે બ્રતણે કુદરતેજ વચ્ચે પડી તેનો મુખડો તેણીથી ઢાંકી દીધો હતો. તેણીને શરમીંદગી લાગી. તેણીએ લીધેલા કઠોડા સંજોગનાં નીચ લાભની તેણીને તે ઘડીએ યાદ થઈ અને તેણીનાં કોમળ જીગર—કે જે સદા કોમળતા, દયા અને સ્વભોગની બુલંદ લાગણીથી ભરેલું હતું તેમાં પશ્ચાતાપનાં અણદીઠ અંકુર ફુટવા લાગ્યા. તેણી પોતાની નજરમાં ઘણી નીચ, હલકત ખવાસની જણાઈ તેણીએ એક અબળાના પ્યારનો ભોગ લીધો હતો: શું તે તેમ કરી એક મરદ કે જેને તે પોતાની જીંદગીથીબી જયાદા ચાહતી હતી, પણ–મોટાં કમનશીબે–તે તેણીને મુદદલ ચાહી શકતો નહિ હતો તેના પ્યારનોબી ભોગ ન લેતી હતી? શું તે પોતાનાં પ્યાર ખાતર બબે જીંદગીનો નાશ કરે? બબે આશાવંત જીવોનો ભોગ લે અને અને તેઓનાં જીવતરને નહિ વેઠી શકાય એવું બનાવી મેલે? ઓ, નહિ! તેણી શરમીંદગીથી ઠમકમી ઉઠી. તે અબળા ખાતર નહિ પણ તે જવાન કાજે તો ખચ્ચીતજ તે એટલી નીચ નહિજ બનશે.

તેણીની આંખો, એ, તેણીની વિચારગ્રસ્ટ સ્થિતિ દરમીયાંન, તેણીની આસપાસ ફરી વળેલાં ટોળકાંની અધવચ્ચેનાં બે આકારો બણીજ સીદ્ધી ચીટકી રહી હતી. તેણી અને તે વચ્ચે એક સુન્નાનો ઝગઝગીત પડદો હતો અને તે પરદાની પાછળ જે મરદને તેણીએ પોતાનો દીલદાર—એક દીલ વગરનો દીલદાર—કહી બોલાવ્યો હતો તે, જે અબળાને તેણીની એક વેળાની બેવફાઇ છતાંબી તે ચાહતો હતો તેણીની છાતી ઉપર નીરાંતથી બેસુદ્ધ પડયો હતો. મેરીની આંખમાં કુદરતનાં આ હાથથી ઝળઝળયાં ભરાઇ આવ્યાં. તે નાહની મધુરીના મનમાં ઘણું ઓછું આવ્યું; તેણીનાં દીલમાં હદની બાહાર લાગ્યું.

મેરી પછી ધરારાબંધ તે બે આકારો આગળ આવી અને વરજીનીયાંની આગળ વાંકી વળી તેણીના કાનમાં તે બબડી. "બે તહમને—અને તહમને બેબલાં-

નેજ ચાહુંછ, માડામ," તે ધ્રુજતા, ખોખરા, દયાજનક સાદ્દે બોલી. ઓ, તે સાદ્દમાં સમાયેલી કરૂણોત્પાદક વેદના ! કયો કલમકશ તેનો પુરો ચીતાર વાંચનારને આપી શકશે ? "જુઓ, હું તેને તજી દેઉછ !" તે વફાદાર વિરાંગનીએ મોટાં દીલે કહ્યું.

પછી રખે તે ડગમગે--રખે તેણીનાં દીલમાં ચાલતી જુમબેશ તેણીને લલ ચાવે, અટકાવે કરી તેણી એક ઝટાકે ત્યાંથી ઉઠી ગઇ અને જ્યા પાણીમાં બોટ પડી હતી ત્યાં દોડી અને તેમાં ચઢી કાવરંન ડુ ડીઆબ્લ તરફ હલેસાં મારવા લાગી. કીનારે ઉભેલાં તેણી શું કરતી હતી તે જોઈ શકે તે અગાઉ તો તોફાની દરીઆમાં તેણી ઘણી દુર નિકળી ગઈ હતી !

લોકોનું ધ્યાન ખેંચાતા તેઓએ બુમો પાડી, હાથોનાં ચાળા કરી, તાબડા ફોડી તેણીને તેમ નહિ કરવાનું અને પાછી કીનારે ફરવાનું કહ્યું; જવાબમાં દુર અને દુર જતી તે દુર્ભાગીણી માત્ર હસી; પછી તેણીએ હલેસાં , દરીઆમાં એક એક ફેંકી દીધાં અને દરીઆમાં ડોલા ખાતી તે નાની બોટમાં તતણખાર ઉડીને ઉભી થઇ ! બીજીજ પળે કીનારે ઉભેલા દરેક જણનાં મુખમાંથી ધાસ્તીની ગેબ બુમ નિકળી પડી. મેરીની બોટે એક ઝબરદસ્ત ઝોંકો ખાધો અને તે ઉંધી વળી ગઇ ! તેનાં ઉંધા વળવા સાથે મેરીબી નજરે પડતી સાવ બંધ થઇ ગઇ. પછી તરતનાંજ ફેલાઇ રહેલાં અંધારામાં તે કોમળાંગીનો દરીઆએ જાણે ભક્ષ કીધેલો દીસ્તો હતો અને તે તે ભક્ષ કરી પુરતો ધરાઈ ગયો હોય તેમ તેજ પળથી તે ધીમે ધીમે શાંત થવા લાગ્યો !!

બસ હવે કહેવાનું થોડું રહ્યું છે. પોતાનાં પ્યારનો ભોગ આપી દરીઆવાસ થયલી મેરીની લાશ છેક ત્રીજે દિવસે હાથમાં આવી અને તે લાશ ઉપર ખેરવેલાં તેણીના બુઢ્ઢા બાપનાં, ક્રોસ્ટોફર કવેન અને વરજીનીયાના ખરા ખેદનાં આંસુઓ ખરેજ હૃદયભેદક હતાં. તેણીને તુરત ઠેકાણે પાડવામાં આવી અને તેજ દીવસે ક્રોસ્ટોફરે તેણીનું એક દીલચાક કરી મેલે એવું ચિત્ર દોર્યું. તેની ઉપર લખેલો લેખ આ હતો:

"પ્યારનો ભોગ—સાચ્ચો પ્યાર સદા અદેખો, ઉછાછલો અને આકળો થાય છે; મગર સેવટમાં તો તે સાચ્ચો, બીનસ્વાર્થી અને કોઇબી કીસમનો બુલંદ ભોગ આપવા કોઇબી ઘડીએ તૈયાર થઈ જાએ એવો હોય છે."

ભલાં વાચનાર, મને તલેછવાની રજા આપશો કે એ લેખમાં સેહુજબી અસત્યતા છે?

# હું જોગી!

(પુષ્ય પન્થે સુવાયુ' સુગન્ધી—એ રાગ)

(૧)

હું જોગી! હું જોગી! હું જોગી!
યુગથી હરિનો વિયોગી;
હું જોગી! હું જોગી! હું જોગી!

(૨)

સંત સાધુ વસે જ્યાં પ્રતાપી,
સ્નેહ સરિતા વહે છલકાતી;
તહીં બાંધી મઢુલી રૂપાળી,
હું જોગી! હું જોગી! હું જોગી!

(૩)

મન્ત્ર રૂડા અદ્વૈતનાં ભણાયે,
રાગ દ્વેષ અંતરથી ભુલાયે;
જહીં વિલસે છે દિવ્ય વિભુતિ,
હું જોગી! હું જોગી! હું જોગી!

(૪)

ફરી ફરીને જન્મ ધરૂં છું,
જ્ઞાન ભિક્ષાને કાજ ભમું છું;
તહોય ખાલી રહી ઉર ઝોળી,
હું જોગી! હું જોગી! હું જોગી!

(૫)

જીવ થાકયો આ ચીરઃ પ્રવાસી,
પાર વેગે ઉતારો પ્રભુજી!
જોતાં જોતાં જીવન જ્યોતિ બુઝી,
હું જોગી! હું જોગી! હું જોગી!

(નલિનીકાન્ત.)

હંમેશ પુરતો સંતોશ

જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલા, સસતી, અચુક, વનસ્પતીની ફકટ

# ડૉ૦ બે૦ મોતીવાલાનીજ

# દવાઓ.

વાપડવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી થી મગાવી શકાશે પણ પેકીગ ફી. ટપાલ ખરચ વિગેરેના પૈસા દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનુ લીસ્ટ તથા તેને મળેલી

**હઝારો સર્ટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો**

મધેના થોડાક જે હેન્ડબીલોમા છાપ્યા છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર રવાના કરવામા આવશે. હેઠળ આપેલી દવાઓની વીગત વાંચી કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી.

૧. "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થડો ગુણકારક મલમ-કીંમત દબી ૧) ના રૂ. ૦ાા

૨. તાવની ભુકી તથા ગોળીઓ-દરેક પ્રકારની તાવ માટે-કીં૦ ભુકીની દબી ૧) ના રૂ ૦ાા તથા ગોળીની શીશી ૧) ના રૂ. ૦ાા અને રતલ ૧) ના રૂ. ૧૦

૩ તોનીક ઓફ લાઈફ-તાવ યા કોઈ પણ બીમારી ગયા પછી લાગતી નાટવાણી, ઠાક, નબળાઇ માટે-એથી શરીરનુ લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે. કી. શીશી ૧) ના રૂ. ૧ા તથા રૂ ૨.

૪. મીઠી પીશાબની દવા—એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે કીં શીશી ૧) ના રૂ. ૧ા તથા રૂ. ૨.

૫. લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, સધીવા, રૂમેટીઝમ, ચાલુ પેટનો દુખારો નેસોની કળતર, વિગેરે માટે કીં. દબી ૧) ના રૂ. ૦ાા

૬ પલમોનીક પાઉડર-જુની ખાંસી, દમ, હાંફણ, ખઈ માટે—કીં દબી ૧) ના રૂ. ૦ાા

૭. રીંગવર્મ પાઉડર-ચામડીના દરદો માટે કીં શીશી ૧) રૂ. ૦ા≈

૮. હરસની ભુકી તથા મલમ-અંદરના કે બાહરના, નવા યા જુના, લોહીઆર કે મસાવાલા હરસ સદા માટે દુર કરે છે. કીં ભુકીના રૂ ૦ા≈ તથા મલમના રૂ ૦ાા

એકલા બનાવનાર—

**ડૉ૦ બે૦ મોતીવાલા**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબની પાસે,

મુંબઇ.

# થોડુંક જરૂરી.

પાંચમાં સાલનો આ છેવટનો અંક છે. આવતા નવા અંકથી નવરંગ નવાં સાલની શુભ શુરૂઆત કરનાર છે અને તેની ખુશાહાલીમાં અને વળી પારસી કોમનું પનોતું નવું વર્ષ પણ એજ આબાદ હીંગામે પડતું હોવાથી તેની ખુશાહાલીમાં પણ આવતો અંક હર વરસના મામુલ મુજબનો બેવડો બહાર પડનાર છે. બેવડો એટલે એકાદ માસની ધાવળી મારેલો નહી પણ અમારીજ ગરીબ ગુંજાસ મુજબના થોડાક વધારા સાથનો એ અંક નીકળશે. એમાં લખવા માટે વિદ્વાન સાક્ષર સજ્જનોને આમંત્રણ કરવામાં આવ્યાં છે, અને જાહેર ખબરોના ખીચડાઓ નહી, નાગા ઉઘાડા નજીસ ચીત્રોમાં નહી; વાંચતાં ચીડ ચઢે એવી ફીકીફચ બાબતોમાં કે સડેલી રમુજોમાં નહી પણ લેખોની વિદ્વતામાં એ અંક એ હીંગામ ઉપર બાહર પડનાર બીજા કેટલાક ભાઈબંધના અંક થાને ચાર ચાસની હમેશ મુજબ ચઢયાતોજ નિવડશે એમ કહેવામાં અમને અડચણ લાગતી નથી.

એ અંકથી અમારી મીસકીન કલમથી "બાપના શ્રાપ" નામની એક યુરોપ્યન સંસારની મોટી વાર્તા ચાલુ થનાર છે. પ્રથમથીજ જણાવવાની જરૂર છે કે એ વારતાને અમારા બુજર્ગ મિત્ર બ૦ ન૦ કાબરાજીના વિખ્યાત પારસી સંસારી નાટક "બાપના શ્રાપ" સાથ સહજ પણ સંબંધ નથી. એ એક તમામ જુદીજ વસ્તુ છે, અને એ નામ એ વસ્તુને ઘણુંજ બંધબેસ્તું અમને લાગવાથી અમોએ તે વાપડ્યું છે. એ વારતા માટે ખાસ કહેવાની જરૂર નથી. પરવરદીગારની બક્ષેસથી અમારી આગલી કોઈ પણ વાર્તાઓ માટે અમોને ટામ ટામ કરવું પડ્યું નથી, અને આ વેળા પણ કરવું પડે એમ નથી. તે પોતાની સીફારસ પોતેજ કરશે એવી દરેક ખાત્રી સાથ અમો તે રજુ કરનાર છીએ.

ગયા અંકમાં 'જરા વાંચશોજી' ના મથાળાં હેઠળ અમોએ ઇશારો કરેલો વિદ્વાન મી૦ જે. એમ. હોરમસજીની કલમનો નવો નીબંધ પણ એ અંકથી શુરૂ થશે. તેનું નામ "મોહતનો કહેર" અર્થાત "શું મોહત ખરેખર ભયંકર છે?" છે. એ મોટો નીબંધ "ખુદાની શોધમાં" અને "શું માણસ ખુદા થઈ શકે?" વાળા નીબંધોના જેટલીજ મોટી જહેમતથી લખવામાં આવ્યો છે. એ તૈયાર કરવા વાસ્તે જુદી જુદી લગભગ અર્ધો ડઝન ભાશાઓની ૮૦ ચોપડીઓનો ઉપયોગ એના વિદ્વાન કર્તાને કરવો પડયો છે. એ વાંચવાની મોજ ન ગુમાવવાની અમો મજબુત ભલામણ કર્યે છીએ.

નવુ ભેટનું પુસ્તક અમારા પ્રખ્યાત લેખક મી૦ માણેકશાહ દીનશાહ મીસ્રીની કલમનું લખાયલું છે. એ ભાઈની થોડુંક પર પ્રગટ થયલી ચોપડી "જ્ઞાન ગમતના ગોહરો" એ બહુ ભારે વિખ્યાતી મેલવી હતી તેની પ્રશંસા સ્મૉલ કોઝીઝ કોર્ટના વિદ્વાન ચીફ જજ મી૦ ઝવેરી અને બીજા સાહિત્યવિલાસી સુપ્રસિધ્ધ સજ્જનોએ તેમજ અત્રેના અંગ્રેજી અને ગુજરાતી છાપાઓ અને ચોપાન્યાંઓએ એક અવાજે કરી હતી. હાલ એ બાહોશ લેખકે એનો બીજો ભાગ તૈયાર કર્યો છે, અને તેનો હક અમોએ મેળવ્યો છે ને તે નવરંગના ભેટના પુસ્તક તરીકે અમો રજુ કરનાર છીએ એ જ્ઞાન ગમતના ગોહરો ભાગ બીજો પહેલા ભાગ કરતાં વધુ આકર્શક અને મનન કરવા જોગ છે. તે પુસ્તક રૂપે છપાવવો શુરૂ થયો છે, અને માસ ઑગસ્ટની આખેરીમાં તે તૈયાર થઇ જશે કે તુરતજ નવરંગના મેહેરબાન ગ્રાહકો ઉપર રૂ ૩ અને આના ૧૦ ના વી૦ પી૦ પીથી મોકલી આપી નવરંગના નવા છઠ્ઠા માલનુ લવાજમ વસુલ કરી લેવામાં આવશે. અથવા જો લવાજમ તે અગાઉ અમારે ત્યા ભરી દીધુ હશે તો પોસ્ટ મારફતે મોકલવામાં આવશે.

આફ્રીકા, ચીન, જેપાન, ઇંગલાંડ આદી સ્થળોએ વસતા ઘેરાકોને અરજ કરવામા આવે છે કે તેઓએ પોતાનુ લવાજમ તવરાથી મોકલી આપવું. માસ સપ્ટેમ્બરની શુરૂઆત અગાઉ એ તરફના જે લવાજમો ન મળ્યાં હશે તેઓ ઉપર અંકો અને ભેટનું પુસ્તક મોકલવાનુ મોકુફ કરવામાં આવશે, તેની તેઓએ નોધ લઇ તેમ ન કરવું પડે તેની સંભાળ લેવી

છેવટમાં, જે મેહેરબાનોએ નવરંગના લવાજમમાં વધારો કરવાનુ અમોને દીલસોઝીથી લખી વાલ્યુ છે તેઓનો આભાર માની જણાવવાની રજા લઇએ છીએ કે તેમ કરવાની જરૂર હાલને તબક્કે અમો જોતા નથી. હાલ ઘણા કઢગા સમયમાંથી અમો પસાર થઈએ છીએ એ ખરૂં છે, છતાં પણ તેઓના ઉદાર આશ્રયનો અમને પરીપૂર્ણ પરિચય હોવાથી અને તેઓએ તેનો પ્રત્યક્ષ પુરાવો નવાં ઘરાકોની ભરતી કરાવી આંગાંઠ, આપેલો હોવાથી તેમ કરવાનું અમને ઉચીત ભાસ્તુ નથી એવીજ કૃપા દ્રષ્ટી ચાલુ રાખવાની અમો તેઓને અપીલ કર્યે છીએ.

થોભવા પેહેલાં હજી પણ અમો જે સાહેબોને પોતાનું નામ આવતા વરસના ઘરાક તરીકે કાયમ ન રાખવું હોય તેઓને જણાવવાની રજા લઇએ છીએ કે તેઓએ તે મતલબનો એક પોસ્ટકાર્ડ અમને લખી નાખવો કે જેથી ચોપાન્યુ સવેળાએ બધ કરવાનું અમને ફાવે, અને પાછળની કોઇપણ પ્રકારનો કડવાસ ઉત્પન્ન થવા ન પામે.

## લુક હીયર પ્લીઝ!

આજે દેખાવના પઇસા છે. તમોરા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી છે; અને પગ દીપી રહે એવાં ફાકડાં અપ-ટુ-ડેટ સ્ટાઇલના બુટ યા શુઝની એક જોડી તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવાં કયાં જશો?



**ધી બારૂબે ગુડ લક બુટ એંડ શુ માર્ટ,**

દુકાન નં૦ ૭, લાલસીંગ બીલ્ડીંગ,

લુહારચાલ ક્રાફર્ડ મારકીટ, મુંબઈ.

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપર્સોનું એક મોટું સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે. જોઈ જઈ ખાત્રી કરો.

**માલેકઃ—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.**

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."


---


આખા હિંદુસ્તાનમાં વખણાયલો

વાળ કાળા કરવાનો

# પક્કો કલપ.

આ કલપ મુછોનાં તથા દાઢીના સફેદ વાળને લગાડતાં, તે પાંચજ મિનીટમાં સુંદર કાળા થઇ જાય છે. વાળના શોખીનોએ યાદ રાખવું કે, એની બરોબર આજ કોઇપણ **કલપ** નથી. આ કલપ વાપરવામાં સહેલો છે, સોડમમાં ગમતો છે, ગુણમાં અકસીર છે, રંગમાં પાકો છે અને કિંમતમાં સસ્તો છે. કિંમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ જુદું.

બાહારગામ માટે એજન્ટો જોઇએ છીએ.

મેસર્સ નવરત્ન એન્ડ સન,

૧૯૯, કાલબાદેવી રોડ—મુંબઇ (૨).

કોણ કહેછ કે ટુકા વાળ લાબા થતા નથી? કોણ કહેછ કે ખરી ગયલા બાલ પાછા આવતા નથી? કોણ કહેછ કે ખરબચડા વાલો નરમ રેશમ જેવા થતા નથી?

એ બધુ બોલવુ સદતર હબગ છે

# મધરાસ હેર ઑઇલ.

એ બધા વાધાઓનો ખોટા પુરવાર કરે છે એ વિખ્યાત તેલ બાલને રેશમ જેવા નરમ, સુવાળા ને ચલકતા કરે છે તેનો કાળાસ ટકાવી રાખે છે, માથાને ઠડક આપે છે. મગજને આરામ તેમજ શકિત બક્ષે છે શીશી એકના આના બાર

## સોલ એજન્ટ:—સોહરાબજી ડી. પટેલ.

પ્રોવીઝન એન્ડ પેટન્ટ મેડીસીન મરચન્ટ,

પારસી બજાર, કોટ, મુંબઈ.

## ધ્યાન રાખજો આ તમારા લાભ માટે છે!

કારણ કે

આ વખતમાં બજારમાં ભાવના ઠેકાના નથા પણ અમે એકજ ફીકાયત ભાવ રાખેલા છે માટે જો તમુને દરેક ચીજ જેવીકે દરેક કપનીની પેટન્ટ મેડસીન, પ્રોવીઝન, પરફયુમરી વીગેરે વીગેરે જોઇતી હોય તો નીચલા ઠેકાણે આવી ખાત્રી કરો.




બહારગામના ઓરડરપર પુરતુ ધ્યાન આપવામાં આવશે

પુરાણ પ્રસિદ્ધ.

# જાળંધર અને સતી વૃંદા.

———:o:———

(ત્રીઅંકી નાટક.)

## અંક ત્રીજો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ જંગલ.

પાત્રઃ—શંકર, વિષ્ણુ, મોહિની, અને કેટલીક સમાણી સખીઓ વગેરે.

શંકર:—(એકલા શોકગ્રસ્ત)

ગાયન ૩૪ મું.

અરે! આ શી ગતિ મારી, ઠર્યો જગે વ્યભિચારી!!
સતી નારી સતાવી કર્યું પાપ ભારી—ટેક.
ક્રોધીઓ કામી રચે જાળ જુઠી,
તુટે તે તરત જો વીધીરેખ રૂઠી;
વિકળ થઇ ફજેતી ખરે શીર—વ્હોરી—અરે૦

વિષ્ણુ:—(શંકરના હાથમાં તાળી આપતા.) હાહાહા. મેં નહોતું કહ્યું કે. એ તમારા જેવા ભોળા માણસનું કામ નથી?

શંકર:—(ખસિયાણી દૃષ્ટિએ) પ્રભુ તમે તો વાતોજ કરી જાણો. તમારા જેવા સાતકપટી જાય તોએ શું થાય? એ ધાર્મિક સતીનું નામ કેમ દેવાય? વાદ સકિતની તો અપધિજ. પેસતાંને ત્યારજ મનેં પિતા કહી બોલાવ્યો, તે સાંભળતાં તો મારામાં શુધ્ધિજ ન રહિ; ગરજ ભોંય નીચિ ગઇ. પાંપણો ઉંચકાય નહિ; ભ્રમર ફરકાય નહિ. ભુંડા હાલે ભાગવું પણ ભારે થઇ પડ્યું. રે; એ શુદ્ધાંના વેણ હજી મારૂં કાળજું કાપી ખાય છે. (છાતી ઉપર હાથ ફેરવી નિઃશ્વાસ નાંખતાં) એનાં કહેલાં વચનો યાદ કરૂં છું ત્યાં તો મારૂં સો મણ લોહી સુકાય છે.

વિષ્ણુ—(ગંભીર ચ્હેરે) તમે કહો છો શું? હું તો જાણું છુંજ. કરેલું નહિ ને કરવા જાય તેને એમજ થાય. હું ગયો હોતે તો ન હતત. ભલભલા હઠાગ્રહીઓના દમ છુટાવ્યા તો એ સ્ત્રી જાતિનો હિસાબ શો?

શંકર—પ્રભુ ભુલો છો. સોનુ તો તાજવે તપાસાય. સામાન્ય સ્ત્રી નથી કે સમજાવી સમજે; એ તો શુધ્ધ પતિવ્રતા છે પતિવ્રતા.

વિષ્ણુ—તેમાં શું થઇ ગયું? (ચપટી વગાડી) આમ જોતજોતામાં તમારા જેવા મોટમોટા યોગિઓને ઉથલાવી પાડું તો પછી એ કોણ?

**શંકર**—(આશ્ચર્ય ચકિત) વાહ વિષ્ણુ પ્રભુ વાહ તડાકજ ચડશો કે કંઈ કાર્યનો વિચાર કરશો? આપ શું બોલ્યા? મારા જેવા પરમ યોગેન્દ્રો પણ આપની માયામા ઉથલાઈ જાય?

**વિષ્ણુ**—હા હા હું ઇચ્છું તો નહજ વારમા.

**શંકર**—(માથું હલાવતા) ભુલો છો પ્રભુ ભુલો છો.

**વિષ્ણુ**—હું નથી ભુલતો પણ શંકર તમે ભુલો છો (સ્વગત) આ શંકર મારી કીનાથી અણજાણ્યા છે માટે લાવ જરા એમને એનો સ્વાદ ચખાડ. (પ્રભાવપૂર્ણ દ્રષ્ટિપાત કરે છે ત્યાપશ્ચાટ ફાટે છે, રમણિય ઉપવન દેખાય છે ને વિષ્ણુ અદ્રશ્ય થાય છે)

**શંકરઃ**—(આંખ મિચી ઉઘાડતા ઉપવન નિહાળતા પ્રફુલિત ચ્હેરે) અહાહા હા!! આ ઉપવન કેવુ આલ્હાદક છે, રંગબેરંગી વેલીયો કેવી ઝુકી રહી છે? કનામની ટેકરીથી કે નંદનવનના બગીચાથી આની સુંદરતા સરસ જણાય છે અહાહા મનહરણા ઝરણા અને તરણાઓ આનંદદાયક કેવા ઓપી રહ્યા છે?

વા વા સમીર બહુ ભાગ્યશાળી, રમણ કરતો ઉપવને,
પ્રસરાવતો પરિમળ વિમળ, ગુણી ગંધનો ગ્રાહક બને,
આ વાટિકા કોની હશે? કોણે રચી રચના બધી?
પેલી દિસે કો લલિત લલના, દાસીઓ પણ છે બધી.

**મોહિનીઃ**—(સખીઓ સહિત પ્રવેશતી) સખી! જો જો —
કપરા સુરજના કીરણથી, આ છોડ સઉ કરમાય છે,

**સખી ૧ લીઃ**—હા બ્હેન —
બની રંગથી એ ટગ એ, જળહીણ વ્યાકુળ થાય છે,

**સખી ૨ જીઃ**—અરે બ્હેન આમ તો જુઓ—
જુઈ જાઇ ને મધુમાલતી, વનજ્યોત્સ્નિકા નીચી નમી,
જળપાન જાણે કર ધરી, માગી રહી સઉ એ મળી,

**સખી ૩ જીઃ**—હા બ્હેન
આમ્રાતણી અમરાઇ, ફાલી ફુલથી-શી મલપતિ,

**સખી ૧ લી**—જળપાનના સિંચન વિના, લાગે મને એ તલપતિ

**મોહિની**—સખિ! જો આ સામેના વૃક્ષો, ઉમંગ કેવો ઉર ઉભરાવે?
પલ્લવરૂપી એની આંગળીયે, કેવિ ઇમારત કરી બતાવે,
શુ કામ મારૂ એવુ છ ભાઇ, કે વ્હેલિ વ્હેલિ બોલાવે મુજને,
લે લે આ આવિ, લે લે આ આવી હવે તો આનંદ થશેનિજુજને?

(વૃક્ષની ઘટા તરફ પ્રેમોર્મી ભરી ભેટવા દોડે છે)

**સખી ૧ લીઃ**—(મોહીનીને દોડતી રોકી લઈ)
મરમાળી મોહિની બ્હેન તુ. ઝાઝી ઉતાવળિ ચઢિશ મા,
ક્ષણ શાંતિ રાખી રે' ઉભી, અહિથી અગાડી જઇશ મા,

**મોહિની**—(ભ્રકુટી ચઢાવી) કાં.. .. .. આ

**સખી ૧ લી**—જો જો—
તુ જેહ કેસર વૃક્ષ પાસે, અતિ ઉમંગે જાય છે,
તે તો લતા સંગે રહી, રસ ચૂમતુજ જણાય છે

**મોહિની**—શું સાચુ?

સર્વે સખીઓ:—હા સાચું. હા સાચું. હા.........સાચું. (હસે છે)

મોહિની:—(બન્ને બાજુએ વિંટાએલી સખીઓને વિખેરતી) જાઓ જાઓ. મશ્કરી કરવી રહેવા દો. ચાલો પુષ્પ વિણી લ્યો એટલે આશ્રમે જઇએ (પુષ્પ પોતે વિણવા જાય છે.)

મોહિની:-સખીઓ:—(અટકાવતી લટકા સહીત)

ગાયન ૩૫ મું.

ખેંચે ન ચીર પેલો ગુલાબ! બ્હેન જો જો;
ફુલડાં જુગતે ઉતારજો—ખેંચે૦

જો પેલો હલાવી શીષ ચુંટવા બોલાવે.
ના હું તો આવિશ નહિ શીદ શરમાવે?
સા'હેલિની હું તો સા'હેલિ થઇશ જાઓ.
અરે વા:વા:. કરે શું આમ હા હા...ખેંચે૦

શંકર:—(યુવતિ હિડનથી મુગ્ધ બનતા સ્વગત) અહાહાહા. આ શી અનુપમ સુંદરી? કયાં ઉમા? ને કયાં આ લલના? કયાં તારા ને કયાં ચંદ્ર? કયાં દાયળ ને કયાં ફણીંદ્ર? રે. કામદેવ મેં તને શત્રુ સમાન લેખી બાળીને ભસ્મ કર્યો હતો. પણ આજે તને સંભારવો પડે છે. સત્પુરૂષો અપકાર ઉપર ઉપકાર કરેછે એમ સમજી તું મારી સન્મુખ આવ; ને આ સુંદરીને પ્રેમપિંજરમાં સપડાવવા મદદનીશ થા. (ઉતાવળે પગલે મોહિની પાસે જાય છે.)

મોહિની:—(શંકર સામું જોઈ નિડરપણે) તમે કોણ છો?

શંકર:—(પ્રફુલિત મુખમુદ્રાએ) આપનો પ્રેમિ.

મોહિની:—કયારથી?

શંકર:—આ નજરે દીઠા ત્યારથી.

મોહિની:—ઇચ્છા છે શાની?

શંકર:—પ્રેમથી ભેટવાની.

મોહિની:—એમ તે કંઇ થાય?

શંકર:—ત્યારે શું પાછા જવાય;

મોહિની:—શંકર:—(સંપૂર્ણ પ્રેમાવેશથી)

ગાયન ૩૬ મું.

આ...મોંઘા મુલ મારા મનહર મોહન!!
મોહની મંત્ર શું મારો મુને;
આશી વાદળીમાં વીજ ઝબુકી રહી,
હાં રે! આમ કરડી કટારિથી ન મારશો,
સ્થાણી! સલુણી! સુશીલા શું વારશો?—મોં૦

મોહિની:-(પ્રણયકલહ અવરોહતી) પરા રહો પરા. મને પજવશો નહિ. સખિયો જોશે તો મને સતાવશે.

શંકર:-(નજીક જતાં)અરે કોઇ જોતું નથી.

મોહિની:—નથી કેમ જોતું (ડરતી પાછે પગલે) જુઓ જુઓ સમાણીયો સાડી સંકેલી જોવા લાગી. (એકદમ હઠવા માંડે છે.)

શંકર:—(વિકળતાગ્રસ્ત) અરે! અરે! અલબેલી કયાં જાઓ છો? નમેરાં કેમ થાઓ છો? આ ભિક્ષુક ભોગીને ભાળો; ને તનના તાપ ટાળો.
(મોહિની પાછળ દોડતા સાડી ખેંચવા લાગે છે.)

વિષ્ણુ—(સાડી ખેંચતાં તર્ત દુર કરી અંદરથી ચતુરભુજ મુર્તિ પ્રગટ કરી) કેમ શંકર મહારાજ શું છે, ભેટવા ભાવ છે? (સામે આવતાં) લ્યો આ - દાવ છે. (હાથમા તાળી આપતાં) કેમ જોઇ મારી માયા?

શંકર.—(નિશ્વાસ નાંખતા) હા હા. પ્રભુ જોઈ; મારી સઘળી અક્કલ ખોઇ.'

વિષ્ણુ:—ત્યારે કહો કે હવે એ વૃંદા, મારી માયામાં ફસાય કે નહિ?

શંકરઃ—જરૂર જરૂર પ્રભુ જરૂર.

વિષ્ણું:-ત્યારે હવે તમે નિશ્ચિત બનો. તમે દુષ્ટ જાળંધર સામે યુદ્ધમાં જાઓ ને હું તેણી તરફવળું છું. (જવા માંડે છે.)

શંકર.—સુખ્ખે પધારો. નમસ્તે નારાયણ. (વિષ્ણું ગયા પછી સ્વગત) આહાહા!! વિષ્ણુ ભગવાનની અકળાકળાનો પાર કોણ પામી શકે?

ગાયન ૩૭ મુ.

પ્રીતિ પંખિડાં શું પામે પાર, પામે પાર, પામે પારરે!!
પુરૂષોત્તમ ............પુરણ..........બ્રહ્મ.......છે જી.
માયાથી દુર..... ....... ................છાયાનું પુર
એમ સૌથી નોખા નિરાધાર, નિરાધાર, નિરાધારરે—પુર૦
દેવ દનૂજ... . એ......મોટા મનૂજ,
સ્નેહથી વદે વારંવાર, વારંવાર, વારંવાર !!—પુર૦
(આશ્ચર્યચકિત જાય છે)

---


# મુંબઇની જાણીતી ડેરી

# પેરીશીયન ડેરી કું.

વગર ભેલનું ચોખ્ખું દુધ, માખણ, સ્વચ્છ ઘી, શ્રેષ્ટ ક્રીમ, મેળવવાનું તમામ ભરૂશાપાત્ર એકલું મથક છે. એકવાર ત્રાયલ લેશોજી?

ટેમરીડ લેન, **કોટ, મુંબઇ.**

# મુર્તીની છેલ્લી આંગળી.

અસલી કારીગરીની ચીજો અને અજાયબીઓ એકઠી કરનારાઓ મી૦ લેવીને ઓળખતા હોશે, અને તેની અજાયબીથી ભરેલી માલની દુકાન કે જેની દરેક જાતનાં અને પહેરવાસનાં ખલાસીઓ હમેશ વહાણમાંથી ઉતરતાંજ મુલાકાત લેછ. ઘણાંકો મી૦ લેવીને છેતરતા પાછા ફર્યા તેની ખુશાલીમાં અને બીજાઓ કારણકે તેની દુકાન પીઠાં અથવા તો અફીમની દુકાનની પહેલાં આવેછ તેથી મુલાકાત આપેછ. કોઇ પાછા ફરતી વખત કારણુ તે જ્યારે તેઓ પાસથી વેચતી ચીજો લેએછ તેના પૈસા પણીજ આપેછ. તેને ખલાસીઓ ગમેછ, અને ખલાસીઓને તેથી પસંદ પડેછ. હું ધારૂંછ કે જુવાનીમાં તેનેણી દર્યા દહોળ્યા હોશે, કારણુ તેના હાથપર ગોડાવેલું છે.

મી૦ લેવી કબુલ કરેછ કે તે જગો કંઇ વેચવા લાયકની નથી, પણ તે વેચતું લેવાને વાસ્તે ઘણીજ સારી જગો છે.

"એક ખલાસીનાં જેવી કોઇજ ચીજો મેલવી શકતુ હોશે," તેણે મને ઘણી વખત કહયું હતું. "તે લોક દુન્યાની આસપાસ ઘણું ફરેલા હોયછ; અને જ્યારે સારી ચીજ તેઓની નજરે પડેછ કે તરત તે લઇ લેછ. પણ બરોબર દામ મલતું હોય તો જલદીજ તે પાછી વેચીણી નાંખેછ; અને સંગ્રહ કરનારાઓ તો પુઠે લાગેલાજ છે, અને જો એક વખત ખાતરી થઇ કે તમારી પાસે સારી ચીજ છે અને ખરીજ કીંમત કરોછ તો પછી લીધા વગર નહિ રહે."

મેં ઘણી વખત મી૦ લેવી સાથ કામ પાડયુંછ, અને મારે કબુલ કરવું જોઇએ કે તે એક સારચો મર્દ છે, નીચલી વાત છતાંબી. તે જ્યારે હું મારા ભાઇએ બરમાથી મોકલેલી ચીજો વેચતો હતો ત્યારે બન્યું; અને નીચલી રીતે તે બન્યું.

"ચાલીસ પાઉન્ડ બધાંને વાસ્તે," તેણે કહ્યું. "અને મુર્તી તમેજ રાખો." તે એક અજાણ જેવું બે માથાંનું પુતલું હતું.

"મેં તો પચાસની આશા રાખેલી." મેં કહયું. તે હસ્યો, "વેલ, પચાસ ગીની કરો અને મુર્તીબી રાખો, તમે તેને ઓરખાવોછ તેમ."

તેને પેન્સીલ પોતાના દાંતો પર ઠોકી.

"હું ગીનીઓ કરશ." તે કબુલ થતાં બોલ્યો. "પણ મુર્તી મને નહિ જોઇએ, હું એની સાથે કામ પાડતોજ નથી; અને તમારે જગે જો હું હોઉ તો તમારા ભાઇને બીજી વખત લખું ત્યારે તેઓથી દુરજ રહેવા સલ્લાહ આપું. બધી કંઇ ખરી મુર્તીઓ નથી હોતી, ફકટ નકલી પણ કોઈ વખત તમોને ખરીઓબી મલી આવે."

"ચાલો, ચાલો, મી૦ લેવી!" મેં વાંધો ઉઠાવ્યો. "તમે મને એમ તો નથી કહેવા માંગતા કે તમે એવી વાતમાં માનોછ?"

તેને પોતાનો ડાબો હાથ ઉંચો કીધો અને મારી સાંમે ધર્યો. અને મેં જોયું કે તેની છેલ્લી આંગળી નહિ હતી.

તે હાલમાં એક મુર્તીની નાહ્લી આંગલી છે," તે ઘંભીરાઈથી બોલ્યો, "એક દેવતા તેને તેઓ માને છે."

"વેલ," મેં કહયુ "હું ચાલીસ ગીની લેવશ-અને તમારી વાત."

તે વિચાર કરવા લાગો.

"હુ નહિ ધારતો કે હવે કઈ કહેવાનો વાંધો હોય." તે સેવટ પર આવતાં બોલ્યો. "ઘણાં વરસો પર બન્યું હતું, પણ, જો તમે કોઇને કહો તો, નામો છુપાં રાખજો."

અને આય નીચલી વાત મી૦ લેવીએ કહી-જેમ મેં તેને ઉપર ઓલખાવ્યોછ—તેની દુકાનની પછવાડેના નાહ્લાં પારલરમાં, જે હું એમની એમ તેનાજ બોલોમાં નીચે ઉતારી લેઉંછ.

× × ×

એક અમેરીકન ખલાસી તે અને કેબમાં લાયો હતો તે લાઈફ-સાઈઝ હતી, અને એટલી તો માણસને મલતી, ખરૂ કેહુંછ, કે મેં તો પહેલ્લે ધાર્યું કે તે એક માણસનું શરીરજ કોથળામાંથી ખેંચી કહાડેછ; અને પછી તો હું ઓચંબાથી ચુપ ઉભો.

તે એક મર્દ-બલકે મર્દની મુર્ત્તી હતી. ચાંમડીને રંગના બ્રાઉન લાકડાંમાંથી કોતરી કહાડેલી જે જરાબી ટચ કર્યાં વગરનુંજ મોંઢા અને હાથોપરથી દેખાતું. બાલો ખરા બાલો હતા, કાલા લાંબા અને ઉપરથી ખરબચડા થયલા. દાંતોબી ખરાજ હતા, એમ મેં જોયુ, જો કે તે કેમ મોઢાંમાં મુકવામાં આવ્યા, જે સહજ ખુલ્લુ હતું, તે હું આજેબી સમજી શકતો નથી. માથું એકજ, સોલીડ કટકામાથી કોતરી કહાડેલું દેખાતું, કારણ એકબી સાંધો હુ બાલોમા કે કેઠેબી ગમે એટલુ બારીકીથી જોવા છતાંબી જોઇ શકયો નહિ. આંખો કોઈ જાતનાં કાચની હતી, અને તેબી કેમ અંદર મુકઇ હોશે તે હુ સમજી શકતો નથી; અને વળી વધારે અજબ જેવું તો એ હતું કે કપડાં જુદીજ જાતનાં લાકડાંનાં બનાવેલાં હતાં, અને જાંહ ખુલ્લાં હતાં તાંહથી તમો બરોબર નીચેનું ચાંમડીને રગનુ બ્રાઉન શરીર જોઈ શકતાં, પણ તમે કદીબી સમજી શકો નહિ કે તે કેમ તે શરીર પર પહેડાવ્યાં હોશે, અથવા તો શરીર તે કપડાંમાં.

તેનો કલૉક કારાં લાકડાનો હતો, જેમાં પુલો કોતરેલાં હતાં-ખરાં પુલો નહિ. પણ પુલોનાં આકારો જેવાં દેખાતાં. તેની કીનારી પુલોની પેટરનની હતી. જેમાં ધાતુ મઢી લીધેલી હતી. તે ખલાસી તેને સુંનુ કેહેતો, પણ તે તેમ નહિ હતું. તે બ્રાસમાં મેલવણીથી બનાવેલું લાગતું, પણ તેના જેવી ધાતુ મેં આજ સુધી કેથેબી જોઈ નથી. તેનાંજ બકલ ચંપલ પરબી હતાં. ચંપલ સાધારણ શેપનાં,

કોઈ પીળા રંગના લાકડાનાં હતાં; પણ પગ મોજાંથી ઢંકાયલા હતા, જે અજબ જેવું હતું; મોજાં અબુનસના લાકડાનાં બનાવેલાં હતા, અને તેણી રેશમ જેવા પટલાં અને જાલીના જેવાં ખુલ્લાં, જેમાંથી બાઉન પગો ખુલ્લા દેખાતા.

તે આંકાર પલાંથી વાલેલો હતો. અને તેનો જમણા હાથમાં એક ખંજર પોલાદનું હતું, તદન ખરૂં પોલાદ અને એક અસતરાના જેવું ધારદાર, મારાં ધ્યાન પરથી તે આકારમાં કંઈ ખાસ અજબ જેવું નથી લાગતું; પણ તમે જોયું હોતે તો જાણતે! તેની બનાવટ અજબ જેવી હતી-અજબ જેવી!"

"એ એક બ્યુટી છે, નહિ?" તે ખલાસીએ મેં તેને એકાદ મીનીટ સુધી જોયાં પછી પૂછ્યું.

"હા," હું કબુલ થયો. "એ મજહની છે."

"હં!" મેં કહયું, "એનું શું આપશો?" હું પોતે તે કેટલાંનું હોશે તેને વાસ્તે ગુચવણમાં પડયો. "તમે એ કેમ મેલવી?"

"તે મારૂં કામ છે," તેણે જવાબ આપ્યો. "પણ હું એટલું તો કહેવશ કે કાયદો મને કે તમોને હેરાન કરી શકશે નહિ. અત્રે તો નહિજ."

મેં તે બોલનાર મર્દ તરફ જોયું—હું આદમીને ચેહેરા પરથી પારખી શકું છ અને મેં તેનું કહેલું માન્યું અને વળી, જો તે આય સહેરમાં ચોરઈ હતે તો મારા સાંભલવામાં આવતે. તેમ દર્યા પારનાં અંદરમાંથી તે ચોરી હોશે, એમ મેં ધાર્યું. અને તેથી તેઓ મને કદી હેરાન કરશે નહિ.

"એ કહાંથી આવીછ?" મેં જાણવા માગ્યું. "અને એ કોણની કહેવાયછ?"

"તેબી તમોનેજ પારખી લેવું જોઈશે," તેણે મને કહયું.

મેં મારા ખભાં હીલવ્યાં.

"ત્યારે એ કેટલાંની તેણી મારે અટકલેજ કહેવું પડશે," મેં કહયું, "અને તેથી મને ખોટ જાય તેવી હું અટકળ કરવા માંગતો નથી. એ કદાચને ઘણી મોંઘી કીંમતનીણી હોય—હું તમારી સાથ ખુલાસાથી વાત કરશ—અથવા તો નહિણી હોય. હું ઘણું મોઘું દામ એમ આપી નથી શકતો; પણ જો તમોને ગમે તો તમારે વાસ્તે કમીશનથી વેચશ."

"કમીશન જાય કેઉ તાંહ!" તે બબાલ્યો. "મને તો પૈસા હમણાં જોઇએછ; અને હમણાં એટલે કંઈ સાંજે કે સહવારે નહિ પણ અતર ઘડી, સમજ પડેછની?"

"વેલ," મેં કહયું. "તમે શું માંગોછ?"

તે ટેબલની કીનારી પર બેઠો—હમે આંવજ ઓરડાંમાં હતા, અને તે તાંહ બેઠો—અને અદબ વાલી.

"આંય ચીજ અસાધારણ છે," તે બોલ્યો. "અને મેં એને વાસ્તે ઘણોજ જોખમ ખેડયોછ, જેવો હું પાછો લખોનાં ખજાનાને વાસ્તેબી નહિ ખેડું. હું તમોને મારી

કીંમત કહેવશ, અને પાંચ મીનીટ વીચાર કરવા આપશ. ગમે તો લેજો કે રહેવા દેજો, વધારે વાતજ નહિ, સમજ્યા. મારી તરફ જોવ."

મેં તેની તરફ જોયું કે તે એકજ બોલનો માણસ હતો.

"વારૂં," હું કબુલ થયો "શું કીમત?"

"બસો પાઉન્ડ," તે બોલ્યો; અને પોતાનું ઘડીયાલ કહાડીને ટેબલપર મુકયું; અને મે દરવાજા આગળ જઇને દુકાનમાંથી ઈસાકને અવાજ આપ્યો.

"ઈસાક," મે કહયું, "અહી આવ." હું મારી તીજોરી એ રીતનાં અણજાણાઓ સામે ખોલો નથી ઉઘાડતો!

ઇસાક આયો અને મેં પૈસા કહાડીને તે અમેરીકન ખલાસીને આપ્યા. પછી મેં ઇસાકને પાછો દુકાનમાં મોકલ્યો.

"હવે," મેં કહયું, "મે એ વેચતી લીધીછ. એટલે ગમે તે મને કહો."

"વેચવાની અગાઉ જો મેં તમોને કહયું નહિ," તે બોલ્યો, "તેથી એમ નથી ઠરતું કે હવે વેચ્યા પછી કહેવશ, પણ હું એક ચેતવણી તમોને આપુંછ—તમે થોડા નફામાં એ વેચી નાખજો; અને જો કોઇ બ્રાઉન રંગના, મર્દો એની પુઠે આવે-એના જેવા પોહરા નાકવાલા મર્દો-" તેણે મુર્તીની તરફ આંગલી કરી કહયુ—"અને એનાંજ જેવાં ભવાં વગરનાં; અને દાબી છેલ્લી આંગલી વગરના, જેમ એને છે તેમ—જો તેવા એની પુઠે લાગે તો, તો જે આપે તે લઇને છેડો છોડવી નાખજો. એટલુજ પુરતુ છે. ગુડ-મોરનીંગ!" અને તે ગીયો.

"આહ!" મેં મનસે વીચાયુ. "તેને એ કોઇ મંદીરમાંથીજ ચોરીછ. જો તેઓ એની પુઠે લાગા હોય કદાચને તો—વેલ, હુ કંઈ એ ચીનઇ ચોટલીઓથી બીહવશ નહિ; પણ મને ફસ ગમતો નથી. હુ એકાદ બે મહીના એને શાંતી રાખશ, તેટલાં તો એ લોક અહીં તપાસ કરવાનું માંડી વાલશે."

એટલે મેં તેને એક મોટી કબાટમાં મુકી, મારી પછવાડેનીમાં, અને એ વીશેની એક વરાળખી કોઇ આગળ પંદરેક દહાડા કહાડી નહિ, અને ઇસાકનેબી તેમજ કહયું. તે ચુપ રહી શકેછ, નહિ તો કે મારી સાથે રહી શકતે નહિ. થોડા દહડા પછી મને એક અનજાણો ગ્રહસ્થ મલવા આયો. એક ઉચો, પતલો, ઘણોજ ડાર્ક લગભગ પીસતાલીસ વરસનો, કાળા ડ્રેસમાં; એવો કે જેને પોતની જીંદગી ઍન્ટિકિવિટિસમાંજ પસાર કીધી હોય જેથી તે પોતેબી થોડા ઘણો તેવોજ લાગતો. પ્રોફેસર સૅટેન્લી, એમ. આર. એસ. તે પોતાને ઓળખાવતો. તે કોઇ અસલી જામાંની બ્રોન્ઝ જે ઈંગ્લંડમેં બનાવવામાં આવ્યા હતા, તેને વાસ્તે ખબર કહાડવા આવ્યો હતો; બલકે તે તેને વાસ્તે આવ્યો હતો એમ મને જણાંવ્યું. ઘણાઓ એવાજ બહાણા કહાડેછ.

"તમે એને વાસ્તે ગેરંટી આપોછ?" તેણે પૂછ્યુ.

"નહિ," મેં કહયું. "હું આપતો નથી." અને તે હસ્યો.

"હિમરટોન્સવાલાઓએ બનાવેલું છે," તેણે મને કહયું, "ગીયેજ વરસે બન્યાંછ. પણ ત્યાર પછી બ્રોન્ઝમાં ઘણો સુધારો થયોછ."

"એમજ છે." મેં કહયું, "અને તેથીજ તેની કીંમતબી તેવી છે."

"હું જાણુંછ, નહિ તો કે અંદર આવતે નહિ. મને હલકો માલ જોઈતો નથી. હવે આંય," તેણે એમ કહેતાં નાહ્લાં ફીગરસો ઉચકયાં અને તેને બારીકીથી તપાસવા લાગો, માઈક્રોસકોપથી, છીભંથી ચાખીને; ઉત્તસમાં અને શેડમાં પકડીને "આંય તો અસલનાં જેપાનીસ કામની હાલમાં ફેરજરી છે," તેણે જાહેર કીધું, "પણ એમાં ખરી ધાતુ પીગલાવીને વાપરીઇ. કાબેલ, ઘણુંજ કાબેલ કામ! એથી ઘણાક એકસપરટોબી છેતરાય."

"આહ!" મેં કહયું, "ત્યારે એ કંઇ ખરાં નથી. હું ખાતરી પુર્વક નહિ હતો. તમે કેમ પારખ્યું?"

તેને તે મને સમજ પાડીને કહયું, અને જ્યારે મેં જોયું કે તે એ બાબદમાં ઘણું જાણતો હતો તેથી મેં તેને પેલી મુર્તીને વાસ્તે પુછવાનો વિચાર કીધો.

"મારી પાસે એક ફીગર પછવાડેના ઓરડામાં છે," મેં કહયું. "એક જાતની મુર્તી ને, જે હું ઉકેલી નથી શકતો. હું ઈચ્છુંછ કે તેને તમે જરા જોવ."

તે તેથી અંદર આવ્યો. હસ્તો હું મુર્તીને આખી કબાટમાંથી બહાર એંચું તે અગાઉ—કારણ તે ઘણી ભારી હતી. અને તેથી ઘણી મુશ્કેલી પડતી—તેને બારી બારણાં રખે કોઈની નજરે પડે તે બીહીકે બંધ કીધાં, અને ગેસ સલગાવી.

"જીવતું આદમી!" તે પુકાર્યો. "જીવતું આદમી!"

તે તેને ટીકવા લાગો, અને તેના મોઢાંમાં જાણે પાણી છુતવા લાગું.

"તમે એ શું છે તે જાણોછ?" મેં પૂછયું.

"હા," તેણે મને કહયું. "હું જાણુંછ એ તો—મારા દોસ્ત તમે નહિ જાણો તેટલુંજ સારૂં. એકજ ખોટો શબ્દ—નહિ. તમે એ વિસે કંઈજ નહિ જાણો તેટલુંજ સારૂં. તમે એ કેમ મેલવી?"

મેં તેને કહ્યું, જે સમજતાં તે માથું હીલવતો. તેની આંખો તેની પરજ ચીટકેલી હતી.

"તમે નહિ દેખાડવામાં ઘણુંજ ડાહપણ વાપર્યું," તે બોલ્યો, "અને જો તમે મારી સલ્લાહ માનો તો જેગ દાવ આવે તેમ કહાડી નાખજો—કોઈ એસેચુરને! તે તમોને એની ખરી કીંમત તો આપશેજ નહિ, કારણકે તે કહી પારખી શકશે નહી. જ્યારે જેઓ તે જાણેછ તેઓ એને વેચવી લેશે નહિ, સીવાય કે— એ આખી હોય? તદન આખી?"

"એની નાહ્લી આંગલી ગેઇછ," મેં કબુલ કીધું.

"આ-હ-હ!!" તે બોલ્યો. "આહ-હા! મેં જાણ્યું હતુ." તેને જોતાં મનસે પટપટયો "એ એકસીડંટથી ભાગી હોય તેવુ લાગેછ" તે બોલ્યો અને જો તેમ હોય તો, કદાચને ગુમાઈમી હોય ... .....જો હું એ વિસે ખાતરી પુર્વક હોઉ તો—"

"તેથી શુ ફેર પડશે?" મે પૂછયું.

તેને બેસીને મારી તરફ જોયુ.

"જો 'તેઓ' પાસે આંગલી હોય તો," તે બોલ્યો, 'તે 'તેઓ'ને એની પાસે લાવશે. તમે હસો—પણ તેથી એટલો તો ફેર પડેછ કે-જો હું માનું કે આંગલી ખોહવાયલી છે તો હું એ ફીંગર હજાર પાઊન્ડે વેચાતું લેઉ!"

"તમે જાણતા નથી તેથી, મે કહયુ, એ એક ઘણીજ સસ્તી ઓફર છે. કોઇબી રીતે, જો તમે એ શુ છે, તે મને કહો તો, હુ જાહેર ખબર આપું, અને જોખમ ખેડુ."

તેણે પોતાનુ માથું હીલવ્યુ.

"તમે તેમ કરો તો, એક અઠવાડીયુંબી જીવતા રેશો નહિ તેથીજ હું તમોને કહેતો નથી. એને જે નામે બોલાવેછ તેના મીનીંગ—વૅલ, તેના મીનીંગ ઘણા છે, 'દેવતા જે બદલો આપે છે'—'દેવતા જે કીનો લે છે'—'દેવતા જે મારેછ'—એ મારેછ અથવા તેઓ મારે છે. પુજારીઓનું કીધેલુ કેટલું અને દેવતાનું કેટલુ તે કહેવુ મુશકેલ છે વૉન સ્ટ્રેમર કહે છે કે પુંજારીઓ હીપનૉટીસ્ટસ હોય છે, અને દેવતા તો ફકત-પણ એ બોલવુ ફ્રોકટ છે. હું એક ઓફર કરૂંછું. જો તમે એ તમારી દુકાનની બારીમા એક મહીના સુધી મુકો, અને જો તમોને કંઈ હરકત નહિ નડે. તો હુ માનશ કે આયનાટલી આંગળી ખોહવાયલી છે, અને તેઓએ"-તેને અત્રે પોતાનો અવાજ ધીમો કીધો—"દેવતાનાં ચીન્હની નિશાની ગુમાવી છે, તો હું જોખમ ખેડશ. અને હજાર પાઉન્ડે એને વેચતો લેવશ. નહિ તો-વૅલ, જો તેઓ એને વાસ્તે આવે તો, હુ તમોને સલાહ આપુંછુ કે તેઓને એ ગુપચુપ આપી દેજો"

"તેઓ તે કોણ?" મેં પૂછયું., "પૂજારીઓ"

"પૂજારીઓ," તે બોલ્યો, "અને બીજાઓ બી ઘણા બધા જેઓ 'દેવતા' ને બદલો આપે છે. તેના સેવકો હોય છે જેઓ બધા-નહિ, હુ તમોને વધુ કહી શકતો નથી જો હુ એ વેચતી લેઉ તો એને વાસ્તે બધા આગલ તમે બોલો એવુ હું ઇચ્છતો નથી, અને હુ આશા રાખુછું કે આપણુ કામ સેટલ થાય તે આગળજ તમે કોઇ આગળ બોલશો બી નહિ?"

"વારૂં," હું કબુલ થતાં બોલ્યો.

મેં તેને તેથી બીજી સહવારે બારીમા દેખાય તેમ મુકયુ, તેની (પ્રોફેસરની) સન્લાહથી. મે મુર્તીનો ચહેરો બુરખાથી ઢાંકયો તે બધાચોની નજરે નહિ પડવો

જોઇએ, એમ તેણે મને સમજાવ્યું, અને તેઓ હું તેની તરફ માનથી વર્ત્યો છું. ભેગ જોઇને મારી સાથેથી સારીજ રીતે વરતશે. તે એક ભોગ લેય તેવો દેવતા હતો, એમ તેણે મને સમજાવ્યું; અને દેખાડયું કે જમણો ખંજર વાલો હાથ સંધાયલો હતો. તેણે ધાર્યું કે તેનાથી મરાવતા હોસે, પણ કેમ તે હમે તપાસ કરવા છતાં બી શોધી શકયાં નહિ. તે ખંજર પલાથી વાળેલા પગ પરજ આવતું. જ્યાં એક મર્દનું જો તે પગ આગલ ગુંઠણે પડયો હોય તો તેનું ગલું આવે.

"જો તે પુજારીઓની પ્રશંસા પામેલો હોય," પ્રોફેસરે મને સમજાવ્યું, "તો તેને મુર્તીની એક સાઇડે ગુંઠણે પડવા કહેવામાં આવતું, અથવા તો ગલાં પર હાથ નાખવા કહેવામાં આવતું--આય રીતે ત્યારે ખંજરથી એક કાન અથવા આંગલી કપાય. એક વખત દેવતા ગુસ્સે થાય, એટલે તેને લોહીથી ભોગ આપીને ઠંડો પાડવો જોઇએ, અને-પણ તમે એ વિષે જેટલું ઓછું જાણો તેટલું સારૂં."

"એનેબી એક આંગલી નથી." મેં કહ્યું. "તેનોબી કંઇ મીનીંગ છે શું?"

તેણે વિચારવંત ઢબે તે જોયું.

"એ તો એક કહેવત છે કે 'દેવતા ને તેની નાહ્લી આંગળી ઉંચકવાનીજ ખોટી,' અને તેથી—હું ધારૂં છું કે, કોઇએ ધાર્યું હોશે કે તેણે સલામતી ભરેલું કરવું: તમારો ફ્રેંડ, પેલા અમેરીકન ખલાસીએ કદાચને......વેલ, એને બાહાર બારીપર મુકો, અને પછી શું બને છે તે આપણે જોઇશું; પણ આપણે ઘણોજ મોટો જોખમ ખેડયેછ, મી૦ લેવી."

અને મેં તેને બાહાર બારી પર, કહ્યું તેમ બુરખાથી મોહું ઢાંકીને મુકયો.

છોકરાંઓ તેને બારીમાંથી એકબાથી જોતાં, અને તેનું નામ લૉબનગુલા પાડયું—અને પેપરમાંબી તેને વાસ્તે છપાયું, જે તમે જાણોછ તેમ બાર પંદર વરસની વાત પર બન્યું હતું. બીજા કોઇએ એકટ બે દહાડા તો તેની કંઇ દરકાર કીધી નહિ, સીવાય કે એક વ્હાણના કેપટન, જે પીધેલો હતો તેને એને દર્શે પાઉડ લેવા માંગ્યો. ત્રીજે દહાડે ઈસાકે મારૂં ધ્યાન એક કાર્ક શખશ તરફ ખેંચ્યું. એક લાશકાર તે તેને ઓરખાવતો, પણ તે કંઈ લાસકાર નહિ હતો—તે તે પોહલે નાકનો અને કાલી આંખ અને બાલ સાથેનો હતો, જાણે બીજો મુર્તીનો ભાઇ, એટલો તે તેને મલતો લાગતો. તે બારીની સાંમ્ભે, ગલાં પર હાથ મુકીને નમન કરતો હતો. મેં જોયું કે તેને એક નાહ્લી આંગલી નહિ હતી-ડાબા હાથની છેલ્લી નાહ્લી આંગલી.—

"મને કંઇ એનો દેખાવ સારો લાગતો નથી, ઈસાક," મેં કહ્યું "મને લાગેછ કે એ આપરી મુર્તીની પુઠે લાગેછ. આપરે દુકાન બંધ કરતી વખતે, એને મારા સુવાના ઓરડામાં મુકશું."

હું હમેશાં કીમતી ચીજો ત્યાંહજ રાખુંછ; ત્યાંહ એક અલારામ બૅલ બારણામાં જરેલો છે, અને બારીને સલીઆ છે, અને વલી રીવૉલવરબી નજીકજ રાખુંછ

એટલે હું તે રાતે નીસતે સુતો, અને ઇશાક મહવારે આયો—તે તે વખતે અહી નહિ સુતોતો—પછી હમે મુર્તીને નીચે લઈ આયા.

બીજે દહાડે બે ફ્રેન્ચ દેખાવનાં માણુનો આયા, જાણે ચગાની બેફાર, અને તેઓ બન્નેની ડાબા હાથની છેલ્લી આગલી નહિ હતી જ્યારે તેઓએ સુતીને નમન કરી ભજન ગાતા હોય તેવો અવાજ કડાડવા લાગા, જે હું જરાબી સમજી શકયો નહિ, જો કે હું ઘણી બોલી જાણુછ. પછી તે લોક ગાલી ગયા.

જ્યારે ઈસાક તેને રાતનાં બારી પગથી ઉતારવા લાગો. ત્યારે તેને ઠોકર લાગી જેથી તે આગલ પડયો અને તેનુ માથુ મુર્તીનાં ગુઠણપર પડયું; અને મુર્તીએ પોતાનો હાથ ઉંચકયો-ખજર સાથનો-પલકારામાં, મે ઇસાકને કોલરમાથી પકડીને વખતસરજ બહાર પટકયો. તેનેથી કોઇ સ્પ્રીંગ દબઈ હોગે, પણ હમોને તે પાછી જડી નહિ, હમે તેને ઉપર લઇ જવા આગળજ ખંજર પર કપડું લપેટયુ.

તે બનાવે મને ઘણી બીહક લાગી, અને હું તેનાંજ સ્વપના જોવા લાગો. મે જોયું કે હુ જાણે કે ગેઢ જાતનાં ખુલ્લા મંદીરમા છેઉ, જે રેની અને પામથી સરેલું છે. અને ઘણા બ્રાઉન આદમીઓ મને મુર્તી આગલ ધકેલે છે, તેનો બુરખો ખુલી ગયો હતો, અને તેની આખો મને જાણે પોતા તરફ ખેંચની હતી; અને જ્યારે હુ તેની નજીક ગયો કે તેઓએ મને રસીથી પાડી નાંખ્યો-અને જ્યારે હુ પડતો હતો તેવોજ જાગ્યો. ઉપડુ થવા આવ્યુ હતું, અને તે મુર્તી મેં જાહ તેને ટેબલપર મુકી હતી ત્યાંજ હતી, અને તેના ચહેરા પરનો બુરખો પડી ગયો હતો, અને તેની આખો મારી તરફજ ટીકાગલી હતી પાછો સુવા જવા આગળજ મેં તે પાછી ઢાકી

બીજી મહવારે હમે તેને બારીમાં મુકયા પછી અરધે કલાકે, પેલા બે ફ્રેરેનરો અદર આવ્યા અને મને સલામ કીધી હુ તો જાણે એકજ ફેર સીવાય આબાદ સ્વરૂપ જોતો હતો તે લોકનાં ચહેરા માસનાં હતા જે લાકડાંનાં જેવા લાગના, અને મુર્તીનો ચહેરો લાકડાનો હતો જે માસનાં જેવો લાગતો.

"તમોને શુ જોઈએછ?" મે પૂછ્યું, અને તેઓએ પેલી મુર્તી તરફ આંગલી દીધી અને લાંબા હાથો કરીને નિશાણીઓ કરતા, જાણે એક જાતનો નાટક કરી બતાવ્યો એક મુર્તી થયો, અને બીજો જાણે મારે બદલે ઉભો, અને જો હું જઇને મુર્તી આગલ ગુથણે પડીને તેઓને તે આપી નહિ દઉં તો તે મને મારી નાખશે, અથવા તેઓ, કોણુ તે હું ખાતરીથી કહી નથી શકતો. પણ મેં તો એક ડોગ-વીપ હાથમાં ઉચકી-એટલે તેઓ ચાલી ગયા

તેઓ નાહસ્તા હતા તેજ વખતે પ્રોફેસર અદર આવ્યો. તેણે મને પકડીને તેઓની પુઠે જતો અટકાવ્યો.

"એ ફ્રેકટ છે," તેણે કહ્યું. "તમોને એને જવા દેવોજ પડશે."

"આવા લાકડાનાં ચહેરાના ઉલ્લુઓને વાસ્તે નહિ?" મેં કહયુ. "હું એનો

ઇસાકનાં આવ્યા પછી મેં એક ઉંઘ ખેંચી કહાડી, અને મે મોડેથી નાસ્તો પૂરો કીધો કે પ્રોફેસર આવ્યો. તે એ બાબત પર ઘણો સંતાપ કરતો હતો એમ તે મને કહેવા લાગો. અને તે મને તે આપી દેવા સમજાવવા આવ્યો હતો.

"કંઇબી લીધા વગર!" હું તે સમજતાં પૂકાર્યો. "કોઈ ચીજ નહિ; પણ હું પાંચશો પાઉન્ડ લેવશ, તમે ગમે તો કહેજો."

"એ લોક પૈસા નહિ આપશે," તે બોલ્યો. "કારણ કે એક દેવતાને પૈસા આપી છુટો કરવો એ તો તેને અપમાન કીધેલું તેઓ ધારે. તે તો તેને પોતે છુટો થવાની શકિત પર શક લઇ ગયા હોય તેવું થાય. વળી બીજું તો ઉલટું તમે જે તેને રાખીને ઈનસલ્ટ કીધું, તેનો બદલો આપવો જોઇએ, એવું તેઓ ધારે છે. પણ જો તમે એ એમજ લઇ જવા દેશો તો હું બને તેટલી સારીજ શરત કરશ"

તેજ વખતે પેલાઓ અંદર આવ્યા, અને મને તેઓને જોતાંજ એવી ઝાંઝ ચહડી કે વરી પાછો ચાબુક ઉચકયો, પણ તેઓ કંઈ તેથી નાહઠા નહિ. ફકત મને મુર્તીની તરફ ઈશારતથી જોવા કહયુ. પછી તેઓએ તેની તરફ આંગલી કરીને ભજન ગાવા લાગ્યા. તેની સ્પ્રીંગ દાબી શકે તેટલું નજીક તો કોઈ નહિ હતું, પણ તે ખંજર સાથનો હાથ ધીરેથી ઉચો થયો અને પાછો નીચે પડયો. તે બન્ને શખ્સોએ હાથ જોડીને તેને નમસ્કાર કીધા. પછી તેઓએ બેહરા હાથ કરીને મને નમન કીધું—જાણે એમ કહેતા હોય 'કે જોવ!' પછી ચાલી ગયા.

"ઇસાક," મે કહયું. "હવે તો હદ થઇ. લાવ પેલી કુહાડી અને હથોડા લાવ, આપણે એનો ભુકો કરી નાખ્યે," પણ તેટલાં પ્રોફેસર પરદા પછવાડેથી બહાર આવ્યો.

"નહિ, નહિ!" તે ઉશકેરાટથી કાલાવાલા કરવા લાગો. "નહિ, નહિ! એ તો પાપ કહેવાય. આવી અજબ જેવી બનાવટ—આવી અજબ જેવી બનાવટ! પણ હજુનબી તમે તમારા હજાર પાઉન્ડ મેળવી શકશો. આનીને સારૂ સમજો"

હમે અંદરનાં ઓરડામાં ગીયા, અને તેણે મને નીચલું કહયું.

"તમે એને જ્યારે તેઓ એની પુઠે લાગાછ એટલે રાખી શકશો નહિ; અને હું બી લઈ શકતો નથી, પણ ધારો કે તમે તે લોકને એ છોડી દેવા સમજાવો તો? તો શુ."

"તો તો એ આપરે બેમાંથી એકનુબી ખુન જરૂર કરે," મેં કહ્યું.

"નહિ, નહિ! જો હું એ લેવશ કે એની સ્પ્રીંગ શોધી કાહડીને એને સલામત કરી દેવસ. કોઇબી રીતે, હું મુર્તીનો જોખમ ખેડશ, જો હું એની પુઠે લાગેલાઓને દુર કરી શકશ તો."

"તમે એ લોકને ચાલી જવાને કદીબી સમજાવી શકશો નહિ," મેં મત આપ્યુ.

"નહિ," તે બોલ્યો. "પણ—દેવતા તેમ કરી શકે!"

"દેવતા ?" હું તેને અજાયબીથી તીકરાં બોલ્યો.

"તેઓ મારો અવાજ એના તરીકે ધારશે !" તે ફીકકું હસતાં બોલ્યો. "જો આજે તેઓ રાત્રે આવશે–જેમ તેઓએ કાલે રાત્રે કરવા મારેલું તેમ તો—"

"હું સમજ્યો !" હું પુકાર્યો. "હું સમજ્યો !" હું તો લગભગ ખુશાલીથી કુદવાજ પડયો. "તો તેઓની બોલીમાં તેઓ સાથ વાત કરશો—અને પછી કદી નહિ આવવા, હું ?"

"હું તેઓને કહેવશ કે હું (એટલે મુર્તી) મારી આંગલી આગલ નહિ જવશ. તેઓએ આંગલી મારી આગલ લાવવી જોઈએ. તેઓ પાસે તે નથી, નહિ તો કે તરી બહાર મુકયો તે આગમજ તેઓ અત્રે આવી જતે."

"તમે શું ખરેખર એમ કહેવા માંગોછ કે લાકડાંની આંગલી તેઓને એની આગલ લાવતે ? તેઓને રસ્તો બતાવતે ?"

"હું ખરેખર ગંભીરાઈથીજ કહુંછ." તે બોલ્યો. "અને જો કદાચને ભવિષ્યમાં તેઓ એની છેલ્લી આંગલી મેલવી શકે તો વલ, તેઓ ખરા રહેશે, જો તેઓ ચાલી જશે તો, હું એ વેચાતી લેવશ. જો નહિ જશે તો—"

"જો નહિ જશે તો," મેં કહ્યું "તે લોકોનેજ વાસ્તે બુરૂં થશે. હું કંઈ એવા લાકડાના ચહેરાના મર્દોની જોડીથી બીહતો નથી."

હમે ધાર્યું કે તેજ રાત્રે તેઓ એને વાસ્તે આવશે, તેથી માર પર નહિ લઇ ગયા, પણ દુકાનની વચમાંજ, એક હાથીદાંતની મખમલની બેઠક સાથની ખુરશીપર મુકી—જે એક તખ્ત રોકી લાગતી. હમે તેની પુઠે એક પરદો મુકયો, અને પેલો પ્રોફેસર પરદાની પછવાડે બેઠો. હું કબાટની પછવાડે છુપાયો જે બારણાની પાસે હતી. ફેનલાઇટમાંથી આવતા સેજ ઉજાસ સીવાય દુકાનમાં તદન અંધારૂં હતું. બારી બારણા તદન બંધ કરવામાં આવ્યાં હતાં. અંધારાથી મને ઘણી બીહક લાગતી, અને જ્યારેબી પ્રોફેસર સેજ હીલતો, કે મુર્તી ચાલતી હોશે એવું સમજીને હું કુદતો,

"બાર વાગ્યા—એક થયો—એ પછી મેં સેજ અવાજ બારી આગલ સમજ્યો. તેઓ અંદર ઉંચકવાની કોશેશ કરતા હતા.

"પેલાઓ મારી નજીકથી આવશે," હું ધીમેથી બોલ્યો. "હું જરા ખસું ?"

"નાહિ, નહિ !" તેને હલવેથી જવાબ આપ્યો. "તમે કંઈ પાડી બાડી નાખશો તો ધાન બગડી જશે. તેઓ તમોને જોઈ શકશે નહિ. તેઓ તમારી અને ઉજાસની વચમાં રહેશે—જે સેજ છે તેનીબી. શાંત રેહો."

અંતે ખણખણાત સાથે સાંકર ઉઘડી. પછી બારી ધીમેથી ઉઘાડીને તેઓ હળવેથી અંદર આવ્યા, અને મારી નજીકજ ઉભા. ફેનલાઇટનાં ઉજાસથી તેઓ જોઈ શકતા. તે લોકોએ તે આકારને નમસ્કાર કીધો. અને ધીમા જાણે અફસોસ

કરતા હોય તેવા અવાજે કંઇ બોલવા લાગા, એકાએક કંઇ અવાજ તેમાથી આવવા લાગો—વૅલ, હુ ધારૂંછ કે તે પ્રોફેસરનો હતો, પણ તે અવાજ ગુસ્સા ભરેલો અને ઘોરમાથી આવતો હોય તેવો લાગતો. તે કંઈ હોકમ ફરમાવતો હતો., જ્યારે તે થોભ્યો કે તેઓ અરધા ફર્યા, જાણે પાછા જતા હોય, અને એકાએક મારી નજીકનો આદમી મારી પર કુદયો, અને મને લગભગ પોતાના ગોઠયાનાં હિલપર ફેંક્યો. પછી બન્નેએ સાથે મલીને મને પકડીને પછવાડેથી હડસેલો મારીને મુર્તીની આગલ ધકેલ્યો. તેના ચહેરા પરથી બુરખો નીકલી ગયો હતો અને તેની આંખોમાં જાણે બ્લુ રોશની ચળકતી હતી. એકે મને આટી આપીને પાડી નાખ્યો, મેં ખંજર ઉપર જતાં જોયું. મારૂં માથું તેના પગપર હતું, અને મારા ડાબા હાથને પકડીને આગલ ધરવામાં આવ્યો. મને હાથમાં સખ્ત દુઃખ લાગું, અને પછી હું બેસુધ થઈ ગયો

જ્યારે હું સુધ્ધીમાં આવ્યો ત્યારે હું જમીનપર પડેલો હતો, મારા હાથ પગ બાધેલા હતા અને મોંઢાંમાં ડુચો હતો હુ ડાબા હાથનો અગોઠો અને ત્રણ આંગલાં હીલવી શકતો, અને છેલ્લી આંગલીને બદલે દરદ થતું હતુ. તે પ્રોફેસર અને પેલા લાકડાનાં ચહેરાનાં મર્દો મુર્તીને ઉંચકીને મોટી હેન્ડલ સાથની બારકીટમાં મુકતા હતા. તેઓએ બતી મોટી કીધી હતી, જેથી હું મુર્તી બરોબર જોઇ શકતો. તેની ડાભી સાઇડ મારી તરફ હતી, એટલે મે ડાબો હાથ જોયો. તેની નાલ્લી છેલ્લી આંગલી કમપ્લીટ હતી.

"ઓફ કોર્સ," મી૦ લેવી ઉપલી વાતો પૂરી કરતાં બોલ્યો. "બધી મુર્તીઓ કઇ ખરી નથી હોની. પણ તમે જાણી શકો નહિ; અને તેથી હવે મારે વાસ્તે વધુ મુર્તીઓ નહિ જોઇએ."

"તમે વધું કંઇ તેઓ તરફથી સમજ્યુ?" મેં પૂછ્યું.

"નહી," તે બોલ્યો. "અને હું ઇચ્છુંછ કે સમજ્ણુ નહિ, પણ હું ધારૂંછ કે કોઇએ સમજ્યુ હોશે, અને તે પેલા અમેરીકન ખલાસીએ."

"MAVIS."

(સમાપ્ત.)

१ उत्तम स्मरण शक्ति.
२ श्रेष्ठ शरीर संपत्ति.
३ दीर्घ जीवित सुख.
४ अखुट उत्साह वृत्ति.

# ચાર અલભ્ય લાભ

અને

## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

જો તમો વિદ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શક્તિ ચાહતા હો, જો તમો ઉદ્યોગમાં આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઈચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આંતકનિગ્રહ ગોળીઓના સેવનથી હરેક જાતની નબળાઈ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સીઓની દુર બેસવાની કોઈપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શક્તિની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામાં આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઈસ લીસ્ટ મંગાવો.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

બ્રાંચ ઓફીસ.
કાલબાદેવી રોડ, મુંબઈ.

## કાયમની શકતી મેળવી જીંદગી પર્યંત સુખ ભોગવવા માટે.

**રાજરસ મકરધ્વજ વઇભવ ટોનીક પીલ્સ.**

આ અજબ દવા નપુંસક જેવા બનેલા પુરૂષોને ખરૂ પુરૂષત્વ આપવામા સઉથી પહેલો નબર ધરાવે છે.

સ્વપનામાં તથા પેસાબમાં જતી ધાતુને અટકાવી ધાતુને વધારી ઘટ્ટ કરી વીર્ય વીકારના દરેક દરદો સારા કરે છે. લોહીનો જથ્થો વધારી શરીરનાં દરેક અવયવોને શકતી આપેછે. નાશ પામેલી યાદશકતીને સજીવન કરી મગજને બળવાન બનાવવાને વીજલી રૂપે કામ કરે છે. માથાનો દુખાવો, મનની દીલગીરી, સાંધાઓમા થતી કળતર, આંખે ચકરી આવવી, ભુખનું કમી થવુ, કમરનો દુખાવો વીગેરે દરદોને જલદીથી દુર કરે છે. શરીરની સુસ્ત પડેલી નસોને તાકાત આપી વૃદ્ધને જુવાની હાલતમાં લાવી ફીકા પડી ગયેલા ચહેરાને કાંતીવાન બનાવી શરીર મસ્ત જેવું બનાવે છે.

**મનુષ્ય જીવન** સુધારીને વધારનાર આં છેલ્લો અમૃતમય ઉપાય છે.

**કીં૦ ગોળી ૪૦ નંબર પહેલાના રૂ. ૧૦.**

### જીવન વગરની હાલતને નવું જીવન આપવા માટે વૈભવ ચાર્મીંગ તીલાઓનો ઉપ્યોગ કરો.

**તેના ગુણો નીચે વાંચો.**

વાપરીને અજબ થશો.

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૧.**

કમજોર પડેલી નસોનાં લીધે દુનીઆનુ સુખ ભોગવનાને બાતલ થયેલા પુરૂષોને નસોમાં વીજળીની માફક પાવર પેદા કરી નવી જીદગી આપે છે. જીંદગીનું નપુસકપણું દુર કરના માટે દુનીયામાં આ દવાની જોડી નથી. કી. ઔંસ ૧. ના રૂ. ૨૫,

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૨.**

હાથરસ અગર કોઇપણ જાતની કુટેવોથી તેમજ અત્યંત વીલાસથી નબળી પડેલી નસોને પોતાની અસલ હાલતપર લાવી નસોમા નવું જીવન આપે છે. કી ઔંસ ૧ ના રૂ. ૧૫)

**વૈભવ ચાર્મીંગ તીલા નં૦ ૩.**

આ તીલાનો ઉપયોગ કરવાથી જીંદગી સુધી નસો કમજોર પડતી નથી. જુવાનીમાં નસોને ચારગણી તાકાત આપે છે અને વૃદ્ધાવસ્થામાં પણ જુવાનીની હાલતને ટકાવી રાખે છે કી. રૂ. ૫)

દરેક **પત્ર વ્યવહાર** ખાનગી રાખવામાં આવે છે. સઘળો વ્યવહાર નીચેનાં સરનામે કરવો.

**ડૉ. વલેરા,**

ફોકલેન્ડ રોડ, મુંબઈ નં. ૪

# ચીનની કેટલીક કહેવતો.

[ લખનાર:—રમણલાલ નાનાલાલ શાહ. ]

એક પાંદડું હાલે ત્યારે આખી ડાળી હાલે છે.

સારો ઘોડો બે લગામ ન પહેરી શકે અને નીમકહલાલ પ્રધાન બે રાજાની નોકરી ન કરી શકે.

દૂર પાણી પડયું હોય તે નજીક લાગેલી આગ બુજાવવામાં કામ ન આવે.

ઘોડાને જંગલની ઘાસ ખાવા ન મળે તો તે જાડો નથી થતો. માણસને ઓચીંતી ચીજ ન મળે તો તે પૈસાદાર નથી થતો.

મન જ્યારે વિશાળ બને છે ત્યારે શરિરને આરામ થાય છે.

સદગુણનાં મુળીયાં અને દોલતનું ઝાડ,

બે માણસો એકજ વિચારના હોય તો તેમની બુધ્ધિના પ્રભાવથી ધાતું પણ કપાઈ શકે છે,

મહેનતનું કામ હોય તેનો બદલો પણ સારો મળે છે.

બગડેલા માંસનો ટુકડો આખુ ખાણું ખરાબ કરી મૂકે છે.

ઇશ્વરે માણસને જન્મ આપ્યો ત્યારેજ તેને મુર્ખ બનાવ્યો હોય તો તેને શીખવવા પ્રયત્ન કરવો એ વખત ગુમાવવા બરાબર છે.

જીવડું બહુ તો દસ પગલાં દોડે, પણ એક ઉમદા ઘોડાની પૂછડીમાં ભરાઈ જાય તો હજારો ગાઉ દુર જઇ શકે.

ગરિબને કુતરૂં કરડશે તો પણ કોઇ દરકાર નહિ કરે. અમીરજાદાને વીંછી કરડશે તો એટલા બધા માણસો તેને ટોળે મળીને જોવા આવશે કે તેનું ઘર તોડી પાડશે.

દેવતાની નજીક બેઠેલા હોય તેને જલદીથી ગરમી મળે,

પોતાના બાગમાં વાવેલુ શાક કોઇને સારૂં ન લાગે, પારકાના બાગમાં વાવેલું શાક ખાવામાજ ગમત આવે.

નવરાસની વખતે તૈયાર કરેલું ઉતાવળ વખતે કામ આવે.

તમારાં છોકરાંને શાંત બનાવવાં હોય તો તેમને સ્હેજ ભુખ્યાં અને સ્હેજ ટાઢાં કપડાં વાળાં રાખજો

એક ધંધાના બે હુનરીઓ એકમેકને ધીક્કારે છે

પંખા વડે પવન ન ખાઈએ અને બીજાને સામા થવા ઉશ્કેરીએ નહિ

દવા ખાઇયે અને પરહેજી ન પાળે તે ડોકટરની મહેનત નકામી ગુમાવે છે

મરઘડીના માળામાથી ફીનીક્ષ પક્ષીની શી આશા?

વગસમા પણ એક ભાઈબંધ ભાગ્યે માન આવે પણ દુશ્મન ઉભો કરવો હોય એ તો હલકનુ કામ

ઈશ્વર માણસના કપડા અને અનાજનો બંદોબસ્ત કર્યા પછીજ તેને જન્મ આપે છે

રસોઇયાઓ જે લોટ બગાડે છે તે ભરી આપે નહિ

પ્રમાણીક ન્યાયાધીશના નોકરો પતલા અને જોગવર દેવના ધર્મગુરૂઓ જાડા

સારો ઘોડો ઘાસ ખાવા પાછો નહિ ફરે તેમજ એક સારી ઓરત બીજી વાર પરણશે નહિ

વૈદ પોતાના દરદીને મારી નાખે તો પણ તેને સજા ન થાય

જેના મિત્ર દરેક જગ્યાએ હોય તેને દરેક જગ્યા સારી લાગે

માયાળુ મિત્રો નિમકહરામ ભાઈઓ કરતા બહુ સારા

જાણીતા મિત્રો સાથેજ પીવુ, અને ઉત્તમ કવિ પાનેજ ગાવુ

માણસના ઓળખાણવાળાઓ તો આખા દેશમા દરેક ઠેકાણે હોય પણ માણસના જાણીતા મિત્રો તો ઘણાજ ઓછા હોય

બજાર તેજીમા હોય ત્યારે કાછીયો ગાજર ધોવા ન બેસે

ધનવાન સાથે ભળીએ તો ગરિબ થઇએ

વાઘ અને હરણ બે જોડે ન ફરે

માણસો જ્યારે હળીમળીને રહે ત્યારે પાણી પણ મીઠુ લાગે

દસ તાળ પડેલા માણસો પકી નવ બદમાસ હોય છે અને દસમો બોબડો હોય છે

સદ્દગુણ અને દુર્ગુણ એ બહારના કામ છે, અને સુખ અથવા દુ ખ એ તેનો બદલો છે

લાડ લડાવેલા કુતરા પોતાના શેઠનો ખોરાક ચોરી જાય

ભાગેલી ભઠ્ઠી સારી ઇંટો પકવે

બુધા વડે ચોખા વધારે ધોળા થાય અને લાકડી વડે સારા છોકરાઓ થાય

લુચ્ચી દીકરી કરતા મૂર્ખ છોકરો બહુ સારો

માણસનુ વહાણ ઉંધુ વળી જાય અને મઠ ભાગી જાય ત્યારે તે થોડા વખતને માટે તે ગરિબ થઇ જાય છે, પણ જો તે ખરાબ બાયડી પરણે તો આખો જન્મારો તે ગરીબાઈમા સબડે છે

એક જણની ધણીયાણી બે ઘરનો ભાર ન ખાઈ શકે

પાણીની નજીક રહે તે મચ્છીઓનો સ્વભાવ જાણે

પૈસા ખરચાઈ ગયા પછી તમે દારૂ પીવો બંધ કરો છો અને ઘરડા થાઓ ત્યારે ધર્મ સંબંધીનાં પુસ્તકો વાંચવા મચો છો. (અર્થાત્ સો ચુવા ખા કે બીલ્લી હેજકુ ચલી!)

કાન જે સાંભળે છે તે આંખ જુએ છે તેવું નથી હોતું.

બધા તારાઓનો પ્રકાશ પણ એક ચંદ્રના પ્રકાશ જેટલો ન થાય.

કાચબાને જળ ખવડાવવા તે નકામો ખર્ચ કરવા બરાબર છે.

હલકાં લાકડાં બાળો તો તમારાં વાસણનાં તળીયાં બળે.

તમારી આગળનો રસ્તો જાણવા ઈચ્છા હોય તો તે રસ્તે જેમણે મુસાફરી કરી હોય તેમને પુછી જુઓ.

એક ખોટા વિચારથી આખી જીંદગી સુધી પસ્તાવું પડે.

કદરૂપી વહુ પોતાની સાસુથી પોતાનું અપલક્ષણ છુપાવી ન શકે.

હજારો માઈલને છેટે માત્ર માયાળુપણાનોજ અમલ ચાલી શકે. સખ્તાઈ અને જુલમનો ન ચાલી શકે.

સાત માળનો મહેલ ચણાવવો તે કરતાં એક માણસની જીંદગી બચાવવી વધારે સારી.

ઘરમાં કોઈ ન હોય તો દેવતા પાસે લુગડાં સુકવવા ન મૂકશો.

હરણનો શિકારી સસલાં તરફ નજર નહિ કરે.

મજીયારા ઓરડામાં કોઇ ઝાડુ ન કાઢે.

કાન સાંભળે નહિ તો હૃદય દુ:ખમાંથી બચી જાય.

જ્યારે લશ્કરના સરદારો ગરિબ બને અને ફેશનની ફીશીયારીમાં ફસેલા એદી અને અફીણીઆઓ ધનવાન થાય ત્યારે સામ્રાજ્યનો વિનાશકાળ નજીક આવે.

ફરજનો માર્ગ નજીક હોય છે પણ માણસ તેને દુર ખોળે છે.

મિજાજ કર્યા સિવાય પૈસાદાર બનવું તેના કરતાં બરબડયા સિવાય ગરિબ બનવું કઠણ છે.

કુમારિકા પોતાનાં મા બાપને રાજી રાખવા પરણે છે, વિધવા પોતાની જાતને રાજી રાખવા પરણે છે.

આકાશમાંથી વરસાદને તુટી પડવાનું મન થાય અને માને ફરીથી પરણવાનું મન થાય તો તેમને કોઇ રોકી ન શકે. (અમારા વાંચકો જાણતા હોવા જોઇએ કે ચીનમાં માનો દરજ્જો ઘણોજ ભારે છે. ચીનાઇ માતા એટલે દેવીથી પણ વધારે)

ઉંચા દીવાનું અજવાળું દુર પડે. નજીકની ચીજો અંધારામાં રહે.

પહાડ ઉપરથી વાઘ પકડવો સહેલો પણ રૂપિયા ઉછીના મેળવવા અઘરા.

મીજબાની વખતે કુતરાનું માંસ ન પીરસાય. (તે સિવાય તો કુતરાનું માંસ, સાપનો સેરવો, દેડકાંની ચટણી, ઉંદરનો ચેવડો, એ બધુંએ ચીનાના પેટમાં હજમ થઇ જાય.!!)

કુવામાં બેસીને આકાશ તપાસવા મંડે તેને કશું ન જડે.

નીચે પડેલો પડી જાય તેને વધારે ન વાગે.
માઠા માણસની ચાકરી કરજો પણ આળસુ માણસની તો કદીજ નહી.
સારો વેપાર કરતા હોય તે કર આપવાને ગરબડ ન કરે.
કુતરાને પકડવા વાઘ મોકલવો નકામો.
જે કાદવમાં સીધો ઉભો રહે તે તેમાં ચોંટી જાય.
ઘાસમાં સોય ખોવાઈ જાય તો રસ્તા ઉપર તે શોધવા ન નીકળીએ.

અબળાના હૃદયમાં જેવું હલાહલ ઝેર ભરેલું છે તેવું લીલા સાપના મ્હોંમાં પણ નથી કે ભમરાના ડંખમાં પણ નથી.

ઉચામાં ઉચા મીનારા બાંધવાનું કાર્ય જમીન ઉપરથીજ શરૂ થાય છે.
ધનુષની પણછ ઉપર ચડેલું બાણ જવુંજ જોઇએ.

બીલાડી ચોખા ચોરી જાય અને કુતરો આવીને ખાઇ જાય. (અકરમીના પડયા કાણા.)

આખી દુનિયામાં ફરો પણ કાગડા તો કાળાજ હોય.
ગધેડાને જાડું બનાવવાને ઘોડાને ભુખે મારવો એ કયાંનો ન્યાય?

બજારમાં રહેતો હોય તો પણ ગરિબ આદમીની કોઈ દરકાર કરતું નથી. ધનવાન શીતળ ટેકરીઓમાં એકલો રહેતો હોય તો ત્યાં પણ તેનાં દુરનાં સગાં તેને મલવા જશે.

સાચા સોનાને આંચ નહીં.
બે બેડી ઉપર એક પગે કાંઇ ઉભા રહેવાય?
ટોપલીમાં ચુનો ભરીને લઈ જાય તે જયાં જાય ત્યાં તેની નિશાનીઓ મૂકતો આવે.

મોટા ભાઈની વહુએ તૈયાર કરેલા જોડા નાના ભાઈની વહુને ચીળવા જેવા હોય છે.

હાથ આડો કરીએ એટલે કાંઇ સુરજનું અજવાળું ન ઢંકાઇ જાય.

છેતરાવું ન હોય તો ત્રણ ઠેકાણે જણસનો ભાવ પૂછીએ.

'મેજીસ્ટ્રેટ તમારી ગરિબાઇનો વિચાર નહિ કરે અને તમો પાતળા છો તેની દરકાર નહિ કરે (ચીનમાં લાંચ આપવા લેવાનો રિવાજ એટલો, બધો ધમધોકાર ચાલે છે કે ત્યાંનાં ગોઝારા કેદખાનાઓમાં દાખલ કરી જનમારા સુધી રીબાવવાનો હુકમ આપનાર ન્યાયાધીશ પણ લાંચ લે છે, લાંચ આપવાથી ગુન્હેગાર છુટી જાય છે અને ન આપવાથી બિચારો માર્યો જાય છે. તેને ઉદ્દેશીને આ કહેવત લખાયલી છે.)

ઝાડ ઉખડી પડે પછી છાંયડો કયાંથી?
આંધળાને રસ્તો પૂછયો શા કામનો?
એક ઘરવાળો દિવાલ બંધાવે અને બે ઘરવાળાને તેનો લાભ મળે.
જુગારની બદી ઉપર તમને શ્રદ્ધા હોય તો તમારા ઘરબાર તમારે વેચવાં પડશે.

ભાવ તાલની તકરાર કરજો પણ તોલ માટે તકરાર ન કરશો.

માણસના નશિબમાં ૬/૧૦ ભાગ ચોખા મેળવવાના લખ્યા હોય તો તે આખો દેશ ફરી વળે તો પણ તેને પુરા ભાગના ચોખા નહિ મળે.

સીધાં ઝાડ બધાંથી વહેલાં પડી જાય અને મીઠા કુવા સૌથી વહેલા ગળાવવા પડે. (અર્થાત દુનીયામાં ભલું થાય એના ભોગ છે.)

પોતાના બાગમાં ઉગાડેલું આદુ ખરાબ હોય.

વાઘની બોડમાં પેઠા વગર તેનાં બચ્ચાં કયાંથી મળે?

એક ટેકરી બે વાઘને આશરો ન આપી શકે.

જે માણસનું અંતઃકરણ કંચન સરખું નિર્મળ છે તે માણસ મધરાતે પોતાને કોઈ ઉઠાડવા આવે તો તેથી ગભરાય નહિ.

દાવો જીત્યા અને નાણાં ગુમાવ્યાં તે શું કામનું? (અથવા જે જાય હરણાર તેનાં જાય ઘરણાર.)

આગલા બારણેથી માણસ વાઘને કાઢી મુકે ત્યારે પાછલે બારણેથી વરૂ પેસી જાય. (બકરૂં કાઢતાં ઉંટડુ પેસે.)

બહુ જોરથી કડાકા ભડાકા થાય ત્યારે બહુ ઓછો વરસાદ પડે. (અર્થાત્ ગાજ્યા મેહુલા વરસે નહિ અને ભસ્યા કુત્તા કાટે નહિ.)

ઘડપણમાં કામ આવે માટે છોકરા ઉછેરવા, અને દુકાળને માટે દાણા સંઘરવા.

કુતરો પોતાના શેઠનો મિજાજ સમજી શકે.

કરચલાની દીકરી પક્ષીને કયાંથી જન્મ આપી શકે?

દુર દેશાવરમાં મિત્ર મળે તે અનાવૃષ્ટિ પછી આવેલા વરસાદ સમાન છે.

વાદળાં જતાં રહે પણ વરસાદ રહી જાય છે.

ઉંઘ ન આવે તે પથારીમાં વાંક છે એમ કહે.

જે પાણી વહાણને પોતાની ઉપર તેરવે છે તેજ પાણી તેને ડુબાવી દે છે.

તરવાર વતી દેવતા ન હલાવીએ.

કપડાં નવી જાતનાં આપણને ગમે છે.

એક ગાય ઉપરથી બે ચામડાં ન ઉતરે.

કોઈ સોયને બે અણી ન હોય.

નદી કિનારે જઇને માછલાં પકડવા ઇચ્છા રાખવી તેના કરતાં ઘેર જઇને જાળ વણવી વધારે સારી.

હજાર શીલ્પીકારો ભેગા મળે ત્યારે હજાર ભુલો કરે.

મૂર્ખ પંખી પહેલાં ઉડે.

બાટલીવાળાની અસલ ક્વીનાઇન ટેબ્લેટ ૧ ગ્રેન; દરેક બાટલીમાં નંગ ૧૮૦.
બાટલીવાળાની અસલ ક્વીનાઇન ટેબ્લેટ ૨ ગ્રેન; દરેક બાટલીમાં નંગ ૧૦૦.
બાટલીવાળાનું એગ્યુમીક્ષચર મેલેરીઆ તાવ, ઇનફ્લુએન્ઝા વગેરે માટે દવા.
બાટલીવાળાની ટૉનીક પીલ્સ ફીક્કા માણસો અને મજાનતુની નબળાઇ માટે ગોળી
બાટલીવાળાનો ટુથ પાઉડર, દાંતના રક્ષણનું મંજન.
બાટલીવાળાનો રીંગવર્મ ઑઇન્ટમેન્ટ, દાદર, ધોળી ઇચ વગેરે માટે મલમ.

સઘળા દવા વેચનારાઓ પાસેથી મળશે અથવા લખો.

**ડા. એચ. એલ બાટલીવાળા સન્સ એન્ડ કું० લીમીટેડ.**

નં. ૮૭ વરલી મુંબઈ નં. ૧૮.

તારનું સરનામું ડાક્ટર બાટલીવાળા દાદર.

**Dr. H. L. Batliwalla Sons & Co., Ltd.**

No. 87, WORLI, 18 BOMBAY.

Telegraphic Address: "DOCTOR BATLIWALLA, DADAR."

---

## ગ્રાંટરોડ વેરથી તમારે મારકીટ વેર ધકેલા ખાતા જવાની કંઈજ જરૂર નથી.

જામ, જેલી, બીસ્કીટ, સારડીન, કોકો, ચૉકલેટ, ઇ. વલાતી ...રોકી; સેન્ટ, લવન્ડર, કોલોનવૉટર, સાબુ, તેલ, હેરઓઇલ, જાતજાતના મેકરોના; જેપાનીઝ અને ચાઇનીઝ કટલરી, તથા ભેટ સોગાદને લાયકની હમા ચીઝો; પેટન્ટ મેડસીનો, અને પરફ્યુમરી, મારકીટ ભાવે અમો વેચ્યે છીએ.

# પીરોજશા નશરવાનજીની કું

શેઠના ચૉલ, ગ્રાંટરોડ, મુંબઈ.

માલેક:—પરિશા શાપુરજી ભેસાનીયા.

---

## જે. ખરશેદજીની કું०

(આ કંપની વીસ વરસનાં જુનાં અનુભવીની જાતી દેખરેખ હેઠલ ચાલે છે.)

હમારે ત્યાંથી નવસારીની કસ્તી, ઘી, ખાંડ, મેવો, દરેશો મસાલો આહુ, કોરી, સુખડ, લોબાન, અગર, બચ્ચાંના રમકડાં, નવાં વરસનાં તથા બર્દદે કાર્ડો, ભેટ આપવા લાયક ચીઝો; તથા દરેક જાતનો વિલાયતી માલ, પેટંન્ટ દવાઓ, વિગેરે. કીફાયત ભાવે મલશે.

તાપ્પા બીલ્ડીંગ, રેલ્વે હોટલની સામે, ચનીરોડ જંકશન મુંબઇ.

# એકજ ભૂલ જીંદગીની ધૂલ.

## એક વારતા.

લખનાર—Queen Anis.

## પ્રકરણ ૫ મું.

### આર્નબ્રુકનું ધર્માલય.

પ્રીય વાંચનાર, આર્નબ્રુકના એક સુંદર ગામડાંમાંના એક નાના બંગલા તરફ તારી નજર દોડાવ, કે જે સુંદર પુલ ફુલોથી લચી પડેલા ઝાડો અને છોડવાઓથી ઢંકાએલો છે.

લગભગ દશ વાગતાનો વખત હતો, કે જ્યારે એક નાના સોભાયમાન ઓરડામાં તેબલ ઉપર નાસ્તો તૈયાર પડેલો હતો કે જે પોતાના પરોણાઓની વાર જોતો, અને તે ઈંગલીશ કુટંબની સુખ—શાંતીનોજ ભાસ આપતો હતો.

બારણુ હલવેથી ઉઘડયું, અને એક અતી રૂપાળી છોડી, (તે ઘરનો એકપુરો ચેરાગ) દાખલ થઈ. જ્યારે તેણી દાખલ થઇ, ત્યારે તેણીના સુંદર લબોમાંથી ગાયણના સરોદો બહાર પડતા હતા, જ્યારે તેણીની સુંદર મોટી બ્લુ આંખ્યોમાંથી ખુશાલીના ચમકાર બહાર પડતા હતા, અને કસ્ચલીદાર વાળનાં ઝુલફાં હવામાં ગેલ કરી રહયાં હતા. તેણીનો ચહેરો નાજુક અને શરીરનો બાંધો પુરેપુરો સંપુર્ણ ઘડાયો હતો, કે જેવો તેણીની જાતીમાં કવચીતજ માલમ પડતો.

તેણી મરાયા રેમર હતી. તેણીના ત્યાં દાખલ થવા પછીની થોડીક પળોમાં તેણીના મા બાપ ત્યાં દાખલ થયાં, અને ત્રણે જણે નાસ્તો કરવો શરૂ કર્યો નાસ્તા દરમ્યાન તેઓની મુખ્ય વાતચીત એક ચોકકસ બાબદ માટેજ હતી. તે એ કે, ડો૦ રેમરનો એક પગારદાર પાદરી કેટલેક વરસે નોકરી છોડી જતો હતો, કે જે પોતાની નોકરી દરમ્યાન ઘણોજ મહેનતું અને પ્રમાણીક નીવડયો હતો. હવે મી૦ રેમરને ચીંતા ઉપજી, કે તેનાજ જેવો એક મેહનતું માણુસ કયાંથી સોધી કાઢવો ? તે માતા અને દીકરી તેમને કાંઇ કાંઇ સલાહ આપતાં હતાં તેટલાં તેમનો ચાકર ડો૦ રેમરને નામના બે કાગળો લઇ દાખલ થયો. તેમને ખાતાં ખાતાંજ

છે તેજારીથી ચશ્મો ચઢાવ્યો. અને એક કાગજ વાંચવા માડયું, વાંચી રહેવા પછી તરતજ તેને પોતાની બેટી તરફ જોયું અને બોલ્યો, "મરાયા, તારા હાથની માગણી થઇ છે."

તેણી ફકત તેમના બોલો તરફ બેદરકારપણે હસી.

"આ કાગળ"—(ખંખાર) મારા એક મીત્ર તરફનું છે."—(ખંખાર)—"એ આજે મારા ગળાંને શું થયુંચ કોણ જાણે?" ડો૦ રેમરે કહયું. ખરીવાતતો એ હતી કે તે જરા ઉશ્કેરાયેલો હતો. "એલીઝાબેઠ, જરા મને એક બીજું કપ ચા આપ." અને વધાર્યું, "આ કાગળ મારા મીત્ર ડો૦ ગોરનુ છે."

આ નામ સાંભળી મરાયા બેઅખત્યાર હસી પડી, અને બોલી. "પપા! મને ડો૦ ગોર તમારા ફ્રેન્ડ તરીકે ગમે છે. પણ મારી સાથ પરણવાને માટે તો બહુ બુઢા છે. તમારા કરતાં પણ મોટી ઉમરના."

"હા, તે લગભગ પચાસની ભરતીમાં આયોચ ખરો," તેને હુકારો પૂર્યો, "તો પણ તે તારે માટે સુંદર માગણી કરે છે. વળી તે આપણો વડો ધર્મગુરૂ છે."

"ઓ! હું કેવું ઇચ્છું છું કે લોકો એ બાબદમાં મારી દીકરીનો પીછો છોડે તો સારૂ. મારૂ એ એક પુરૂં બચ્ચું છે. મારે એને હવડાં પરણાવીજ નથી. તમે લોક શા માટે એને મારી પાસથી છીનવી લેવા માગો છો!" મીસીસ રેમરે અધીરાં ભાવથી પૂકારી ઉઠી.

"મરાયા, હું શું જવાબ લખુ? તું એ કાગળ વાંચે તો ઠીક."

"પપા! તમને શું લાગેચ? હું તો કદીબી ડો૦ ગોરને મારા ખાવીંદ તરીકે ચાહી શકું નહી. તમારે જોઇયે તે સભ્યતાપૂર્વક જવાબ લખી વાળજો."

હવે તે વાત પડતી મુકાઈ. અને ડો૦ રેમરે બીજું કાગજ ઉખેડયું, અને વાંચ્યું. "ઓ! આ તો મારા જુના શિક્ષક તરફનું છે, સાંભળેચ કે એલીઝાબેથ! તે લખેચકે, એક તેનો ફ્રેન્ડ કે જે બચારો મરણ પામ્યો છે, તેનો એકનો એક દીકરો કે જે હોશીઆર અને કેળવાયલો છે, તેને હું એક પાદરી તરીકેનુ શિક્ષણ આપી શકીશ કે નહી?"

"આ એક કેવી ખુશ ખબર, વ્હાલા!" મીસીસ રેમર બોલી. "આ તો તમને જોઈતું હતુ તેવુંજ મલ્યું. પણ તેનુ નામ શું?"

"નામ?" તેને કાગળમાં જોઈ કહયું "આરથર એઝ. ચાલ એબી ઠીકજ થયું. મને જોઈતુ હતું, તેવુંજ આઇતુ મળી ગયું. લાવ એનો, તુરત જવાબ લખી નાખું."

"પેલાં બીજાં કાગળનેબી પપા!" મીસ રેમરે યાદ આપી.

"બીજું કાગળ?" તેને અજાયેબીથી પૂછયું. "અરે હા ખરા, મને તો તેની યાદજ નહી આવી. ઠીક છે, તેનો પણ રસ્તો થશે." અને આવી રીતે તે વાત ત્યાંજ અટકી.

બીજી સવારે તેઓ ત્રણે જણ કલોસફીલ્ડ ગયાં, જ્યાં તેઓએ દેવળને લગતા બંગલામાં ઉતારો લીધો. તેઓ જઈ પુગવાની બપોરે ગોઠવણ મુજબ તે કોઈ જવાન આરથર ચેઝ પણ આવી પુગ્યો.

જેવો તેને રેકટરીમાં પગ મુકયો, કે મરાયાજ તેની સામે આવકાર આપવા આવી ઉભી, કારણ તે વખતે મી૦ અને મીસીસ રેમર ઘરમાં હતાં નહી. પહેલીજ નજરમાં મરાયાના મગજ ઉપર તે જવાન માટે સારો છાપ બેઠો. તેનો મરદાનગી ભર્યો દેખાવ, ઉંચી પેશાની એ મધળુ તે એક ઉંચ ખાનદાનથીજ ઉતરી આવ્યો હોય તેવું લાગતુ હતું. તેની વાતચીત કરવાની રીતભાત સામાનું મન જીતી લેવાને પુરતી હતી, અને તેથીજ મરાયાની તેની તરફની ભલી લાગણી માટે નવાઈ જેવું હતુંજ નહી.

મરાયાજ નહી, પણ જ્યારે તેણીના માબાપ પણ જ્યારે રેકટરીમાં પાછાં ફર્યાં અને તેની મુલાકાત લીધી, કે તેઓને પણ તે જવાન જોતાં સાથે ગમીજ ગયો. અને આ રીતે તે થોડા વખતમાં તો સઘળાંનો માનીતો થઈ પડયો.

વખત વહેવા લાગ્યો, અઠવાડીઆ અને મહીનાઓ કયા પસાર થઇ ગયા, તે મુખ્ય કરી મી૦ ચેઝ કે મીસ રેમરને તેનો ખ્યાલ પણ નહી હતો. કારણ તેઓ એકમેકની સગત અને ખ્યાલમાં સુખી હતાં. વખતના વ્હેવા સાથ તેઓ વચ્ચે દોસ્તી બંધાઈ, અને પછી જેમ સાધારણ રીતે બનેચ તેમ તે દોસ્તીએ થોડાજ વખતમાં પ્યારનુ રૂપ પકડયું.

---

## પ્રકરણ ૬ ઠું.

તે એક એપ્રીલ મહીનાની સાંજ હતી, કે જ્યારે મી૦ રેમર ગાઉટથી અકડી ગયેલો પોતાના બીછાના ઉપર પડયો હતો તે લગભગ ૧૫) દિવસ થયાં એવી ને એવી હાલતમાં હતો, કે જેથી તેનાથી ચાલી હાલી પણ શકાતું ન હતુ. મીસીસ રેમર પણ તેણીને ચેન નહી પડવાથી ઉઠી, અને પોતાનું શુઠવાનું લેવાને જમવાના ઓરડામાં દાખલ થઈ.

જેવી તેણી ત્યા દાખલ થઇ, કે તેણીની સીધી નજર બારી બહાર પડી, અને તેણી એકદમ ચોંકી. એવું તે તેણીએ શું જેયું? તેણીએ મી૦ ચેઝને પોતાની બેટી મરાયાના ગલાં આસપાસ હાથ વીટાળી ધીમેથી વાતો કરતાં દીઠો.

જો તેણીએ એક રીંછનો પંજો પોતાની દીકરી આસપાસ પડેલો જોતે તોબી તે એટલી ચોંકતે નહી, અને તેણીની મરજી ઉપરાંત પણ તેણીથી બુમ પડાઇ ગઇ. તે બુમથી કરી મી૦ ચેઝની સુધી ઉગડી. અને ચોકીને તેને પોતા પાસથી મીસ રેમરને છુટી કરી.

તેને કાંઈક ખુલાસો કર્યા વગર છુટકો હતોજ નહી. જેથી તેને પોતાનો સઘળો યાર, આશા, તે કેટલી હદે મરાયાને ચહાતો હતો, તેણીને તે ભવિષ્યમાં પોતાની માગ્યણ બનાવવા ઈચ્છતો હતો તે સઘળું કહ્યું. પણ નહી. સઘળું ફોકટ હતું. મીસીસ રેમર એટલી બધી તો ગુસ્સે થઈ ગઈ હતી, કે તેણીથી એક શબ્દ પણ તેને પાછો વાળી શકાયો નહી.

તેણી એકદમ ડો૦ રેમર આગળ દોડી, અને સઘળી બીના રડતી ચશ્મે જણાવી, તે પાદરી કે જે આગળ જણાવ્યુ તેમ ગાઉતથી અકડી ગયો હતો, અને ઉઠી બેસી શકતો નહી હતો, તે પણ જ્યારે આ ચોંકાવનારી બીના સાંભળી, ત્યારે એકદમ બીછાનાપર ઉઠી બેઠો, અને ગુસ્સાથી મીસીસ રેમરને તે પોરીઆને પોતાની આગળ મોકલી આપવાને હુકમ કર્યો

મી૦ ચેઝ દાખલ થયો. તેને સમજાવવા માગ્યું, પણ ડો૦ રેમરના ભેજાંમાં કાંઈ ઉતર્યું નહી.

"તારી સાધ ઠેકાણે છે કે છોકરા!" તેને આરથરને સમજ્યા પછી બુમ પાડી.

"હા સાહેબ." તેણે ઠડાઇથી જવાબ વાળ્યો.

"મને નહી લાગતું કે હોય," ડો૦ રેમરે તાણો મારતાં કહ્યુ. "તું ખાનદાનો સવાલ વિસરી જાયેચ છોકરા, તુ શુ જાણતો નથી, કે મરાયા, મારી બેટી એક પેનશનર પાદરીની દીકરી છે."

"હું તે સઘળુ કબુલ કરૂંચ સાહેબ, પણ તમેબી ભુલેલા લાગોચ કે હું પણ એક ઉંચ કુટુંબથી ઉતરી આયોચ જો કે મારી હાલની સ્થીતી એક નાના પાદરી તરીકે મીસ રેમરને બીલકુલ લાયક તો નથીજ તો પણ સાહેબ હું કાંઈ હંમેશ એવીજ હાલતમાં થોડાજ રહેવાનુ છું?—હું મારૂં—"

"બસ સાહેબ બસ," ડો૦ રેમર વચ્ચે બોલી ઊઠયો. "હું ધારૂંચ ત્યાં સુધીતો તમને મુદ્દલથી વધવાના ચાન્સીસ છેજ નહી, અને તેથી તમારે એ ખ્યાલજ પડતો મુકવો પડશે."

"અરે સાહેબ!" આરથરે ઉશ્કેરાઇને બુમ પાડી. "મને આગળ વધવાના ઘણુ જોગ છે, મારો કાકો બહુ પૈસાવાળો છે, તેમજ મારા ઘણા મીત્રો છે કે જેઓની મદદથી હુ ઘણોજ જલદી આગળ પડી શકશ, પછી સાહેબ, હું તમારી છોકરીના હાથની માગણી કરવાની આશા રાખુંચ."

"કદીબી નહી સાહેબ, તમારૂં બોલવું કઢંગુ છે."

"અરે પણ ડો૦ રેમર, મને-"

"નહી, કાંઇબી નહી, સાહેબ, તમે ફરીથી કોઈબી દીવસ મારા મકાનમાં પગ મુકશો નહી. તમારે ફકત મોરા ચેલા તરીકે મને દેવળમાંજ મલવું."

મી૦ ચેઝ ઓરડો છોડી, ચે ઊતર્યો, કે સાંમેજ મરાયા રડતી અને ધ્રુજતી મળી. "અરે આરથર! શું અબ ?"

"હાલતો તદન આશા વગરનીજ વ્હાલી. તારા પપા તો સાફ નાજ કહેછ, અને આપણા ભલાંને માટે હાલતો આપણે છુટાં પડવુજ જોઇયે કાંઈ નહી વ્હાલી, ભવિષ પર સબુરી રાખ, ખુદા આપણા સાચા પ્યારનેજ ફતેહ બક્ષશે માટે હાલતો આપણે થોડા વખતને ખાતર છુટાં પડવુંજ જોઇયે સલામ મારી વ્હાલી, આપણા પાછા એક થવાનો વખત આવે ત્યાં સુધી તો છેલ્લી સલામ. ખોદા તને હમેશ સુખી રાખે."

તેજ વખતે તેણીના બાપે તેણીને હાંક મારી.

તેણીના મુખમાંથી એકાએક દુખની ચીસ મુકાઇ ગઇ, કે જ્યારે તેણીનો દેખાવજ ખચીત દયા ઉપજાવા જોગ હતો. આખમાંથી ધોધમાર પડતાં આંસુ સાથ તેણી તેને વળગી પડી. "ઓ આરથર વ્હાલા તારા વગર હું ખચીત મરણ પામીશ."

પણ નહી મી૦ ચેઝ બરાબર જાણતો હતો, કે જેમ તે તેણીની પાસે વધુ થોભશે તેમ તે બનેનું દુખ ભેવડું થશે. જેથી તે મકમજ રહયો અને તેણીને છેલ્લીજ વાર હૈયા સરસી ચાંપી, તે ઓરડો છોડી બાહાર પડયો.

મરાયાએ સુધ્ધી ખોહી દેતાં જીગરે તેને મકાન છોડી જતો બારીના કાચો વાટે જોયો, કે તેનાં છોડી જવા સાથજ જાણે તેણીનુ જીગર ભાગીને ભૂકો થઇ જતુ હોય તેમ લાગુ. એવી હાલતમાંજ તેણી થોડીક પળ ઉભી, કે ફરી તેણીના બાપનો કરડો સાદ બોલાવતાં સંભળાયો.

"અરે હું ખચીત મરી જવશ, ખોદા મને આ દુખમાંથી છોડવ!" તેણી નીરાસીથી બરબડી, અને પોતાના બાપ આગળ ગઇ.

અને ખચીતજ, તેણી આ ટકેજ મરી જતે તો લાખો દરજ્જે ઠીક થતે, કે હવે પછી તેણીના નશીબમાં જે જોવાનુ હતું તેમાંથી તેણી છુટટે.

## પ્રકરણ ૭ મું.

### શું હવે પણ હું આશા નહી રાખુ?

મહીનાઓ પસાર થવા લાગ્યા, ફલોસફર્ડમાં આવેલા પોતાના બંગલાની એક બારીએ મરાયા રેમર પોતાના નાતવાન હાથોમાં માથુ નમાવી વિચારમાં બેઠી હતી

ગયા એપ્રીલ મહીનાના બનાવોએ તેણીનામાં પુષ્કળ ફેરફાર કર્યો હતો. જવાન આરથર ચેઝથી તેણીને જે રીતે છુટી પાડવામાં આવી હતી, કે જે જબરીનુ પરીણામ તેણીની તંદરોસ્તીના નખોદમાં આવ્યુ હતું તેણી તદન નાતવાન અને અશક્ત થઇ ગઇ હતી.

આખરે તેણી પોતાના માબાપની મરજીને આધીન થઇ હતી, કારણ તેની એક એટલી તો તાબેદાર છોકરી હતી, કે તેણીએ એકબી છુપુ કાગળ મી૦ ચેઝ પર લખ્યુ નહી. અથવા તો તેને મળી નહી, પણ તે જુદાઇનું દુઃખ છુપી રીતે અંદરને અંદરજ ખમતી, કે જે ગુપચુપ ખમવાના પરીણામથી તેણીનું હારગળાતું આલ્યું. ડોકટરો તેણીને કોઇ પણ ચોકસ દુઃખ છે એમ કહેતાજ નહી, અને આવી રીતે અઠવાડીઆ અને મહીનાઓ પસાર થવા લાગ્યા, કે જ્યારે લોકો તેણીના હાલ જોઈ એમજ બોલવા લાગ્યા કે હવે તેણી કાંઇ વધુ જીવે નહી.

તેણીની માતા વારંવાર ડો૦ રેમર આગળ ગુંઠણ મંડયે પડી પોતાના બચ્ચાંને એક પુરા ચેરાગને બચાવી લેવાની અરજો કરતી. પણ નહી, તે ઘાતકી બાપના ભેજાંમાં કાંઇજ ઉતરતુ નહી. તેને જાણે જોવાને આંખજ નહી હતી, એટલો તે હયા સુનો બની ગયો હતો. અને જવાબમાં એકજ પીજન કરતો, કે વખત જતાં પોતાની મેળે તેણી પોતાનો ગમ વિસરશે.

એક દિવસ ડો૦ રેમર જયારે પોતાના ઓરડામાં બેસી વાંચતો હતો, તેટલાં એક નોકર અંદર દાખલ થયો, અને કહ્યું. "તમને મી૦ ચેઝ મળવા માંગે છે, સાહેબ!"

"કોણ?" ડો૦ રેમરે ઉઠતાં અચરતીથી પુછયું.

"મી૦ ચેઝ, સાહેબ." તેણે ફરીથી કહયું. "તેવણ લાયબ્રેરી રૂમમાં બેઠા છે."

ડો૦ રેમર બડબડતો ખડભડતો જ્યાં મી૦ ચેઝને બેસાડવામાં આવ્યો હતો, ત્યાં ઘણાજ કરડા દેખાવે દાખલ થયો. પણ તે જવાન તો કશાંમાંજ હોય નહી તેમ તેને જોઇ હસ્તે ચેહરે ઉભો થયો.

"તમારૂં હયાં શું કામ પડયુ સાહેબ?" ડો૦ રેમરે ગુસ્સાથી પુછયું.

"સાહેબ, હું તમારી પાસે થોડા દિવસની રજા લેવા આવ્યો છું. ગઇ કાલે બપોરના મને એકાએક મારા કાકા તરફથી અની શોકજનક ખબર મળીચ, કે એવણનો એકનો એક દીકરો એટલે મારો કઝીન ડરહેમ ચેઝ, કમનશીબે બોટમાં ફરવા ગયો, ત્યાં અકસ્માતીક બોટ ઉંધી વળવાથી તે બીચારો ડુબી મરણ પામ્યો છે. અને તેટલા માટે મારા કાકાએ મને એકદમ તેવણ તરફ ઉપડી આવવા લખ્યું છે."

"મારી સગવડતાના વિચાર વગર?" ડો૦ રેમર તરફથી તરારો થયો.

"પણ સાહેબ, લઇ ચલાવુંજ પડશે. મારૂં ત્યાં કદાચ અગત્યનું કામ હશે. કારણ હવે હુ તેમનો વારેશ થયો છું."

"શુ" ડો૦ રેમરે કાંઇક અજાયેબી અને ગભરાતની ભેદી ભુમ પાડી.

"હા સાહેબ હવે હુ મારા કુટુંબની સઘળી એસ્ટેટ અને ડરહેમ પાર્કનો વારેસ છું, કારણ મારા કાકાના હવે બીજાં કાંઈ પણ છોકરાં નથી, મારો ખુદાજ સાહેદ છે કે એ મારા જવાન વ્હાલા પીત્રાઇના કવખતના મોત માટે હુ કેટલો દીલગીર છું...તો પણ—તો પણ સાહેબ, હવે હું ધારૂચ કે—કે—"

"કે શું સાહેબ ?" ડૉ૦ રેમરે વચ્ચે પૂકાર્યું.

"જો કે મારે એ વાત હવડા: કાઢવી પણ નહી જોઈયે, કારણ હજી તો મારા પીત્રાઈના સબ પર ઠંડી માટી પણ નથી પડી તોપણ સાહેબ હવે હું આશા રાખુચ કે તમે મારા પાછા આવવા પછી મીસ રેમરને મળવા દેશો. મેં સમજ્યું કે તેણી ઘણીજ સીક હાલતમાં છે ?" તેણે અતી દુઃખી સાદે પૂછયું.

"મીસ રેમર સારીકાની છે. હું તમને રજા આપું છું. તમે બેલાસક જાઓ, અને મારી તરફથી મી૦ ચેઝને દીલાસો દેશો."

આ બનાવ પછીના થોડે દિવસે આરથર પોતાના કાકાના ઘરથી પાછો ફર્યો, અને મરાયાના બાપ આગળ તેણીના હાથની ફરીથી માંગણી કરી, કે જે હવે તો તેની તરફથી મોટી ખુશીથી કબુલવામાં આવી.

તે સીધો મરાયાના રૂમ તરફ દોડયો. કે જ્યાં તેણી આ સઘળા બની ગયેલા બનાવોથી તદન અજાણ દુઃખી જીગરે ઈઝીચેર પર પડી હતી.

આહ! આખરે તેઓ મળ્યાં. નવ મહીનાના જુદાઇ પછી પાછા મળ્યાં. જેવો આરથર ઓરડામાં દાખલ થયો, કે તેના પગલાંના અવાજથી તેણી ચોંકી, અને પાછળ ફરી જોતાં પોતાના વહાલાને ઉભેલો જોયો, કે જે દેખાવ માટે તેણીને આટલો વટીક ભરોસો નહી આવ્યો, કે તે ખરો બનાવ હતો કે સ્વપ્નો. પણ નહી, આખરે તેણીને ખરી વાતની માહેતી થઇ; અને ઘડીભર પોતાના બાપનો સખ્ત હુકમ પણ ભૂલી ગઇ, અને નાતવાન લથડતાં પગલાંએ થોડાક કદમ આગળ વધી, એક પણ બોલ બોલ્યા વગર તેના હાથોમાં સુધી બેહોશ ઢગલો થઇ પડી. તેણીની નબળી તબીએટ માટે અચબુથી મુલાકાત કરવાની શકિત બહુ થઈ ગઇ હતી.

---

## પ્રકરણ ૮૯ મું.

---

### કીનો.

હવે આપણે લેવેન્યા સ્પાઇન તરફ વળીશું. આપણે છેલ્લાં તેણીને પોતાના બાપ સાથ સસેક્ષમાં છોડી આવ્યાં હતા, પણ હાલ તો તેણી લંડન આવી વસી હતી.

મહીનાના મહીના પસાર થઈ ગયા હતા. પણ ડરહેમનો કાંઈ પણ પતો હતો નહી. તેણી પણ રાતને દિવસ તેનોજ વિચાર કરતી ઘેલી માફક ફરતી. રાતના પણ તેણી શાંત ઉંઘે ઉંઘતી નહી. અને કદાપી જો આંખો મીચાતી, તો તુરતજ નજર સામુ મી૦ ડરહેમનાજ સ્વપ્ના ખડા રહેતા. એવી રીતે તેણી તદનજ બેકરાર જીંદગીએ જીવતી હતી.

વાંચનારે અત્યાર આગમચનું જોઇ લીધું હશે, કે આરથર ડરહેમ અને આરથર ચેઝ એકજ પુરૂષ હતા, પણ અત્રે એક બીજી બીના પણ જાણવી અગત્યની છે, કે મીસીસ રેમર મી૦ ગ્લાઈનની બેન થતી હતી, પણ તેઓ વચ્ચે પત્ર વહેવાર થોડોજ હતો અને તેજ પ્રમાણે જ્યારે મરાયાના લગ્ન આરથર ચેઝ સાથ નક્કી થયા તે વખતે મીસ રેમરે પોતાના ભાઇ મી૦. ગ્લાઈન અને તેના કુટુંબને લગ્ન વખતે હાજર રહેવાને આગ્રહથી આમંત્રણ કર્યું.

આ વખતે મરાયાની શું હાલત હતી? વાચનાર તું કલ્પી પણ નહી શકે એટલો સરમ ફેરફાર તેણીનામાં થયો હતો. ઠંડીની સીઝનમા તેઓ ફરી આર્નશુક ગયાં હતાં, કે જ્યા મી૦ ચેઝ તેણીની નઝદીકનો નઝદીક હોવાથી તેણીના સુખની સીમાજ નહી હતી તેઓના લગ્નની કીયા એપ્રીલ મહીનામાં થનાર હતી, કે જે વખતે કોણને નોતરવાનાં હતા તેના નામ જ્યારે મરાયાએ પ્રફુલ્લીત જીગરે આરથરને કહી સભળાવ્યા; ત્યારે તેમાંના એક ચોકસ નામે તે કાંઇક ચમકયો.

"ગ્લાઇન? ગ્લાઇ?" તે પુકાર્યો. "મરાયા, વ્હાલી, એ તારૂ કોણ સગું થાય? તેઓ કયા ગામના રહેવાસી છે?'

"કોઇ ચોકસ ગામના છે એમ તો કાંઇજ નહી, પણ હાલમા તેઓ લંડન રહે છે." તેણીએ તેના આ ઉંરકેરાટ માટે લગાર અચરત થતા જવાબ વાળ્યો.

"લંડનમા? શું તું બરોબર જાણેચ વ્હાલી?" તેને કાંઇક છુટકારાનો દમ ખેચતા પાછુ પૂછયુ.

"કાંય, તમો તેવણને ઓળખોચ શુ વ્હાલા?" તેણીએ આતુરતાથી પૂછયુ.

"નહી, નહી. પણ મારો કોલેજ ફ્રેન્ડ એજ નામે હતો, તેથી હું જાણું જે તુ તેનાજ કુટુંબને માટે બોલેચ કે કેમ." અને તે વાત ત્યાજ અટકી.

"નહી, નહી. આપણુને આર્નશુક જેવાની કાંઇ જરૂરજ નથી." લેવેન્યા કે જેણીને તેના પુઈ તરફના લગ્નના તેડાંને માટે વાકેફ કરી, ત્યારે બુમ પાડી ઉઠી. "આપણને એ પાદરીના કુટુંબ સાથે લાગેચ વળગેચ શું જે તેની વાત?" તેણી પાછી પોતાની અસલી ઢપ પરજ ઉતરી પડતા ગાંડુ ઘેલુ બકવા લાગી, આ ગરીબ બિચારા માબાપ, તેણીના આ ધડક ધુજારાથી બીહીને નહીજ જવાનો વિચાર કર્યો. પણ તેણીની પેલી આગલી વીશ્વાસુ દાસી ડોબસન, કે જેણી હજી પણ તેણીના વિશ્વાસમાજ હતી, તે તેણીને સમજાવવામાં ફતેહ પામી, અને તેઓ લગ્નની ત્રણ દિવસ આગમચ આર્નશુક આવી પહોચ્યાં.

"ઓ ખુદા! તું કેટલી ફીકી અને પાતળી છે?" તે પીત્રાઇ જ્યારે એક એક સાથ મળી ગઇ, ત્યારે મરાયાએ દીલગીરીથી તેણીને પુછયુ. "હુ તો તને હમેશ કાંઇ જુદાજ રૂપમાં જોવાની આશા રાખતી હતી."

"હવે એ વાત જવા દે, વ્હાલી બહેન, ને મને તારા ભવિષ્યના ભરથાર વિષેજ કાંઈ કહે. શુ તે ખુબસુરત છે? તેનું નામ શુ?"

"તેનું નામ આરથર છે; વ્હાલી." મરાયાએ જવાબ વાળ્યો.

"આરથર! આરથર!" લેવીન્યા લગભગ દીવાના તોરથી પુકારી ઉઠી.

"ઓ શું છે બેહેન? શું તને એ નામ ગમતું નથી?"

"મને નહી ગમતું!" તેણી પોતાના મનમાં બરબડી, જ્યારે તેણીની આંખો આંસુથી તર હતી. "ઓ ખુદા! મને બીજું કયું નામ એટલું બધું પ્યારૂં છે!!"

લગ્નની એક દિવસ આગમચ મી૦ ચેઝની પણ ચાર્નબુક આવી પહોંચવાની વકી હતી, કે જે પાંચ છ દિવસ જોઇતું કરતું વસાવવા માટે લંડન ગયો હતો. લગ્ન વખતે પહેરવા મરાયાને માટે જે હારની વરદી કરી હતી તે પણ આવી પુગ્યો, કે જે સર્વ જણ હાથમાં લઇ ઉલટથી જોવાં લાગ્યાં.

"ઓ, પણ અંદર ઓરેન્જના પુલો કયાં ગોઠવ્યાંચ?" મરાયા તે હાર જોઇ પુકારી ઉઠી, કે જેમો ખચીતજ કાંઇ નજર ચુકથી તે પુલો મૂકવાના વિસરાઇ ગયાં હતાં.

"પણ હવે કાંઈ એ પાછો મોકલવા જેટલો પણ વખત હાથમાં રહયો નથી વ્હાલી બેટી." મીસીસ રેમર બોલ્યાં. "કાંઇ નહી. તું દીલગીર ના થા. આપણે આપણીજ માલણને કહીશું તો એમાના થોડાક ફુલો લાવી આપશે, જે આપણે એ હારમાં ગોઠવી દઇશું. તેણી બોલતી હતી કે, આજે તેણી પાસે બધી જાતના પુલો તાજાં આવેલાં છે."

"અરે ગરીબ બિચારી!" મરાયા દીલસોજીથી બરબડી. "હું ખચીતજ કહુંચ, કે તેણીએ આ આપણે ત્યાંના બનાવને માટેજ એ બધાં પુલોની વરદી કરી હશે, કે આપણે એની પાસે મંગાવશું. કાંઇ નહી મમા, ત્યારે તો એની પાસેથી બધાંજ ફુલો લઇ લેજો, કે તેણી ખુશી થાય."

ગોઠવણ મુજબ બપોરના ત્રણ વાગે ખાણા પછી તે બંને નરણ લોજાઇ મીસીસ રેમરને મીસીસ ગ્રાહાને સે પુલો લેવાને માટે ગાડી જોડાવી બહાર પડયાં, જ્યારે તે બંને સાળા બનેવી વાતે વળગ્યા. આથી તે બંને પીત્રાઇઓ એકલી પડી ત્યારે ડ્રાઇંગ રૂમમાં બેસી વરસો દરમ્યાન તેઓ વચ્ચે શું શું બનાવો બન્યા હતા, તે એકમેકને દરશાવવા લાગ્યા.

આવી રીતે બે ત્રણ કલાક ગબડી ગયા. ડોબસન પણ બાવરચીખાનામાં નોકરો સાથે બેસી ગપાં ઉડાવતી હતી, તેટલાં એક મુસાફરીની ગાડી ધસારાબંધ દુરથી ખેંચાઇ આવતી તેના કાને સંભળાઇ, અને હજી તો તેણી બારીએ જોવા જાય, તેટલાં તે ગાડી તે રેકટરીના દરવાજા આગળ થોભી, અને અંદરથી એક જવાંન એકંજ કુદકે ધસારાબંધ ગાડીમાંથી બાહાર પડયો.

"અરે! આ તો મી૦ ડરહેમ છે! શું હું ખરી નથી ત્રેવર્સ?" તેણીએ તે જવાંનને જોઇ એક અજાયબીના આચકાથી ચોંકી પુછ્યું.

તેને પણ બારી બહાર ડોકું કાઢયું, અને જોયું. "હું તો મી૦ ચેઝ સિવાયે કોઈ પણ બીજા આસામીને દરવાજા આગળ જોઈ શકતો નથી !" તેણે જવાબ વાળ્યો

"ત્યાં, ત્યાં જો પેલો ગ્રહસ્થ, હયાં આપણા ઘર તરફ ચાલી આવેચ તે. ખચીત તેવણ મી૦ ડરહેમજ છે."

"ખાલી ફોકટનું માથું નાં ખા. ડાબસન, હું કહુંચ કે એ તો મી૦ ચેઝ છે." તે બાબરચી ગુસ્સાથી ચીરડાઈ ઉઠયો,

"પણ હું એમ પુછું કે એ જવાન હયાં શા માટે આવેચ?" ડાબસને જાણુવા માંગ્યુ.

"હયાં શા માટે આવેચ ? કાય, નહી કાંય આવે ? એવણ તો મારી મીસી-બાબા મરાયાનો અદરાયલો ભરથાર છે." તેને કાંઇ અજાયેબીથી કહ્યું.

"ઓ ! ખુદા મારી મદદે આવે !" ડાબસન તે જે કાંઈ બોલ્યો હતો, તે સમજતાં ચોંકીને પુકારી ઉઠી. "શુ ત્રેવર્સ, તુ એમ તો નથી કહેવા માગતોની કે આ શખસ મીસ રેમર સાથ પરણુનાર છે?"

અને ભેજામાં વારૂ આવતાં તેનો જવાબ વટીક સાંભળ્યા વગર તેણી રૂસ્બર ત્યાથી દોડી, અને બ્રેકફાસ્ટ રૂમમાંજ તેણીએ મી૦ ચેઝનો સામી થઈ હાથ પકડી અટકાવ્યો, તે ઓરડાને બે દરવાજા હતા, કે જેમાનો એક આગલા રૂમને લાગતો હતો. જ્યારે બીજો ડાઈનીંગ રૂમ સાથ જોડાયેલો હતો, કે જેમાં મી૦ ગ્લાઇન અને ડો૦ રેમર ટાહેલ્લા ચલાવતા હતાં. તે ઓરડાનીજ બાંધણી એવી હતી, કે ત્યા જેબી કાંઇ વાતચીત થતી, તે સઘળી બીજા ઓરડાઓમાં પરગટ સમજાતી હતી.

"અરે —કોણ—તું ડાબસન?" જેવો તેણીનો હાથ તેના પર પડયો કે તે ચોંકીને 'લગાર ફીકો પડતાં પુકાર્યો. "અરે ! તું હયાં કેમ આવી લાગી !"

"કદાચ એક કીરેસ્તાની બગ્ડતથીજ માસ્ટર." તેણીએ નેણ જમાવી પુછ્યુ. "ઉલટું મારે તમને પુછવુ જોઇયે, કે તમે શું માટે હયાં આવ્યા છે, " કે જ્યારે મી૦ ડરહેમ તમને તો મહીનાઓ અગાઉથી મીસ ગ્લાઇન સાથ સંબંધ રાખવો હતો."

"અરે, ડાબસન, એટલુ મોટેથી ના બોલ, તારો સાદ કદાચ આસપાસ સંભળાસે. એ તો બધું અગાઉના વખતમાં થયુ હતું, અને હવે તો સદાનેજ માટે દતાયુ છે"

"એ બધી તમે દાહીદારી અસલવારેની વાત, ગઇ ને નટી ગઇ કરો છો. સાહેબ તે મારે માટે હશે પણ તેણીને માટે તો નહીજ." તેણીએ ગુસ્સાથી તરારો કર્યો. "તમે બરાબર જાણોચ કે તેણીનો પ્યાર તમે મેળવ્યો હતો. અને ખુદાને બાર કસમ નોંધાવ્યા હતા કે તમે તેણીને પરણશો. અને હજી પણ તેણીનેજ પરણવું પડશે."

"અરે પણ ગાંડી. એમ કાંઈ બને ! ત્યારે તો હું એક નાદાન બેદરકાર છોકરો

હતો. અને તે વખતે જે કાંઈ ગાંડુ ઘેલું બોલાયું હોય, તેનો કાંઇ હવડાં દંડ લેવાનો છે? હું મીસ ગ્લાઇનને માટે દીલગીર છુ, પણ મારો કાંઈ ચારો નથી. મારો હાથ છોડ, ડોબસન"

"જ્યાં સુધી મને તમે તેણીના માટે કાંઇ પણ કરવાની ખાતરી આપો નહી, ત્યાં સુધી તો હું તમને છોડીશ નહી."

"હું તને કઇ પણ આશા આપી શકતો નથી બાઇ, માટે તું મારો પીછો છોડ." અને એટલું કહેતાં તે તેણીનો હાથ છોડવવા લાગ્યો, પણ સામું તેણીએ વધુ મજબુતીથી પકડયો,

"હવે ફક્ત એકજ રસ્તો બાકી છે સાહેબ, અને તે લગ્ન છે. તમારે તમારૂ વચન પાળવું પડશે અને તેણીને પરણવુંજ પડશે."

"છટ, છટ, એવી ગાંડી ઘેલી બકવાટ છોડી દે ને મારો હાથ છોડ, નહીતો મને સખતી વાપરવી પડશે." તેને ગુસ્સાથી બુમ પાડી.

"મેં સાંભળ્યુગ્ર કે તમો મીસ ગ્લાઈનની કઝીન મીસ મરાયા સાથ પરણનાર છો?"

"તેણીની કઝીન!" તે ફક્ત એટલુંજ હેરતથી પૂકાર્યો.

"હા, તેણીની પોતાની પીત્રાઇ બહેન, અને હવે સાહેબ, જો હજુબી તમે તમારી જીદ ચાલુજ રાખશો, તો હુ કસમથી કહુગ્ર, કે હું એ લગ્ન અટકાવીશ. તમારે મીસ લેવેન્યાનેજ પરણવું પડશે, બીજા કોઈનેજ નહી."

"એ તો તદ્દન વાહીઆત વાત છે. એમ કદીબી બનશેજ નહી." તેને અહંકારથી કહ્યું. "મીસ ગ્લાઈન મારી ધણીઆણી થવા લાયકજ નથી."

ડોબસન જરા વિચારમાં પડી, કે મી૦ ચેઝ એક બેન્ક નોટ ગજવામાંથી કાઢી તેણીના હાથમાં ઠેસવી, અને બાબપર દોડયો. સુરજ અસ્ત પામી ચુકયો હતો અને સાંજના આછા અજવાળામાં તેને ગ્લાઇનને ઓરડામાં જોઈ નહી, પણ સીધોજ હરખભેર મરાયા આગળ ધસ્યો.

પણ તેને ઓળખવાને માટે લેવેન્યાની તો એકજ નજર પુરતી હતી. તેણીએ તેને લયો, અને જાણે તેણીની સઘળી હીમત અને જુસ્સો તેણીને છોડી જતાં હોય તેમજ લાગ્યું. ઘુમતાં મગજે તેણી તેના તરફ દોડી, અને ખુશાલી અને દુખની એક લેગી ચીસે તેણી તેના પગ આગળ પડી, અને તેના પગોને ઘણીજ મજબુતાઇથી વળગી પડી.

"ઓ આર્થર! મારા પ્યાર! મારા વચનથી બંધાયલા ભરથાર! હુ તો ધારતી હતી, કે તમો કદીબી પાછા આવશોજ નહી. ઓ! મને તમે આટલો વખત શા માટે ભયંકર નીરાશીમાં સબડતી કરી હતી?"

"અરે આ શું ગરબડગોટો છે?" મીસીસ રેમર આ જોઈ ધ્રુજતા હોઠોથી

ેમ તેમ બોલી. "શું લેવેન્યા, ત્યારે તને આ ગ્રહસ્થ અજાણ્યા નથી ?"

"ઓ આરથર! ડીઅરેસ્ટ! તું એ લોકને સમજાવની, આપરી વાત" તેણીએ લાલાવાલા કર્યા "તું કહે એ લોકને કે આપણે કાંઇ અજાણ્યા નથી. ઓ ખુદા!, હવે હું કેવુ ઇચ્છું છું કે આપણા હમેશ એકમેકથી અજાણજ હતે!"

હયાં મી૦ ચેઝ કાંઇ ભાગો તુટો ખુલ્લાસો કરતા ગયો, પણ તેટલાં મી૦ ગ્લાઇન ઓરડામા દાખલ થયા અને સીધા મી૦ ચેઝ આગળ જઇ ઉભા.

"મી૦ ચેઝ—જો એજ તમારૂં નામ હોય તો—અને પૂછવાની રજા છે, કે તમો અને એક ચોક્કસ માણસ વચ્ચે બ્રેકફાસ્ટ રૂમમાં જે વાતચીત થઇ તે મીસ ગ્લાઇનનેજ લગતી હતી?"

"અને અલબતાં, તેણીનેજ લગતી એ વાત હતી એમ એ બરાબર જાણે છે." પાછળથી ડોબસને ધસી આવતાં કહયુ. "જોઉ હવે તમારામાં હીમત હોય તો ના કહો મી૦ ડરહેમ ?"

"હુ આ જુવાન બાનુને બે વરસની વાત પર મળ્યો હતો, અને હમો વચ્ચે દોસ્તી બધાતા નાદાનપણે કાંઇક બચ્ચાં સહી ઘેલાં ચેડાં થયાં હતાં. એટલુજ, બાકી બીજું કાંઇ નહી." તેને ધ્રુજતા હોઠોએ ભાંગોતુટો બચાવ કર્યો.

"જુઠા!" ડોબસને તરારો કર્યો. "તમો ટોકો સઘળા સમજો મારા મહેરબાનો કે હું એના મોઢા પર ખરૂંખરૂં કહુચ કે એને મારી નાની શેઠાણીનો પ્યાર અને ભરૂસો મેળવ્યો, અને દરેક પવીત્રમાં પવીત્ર ચીજોના કસમ ખાઇ એને તેણીને પરણવાનુ વચન આપ્યુ હતું અને તેણીએ બધુજ ખરૂં માન્યું. ત્યાર પછી એને પાછું મોઢુ દેખાડયુંજ નહી, તેથી તેણી આટલી દુ:ખી અને અસુખી-બની છે; તે વખતે એ સખશ કાંઇ મી૦ ચેઝને નામે ઓળખાતો ન હતો, પણ પોતાનું નામ ડરહેમ જણાવતો હતો."

ત્યાં એક ભયંકાર ચુપકીદી ફેલાઇ લેવેન્યા હજી પણ આરથરના પગ આગળજ પડી હતી, જ્યારે તે એટલો તો શરમ અને ગભરાતથી ઉસ્કેરાઇ ગયો હતો, કે હવડા ધરતી ફાટી તેને સમાવી દેવાને જગા કરી આપે તો તે ખુશીથી ગરક જાય. હવે ડો૦ રેમરની લવાની વારી આવી. તેને લેવેન્યા તરફ આગળી કરી પૂછ્યું. "સાહેબ તમે આ જુવાન બાનુને પરણવાને તૈયાર છો?"

"અરે ખુદા! જાણે મારી પર દુન્યાજ ઉલટીચ કે કેમ?" તે અસુખી માણસ દુ:ખથી બરબડયો. "હું—"

"હવે એક પણ પ્રપચ ચાલશે નહી, સાહેબ." ડો૦ રેમર ગુસ્સાથી ડોળા કાઢતો બબાળ્યો. "હુ ફકત સીધો જવાબ માગુંચ!"

"હુ તેહીને પરણી શકતો નથી." તે અભાગ્યો જવાન કપારી ખાતા તે પગ આગળથી ખસી જતાં બોલ્યો. "મારે કોઇ પણ છોકરી સાથ પરણવું નથી, સીવાય એક, કે જેણી મારી વ્હાલામાં વ્હાલી ભાગ્યણ થનાર છે"

"અને તે તો હવે કોઈ કાલે પણ બનશે નહી" તે પાદરીએ ગુસ્સાથી પગ ઠોકતાં જવાબ વાળ્યો.

તેટલાં એકાએક કોઈને મરાયાની યાદ થઈ, અને પાછળ ફરી જોતાં, તેણી હસ્તી માલમ પડી. ને હસ્યું કે જે એક મેડ માણસના હસ્વા જેવું કઠોરપણું દેખાડતું હતું. પેલોજ હાર જે તેણીએ પોતાના હાથમા પકડયો હતો, તે તેણીના જોરના દબાણથી કરી કચડાઇ ભચડાઇ ગયો હતો, તેણીના ચેહરાએ ગુલાબોનો રંગ તજી દઈ આરસપાની પત્થરનો રંગ પકડયો, અને એ સઘળા દેખાવે ત્યાંના દરેક જણું ધાસ્તીથી ચોંકયા.

તેણીની માતા વ્હાલથી વીલી પડેલી તેણી તરફ ધસી, અને પૂછ્યું. પણ તેની કોઈને પણ ઓળખતી હોય અથવા સાંભળતી હોય એવું લાગ્યું નહી. મી૦ ચેઝ પણ તેણીની તરફ ધસ્યો, અને તેણીને વ્હાલથી કાંઈક બોલાવવાની કોશેશ કરી, પણ સઘળું વ્યર્થ હતું. તેને પણ તેણીએ ઓળખ્યો નહી, એટલો બધો તેણીની આંખે બેસુધ્ધીનો પરદો ફરી વળ્યો હતો.

તરતજ તેણીને તેણીના ઓરડામાં લઇ જવામાં આવી, અને ડોકટરોને બોલાવવામાં આવ્યા. એમ દહાડાઓ પસાર થવા લાગ્યા અને આસ્તે આસ્તે તેણીના શરીરમાં જે ફેરફારો થયા હતા, તે સુધરતા ગયા, પણ અતી દીલગીરીભર્યું એ હતું કે તેણીએ પોતાની સઘળી હોંશીઆરી અને અક્કલ ખોઈ દીધી હતી.

તેણીને પછી તરતજ ખાનગી દીવાનશાળામાં ખસેડવામાં આવી, કે જ્યાં વાંચનાર તમો પહેલાં પ્રકરણમાં જોઈ ગયા છો. તેણી કદી પણ તોફાની થતી નહી. પણ શાંત રીતેજ વર્તતી. હજી પણ તેણીને એજ ખ્યાલ હતો, કે તેણી પરણવા જતી હતી, અને તેથી તેણીને હંમેશ તેજ ડ્રેસમાં સજ થતી કડકડતી ઠંડીમાં વટીક તેણીને સુફેદ ડ્રેસ પેરાવવો પડતો, પણ જો કોઈ તેણીની મરજી ફેરવવાને કોશેષ કરતું, તો તરતજ તેણી દુઃખથી તોફાની બનતી, અને તેણીને શાંત કરવી ભારી પડતી.

તેણીનું આખા દિવસનું કામ ફકત હાર બનાવ્યા કરવાનું હતું, કારણ જે અભાગણી રાતે તે બનાવ બન્યો હતો, ત્યારે તેણીના હાથમાં જે હાર હતો. તેનો સાબુત છાપ તેણીના મગજ ઉપર પડયો હતો. ઉનાળામાં તેઓ તેણીને સુંદર તાજા ફુલોથી નવાજતાં જ્યારે ઠંડીમાં તેણીને બનાવટી નકલી ફુલો પણ આપવાંજ પડતાં. જેવી તેણી તે હાર પુરો કરવા માગતી કે કોઈપણ છુપીથી તે હાર કાપી કહાડતું, અને ધકમાને ધકમા તે પાછો ગુંઠની. એવી રીતે આખો દિવસ તેણી પસાર કરતી.

ગરીબ બિચારા તેણીના મા બાપ, તેઓનું દુખ તેણીથી પણ વધુ હતું. તેણી

તેઓનું એક પુરૂં બચ્ચું હતું, અને તેજ વ્હાલા ચેરાગને. આ ફેજ જોઈ તેઓના દુખની સીમાજ ન હતી, આવીજ રીતે બે વર્ષ પસાર થઈ ગયાં, પણ તેણીનો કાંઇ પણ હાલ સુધર્યો નહી. અને તે બરાપામાજ તેની વ્હાલી માતાએ આ ફાની દુન્યાનો ત્યાગ કર્યો.

લેવેન્યા ગ્લાઇન માટે થોડુંજ કહેવાનું છે. અને તે પણ કાંઈ ખુશ કરવા જેવુ નહી. તેણી પોતાના માબાપનું ઘર છોડી ગઇ છે, એવુ સાંભળવામાં આવ્યું છે. તેની પોતા માટે એટલી બેદરકાર બની હતી, કે તેણી કેવી જીંદગીએ જીવતી હતી, તેનું પણ તેણીને ભાન ન હતુ, અને લોકો તરેહવાર ખરાબ બોલો તેણીને માટે બોલતાં.

અને ત્યારે આરથર ચેઝનું શું થયું હતું ? તેને એક સન્યાસીનોજ અવતાર લીધો. તે તરતજ તે બનાવ પછી કલોસફર્ડ છોડી ગયો; અને પોતાનો કાકા સાથ ડરહેમ પાર્કમાં જઇ વસ્યો. તેને પોતાની જવાન જીંદગીજ બરબાદ કરી નાખી, અને તે ઘડીને કે જે ઘડીએ તેને શસેક્ષમાં પગ મુકયો હતો. તેને હજારો શ્રાપ દેવા લાગ્યો. થોડા વખત પછી તેનો કાકો મરણ પામ્યો અને હવે તે મબલખ દોલતનો ધણી થવા પામ્યો હતો. પણ હવે તે દોલત તેને શું કામની હતી! પણ નહી તેણે તેનો સારોજ ઉપયોગ કર્યો. કોઇબી ગરજવંતુ તેને બારણેથી ખાલી હાથે તો જતુંજ નહી. તેને છુપે નામની સખાવતે હજારો ગરજવતની ગરજ સારી હતી. તેને ગરીબોને માટે ઘણીક બીલડીંગો બંધાવી હતી, કે જેમાની એક મુખ્ય ધ્યાન. સઘળાંનુ ખેચતી હતી, તે એક ખાનગી દીવાનશાલા હતી કે જે મરાયાની યાદમાં ખાસ તેનાજ જેવાં દુખીઓને માટે બંધાવી હતી. તેના ભવ્ય દરવાજાને મથાળે નીચલી લાઈનો કોતરેલી હતી.

"ઓ જુવાન્યા! તારી જુવાનીનો વખત તારા અંતઃકરણ પ્રમાણે અને તારી નજરમાં ઠીક લાગે તેમ આનંદ અને મોજ મજાહમાં પસાર કરજે, પણ યાદ રાખજે કે ભવિષ્યમાં તારી માઠી કરણીના ફળ એકવાર ચાખવા પડશે, કે જે તારી જીંદગીને ધુળ સમાન બનાવશે."

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ મુના કાવસશાહ ફરશીની.

## પ્રકરણ ૧૯ મું.

### બેહેનની શીખામણ.

આખરે તે મગરૂર છોકરી, ખોરશેદ દાદી દુબાશે તેણીને ખરાં જીગરથી ચાહનાર એડી કાંગાને પોતાનો છેલ્લો જવાબ કહી, દુ ખી કીધો. આહા ! પૈસા-પૈસા ! પ્યાર કરતાં પૈસાને અધીક ગણી, તેણીએ જાણી જોઈ પોતાના સુખનો નાશ કીધો.

અરેરે ? જો તેણી જાણતે કે ભવિષ્યમાં એજ પૈસા ખાતર તેણી કેવી દુઃખી થનાર હતી, તો પોતાના બાપ અને ફુઈની મરજીને તાબે થવા અગાઉ તેણી લાખ વાર વિચાર કરતે.

અને એમ કરતાં બોલ્લ બોલતામાં છ માસ વીટી ગીયા અને ઠેરવેલા લગનનો દિવસણી નજીક આવતો ગીયો કે જે અરસામાં તે ભલો જવાન, ચુપકીદી અખત્યાર કરી પોતાનું નેમી રાખેલું કાંમ મુગે મોઢ કર્યો ગયો.

અરે અરે ! અગાઉનો તે ખુશ મીજાજી રંગીલો જવાન ક્યાં અને હમણાંનો એકાંત સોધતો કુજરો એડી કયા ? ગરીબ બાપડો તે જવાન ! તેના પ્યારની નાસીપાસીએ તેને તમામ ફેરવી નાખ્યો—બસ કહો કે આ છ માસના અરસામાં માયાલુ રંગીલો એડી કાગા એક કુજરા મીજાજી જવાનમાં ફેરવાઈ ગયો. સઘલાં તેની આચ બદલાયલી ચાલથી હેરત રહયા.

ફક્કત એક જણ, તેની આ મોટી નાસીપાસીનું કારણ સમજી શકતું હતું.

પણ અરે ! તે કયાં એખલો દુઃખી હતો ! ખુદ તે ધનાધય શેઠયાને પરણુવા નીકલેલી છોકરી પોતે કયા સુખી હતી ?

અભાગની ખોરશેદ, હેડસમ એડી કાંગાનો વિચાર તેણી કેમે કરતા મગજમાથી કહાડી શકતી હતી નહિ. અગાઉની તે કુદકા ભુસકા મારતી પોતાની એડી

રીતભાતથી દરેકને બેજારી આપતી, તે છોકરીમાં અને આજની શાંત સ્વભાવની, નરમ રીતભાતની ખોરશેદમાં ઘણો ફરક હતો. અગાઉની માફક તેણી હવે દમક દમક, મોટર કે ગાડી જોડાવી, વગર અર્થની ખરીદીએ જઈ, જરને કે દીનબાઈ ફુઇને સાથે ઘસડવાની તસ્દી આપતી નહી કે ત્રણ ત્રણ ચચ્ચાર ફાંડયા એકી વખતે ફુદાવી ફુઇજી માયનો જીવ કચવાવતી નહી. હવે, સર જેહાંગીર સાથ અદશાયા પછી તેણી ઘણીજ ગંભીર અને કુંજરી થઈ ગઈ હતી, એવી કે સઘલી મોજ મજાહ હવે તેણીને અકારી પડતી હતી.

તે લગનનો દિવસ જેમ નજીક આવતો ગીયો તેમ ખોરશેદનું લોભી જીગર નાહિમત બનતુ ગયુ.

તે મેહેલ પરોણાઓની હાજરીથી ગાજીવાજી રહયો હતો. રંગ રાગ, રમત ગમતથી તે મોટો બંગલો ગોયા ધુજી પડતો હતો. આય નાની લાડકી દીકરીનાં લગનને પુર ફતેહમંદીથી પાર પારવાને પૈસો પાપરી પેરે ખરચાતો હતો આ લખોપતિ શેઠયાને ત્યાંના લગન દરેકને મોઢે દહાડાઓ બલકે મહિનાઓ અગાઉથી ચવઈ ખવઇ ગયાં હતાં, ફેશનેબલ દુન્યામાં તો ગોયા હરીફાઇજ ચાલી રહી હતી. દરેક જણ. તે સુખી દિવસની કાગને ડોલે રાહા જોતુ હતુ અને અંતે તે દિવસબી નજીક આવી લાગ્યો.

સર જેહાંગીરે પોતાની ભવિષ્યની મોહોરદારને આંખને આંજી નાખતાં તરેહવાર કીમતી ઝવેરાતોથી દાટી દીધી તેણીપર કીમતી ભેટોનો તો જાણે વરસાદજ વરસવા લાગ્યો.

અરેરે! તે ૯તાં, આ સઘલું છતાં, આ લક્ષાપતિ બાપની લાડકી દીકરી અને એક કરોડપતીની થનારી ધણીઆણીના હાલ તો જોવો.

પોતાના સોભાયમાન ઓરડામાં ગાલે ગલેફો દઇ ઉંડા વિચારમાં એક મખમલી સોફા પર અરડાઇ પડેલી તે મધુર છોકરી તરફ વાચનાર તાહરી નજર ફેરવ.

બે દિવસમાં તો તેણી પોતાનું બાપીકું વ્હાલુ ઘેર, શેહેર, દોસ્ત આસનાવ, અને તે વ્હાલા જવાનનેબી છોડી કોણ જાણે તેણી તે અનગમતા ધણી સાથે કયાંબી જનાર હતી? હવે પછીની તે ઘણી ગાથની ભવિષ્યની પ્યાર વિનાની અનગમતી જીંદગીનો આય એકજ ભયભીત ખ્યાલ, તેણીનું મગજ ચેરવી નાખતો હતો. એક ઉંડો છુપો નિસાસો આ વિચાર આવતાંજ વારંવાર તેણીના મુખમાંથી નીકલી પડતો હતો.

એકાએક, પછવાડેથી, તે છોકરીના નાજુક માથાંપર નરમ હાથ આવી પડયો.

"જર!" ખોરશેદે અજાયબીથી બુમ પાડી.

"હા ખોરશેદ હુંજ છેવુ" અને ખોરશેદનાં કપાળ પર એક કીસ લઇ તેણી તેની પાસેજ બેસી ગઇ.

"તું એટલી લેટ કાંઇ આવી, જર!" એક ઉડતી નજર તેણી પર નાખનાં ખોરશેદે સવાલ કીધો.

"બરજોરને કંઈ કામ નીકળી આવ્યાથી હમે અટકી પડયાં. પણ ખોરશેદ તું એટલી ઉદાશ કાંય?" આય પહેલીજ વખત જરે ખોરશેદનાં ચેહેરામાં ધારી ધારીને જોયું.

"ઉદાસ!" અને એક તુચ્છકારનું હસવું તેણી હસી પડી. મોટી બેહેને, અજાયબીથી પાછુ એક પલ તે છોકરીનું મોંહો ટીકયું. શું આજે ખરેખર તેણી ગંભીર હતી? આટલો પૈસો અને પદવીવાલો ધણી મલ્યા છતાં આય છોકરી શું દુઃખી હતી? એક પળ તેણીની નજર નાનકડી ટેબલપર વીખરઇ પડેલા તરેહવાર કીમતી જર ઝવેરાત પર પડતાંજ તે ખ્યાલ ઉડી ગયો.

"ઓ! કેવો સુંદર આય હીરાનો કીમતી નેકલેસ છે!" એક મખમલી બોક્ષ ઉઘાડતાં જરે તે કીમતી હાર વખાણથી ફેરવી ફેરવીને જોયો "એ તો જેહાંગીર તરફથી છે! કાલે તું એ પહેડસેની! તું જબરી નસીબવાલી છે, હું!

"નહિ!" તુચ્છકારથી તેણીએ પોતાનું નાનકડું માથુ ફફડાવ્યું, "માહરા હાથ, અને છુગરની ટીકીટ તરીકે એ તો ગણાય."

"તાહરી જેવી મરજી દીકરા" વડી બેહેને નાખતી કીધી. આય સુંદર નાની બેહેનના વિચીત્ર ફાંટાઓથી તેણી પુરેપુરી વાકેફ હતી. "હવે તાહરી બરોબરી કોઈબી કરી શકશે નહિ, ખતી!" જરે આગલ ચલાવ્યું "મે પરણ્યા પછી એ તાહરા વરની ઝાહોજલાલી વીષે ઘણું સમજેલું છે ને તે ઉપરથી કેહુંચ દીકરા, કે, તું જબરી નસીબવાલી છે.

ખોરશેદ ચુપજ બેસી રહી. તેણીના હોઠ ફીક્કા પડી ધ્રુજતા હતા.

"અને હવે માહરી વ્હાલી બેહેન, આપુને એખલાં મલવાની આય એકજ છેલ્લી તક છે. ખોરશેદ, આપણાં કંઈ મમા નથી કે તુને સારી શીખામણ દે, માટે તેવન બદલ તેમ કરવાની માહરી ફરજ છે"

"ખરેખર!" તેણીએ બેદરકારીથી રૂમાલ સાથ ચેડાં કાઢી જવાબ કર્યો "તુને આજે જેટલી ગમે તેટલી શીખામણો આપવાની છુટ છે. બોલની જરા, માહરા કાન ખુલ્લાજ છે."

"નહિ તું એવી રીતે ચેસ્ટા ના કર, ખતી" જરે ખુરશેદનાં કપાલપર વીખેરઈ પડેલાં કાલા ઝુલફાં ઉંચા કરતાં કાંઈક કચવઈને જવાબ કર્યો. "હું તાહરા કરતાં વડી છું અને એક બેહેન તરીકે તાહરાપર માહરૂં હેત ઘણું છે. સમજ દીકરી, આજે કંઇ આપરા મમા નથી." અને હયાં તેણીનો મુખમાંથી એક ઉંડો નીસાસો નીકલવા સાથ અવાજ વધુ ગંભીર થયો. "આપરાં મમાં નથી કે હું નચીંત બેસું અને બીજું એ કે હું પરણેલી હોવા સાથ તાહરા કરતાં બે વરસ વડી છું અને તેથી માટીડાઓને કેવી રીતે સંભાલી લેવા તેનો મને તાહરાં કરતાં વધારે અનુભવ છે."

"તુનેજ મળવાની મેં હમના ટગર કીધી ને જ્યારે ખુદાએ તુંને મોકલ્યો ત્યારે તો હું તુંને હયાંજ ગુડ—બાય ઇચ્છુંચ."

"ગુડ-બાય" તેણે કંઈ ઉદાસીત જવાબ કર્યો. 'પણ, આપરે ફરીથી મલીશું કેની?"

"નહિજ તો વરી!" તેણીએ જવાબ કર્યો. "તું ખોરશેદ દુબાશને કદી જોઇ શકશે નહિ. અલબત, તું લેડી જેહાંગીરને જોશે ખરો પણ તેણીને પહેલી કરતાં તદન બદલાયલી જોગે. ઠંડી, વધારે મગરૂર, બેદરકાર, તેણીએ શુ ખોઇયુંચ અને પોતા પાછળ જેવું મુકી આવીચ તેના પસ્તાવાથી ખવઇ જતા જીવે તું લેડી જેહાંગીરને અલબત જોશે અને તેથીજ હું તુંને હમણાં ગુડ-બાય કરૂંચ."

ઘણાક આસુઓ તેણે તે ખુશ્નુમાં મુંવાળાં ગાલોપરથી સરી પડતાં જોયાં અને એક પળ, તેણીને છાતીએ ચાપી દીલાસો દેવાની એક જોરાવર લાગણી તેનો પર ગાલેબ આવી, પણ નહિ, તે મન નક્કમ કરી ચુપ ઉભો.

"હું, ખોરશેદ દુબાશ તારાથી સદાની છુટી પડતી વખતે, તેં જે તેણી માટે કીધુંચ, અને જે સાચ્ચા હેતથી તેણીને ચાહીચ, તે માટે તાહરો ઘણો ઉપકાર માનુચ." ફરી પાછો તેણીનો કગળતો ધીમો અવાજ નીકળ્યો. "તું માહરો તદન સાચ્ચો ને ભલો દોસ્ત પુરવાર થયોચ. પણ અરે બેહી! તાહરી ભલાઇઓનો મેં જે રીતે બદલો આપ્યોચ તે યાદ કરી મને ના ધિક્કારતો! ખુદા ખાતર, મને બનતું માફ કરી મારો માયાથીજ વિચાર કરજે."

"તું એમ ના બોલ, ખોરશેદ." તે ભલો જવાન કગલી પડયો. "આય દુન્યામાં મને તાહરા સિવાય કોઇ પણ બીજું વધારે વ્હાલુ છેજ નહિ અને કદીગી રેહેશે નહિ. માહરાં તકદીરે તુંને માહરી નથી બનાવી તો શું થયું?" છાતીમાંથી નીકળી પડતું દુઃખનું એક ડચકું. તેણે અટકાવવાની કોશેશ કીધી, "પણ તુંને દુરથી તપાસવાની, તાહરાં સુખની એક ભાઇ દાખલ દુરથીજ કાળજી કરવાની માહરી મોટામા મોટી મોજ રેહેશે!"

"ખરેજ તાહરી પાસે એક ઘણુજ હાતમ દીલ છે, બેહી! સાહેબજી, માહરાં જીગર, આજ પછી ખરાં સુખની એકબી પળ મારે માટે આવશે નહિ." અને કંઈ નહિ સમજી શકાય એવી લાગણીને આધીન થઇ. તેણીનુ રોનકદાર માથું તેનાં ખભા પર ઝુમી પડયુ:

અરેરે: એક પળ તે બે વ્હાલા જીવો આજુબાજુની કંઇ પણ દરકાર વિનાં એકમેકને જોરથી વળગી રહ્યાં.

"બતી, ખુદા તુંને સુખી રાખે!" પોતાનાં ખભાં ઉપર ઝુમી પડેલું તેણીનું માથુ પોતાના બે હાથોમાં પકડી. તેણીના સફેદ કપાળપર પ્યારની એક છેલ્લી કીસ કરતાં તેણે પ્યારાં જીગરથી દુઆ ઇચ્છી.

(સાંધણ છે.)

